દેશ ભકત સ્વ. લાલાજી કૃત

# UNHAPPY INDIA.

નો

અનુવાદ

# દુઃખી હિંદ.



ગુણવંતરામ ધીરજરામ વ્યાસ

રમણલાલ છગનલાલ દલાલ બી. એ.

અનુવાદકો



વસંત પંચમિ–સંવત ૧૯૮૬

સુરત.







કિંમત રૂા. ૪–૮–૦

# પ્રસ્તાવના

સદ્દગત લાલાજીનું મુળ પુસ્તક 'Unhappy Incia' વાંચતાં તેનું ભાષાન્તર કરવાની જે નૈસર્ગિ સ્ફુરણા થઇ તેના પરિણામે સદ્દગત સાથે પત્રવ્યવહાર કરતાં, 'Servants' of Peopes Society' ના ફંડમાં અમુક ફાળો આપવાનું કબુલ કરી, તે આપતાં, તે પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવાનો સંપૂર્ણ હક, અમને આપ્યો, તે બદલ તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. કોઇપણ પુસ્તકનું ભાષાંતર કરવું અને તેમાં પણ સ્વ. લાલાજી જેવા પ્રખર રાજનીતિજ્ઞ લેખકના પુસ્તકનું ભાષાન્તર કરવું જેટલું સહેલું કલ્પિ શકાય તેટલું સહેલું ન હોઇ શકે. પરંતુ યથામતિ, યથાશકિત તેનું ભાષાન્તર કરી જનતા આગળ રજુ કરતાં, આદ્ય કવિ કાલીદાસે કહ્યું છે તેમ '**आपरितोषाद् विदुषां...**' અમને પણ સંકોચ થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું ન કહી શકાય.

આ પુસ્તકમાં સ્વ. લાલાજીએ અમેરીકાની લેખીકા, મીસ કેથે-રાઇન મેયોનેજ જવાબ આપ્યો છે એટલુંજ નથી; પણ રાજનીતિનું જે દિગ્દર્શન તથા પુર્વના કાળમાં ભારત વર્ષની શું સ્થીતિ હતી, તેમજ નૈતિક, ઔદ્યોગિક તથા વિદ્યા વિષયક, વિષયોમાં આપણો દેશ કેટલો અને કેવો હતો તેનું લંબાણ વિવેચન કરેલું છે. સમયના પરિવર્તનને લીધે આજ હિંદ ગુલામી દશા ભોગવી રહ્યું છે, અને તેના એક એક વ્યાપારો લુપ્તપ્રાય: થઇ રહ્યા છે. પણ સ્વામી રામતીર્થે કહ્યું છે કે "Destinies of natlons are in the hands of God' તેમ પ્રભુ નિશ્ચે હિંદને સહાય થશે, અને હિંદ દુનિયા ભરના કહેવાતા સુધરેલા દેશોને ફરીથી કાંઇક નવા બોધ પાઠો શીખવશે એવી અમારી દ્રઢ માન્યતા છે.

આ પુસ્તકના પાના ૭૫ર સુધીનું ભાષાન્તર અમે કર્યું છે, અને ત્યાર પછીથી અમારા મિત્ર રા૦ રા૦ રમણલાલ છગનલાલ દલાલ બી. એ. એસ. ટી. સી. એ અથાગ શ્રમ ઉઠાવી ભાષાન્તરનું કામ પરિપુર્ણતાએ આણ્યું છે, તેનો ઉલ્લેખ કરવો અસ્થાને નહીં ગણાય. તેમજ દેશબંધુના આદ્ય તંત્રી, રા૦ રા૦ કંચનલાલ ચુનીલાલ ગાંધી એ, આર્થિક લાભનો સવાલ બાજુએ મુકીએ તો પણ, પોતાપર આવી પડેલી ઘણી મુશ્કેલીઓ છતાં, બને તેટલી ત્વરાથી પુસ્તક પરિ સમાપ્ત થાય ત્યાં સુધી છાપી આપી અમને જે સહાય કરી છે તેમનો આભાર માન્યા સિવાય અમો રહી શકતા નથી.

પુસ્તકમાં ઘણી ત્રુટિઓ રહી ગઇ હશે કારણ ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં અમારો આ પ્રથમ પ્રયાસ છે, તેમજ બીજાં પુસ્તકો જેટલાં આકર્ષક હોય છે તેટલું આકર્ષક આ પુસ્તક અમો પ્રગટ કરી શક્યા નથી, તે બદલ જનતાની અમો ક્ષમા ચાહીએ છીએ બીજી આવૃત્તિ જનતા આગળ સારા સ્વરૂપમા રજુ કરવની અમારી ઉમેદ પરમાત્મા પાર પાડે, એટલું લખી અને આવા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નજ હોય છે, એવી અમારી માન્યતા હોવા છતાં, આટલા શબ્દો લખી સ્વ. બાલાજીના સાહિત્યનો પ્રચાર કરવાની જીજ્ઞાસા સાથે અમો આ પુસ્તક જનતા સમક્ષ રજુ કરીએ છીએ.

વસંત પંચમી. સંવત ૧૯૮૬ | ગુણવંતરામ ધીરજરામ વ્યાસ
સુરત. | રમણલાલ છગનલાલ દલાલ

# અભીપ્રાય.

સ્વર્ગસ્થ દેશ સેવક લાલા લજપતરાયનું Unhappy India નો અનુવાદ ભાઇ શ્રી જી. ડી. વ્યાસે તથા દલાલે કર્યો છે અને તે "દુ:ખી હિંદ" પુસ્તકના આકારમાં છપાવ્યો છે. મજકુર પુસ્તકમાં ભારત ભૂમીમાં તેના હાલના બ્રીટીશ રાજ્ય કર્તાએ છેલ્લા દોઢશો વર્ષમાં કેવો વહિવટ કર્યો છે તેનો અનેક પુસ્તકોમાંથી દાખલાઓ તથા અવતરણો (Quotations) આપી આબેહુબ ચિતાર આપ્યો છે. તે ઇંગ્રેજી ભાષાથી અજ્ઞાત એવી પ્રજાએ વાંચવાની ખાસ જરૂર હતી. તે આ પુસ્તકે પુરી પાડી છે.

પણ વધારે મહત્વની બાબત તો એ છે કે અમેરીકન બાઇ માસ મેયોએ ભારત ભુમીના ગટરો ખોલી કેવળ અંહીનો કચરોજ જોયો છે, અને તેને હિંદની સાધારણ હાલત રૂપે ચિતરવાની કોશીશ કીધી છે. તેના જવાબ તરીકે જે પુસ્તકો ઇંગ્રેજી ભાષામાં પ્રગટ થયાં છે તેમાં સૌથી ઉત્તમ વિસ્તૃત અને સચોટ જવાબ રૂપે લાલાજીએ આ પુસ્તક છપાવી દેશની ભારે સેવા કરી છે. તે પણ ઇંગ્રેજી ભાષાથી અજ્ઞાન લોકોએ વાંચવાની ખાસ જરૂર છે. આ જરૂરીયાત ભાઇ શ્રી વ્યાસે અને દલાલે પૂરી પાડી છે. અનુવાદ ટુંકામાં છે. દરેક ગુજરાતીએ ભારત ભુમિ વીષે પરદેશમાં શું વાતો ચાલે છે તેનાથી જાણકાર રહેવું જરૂરનું છે. તેમાં ખાસ કરીને સ્ત્રી વર્ગે આ પુસ્તક જરૂર વાંચવું જોઇએ. ભાઇ શ્રી વ્યાસને અને દલાલને આ સાહસ બદલ ધન્યવાદ ઘટે છે.

લી॰

**એમ. કે. દીક્ષીત.**



૨૧૦ દેશભક્ત લાલા લજપતરાય

Lakshmi Art, Bombay, 8.

०

# અનુક્રમણિકા

॥ श्री ॥

ॐ तत्सत्-ॐ नमो श्री गणेशाय-श्री कृष्णाय।

# દુઃખી હિંદ.



**शरणं करवाणी कामदं चरणं ते वाणी चराचरोप जीव्यं।**
**करुणाम सृणैः कटाक्ष पातैः कुरु माम अंब कृतार्थ सार्थवाहम॥**

---

## [ઓળખ]

૧.

પર રાષ્ટ્રના ધુંસરાની અધીનતા એ એક પ્રજાઓના નાશનું સબળ કારણ છે............પ્રો. ઇ. એ. રોસ.

રાષ્ટ્રીય લક્ષ્યબિંદુથી કહીએ તો અન્ય દેશીય પ્રજાના તાબામાં રહેવા કરતાં વધારે દુઃખદ સ્થિતિ એકે નથી. સંગીનથી જોર કરી તેની અણી નીચે દબાવી રાખી રાજ કરનાર પારકા દેશની પ્રજાની સરખામણી આપણે આક્રમણ કરતા રાજાના સૈન્ય સાથે કરીએ, તો નિશ્ચય ખાત્રી થશે કે જે નુકસાન કુચ કરતા (હજારો) સનિકો નથી કરી શકતા, તેથી અધીકતર નુકસાન પરદેશીઓ કરી શકે છે. આક્રમણ કરનાર વાવાઝોડાની જેમ ઉચ્છેદ લુંટ અને સત્યાનાશ વાળી કાંતો પાછો ફરે છે, કાંતો તેજ દેશમાં રહી ત્યાંના લોકો સાથે એક રૂપ થઇ જાય છે. એલેકઝાંડર, મહમુદ ગીઝનવી, તૈમુર, ઝંધીસખાન, નાદિરશાહ અને અહમદશાહ અબદલી, એ પહેલી પંકતીના છે, જ્યારે ગ્રીકો, બાબર, સીથીઅનો અને હુણલોકો બીજી પંક્તિના છે, કે જેઓએ આર્યાવર્તમાં પોતાના વંશનાં બી ઉંડા રોપ્યાં છે. બંને સ્થિતિમાં પ્રજા અને દેશનું અપમાન, અધઃપતન અને આર્થીક ગેર લાભ તો

થાય છેજ, પણ બીજી પરિસ્થિતીમાં અંતે તેઓ એકરૂપ થઇ રહે છે, તેઓના ખુન સાથે ખુન મળે છે, તેઓના સંસ્કારોની આપ લે થાય છે, અને બંનેના મિશ્રણથી બંનેના એકત્રિત થએલા સંબંધથી નવી ઉન્નતિ સંભવે છે. આ સ્થિતિમાં પરદેશી રાજ્યનું દુઃખ એટલું તીક્ષ્ણ, એટલું મર્મ ભેદી, એટલું નુકસાનકારક, એટલું અપમાન ભરેલું નથી હોતું, કે જેટલું બીજા દેશની પ્રજાનું રાજ્ય તેના તમામ રાષ્ટ્રીય, આર્થિક, સાંગ્રામિક આશયોને અવલંબી ઠોકી બેસાડવામાં આવ્યું હોય. એક સર્વ સત્તાધીશ અગર રાજાની ઉદારતા અને મહાત્મ્યને ગુજારેલી અરજ કંઇક લાભ કરી શકે છે, પણ એક સમસ્ત પ્રજાને અગરતો પ્રજા સત્તાક તંત્રને ગુજારેલી અરજથી કશું વળતું નથી. એક પ્રજા ઉપર બીજી પ્રજા પ્રભુત્વથી ચાલતા તંત્રની નિર્દયતા અને નિષ્કંપ જેટલા સખત હોય છે, તેટલા બીજા કોઇ રાજ્યના હોતા નથી. પ્રજા સત્તાક રાજતંત્ર પોતાના દેશને માટે સારૂં હોઇ શકે, પણ તે તંત્રનું બીજી પ્રજા પર આધિપત્ય અતિશય દારૂણ, નાશકારક અને અત્યંત દુઃખદાયી નિવડે છે.

સામાજીક અને રાષ્ટ્રીય ગુન્હાઓની શિક્ષા રૂપે પરાધીન સ્થિતિ પ્રાપ્ત થાય છે. અને એ સ્થિતિ ક્રમશઃ વિપુલ અને દારૂણ થતી રહે છે. તેમજ પુનઃપ્રબંધ અને પુનઃપુર્વાવસ્થા પ્રાપ્ત કરવામાં સારી રીતે અટકાવરૂપ નિવડે છે. સામાજીક ગલતીઓ અને પાપોને ભાર પૂર્વક દર્શાવે છે—બહાર લાવે છે. ભૌતિક, કાયિક અને માનસિક દારિદ્રયના ઘોર સ્વરૂપ તરફ ઘસડી જાય છે. પ્રપંચ, હરામખોરી, સામ નીતિ અને કાયદાનો આશ્રય લઇ પ્રજામાં આવતી જાગૃતિને કાંતો દબાવી દેવામાં આવે છે, કાંતો રોકી રાખવામાં આવે છે, કે કાંતો લટકાવી મૂકવામાં આવે છે. સ્વાધીન પ્રજાને કાળામાં કાળો દોળ ચઢાવવો, અને તેની બદબોઇ તથા નિંદા કરવી, એ એક બાદશાહી રમતનો ભાગ છે. દુનિયાના બીજા દેશની મંજુરીઆત મળે તેટલા ખાતર તેમજ સ્વાધીન પ્રજાની સ્વતંત્રતા, મિલ્કત, અને જન્મ સિદ્ધ હકો

પર તરાપ મારવાનું ઠીક પડે, તે ઉદ્દેશથી તેવી પ્રજાની ગુલામી મનોદશા કાયમ રહે તેવા પ્રયત્નો સતત ચાલુ રાખવામાં આવે છે. ગોરી ચામડીનો બોજો એ તત્વ જ્ઞાનનું જનન એજ છે. સામ્રાજ્ય વાદીઓના માનસને એજ તત્વજ્ઞાન ઉત્તેજીત કરે છે. આવીજ સામગ્રીઓથી ખોખંડી બખ્તર તૈયાર કરવામાં આવે છે. અને પરાધીન પ્રજાને હાથમાં રમાડવામાં આવે છે. અને સ્વાતંત્રતાની ભાવનાઓ તેમને હાનીકારક ન નિવડે તે પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આવી રીતેજ બ્રિટને હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું છે, અને યુનાઇટેડ સ્ટેઇટ ઓફ અમેરિકા પણ એવાજ આશયોને અવલંબી ફીલીપાઇનનો કબજો લઇ હવે તે ખાલી કરવા તૈયાર નથી, બલ્કે ના પાડે છે.

સામ્રાજ્ય સ્થાપના આત્મસંમોહથી, સહી સલામતીને ખાતર, વ્યાપારી દ્રષ્ટિથી થોડા કાળની યોજના તરીકે શરૂ કરવામાં આવે છે. પણ પછીથી, અરે—તરતજ નિઃશંક જાણી બુઝીને સામ્રાજ્ય સ્થાપના કરાય છે. આવી રીતે સ્થપાયેલાં રાજ્યો પોતાના રાજ્યો સાથે જોડી દેવાય છે, કાયમનાં થાયે છે, અને તે પર રાજ્ય નિયંત્રણા કરાય છે. ઘણીવાર આવી રીતે લુચ્ચાઇથી સ્થપાયેલાં રાજ્યો તથા બળજબરાઇથી સત્તા નીચે દબાવી રાખવાની રીતથી સ્વાધીન પ્રજાની રાષ્ટ્રીય ભાવનાઓ જાગૃત થાય છે. આવું રાજકીય શાસન આર્થિક લુંટની ભાવના જાગૃત કરે છે. આર્થિક લુંટથી લોકોમાં પારાવાર દુઃખો ઉદ્‌ભવે છે, કે જેને અંતે નબળામાં નબળી પ્રજામાં પણ સ્વાતંત્રતાની ભાવના જાગૃત થાય છે. લોકો હિંસાત્મક કે અહિંસાત્મક બળવો કરવા તત્પર થાય છે. સરકાર આવી ભાવના સામે ટક્કર લેછે. પહેલાં તો તેને હસી કાઢે છે, તેના તરફ દુર્લક્ષ કરી તેને કાઢે છે. પાછીથી દમનનીતિ શરૂ કરે છે. ડંફાશીઆ અને છળભેદને છાજે એવા અખતરાઓ અમલમાં મૂકે છે, અને ઉગતી પ્રજાને મિત્ર—શત્રુની ગરજ સારે છે. આવી રીતનું દ્વંદ્વયુદ્ધ ચાલુ રહે છે. શાહીવાદમાં માનનારાઓના બે વિભાગો છે. (અ) દમનનીતિનો આશ્રય અને બીજું કાંઇ નહિ એમ

માનનારાઓ. (બ) ઉદાત્ત પક્ષ કે જેઓ સુપ્રતદાર (ટ્રસ્ટી) હોવાનો દાવો રજુ કરે છે. અને સ્વાધીન પ્રજાને તેની ખાત્રી આપવા મથે છે, તેમજ બહારની દુનિયાને દાખવે છે, કે પ્રજા પોતાનું તંત્ર ચલાવવાને લાયક નથી અને સુપ્રતદાર તરીકે તેવી પ્રજાના લાભ માટે તેમની હરહંમેશ જરૂર છે. કેટલીક સરતો આલેખાય છે, કે જે પુરી થયેથી સ્વાતંત્રતાનો ફાળો આપી શકાય. ખરૂં જોતાં એવી સરતો પૂરી નજ કરી શકાય એવા રૂપમાં યોજાય છે. પરિણામે એવી પરિસ્થિતિ ઉભી થાય છે, કે જેથી દુઃખી પ્રજા અને બહારની દુનિયા છેતરાઇ જાય છે. અજ્ઞાનતા, સામાજીક પવિત્રતા અને દૃઢતાનો અભાવ, દલીત કોમનું અસ્તિત્વ, અંતર્બહીઃ શુદ્ધ ચારિત્રનો અભાવ, હથિઆરો બનાવવાની અનાવડ, પોતાનો બચાવ કરવાની અશક્તિ, લસ્કરને મોખરે રહી તેને દોરવવાની શક્તિની હીનતા, વગેરે વગેરે કારણોને અવલંબી સ્વતંત્રતા નહિ આપવાના પુરાવાઓ રજુ થાય છે. સાથે સાથે ઉપર જણાવેલાં ખોટાં બહાનાઓ ખોટાં ન પડે, અને પ્રજા નાલાયકજ રહે (માથું ન ઉંચકે) તે વાત પર ઘણુંજ લક્ષ અપાય છે. સ્વાધીન પ્રજા ચારિત્રવાન નથી અને એક કોમ બીજી કોમ સાથે ન્યાયવૃત્તિથી વર્તી શકે તેમ નથી. તેના અભાવે રાજ પ્રકરણમાં તેઓ નાલાયક છે, એવી ઘોષણાઓ કરવામાં આવે છે. પોતાના ઇતિહાસમાં તેમજ બીજી પ્રજાઓના ઇતિહાસની વાત રાજ કરતી કોમ ભૂલી જાય છે. અને સ્વાતંત્ર્યને માટે જાગૃત થતી પ્રજાના અવરોધ માટે તેઓ પછાત છે, એમ જુસ્સાથી કહે છે. મોભે ચઢી રાજ કરતી કોમ કહે છે કે આ લોકોને ગુલામી મનોદશા, એદી, દારિદ્ર, અજ્ઞાનતા, ગંદવાડ, વ્યાધિ તેમજ દુઃખો બહુજ પસંદ છે. તેઓ સ્વતંત્રતાથી બીએ છે. અને જે કોમો સ્વાતંત્ર્યને માટે પોકાર કરે છે, તે કોમો સામે લોકોનો સખત વિરોધ છે, કારણ પછીથી પણ વ્યક્તિગત, અનિયંત્રત રાજ શાસનથી ચાલતી લુંટ સિવાય બીજી આશા તેઓને નથી. રાષ્ટ્રીય સ્વાધીનતાનો આજ શ્રાપ છે, કે ગુલામો સ્વરાજ અને

દેશોન્નાતના સિદ્ધાંતોની પણ બુજ લઇ શકતા નથી, અને સ્વતંત્તા મેળવી ગુલામીની બેડી તોડવાની મનોદશા પ્રાપ્ત કરી શકતા નથી. શાહીવાદની પ્રણાલિકાની આ મૂર્છના છે, સુસજ્જીત અને સુયુક્ત તર્કવાદની પરંપરા એટલે સુધી પહોંચે છે, કે પ્રજાને તે તરફ ઘૃણા ઉપજે છે, અને પ્રજા સ્વતંત્ર થઇ ગુલામીની બેડી તોડતાં ડરે છે. આવી કલુષિત સ્થિતિ વહ્યા કરે છે અને જુઠા તર્કવાદના પરિણામે બદલો વાળવાના ઇરાદાથી ચોતરફ આગ લાગે છે તેમજ ઇતિહાસમાં નવાં પ્રકરણો આલેખાય છે.

દરેક નિશાળીઓ જાણે છે કે યુરોપ યુગો સુધી ગુલામી અજ્ઞાનતા અને અસભ્યતામાં જકડાએલું હતું. યુરોપ—એટલે દુનિયાની ગોરી ચામડી. અમેરિકા સુદ્ધાં, કારણ અમેરિકા યુરોપનું બચ્ચુંજ છે ગોરી ચામડીવાળાઓએ એશિયાઇ ધર્મનું પ્રતિપાદન કરેલું છે. હુન્નર અને ઉદ્યોગોની નકલ ઇજીપ્તમાંથી કરી છે. પવિત્ર ચારિત્ર્યના પાઠો હિંદુસ્તાન અને પેલેસ્ટાઇન પાસેથી ઉછીના લીધા છે. આધુનિક દુનિયાની પ્રજામાં જે ચારિત્ર્યનો આવિર્ભાવ થાય છે, તે સઘળું પૌર્વાત્ય દેશોની બક્ષીસથીજ છે. કેટલાકોના કહેવા પ્રમાણે યુરોપ વાસીઓની નસોમાં એશિઆઇ ખુન વહે છે. ઇતિહાસના સાધારણ અભ્યાસીને ખબર છે, કે ફક્ત ત્રણ સૈકા પહેલાં આખા યુરોપ ઉપર એશિઆઇ સત્તાનો અમલ હતો. જીસસક્રાઇસ્ટ [:પહેલાંના અમલમાં એશિઆ પર જીત મેળવનાર ફકત એલેકઝાંડરજ હતો. તેની અસર એશિઆના થોડા ભાગ પરજ થઇ અને તે પણ થોડા વર્ષો માટે. એલેકઝાંડરના દરોડાનો બદલો હુણ લોકો, ઝંધીસખાન અને તૈમુર, તેમજ પાછળથી મૂર લોકોએ અને તુર્કોએ એશિઆ પર મેળવેલી જીતે સારો આપ્યો છે. સૈકાઓ સુધી રશીઆ, ટરકી, સીસીલી, સ્પેન, અને બાલ્કન પર એશિઆઇ પ્રજાનું પ્રભુત્વ હતું. એશિઆ પર યુરોપીય પ્રભુત્વ બે સૈકાઓ થયા હિંદુસ્તાનથી શરૂ થયું; અને પ્રભુ ઇચ્છા તો હિંદુસ્તાન સ્વતંત્ર થયેથી તેનો અંત આવશે. હિંદુસ્તાનની

રાષ્ટ્રીય ચેતનાની સામે તેથીજ દુનિયાની સત્તાનો એક સરખો વિરોધ છે, અને એજ ડરને અવલંબી સઘળી અપવિત્ર નિયંત્રણાઓ ઘડાય છે. વર્ણની પ્રતિસ્પર્ધીપણાની મુખ્ય ગ્રંથી હિંદુસ્તાનજ છે. હિંદુસ્તાનની સ્વતંત્રતા એટલે દુનિયાના વર્ણભેદનો અંત એ નક્કી છે. આ ઉપરથી સમજી શકાય છે, કે શા કારણથી મીસ કેથેરાઇન મેયોની "મધર ઇંડિઆ"ને ખુબ આવકાર પાશ્ચાત્ય પ્રજાએ આપ્યો.

એશિયાની કાળી, ભૂરી અગર પીળી ચામડી વિરૂદ્ધ મીસ મેયોની ધોળી ચામડીની આજ મનોદશા ! ! પૌર્વાત્ય પ્રજા પીડકોનું મુખ મીસ મેયો છે. પૂર્વ દેશવાસીઓની જાગૃતિથી યુરોપ અને અમેરિકા ભડકી ગયાં છે. આટલી પ્રાચીન, સ્વતંત્ર અને સંસ્કારી પ્રજા સામે આવા કારણથીજ બુદ્ધિપૂર્વક અયશસ્વી સુનિશ્ચિત, માનસિક વાતોન્માદનો આવિર્ભાવ થાય છે.

૨.

મીસ કેથેરાઇન મેયોની વંશ પરંપરા અમેરિકાના લબાડોમાં છે. તેણી વર્તમાનપત્રોની લેખીકા છે. તેની કલમ સ્વવિકલ્પ વાર્તાલાપ તથા મનસ્વી શાબ્દિક ભાવો રજુ કરવામાં નિષ્ણાત છે. એવાજ લેખો લખવાનું તેણે પ્રમાણપત્ર મેળવ્યું છે. રાજનીતિનું વિજ્ઞાન, માનસશાસ્ત્ર અને ઇતિહાસની અજ્ઞાનતાનો પરિચય, તેણીના લેખો, ઉપરટપકે વાંચનાર પણ તરતજ કરી શકે છે. જાતિ જાતિના નફા પાડવામાં તેણી એકકો છે. જ્યારે ફીલીપાઇનોને અમેરિકાએ આપેલા તેમના છુટાપણાના વચનને અનુસરીને તે મેળવવાવા તેમના બારણાં ફીલીપાઇનો તોડી પાડતા હતા, ત્યારે તેનું લેખીકા તરીકે પ્રથમ દર્શન 'ફીલીપાઇનોનું સંશોધન' એ નામના પુસ્તકથી થાય છે. એ પુસ્તકનું નામ 'ભયંકર ટાપુ' હતું. સુપ્રસિદ્ધ આંગ્લ ભાષાના વર્તમાન પત્રકાર અને તંત્રી મી૦ એસ૦ કે૦ રેટકલીફ કે જેઓ હાલ અમેરિકામાં ભાષણો અને છાંપાઓદ્વારા

પ્રખ્યાત છે, તેઓ મધર ઇંડિઆનું નિરૂપણ કરતાં અમેરિકાના ન્યુ રિપબ્લીક પત્રમાં નીચે પ્રમાણે કહે છેઃ—

"બે વર્ષ પહેલાં જ્યારે મેં મીસ કેથેરાઇન મેયોનું 'ભયંકર ટાપુ'નું પુસ્તક વાંચ્યું ત્યારેજ મને એમ ખાત્રી થયેલી કે તેણી હવે પછી હિંદુસ્તાન જશે, અને ફીલીપાઇનો માટે તેણે જે જે લખ્યું છે, તેવુંજ હિંદુસ્તાન માટે લખી પુસ્તક આકારે પ્રકટ કરશે. 'પ્રબળ ઘોષણા' પત્રના પૂર્વ પક્ષમાં તેણીએ જણાવેલું કે 'જો યુનાઇટેડ સ્ટેઇટસ ફીલીપાઇન ઉપર સખત રીતે પોતાનું રાજ તંત્ર નહિ ચલાવે તો ત્યાંના રાજ્યાપહારીઓ વકીલો અને જાગીરદારો ફીલીપાઇનોની જીવતાં ચામડાં ઉતારી નાંખશે."

અમને એમ માનવાને સબળ કારણ છે કે મીસ મેયોનું હિંદુસ્તાન આવવું સ્વેચ્છાએ થયું નહતું. સ્વાર્થલિપ્સુ આંગ્લવાસીઓએ તેણીને અહીં મોકલી હતી. તેઓને ખાત્રી હતી કે હિંદુસ્તાનમાં સ્વરાજની ભાવનાને આગળ ધપાવવા દેવામાં તેઓને દુઃખ થશે, અને ગજવા પર કાપ મૂકાશે. એતો ખુલ્લુંજ છે કે આ મત સિદ્ધ કરવાને અમારી પાસે ચોક્કસ પુરાવા ન હોઇ શકે. પણ મજબુત સવિસ્તાર આજુબાજુથી મળતા પુરાવાનો દુકાળ નથી. બ્રિટિશ સામ્રાજ્યની આબાદાની અને ભલું ઇચ્છનારા સદ્ગૃહસ્થોમાંના મી૦ લાયોનલ કર્ટિસ એક છે. ગ્રેટ બ્રિટનમાં રાઉંડ ટેબલ સંઘના તેઓ એક સભ્ય છે. આ સંઘ સામ્રાજ્યના વિષયમાં મર્મસ્પર્શી ભાગ લે છે, અને તે સંઘના સભ્યોનું કર્તવ્ય જુદા જુદા વિભાગોને એકત્રિત કરી તેઓને પરસ્પર સંગઠિત કરવાનું છે, જે રાજ્યને માટે તે સંઘ પગભર છે, તે 'રાષ્ટ્રોનું પ્રતિનિધિત્વ' એ નામથી ઓળખાય છે. તે એટલે તે સંસ્થાનો અને બ્રિટીશનો ઉદ્દેશ તે તે દેશજનો પર લુંટ ચલાવવાનો તથા રાજ્ય કરવાનો છે. ધીમે ધીમે હિંદુસ્તાનને સ્વરાજ આપવાની જે સુપ્રસિદ્ધ ઘોષણા અને વચનો આમની સભામાં

મી૦ મોન્ટેગ્યુએ ઇ૦ સ૦ ૧૯૧૭ના ઑગસ્ટ મહીનામાં આપ્યા, તે અરસામાં ઇ૦ સ૦ ૧૯૧૬–૧૭માં મી. કર્ટિસ હિંદુસ્તાન આવ્યા હતા. એ વચનને કેવી રીતે અમલમાં મૂકવું, તેની સ્થાનિક તપાસ અને અભ્યાસ કરવા માટે અને તેની ખબર પાર્લામેન્ટને કરવા મી૦ મોન્ટેગ્યુ હિંદુસ્તાન આવ્યા હતા. મી૦ લાયોનલ કર્ટિસ પણ તેવુંજ કંઇક કહેતા હતા. જ્યારે હિંદી પ્રધાને હિંદુસ્તાનને કંઇક આપવાનું નક્કી કર્યું, ત્યારે આ સંઘનું કર્તવ્ય જેમ બને તેમ ઓછું આપવામાં સમાએલું હતું અને તે પણ ભવિષ્યમાં તદન નકામું નિવડે તે પર વધારે લક્ષ આપવાનું કામ પણ એજ સંઘનું હતું. નોકરશાહીના હીંદુસ્તાનના એક પ્રાન્તના બે ઉંચી પાયરીના અફસરોની સાથે રહી મી૦ કર્ટિસે કાવત્રુ રચ્યું હતું. સામ્રાજ્યની વાહવાહ થાય, અને જે સાંકળોથી ગોરાએએ હિંદુસ્તાનને બાંધ્યું છે, તે વધારે મજબૂત બને એવું કંઇક ભાવિષ્ય ઘડવાનો, ઘડાવવાનો તથા સંસ્થાનોનો ગ્રેટ બ્રિટન સાથે કંઇ તેમાં અવાજ રહે, એવો કાવત્રાંખોરોનો ઉદ્દેશ હતો. ગંદા કાર્યક્રમથી ભરપુર એવો એક દસ્તાવેજ સારે નસીબે મી૦ ગાંધીને હાથ ચઢ્યો, અને તે તેણે પ્રકટ કર્યો, મી૦ કર્ટિસ નીચ કામ કરતાં પકડાયા, અને તે પત્ર ફક્ત 'મિત્રોને માટે' ખાનગી હતો, એમ તેમણે જાહેર કર્યું. મી૦ કર્ટિસ અને તેન નોકરશાહીના ગોઠીયાએ દ્વિગુણરાજ નિયંત્રણાના યોજક હતા. ઇ૦ સ૦ ૧૯૧૯ના મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડના સુધારાની યોજનાએ કલંકીત અને વિનાશકારક નિવડી છે તે ઉપર આપણે જોયું છે.

ઇ૦ સ૦ ૧૯૨૫ના ઑગસ્ટ મહીનામાં મિ૦ કર્ટિસ યુનાઇટેડ સ્ટેઇટસ ઑફ અમેરિકાના મેસાચ્યુસેટ પ્રાન્તમાં હતા. ત્યાં તેઓ મીસ મેયોને મળ્યા અને મીસ મેયોની લખેલી 'ભયંકર ટાપુ' નામની ચોપડીથી એટલા મુગ્ધ થયા, કે તે પુસ્તકની અંગ્રેજી આવૃત્તિનો ઉપોદ્ઘાત પણ પોતેજ લખી નાંખ્યો. તે ઉપોદ્ઘાતની ભાષા ઉપરથી આપણને એટલું તો તરતજ સમજાય છે કે, અગર જો કે તેણે તેણીને

હિંદુસ્તાનની ખર્ચાળ મુસાફરી માટે નાણાં તો ન આપ્યાં, પણ ફીલીપાઇન માટે તેણીએ જેમ પુસ્તક લખ્યું, તેમ હિંદુસ્તાનનાં જાઇ હિંદુઓ માટે તેણે તેવાજ ઇરાદાથી * અને તેવાજ લક્ષ્યબિંદુથી કંઇક લખવું આવશ્યક હતું, એમ સૂચવ્યું તે વાત સ્પષ્ટ જણાઇ આવે છે.

મી૦ કર્ટિસે તેમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"દુનિયાની બીજી પ્રજાઓ કરતાં બ્રિટીશ સરકાર નવાં સંસ્થાનો સ્થાપવા માટે વધારે જવાબદાર છે. સૈકાઓનો જુનો આપણો અનુભવ છે. (કેટલા સૈકાનો? કારણ એશિઆમાં બ્રિટીશ રાજ્ય આશરે બે સૈકા કરતાં વધારે વખતથી નથી.) આપણે બાળાઓના ભાવો તરફ દુર્લક્ષ રહી શકતા નથી. તેમાં પણ ચંચળ હૃદયવાળા પાશ્ચાત્ય યુવાન સત્તાધીશોના અનુભવ તરફતો નહિજ...હિંદુસ્તાન અગરતો સંસ્થાનોનો અડસટ્ટો કાઢતાં, કોઇપણ પ્રધાનની ફરજ છે કે તેણે અમેરિકનો અને ડચો અને ફીલીપાઇન અને જાવામાં કેમ વર્તે છે. તે હકીકત ખાસ કરી પાર્લામેન્ટ આગળ રજુ કરવી જોઇએ. ઇ૦ સ૦ ૧૯૧૭મા હિંદુસ્તાનમાં સ્વદેશી હીલચાલ મોટે ભાગે અમેરિકા સાથે ફીલીપાઇનોની હીલચાલનું અનુકરણ હતું. સર વિલિયમ મેયર તે પછીના વર્ષમાં જ્યારે નોકરી પરથી ફારેગ થયા, ત્યારે ફીલીપાઇનમા ગયા હતા. ત્યાં તેમણે જે જે જોયું, તેમજ અમેરિકા ત્યાં કેવી રીતે રાજ્ય ચલાવે છે, તેનો રીપોર્ટ પાર્લામેંટને આપ્યો હોય તો તે રીપોર્ટ હિંદી પ્રધાન તરફથી પ્રકટ કરવામાં આવ્યો નથી."

નીચેના ફકરાથી મી૦ કર્ટિસ ચોક્કસ બતાવી આપે છે, કે આ "ભયંકર ટાપુની" મીસ મેયોની ચોપડી વિલાયતમાં રાજકર્તાઓને હિંદુસ્તાનને ઉદ્દેશી ઘણી કીમતી અને મદદરૂપ નિવડે એવી છે. તેઓ કહે છે કેઃ—

"ઇસ્વી સન ૧૯૧૬ની અમેરિકાની કોંગ્રેસે પસાર કરેલા "જોન્સના કાયદા"એ ફીલીપાઇનોના નિયોજકગણને કાયદા ઘડનારી

સંસ્થા ઉપર સત્તા આપી, તોપણ નિર્વાહક સત્તા તો યુનાઇટેડ સ્ટેઇટસે નીમેલા ગવર્નર અને તેને અંગે અમેરિકાના અધ્યક્ષ-(પ્રેસિડેન્ટ) નેજ સોંપી. ઇ૦ સ૦ ૧૯૨૦માં હિંદુસ્તાનને જે સુધારાની લહાણી કરવામાં આવી તેમાં આવાંજ તત્વોનો સમાવેશ હતો, અને તેવા અખતરાઓનુંજ અનુકરણ કરાયું હતું. હિંદુસ્તાનની ખરી સ્થિતિ સમજાવવાનું સ્વનિયોજત કાર્ય જેના માથા પર હોય, અથવા જેણે માથે લીધું હોય, તેઓને તે કાર્ય બરાબર સમજાય, તેવા ઇરાદાથી જોન્સના કાયદાનો અભ્યાસ કરવાનું સૂચવું છું, તેમજ ઉચીત ધારું છું." અંગ્રેજી વાંચનારાઓને આ ચોપડી વાંચવા હું ભલામણ કરૂં છું, તે એવા ઇરદાથી કે તેઓ યોગ્ય તપાસ કરે.

મી૦ કર્ટિસને ખબર છે કે:—

"ઇ૦ સ૦ ૧૯૧૭ના જાહેરનામામાં જે નીતિ ક્રમ જણાવવામાં આવ્યો છે, તેની તુલના ઘટાડવામા મીસ મેયોનો પરિણામસૂચક હિસાબ અને અમેરિકાની ફીલીપાઇનોને સ્વરાજ આપવાની ત્વરાને લીધે જે પરિણામ આવ્યું તે ઠીક સહાય કરશે."

મીસ મેયો વાંધો ઉઠાવે છે, અને કહે છે કે તેણીએ "મધર ઇન્ડાયા" ફક્ત પોતાના જાતિ ભાઇઓ માટેજ લખી છે, પણ અમેરિકાની પ્રજાને સમસ્ત હિંદુ પ્રજાને હડધૂત કરનારી ચોપડીનું શું પ્રયોજન છે તે તેણી કહેતી નથી. 'ભયંકર ટાપુ' એ પુસ્તક હિંદુસ્તાનમાં રાજ કરતી પ્રજાને વાંચવાની અને તેનો ઉપયોગ કરવાની તેણીની ભલામણ એજ બતાવી આપે છે કે મીસ મેયોના કહેવામાં સત્ય નથી.

સામ્રાજ્યવાદીઓમાં એકકા રૂપ અને "ભયંકર ટાપુ"ની પ્રસિદ્ધ કર્તા મીસ મેયો અને મી૦ કર્ટીસ વચ્ચે ઇસ્વી સન ૧૯૨૫ના ઓગસ્ટ માસમાં વાટાઘાટ થયો આમ અમારૂં ચોકસ માનવું છે. અને ઇ૦ સ૦ ૧૯૨૫ના ઓકટોબર માસની શરૂઆતમાં મીસ મેયોએ

હિંદુસ્તાન આવતાં રસ્તામાં હિંદી પ્રધાનની (ઓફીસ) કચેરીની મુલાકાત લીધી. હિંદી પ્રધાનની કચેરીમા તેની ઓળખ કોણે કરાવી? ખરી વસ્તુસ્થિતિ જાણવાની ઇંતેજારી રાખનારને આ સવાલોના જવાબ ફક્ત મી૦ કર્ટિસજ આપવા ધારે તો આપી શકે. ગમે તેમ હોય, પણ મીસ મેયોએ ઇ૦ સ૦ ૧૯૨૫ના ઓક્ટોબર માસમાં હિંદી પ્રધાનની કચેરીની મુલાકાત લીધી હતી. હિંદી પ્રધાનની કચેરીના ભલા અને ભોળા માણસોએ તેણીને પૂછયું કે અમે તમારે માટે શું કરીએ, તે કહો. તેણીએ કહ્યું:—

"હું કહું તેજ માનવું. બીજું નહિ," એક વિદેશી અજાણ્યું માણસ હિંદુસ્તાનના ખુણા ખાંચરા શોધતું, નહિ કે પ્રાચીન શિલ્પકળા સમજવાને, નહિ કે તત્વવેત્તાઓને અગર કવિઓને મળવા, નહિ કે મોટો શિકાર કરવા, અને નહિ કે કોઇના મોકલવાથી આવે તો એ પુતળું ખરે વિચિત્રજ દેખાય. અને જો તેવું પુતળું સવાલો પુછવાનું વલણ અખત્યાર કરે, પછી તો કહેવું જ શું? "હું ફક્ત અમેરિકાની પ્રજા તરીકે મારા દેશને માટે કેટલીક સત્યાસત્ય વાત જાણવા જાઉં છું. હું નવરી રખડતી નથી. તેમજ રાજદ્વારી ખટપટ એ મારો ઉદ્દેશ નથી,"

તેણી પોતે કબુલ કરે છે, તે પરથી ખાત્રી થાય છે, કે હિંદી પ્રધાનની કચેરી તેણીને ઓળખાણ પત્રો આપવામાં ઢીલી ન હતી.

આમાં શંકાસ્પદ ધ્વનિ સમાએલો છે. પાછળથી તપાસ કરતાં કેટલીક બીના મારા જાણવામાં આવી છે, તે આ રહી. ઇ૦ સ૦ ૧૯૨૬ના શિઆળામાં મીસ મેયો હિંદી સરકારના એક અફસર તેમજ તેની પત્નિને ત્યાં દિલ્હીમાં પરોણા તરીકે હતી. વધારે નહિ તો એક સરકારી ગૃહમાં તો મહેમાન તરીકે તેણી હતીજ. સરકારના 'હોમ મેમ્બરે' લેજીસ્લેટિવ એસેમ્બલીમાં કબુલ કર્યું છે કે બીજા વિદેશી લેખકોનું અથવા યાત્રીનું જે રીતે સરકાર તરફથી સન્માન થાય, તેટલું અને તેવું સરકારે મીસ મેયોનું કર્યું છે, તેવી

અને તેટલીજ મદદ તથા સગવડ કરી અપાઇ છે. આ એકરાર જે શબ્દોમાં કહેવામાં આવ્યો છે, તે સ્વરૂપમાં આપણે કબુલી શકતા નથી. કારણ મીસ મેયો પોતે કહે છે, કે તેણીને કેટલીક વખત ડિસ્ટ્રીક્ટ કમિશનર સાથે મુસાફરી કરવાનો, ગ્રામ્ય પંચ મળી હોય તેમાં બેસવાનો, અને મ્યુનિસિપલ બોર્ડો મળી હોય ત્યાં જવાનો લાભ મળ્યો છે. એક અમેરિકન સ્ત્રી કે જે હિંદુસ્તાનના રીતરિવાજ તથા ભાષાથી અજ્ઞાત છે, તે ગામડીયાની પંચ મળી હોય તેમાં હાજરી આપે, એ અજાયબી ભરેલી વાત છે, સિવાય કે પહેલેથી ગોઠવી મૂકેલા કાર્યક્રમ પ્રમાણે તેણીને ત્યાં લઇ જવામાં આવી હોય કે, જે રચના અંગ્રેજી જાણનાર હિંદુઓએ ગોરા ઉપરિ અમલદારના કહેવાથી પહેલેથી કરી મુકી હોય?

ઇ૦સ૦ ૧૯૨૫ના ઓક્ટોબર માસમાં મીસ મેયો હિંદી પ્રધાનની કચેરી આગળ હતી. પોતાની ચોપડીના ઉપોદ્ઘાતમાં ચોપડી ક્યારે લખાઇ રહી તેની તારીખ તેણી આપતી નથી. ૧૯૨૭ અને મે મહીનો એમ અમેરિકાની આવૃત્તિ પર છાપ્યું છે, કે જે વખતે તે ચોપડી પહેલી છપાઇ. ઇસ્વીસન, ૧૯૨૫ના ઓક્ટોબરથી સન. ૧૯૨૭ના મે મહીના સુધીનો અંતર તેમાંથી તેણીના આવવા જવાનો સમય બાદ કરીએ તો ફક્ત ૧૮ મહીનાનોજ છે. એટલા સમયમાં "મધર ઇન્ડીયા"ની ચોપડી લખાઇ, અને પહેલી આવૃત્તિ બહાર પડી. આપણને સમજાય છે કે આટલા સમયમાં તેણીએ ઉત્તર પશ્ચિમ પરની સરહદના મુલકોથી માંડી મદ્રાસ સુધી મુસાફરી કરી. ઘણાં શહેરો અને ગામડાઓમાં જઇ, ભિન્ન ભિન્ન કોમોના રીત રીવાજો, હુન્નર ઉદ્યોગો તથા રાજદ્વારી પ્રકરણોનો અભ્યાસ કર્યો! તેણીએ સભા ગૃહો અને ઔષધાલયોની મુલાકાત લીધી તેમજ જીવનોના તત્વો તથા આધ્યાત્મિક વિષયોનો અભ્યાસ કર્યો!!! આ સ્વેચ્છાએ લખેલા મહાન પુસ્તકમાં તેણીએ તે પ્રાન્તીક સભાઓના અહેવાલો, અને તેમાં થતા

વિવેચનોનો સમાવેશ કર્યો. એટલુંજ નહીં પણ કાયદા ઘડનારા બંને સભાગૃહો તેમજ બ્લુબુક્સ અને સરકારના દરેક ખાતાના અહેવાલોનું વીસ વર્ષનું ટાંચણ પણ કર્યું. આ સત્તર અઢાર મહીનાના સમયમાં તેણીનો અમેરીકા પાછા ફરવાનો સમય તથા ચોપડી છાપતાં જે કંઇ વખત લાગ્યો હોય તેનો સમાવેશ થઇ જાય છે. આપણે પુછીશું કે કોઇ પણ લેખક એકલે હાથે આટલા ટુંકા સમયમાં આટલું ચમત્કારી કામ કરી શકે?

આ વાત પરથી કેટલાકોની ખાત્રી થશે, કે નોકરશાહી અને એંગ્લોઇંડિઅનોની કંઇક છુપી મહાન યોજનાને અવલંબી તેણી આવી હતી. ફીલીપાઇનેના વિષે તેણીએ લખ્યું તેવુંજ તેની પાસે લખાવવાની તેઓની ઇચ્છા હતી. અમારા કેટલાક અવિશ્વાસુ વાંચક વર્ગને માટે વધારામાં કહીશું કે: —

(૧) સ્વરાજ્યની ભાવના સામે સખ્ત વીરોધ બતાવતાં 'ટોરી' પ્રેસે તે પુસ્તક આંગ્લભુમિની પ્રજા સમક્ષ બરાડા પાડી રજુ કર્યું.

(૨) ત્યાંના 'ટોરી' મુખ્ય વર્તમાનપત્ર 'ટાઇમ્સે' તે વખતે ઇંગ્લાંડમાં વસતા માનનીય હિંદીઓ તથા નોકરશાહીના ઉદાર વિચારના અફસરોનો મીસ મેયોના પુસ્તકનો વિરોધ દર્શાવનાર સહીસિક્કાવાળો પત્ર છાપવાનો ઇન્કાર કર્યો હતો.

તે કાગળ નિચે પ્રમાણે હતો: —

એ પત્ર પર હિંદુસ્તાનના હાઇ કમીસ્નર, સર એ. સી. ચેટરજી, વાઇસરોયની કારોબારી સભાના સભ્ય સરતેજ બહાદુર સપ્રુ, મુંબઇના ગવરનરની કારોબારી સભાના સભ્ય ચિમનલાલ સેતલવડ, બાહાર ઓરીસાના ગવરનરની કારોબારી સભાના સભ્યો, શ્રીયુત સચ્ચિદાનંદ સિંહા, સર એમ૦ એમ૦ ભાવનગ્રી, શ્રીયુત ડયુબે બેરીસ્ટર કે જેઓ પ્રિવી કાઉન્સિલની વકીલાત કરતા હતા, શાહી કૃષિ કમિશનના સભ્ય

મી૦ કામટ, હિંદી પ્રધાનની કચેરીના સભ્યો સર મહમદ રફીક મી૦ એસ૦ એન૦ લીક અને ડૉ૦ પરાંજપે. ઉપર જણાવેલા મહાનુભવોનો લખેલો એ પત્ર હતો. આવી વ્યક્તિઓ તરફથી લખાયલા પત્રનો ટાઇમ્સે છાપવા ઇન્કાર કર્યો અને રૂટરના સંદેશા મોકલનારી પ્રચાર સમિતિએ પણ તે પત્ર પ્રસિધ્ધ નજ કર્યો.

"સને ૧૯૨૫-૨૬ના શિઆળામાં હિંદુસ્તાન પ્રવાસે નીકળેલા અમેરિકાની મીસ કેથેરાઇન મેયોની લખેલી 'મધર ઇંડિઆ'ની ચોપડી તરફ અમારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. અમાનુષી અને અવિચારી રીતે હિંદુઓ અને હિંદુસ્તાનની અવગણના જે આ પુસ્તકમાં કરવામાં આવી છે તેવું પુસ્તક અત્યાર સુધી વાંચવા અમે ભાગ્યશાળી થયા નથી. પરદેશથી આવતા બીજા મીસ મેયો જેવા મુસાફરો પોતાના અભિપ્રાયો તે દેશને માટે રજુ કરીશકે છે, તે અમે કબુલ કરીએ છીએ. પણ જ્યારે એક પરદેશીમુસાફર હિંદુસ્તાનમાં થોડા મહીના રહી ઔષધાલયો માંથી, ફોજદારી અદાલતોના અહેવાલો માંથી છુટા છવાયા પ્રસંગોનું નિરિક્ષણ કરે, મુખ્ય આધારૂંછોડી દઇ સમસ્ત પ્રજા તરફ તે દેશની સંસ્કૃતિ તથા ચારિત્ર્ય ઉપર એક સામટા આક્ષેપો કરે, ત્યારે અમારાથી મૌન નજ રહી શકાય, અમારે વિરોધ દર્શાવવોજ જોઇએ.

'આખી ૩૨ કરોડની પ્રજાને તેણી જુઠા, લબાડ, બાયલી, કુલાચાર, ભ્રષ્ટ અને વિકારી ચીતરે છે. પાશ્ચાત્ય પ્રજામાંના યુરોપ અગર અમેરિકા માટે જો કોઇ હિંદુ તે દેશમાં થોડા મહીના રહ્યા પછી તે દેશની સભ્યતા તથા ચારિત્ર્યનો તે તે દેશના અહેવાલોમાંથી ઇંદ્રિય ગુનાઓ, આચાર ભ્રષ્ટતા, વિકારવશતા, શારિરીક દૌબર્લ્યતા, ત્યાંની અદાલતો, ઔષધાલયો અને સ્વાનુભવ પરથી તેમજ વર્તમાન પત્રમાં આવતા ફકરાઓ પરથી એવાજ કંઇક સામાન્ય આક્ષેપો કરવાનું સાહસ કરે તો ખરે તેના કહેવામાં કંઇ વજુદ નથી; એમ કહી તે વાત ધુતકારી કાઢવામાં આવે, અને તે પર કોઇ પણ પુરતું લક્ષ આપવાનું ઉચિત ધારેજ નહિ.

આવા પુસ્તક સામે જાહેર રીતે વિરોધ દર્શાવવાની અમારે જરૂર નથી, પણ તે પુસ્તકને વર્તમાનપત્રો દ્વારા જે આવકાર અપાય છે, તેમજ ખુલ્લી રીતે આવા સમયમાં હિંદુસ્તાનને હલકું પાડવાના ઇરાદાથી જે કંઇ થાય છે, તેની સામે બ્રિટીશ જનતાને ચેતાવવાની અમારી ફરજ સમજી તેણીનું કથન પ્રમાણભૂત નથી, અને હિંસક છે, એમ કહ્યા સિવાય રહી શકાતું નથી.

૩. અમેરિકા અને ગ્રેટ બ્રિટનમાં એ પુસ્તકની વિના મુલ્યે લહાણી થાય છે. આમની સભાના સભ્ય માનનીય કર્નલ વેજવુડને આ પુસ્તકની ત્રણ નકલો મફત આપવામાં આવી છે. ફક્ત પ્રચાર કાર્યનાં પુસ્તકોજ ઉદારતાથી મફત પુરા પાડવામાં આવે છે.

૩.

ગ્રેટ બ્રિટનના પરોપકારી વર્તમાન પત્રકારો રણશીંગડાં ફુંકી, જ્યારે આ પુસ્તકના યશોગાન કરી રહ્યા હતા, ત્યારે ૧૯૨૭ના ઓગસ્ટ માસમાં જે પત્રનો ઉલ્લેખ પ્રકરણ ૨ જાના અગ્રભાગમાં કરવામાં આવ્યો છે, તે પત્ર તેના અધિપતિને (અનુયોજ્ય) જવાબદાર પુરુષો તરફથી મોકલવામાં આવ્યો હતો. તે પત્ર પર સહી કરનારામાંના ત્રણ તો હિંદી વજીરની સભામાંના સભ્ય હતા. (બે હિંદુઓ અને એક મુસલમાન.) તે જગા પર નીમયા પહેલા તેઓ હિંદુસ્તાનમાં ઉંચી પદવીઓ પર નિયુક્ત હતા. બાદશાહી ફરમાનને આધારે સ્થપાયેલી વરિષ્ઠ ન્યાયમંદિરના એક તો ન્યાયાધીશ હતા. બીજા મુંબઇ સરકારના કેળવણીના પ્રધાન હતા, બીજા બે સદ્ગૃહસ્થો હિંદુસ્તાન સરકારની કારોબારી સભાના સભ્ય હતા અને એક મુંબઇના કારોબારી સભાના સભ્ય હતા. તેઓમાંના એક તો હાલમાં લંડનમાં હાઇકમિશનરની પદવી પર વિરાજમાન છે વગેરે વગેરે. 'મધરઇંડિયાને' માટે તેમનો અભિપ્રાય વજનદાર ગણી શકાય. ધાંધલીઆ તેમજ

ખુલીઆજમાલીઆ ગણીને તેઓને બાજુપર નજ ફેંકી શકાય. હિંદુસ્તાનની સરકાર તેમને માટે એમ નજ કહી શકે, કે તેઓનો અભિપ્રાય બીન ભરોસાદાર અને જુઠો છે. અને કદાચ કહે તો તેની ઠીક વાહવાહ થાય.

અમેરિકાના એક મહાન ક્રિશ્ચિયને જેની સરખામણી જીસસ ક્રાઇસ્ટ સાથે કરી છે તેના તરફ હવે ધ્યાન ખેંચું છું. પાશ્ચાત્ય પ્રજાના ઘણા માણસોએ તેને આ યુગના એક મહાપુરૂષ આલેખેલા છે, તે મહાત્મા ગાંધી પોતાના યંગ ઇંડિઆ નામના પત્રમાં 'ગટર નિરૂપકનું બયાન' એ મથાળા હેઠે પોતાની સહી સાથે નીચે લખેલો ફકરો 'મધર ઇંડીઆ માટે પોતાના અભીપ્રાય રૂપે પ્રકટ કર્યો છે. તે નીચે પ્રમાણે:—

આ પુસ્તક ઘણી હોશિયારી અને મજબુતીથી લખાયું છે. ધ્યાન પૂર્વક ચુંટી કાઢેલા ફકરાઓના ટાંચણ પરથી તે પુસ્તકમાં સત્યતાનો આવિર્ભાવ થાય છે, પણ તેની જે છાપ મારા મગજ પર પડી છે, તે એટલીજ છે કે એક ગટર નિરૂપકનો હિંદુસ્તાનની ખુલ્લી ગટરો તપાસવા તથા જે ગંદકી વહે છે, તેનું બયાન આપવા અથવા તો ટુંકાણમાં તેનો અહેવાલ તે પુસ્તક દ્વારા રજુ કરવાનો ઉદ્દેશ હોય. જો મીસ મેયોની પુસ્તક રચનાનો હિંદુસ્તાનની ગટરો ખુલ્લી મૂકવાનો અને તેને તપાસવાનો મુદ્દો હોય, એમ તેણી કબુલ કરે તો તેમાં આપણો વાંધો ન હોઇ શકે.

આ દુઃખી દેશની સ્થિતિનું જેને થોડું પણ ભાન છે. તેઓ આ દુઃખી પ્રજાના આચાર વિચાર તથા જીંદગી વગેરેના તેણીના દારૂણ અપવાદો કબુલી શકતા નથી. તેમાં જણાવેલી કેટલીક બાના સાચી હોય તોપણ નિશ્ચે એ પુસ્તક અસત્યતાથી ભરપુર છે. ઘણી સંભાળ પૂર્વક લંડન શહેરની ગંદકીનો હું ચિતાર આપવા નીકળી પડું, અને તેની સત્ય બાબતો પ્રકટ કરૂં, તેની સમે કોઇ પડકાર

આપી શકતું નથી. અને કહું કે જુઓ આ લંડન' તોપણ સાથે સાથે કહું કે તે બાબતમાં મારો આપેલો ન્યાય અસત્ય તરીકે ધુતકારાયા વિના નજ રહે. મીસ મેયોનું પુસ્તક આવાં પુસ્તકો હોઇ શકે તેના કરતાં જરાએ સારૂં નથી અને તેમાં બીજું કશું છે પણ નહિ. તે પુસ્તકની લેખીકા કહે છે કે તેણીએ હિંદુસ્તાનનું જે સાહિત્ય વાંચ્યું, તે સાહિત્યથી તેણીને સંતોષ ન થયો, તેથી સ્વેચ્છાએ સહાય વિના, નિર્લેપ નિર્વિકારીપણે સ્વતંત્ર રીતે સ્વયંસેવીકા તરીકે મનુષ્ય જીવનના સામાન્ય અખતરાઓ જોવા હિંદુસ્તાન આવી હતી. ઘણી કાળજીપૂર્વક આ પુસ્તક સાદી રીતે વાંચ્યા પછી દીલગીરી સાથે મારે કહેવું પડે છે, કે તેણીનો એ દાવો તદન બીન પાયાદાર છે, અને હું કબુલી શકતો નથી. નિર્લેપ અને માનસિક નિર્વિકારીપણું તેના પુસ્તકના એકે પાનામાં જોવામાં આવતું નથી. મતલબી સરકારના આશ્રયથી પ્રકટ થતા—આશ્રયથી એટલે સહાયથી—પુસ્તકોનો આપણને પરિચય છે. બ્રિટીશો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાંના આપણે સમજીએ છીએ કે, રાજનીતિની કળા, (જેને બ્રિટનોએ પૂર્ણાવસ્થામાં આણી છે,) તે કળામાં નિઃસ્વાર્થી દેખાતા એવા શંકાશીલ વિદ્વાન એને સુશિક્ષીત વર્ગ પાસે છુપી રીતે તેવી સરકારને પ્રમાણ પત્રો અપાવવાનો સમાવેશ કરાવાય છે. હું આશા રાખું છું કે મીસ મેયો તરફ આવી શંકાની દ્રષ્ટિએ આપણે જોઇએ તો તેણી માઠું નહિ લગાડે.

'મધર ઇન્ડીઆ'માં બેવડું અસત્ય છે. એક તો એ કે તેણી સમસ્ત હિંદુ પ્રજાને—અરે—સમસ્ત પ્રજા તરીકે તેણી આપણને કબુલ રાખતીજ નથી. સમસ્ત હિંદમાં વસતા વર્ગોના ધર્મની, સદાચારની, આરોગ્ય જાળવવાની રીતની, વગેરે વગેરેની ખુબ ઝાટકણી કાઢે છે. બીજું હડહડતું જુઠું એ છે, કે જે ગુણો અંગ્રેજ સરકારમાં નથી, તે હોવાનો તેણી દાવો કરે છે, તેવા ગુણો જો સરકારની જમા બાજી

પર લખાય તો તે જોઇ હિંદી સરકારના પ્રમાણિક એવા ઘણાએ અમલદારોને મોઢે શરમના શેરડા પડે.

મીસ મેયો પોતાના હડખાયા સ્વભાવને લઇ હિંદુઓમાં કંઇ સારૂં છે, અને બ્રિટીશ સરકારમાં કંઇ નબળું નથી, એમ માની શકતી નથી.

લેખીકાના બધાં ટાંચણો અને છિન્ન ભિન્ન કરી આલેખેલી હકીકતો પણ અસત્યોથી ભરપુર છે. તેમાંના જેટલા માટે હું આભારી છું, તે કહું, અન્વયથી છિન્ન ભિન્ન એવાં ટાંચણોથી ચોપડી છલકાઇ જાય છે, તેમજ કેટલાક ઉતારાઓ કે જેની સામે જબરદસ્ત પડકાર થયો છે, તેવા ઉતારાઓની પણ ખોટ નથી. બાળ વિવાહના પ્રશ્ન સાથે કવિનું નામ જોડીને તેણી ખરેખર વિવેક શૂન્યજ બને છે. તે કવિએ કૃત બાળલગ્ન વિષે તે અનુચિત નથી, એવો ઇસારોજ માત્ર કર્યો છે. 'બાળલગ્ન' અને 'નાનપણમાં લગ્ન' એ બેમાં આસમાન જમીનનો તફાવત છે. સ્વાતંત્ર્ય ચહાતી કુમારિકાઓ અને સ્ત્રીઓનો, જો તેણીએ શાંતિ નિકેતનમાં જઇ પરિચય કર્યો હોત, તો કવિની બાળલગ્ન માટેની વિચાર શ્રેણી તેણી જાણી શકત.

વખતો વખત પુરાવા તરીકે મારૂં ટાંચણ કરીને તેણીએ મને ઘણું માન આપ્યું છે. કોઇપણ માણસ એક સુધારકની નોંધ પોથીમાંથી, અન્વયથી છિન્ન ભિન્ન સ્થિતિમાં ઉતારાઓ રજુ કરે, અને પછી તેને આધારે જે લોકોમાં રહી સુધારકે કામ કર્યું હોય, તે લોકોને હડધૂત કરવા માંડે, તો તેવા માણસના કથન પર નિષ્પક્ષ રીતે સાંભળનાર કે વાંચનાર કંઇ ભરોસો નજ રાખી શકે, એ સ્વાભાવિક છે.

તેણીએ ઉતાવળમાં ને ઉતાવળમાં 'હિંદનું એટલું બધુંજ ખરાબ' એ આશયથી, મારાં લખાણોને ઉદ્દેશી અણઘટતી છુટ લીધી છે, તેમજ મારે અંગે તેણીએ અને બીજાઓએ જે કહી નાંખ્યું છે, તેનું સત્યાસત્ય મારી દ્વારા નિશ્ચિત કરવા તસ્દી લીધીજ નથી......

ઓગણીસમાં પ્રકરણમાં બ્રિટીશ રાજના પરાક્રમોનો તેણીએ સચોટ ઉલ્લેખ કર્યો છે, કે જેમાંના એકેએક માટે પ્રમાણિક અને જેને માટે શંકા ન લાવી શકે, એવા સંભાવિત ગૃહસ્થોએ, લેખકોએ, અને આંગ્લવાસીઓએ પુસ્તકો તેમજ છાપાંઓ દ્વારા ઘણો સારો પડકાર કર્યો છે. હિંદવાસીઓ સમસ્ત ;દુનિયાના દુઃખકર્તા તરીકે છે, એવો સત્તરમાં પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે. વિશ્વીશ દેશ તરીકે હિંદુસ્તાનને લીગ ઓફ નેશન્સ જો મીસ મેયોના પ્રયાસને આધારે ગણી કાઢે, અને લુંટને માટે અયોગ્ય ગણે તો મને ખાત્રી છે કે પુર્વ દેશીય તેમજ પાશ્ચાત્યો બંનેને લાભ થાય, તેમ થવાથી આપણે અંદર અંદર કપાઇ મરીએ, ઉત્તર પશ્ચિમ અને મધ્ય એશિઆના ટોળાઓથી તેણી આપે છે તે પ્રમાણે સ્વાહા થઇ જઇએ. આપણી અબાધીત રીતે હતવીર્ય જેવી થતી જતી સ્થિતિ કરતાં તે સ્થિતિ ઇચ્છવા યોગ્ય છે. જેમ જીવતાં દમી દમીને બાળી નાંખવા કરતા વીજળીના આચકાથી પ્રાણ કાઢવા એ દશા તુલનામાં દયાળુ કહી શકાય, તેમ મધ્ય એશિઆના ટોળાંઓથી મીસ મેયોના કહેવા પ્રમાણે હિંદુઓ કે જેઓ સામે થવા નાલાયક છે. ઇંદ્રિયજન્ય સુખ ભોગવવાના આશયવાળા છે, વહેમી છે, ગંદા છે, તેઓને ગરક કરી નાંખતો અવપાત થાય તો ખરેખર હમણાં રીબી રીબીને મારવા કરતાં, તથા અપમાનથી જીવવા કરતાં તે છુટકારાને માટે આપણે પ્રભુનો પાડ માનીએ. કમનસીબે મીસ મેયોનો એ અવધિ નથી. હિંદુસ્તાન સ્વરાજને માટે નાલાયક હોવાને સબબે અનંતકાલ પર્યંત ગોરી ચામડીનું અસ્તિત્વ રહે એજ તેનો હેતુ છે.

આ ચિત્રોપમ એકરારો આ ચપળ લેખીકા જુદા જુદા પાત્રોના મુખમાં મૂકે છે, તે જોતાં આપણને એમ થયા વગર રહેતું નથી, કે તે સઘળાં મર્મસ્પર્શી નવલ કથાના કાલ્પનિક રીતે લખાએલાં પાનાંઓ છે, અને જેમાં સત્યને સ્થાનજ નથી. તેણીની એક પણ

વાતપર મને વિશ્વાસ નથી, અને જે જે સ્ત્રી પુરૂષોના નામો તેણીએ આપ્યાં છે, તેઓના કથનને માટે આપણા પર સારી છાપ પાડી શકતી નથી. દાખલા તરીકે એક રાજકુમારના કથનો લ્યો:—

"હૂંડે કલેજે તે કુંવરે મને કહ્યું છે, કે અમારા કોલકરારો વિલાયતના તાજ સાથે છે. હિંદુસ્તાનના રાજાઓએ કોઇપણ સરકાર સાથે એવા કરારો કર્યા નથી, કે જેમાં બંગાળાના બાબુઓનો સમાવેશ થાય. કામ ચલાઉ અફસરોથી અમારે શું પ્રયોજન છે? મિત્રમિત્ર વચ્ચે હોઇ શકે તેમ જ્યાં સુધી બ્રિટીશ હિંદુસ્તાનમાં છે, ત્યાં સુધી બાદશાહ તરફથી બાદશાહને માટે આંગ્લવાસી સદ્ગૃહસ્થો બાદશાહનાં પ્રતિનિધિ તરીકે આવશે. અંગ્રેજો જો હિંદુસ્તાનમાંથી ચાલ્યા જાય, તો હિંદુસ્તાનને સીધું કરવા માટે રાજા તરીકે હમારે શું કરવું, તે અમે જાણીએ છીએ."

હિંદુ રાજાઓનું ગમે તેટલું અધ:પતન થયું હોય, તોપણ આ વાત માનવાને માટે મારે નિ:શંક પુરાવાની જરૂર છે. કારણ હું જાણું છું કે આવો નીચ એકરાર કરે એવો હિંદુ રાજા કોઇક હશે. મીસ મેયો તે રાજાનું નામઠામ આપતી નથી, તે કહેવાની જરૂર નથી.

૩૧૪મા પાના પર આ કરતાં વધારે ગર્હિત વાતો છે. દિવાને તેણીને કહ્યું તે નીચે પ્રમાણે: —

"અંગ્રેજો હિંદુસ્તાન છોડે તે વાત મહારાજા માનતા નથી. પણ તેમ હોય તો હમણાનું વિલાયતનું રાજતંત્ર ઘણી ભુલ ભરેલી સલાહ આપે છે તેથી મહારાજાએ લશ્કર ગોઠવવા માંડયું છે, દારૂ ગોળો તૈયાર કરવા માંડયો છે, તથા ચાંદીના સિક્કાઓ છાપવા માંડયા છે, અને આખરે અંગ્રેજો જતાજ રહે, તો ત્રણ મહીના પછી એક પણ કુંવારિકા કે રૂપીઓ બંગાળમાં રહેજ નહિ.

પ્રિય વાંચનાર! આ વિદ્વાન દિવાન તથા મહારાજાનું નામ મીસ મેયો અંધારામાંજ રાખે છે.*

---

* મધર ઇંડીઆ (પાનું ૩૧૬) એમર આવૃત્તિ.

મને વિચાર કરતાં દીલગીરી ઉત્પન્ન થાય છે, કે એવા અંગ્રેજ સ્ત્રી પુરૂષો હશે, કે જેઓ પોતાના હિંદુ મિત્રને કંઇ કહે, અને વિશ્વાસનીય પાશ્ચાત્યોને તેથી જુદું જ કહે! મલ લંપટવૃત્તિથી મીસ મેયોએ જે કચરોપુંજો ભેગો કર્યો છે, તે જે અંગ્રેજ સ્ત્રી પુરૂષોના વાંચવામાં આવે, તેઓને મારી માનસિકવૃત્તિનું તારતમ્ય જણાયા પામી રહેશે નહિ. હિંદુસ્તાનની અધમ સ્થિતિ પુરવાર કરવાને જાણે અજાણે જે જે પુરૂષોના કથનને આધારભુત આલેખ્યાં છે અને જે કથનોને તેણી મગરૂરીથી ચુસ્ત અને મજબુત ગણાવે છે, તેવાઓનું માન તેણીએ ઘટાડયું છે.

છુટક રીતે તપાસતાં પણ તેણીએ આપેલાં બ્યાનો ખોટાં છે, એટલું પુરવાર કરવા જેટલો પુરાવો મેં આ લેખથી કર્યો છે એમ હું આશા રાખું છું. બધાં બ્યાનો સાથે મુકી જોઇએ તો ખરેખર તદ્દન ખોટું ચિત્રપટ દ્રષ્ટિગોચર થાય છે.”........

“જે સંદેશો મેં આપ્યો એમ મીસ મેયો કહે છે, તે સંદેશો કદીપણ મેં આપ્યો હોય, એમ મને યાદ નથી. જે એક માણસ હાજર હતું, તેણે તેવો સંદેશો આપ્યાની નોંધ લીધી નથી, અને તેણી કહે છે તે સંદેશો આપ્યો હોય એવું તેને સ્મરણમાં પણ નથી જે જે અમેરિકનો મારી પાસે આવે છે, તેને હું શો સંદેશો આપું છું, તે તો હું જાણું છું. ‘અમેરિકાના વર્તમાનપત્રો અને સંચારક સાહિત્યને માનશો નહિ.’ હિંદુસ્તાન માટે તમને કંઇ જાણુવાની જીજ્ઞાસા થાય, તો શિષ્યવૃત્તિથી હિંદુસ્તાન જજો, અને જાતે તેનો અભ્યાસ કરજો. જો તમો જઇ શકો નહિ, તો હિંદુસ્તાન વિરૂદ્ધ અને હિંદુસ્તાનની તરફેણમાં જે સમાય તે સઘળું વાંચજો, અને પછી તમારો સ્વતંત્ર વિચાર તે વિષે બાંધજો. જે સાધારણ સાહિત્ય તમને મળે છે, તે કાંતો અતિશયોક્તિ ભરેલી નિંદા હોય છે, કે કાં તો તેના અતિશયોક્તિ ભરેલાં યશોગાન હોય છે”—મીસ મેયોની નકલ કદીપણ

નહિજ કરવા, હું અંગ્રેજો તેમજ અમેરિકનોને ચેતવણી આપું છું ઉપોદ્ઘાતના પ્રકરણમાં ચોકખા મનવાળી હોવાનો જે દાવો તેણી કરે છે, તે તદ્દન ખોટો છે. કારણ પાને પાને માલમ પડે છે કે અગાઉથી વિચારી મૂકેલા ખોટાં અનુમાનો તેના ભેજામાં હતાં, તેમજ ઉપોદ્ઘાતના પ્રકરણમાં પણ તે બાબત તરી આવે છે. આધુનિક હિંદુસ્તાનના માણસમાં એકદમ સત્ય પરાયણતા અને સાધુવૃત્તિવાળા મહાત્મા ગાંધીજી છે, એમ સર્વાનુમતે નિષ્પન્ન થયું છે, તેથી આટલો મોટો ઉતારો તેમના અભિપ્રાયનો મેં આપ્યો છે. નોકરશાહી સાથે અગર તો ઇસાઇ પાદરીઓ કરતાં મહાત્મા ગાંધીને વધારે સાધુવૃત્તિવાળા મીસ મેયો નહિ કબુલ કરે. એક વર્તમાનપત્રના રિપોર્ટર સાથેની તેણીની મંત્રણા દરમિઆન તેણીએ તેવું ભાષણ કર્યું પણ હતું. તેણીની મહાત્મા ગાંધીની તુલના, હિંદુ અને પાશ્ચાત્યોની અરસપરસ તુલના તેણીએ કરી છે, તેવી છે. આંતર રાષ્ટ્રીય અદ્વિતિય કીર્તી પામેલા એશિઆના સ્વાધીન દેશમાં જન્મેલા બે પુત્રોની મહાત્માથી બીજા નંબરની, પંકિત છે, તેમાંના એક કવિ રવિંદ્રનાથ ટાગોર, અંગ્રેજ સરકારની આપેલી નાઇટની પદવી ધરાવનાર તેમજ વિશ્વ વિદ્યાલયોની ડૉકટરની પદવી ધરાવનાર તથા નોબલ પ્રાઇઝના વિજેતા છે, અને બીજા મહાન વિજ્ઞાન શાસ્ત્રી ડૉકટર જે૦ સી૦ બોઝ, એફ૦ આર૦ એસ૦

ટાગોરે તે પુસ્તક માટે પોત્તાનો અભિપ્રાય બે પ્રસંગે જાહેર કર્યો છે. (अ) માનચેસ્ટર ગાર્ડિઅનને પત્ર લખ્યો તેમાં, અને (ब) ન્યુયોર્કના નેશન પત્ર ઉપરના કાગળમાં, તેનો ઉલ્લેખ આગળ કરવામાં આવશે.

ડૉકટર બોઝ તે ચોપડીને ગંદકીથી ભરપુર કહે છે, અને તેથી તે તરફ દુર્લક્ષ રાખવું મુનાસીબ જણાવે છે.

પરિશિષ્ટના પ્રકરણમાં કેટલાક પ્રખ્યાત લોકોના અભિપ્રાય અમોએ આપ્યા છે કે જે લોકો મીસ મેયો કરતાં હિંદુસ્તાનને વધારે સારી રીતે

જાણે છે. રવિંદ્રનાથ ટાગોર પોતાના લખાણોનો બીન જવાબદાર અને સચિંત્ય દુરૂપયોગ તેણીએ કર્યો છે, એવું તોહમત તેના પર મુકે છે. પ્રાંતિક ગવર્નર તરીકે નીમાવા ભાગ્યશાળી થએલા સ્વર્ગસ્થ લોર્ડ સિંહા, મહાત્મા ગાંધી સાથે અનુમત થાય છે, અને મીસ મેયોએ 'હિંદુસ્તાનની બધી ગટરોની ઠીક ઠીક વાસ લીધી છે એમ માને છે.' તેણીની ચોપડીને તેઓશ્રી એક હડહડતું જુઠાણું અને સાવ ખોટું ચિત્રપટ માને છે. હિંદુસ્તાનની રાષ્ટ્રિય ક્રિશ્ચિયન સંસદની કારોબારી રાજધાનીય સભા ભારપુર્વક કહે છે કે મીસ મેયોના પુસ્તકમાં જે બ્યાનો છે, તે ખોટાં છે અને હિંદુસ્તાનના લોકોને માટે અન્યાયથી ભરેલાં છે. પ્રખ્યાત પરદેશીઓ જેઓ હિંદુસ્તાનથી વાકેફ છે, અને તેના સંઘટ્ટનમાં આવ્યા છે, તેઓ ઘણાજ સખત શબ્દોમાં ધુતકારી કાઢે છે. નવલકથાકાર અને નાટયકાર મી૦ એડવર્ડ થોમસન 'એન ઇંડિઅન ડે'ના લેખક કહે છે કે તે એક લાંબો અટ્ટહાસ છે. નીચી પાયરીના મનુષ્યો માટે સત્યાર્થે કહેતા ફક્ત ગોરી ચામડીનું રાજ્યજ બંધ બેસતું છે, એવું સુનિશ્ચિત રીતે ગુંથન કર્યું; તેમજ તેવાં રાજ વિરૂદ્ધ અસંતોષ જાહેર કરવો એ તેમની દુષ્ટતા છે. એ પ્રતિપાદન કર્યું તે વખતથીજ ચોપડી લખવાનો તેણીનો ઉદ્દેશ ભોંયભેગો થયો છે. કારોબારી સભાના ફારેગ થએલા સભ્ય સર જોન મેનાર્ડને મીસ મેયો વિષે વિવેકની હદમાં રહી લખવું મુશ્કેલ જણાય છે. સ્ત્રી પુરૂષની જીંદગીનો સામાન્યવાદ કરતાં આમની સભાના સભ્ય કર્નલ વેજવુડ સને ૧૯૨૭ ના 'હિંદ એન્યુઅલ' માં નીચે પ્રમાણે કહે છે:—

"સુધરેલા લોકોનો એ નિયમ છે કે જે દુર્ગુણો અતિશય લોકાપવાદરૂપ હોય, તેવા દુર્ગુણોનો તેઓના પાડોશી કે જેનાથી તેઓ બ્હીતા હોય, અને જેને ધિક્કારતા હોય, તેમા તરફ નિક્ષેપ કરે છે. એ રીતથી ભયને બદલે તિરસ્કાર પેદા થાય. અતિશય મૈથુનને લીધે

કેંચો નિર્બળ થઇ ગયા, એમ જર્મનો કહેતા. ફક્ત તેઓ હુંકાણુ આંજ કહી દેતા. જુદા મેહાઉન્ડના અને ધર્મયુદ્ધના અનુયાયીઓ સૃષ્ટિ વિરૂદ્ધના ગુનાઓ કરતા, બલગેરીઅનો અને આલ્બીજીનસીસ પણ તેવા ગુન્હા કરતા કે જે લોકોને હલકા ગણી ઇસાઇ ધર્મમાં અપનાવવાનો તેઓનો હેતુ હતો. મધ્યકાલીન ફ્રાન્સના લોકોને અંગ્રેજોના દરોડા સામે ઘણો અણગમો હતો, અને આપણને તેઓ પુછડીઆ વાંદરા કહેતા. ફક્ત ઇંદ્રીય વિકારત્વમાંથી આપણું તદ્દન વિવર્જન હતું."

મધર ઇંડિઆ વિષે ઘણાના અભિપ્રાયો પરિશિષ્ટમાં આપ્યા છે.

[૪]

## મીસ મેયોના પ્રમાણો અને તેનો ઉપાય કેવી રીતે થાય છે?

એબે ડુબોઇઝના પુસ્તકમાંથી મીસ મેયો એ હિંદુ જીવન, હિંદુ તત્વજ્ઞાન, હિંદુઓના રીતરિવાજ અને હિંદુધર્મ વગેરેને માટે મુખ્યત્વે પુષ્કળ ટાંચણ કર્યું છે, અને તેને પ્રમાણભુત પણ ગણ્યું છે. એબેના પ્રમાણોનો પહેલી અને છેલ્લી વખત ઉલ્લેખ કરી નાંખવો ઉચિત છે. તેની ટીકાઓ અને અભિપ્રાયોની જે કિંમત આંકી શકાય તે આંકી લેવી ઠીક છે.

ડુબોઇઝ જેસ્યુઇસ્ટ પાદરી હતો. ફ્રાન્સમાં થએલી ઉત્ક્રાંતિ પછી ત્યાંથી નાસી છુટી હિંદુસ્તાનમાં આવી વસ્યો હતો. આપણને માનવાને કારણ મળે છે, કે હિંદુઓમાં એ રહ્યો હતો બીજું કારણ આપણે માની શકીએ તેવું છે, તે એ છે કે તે સંસ્કૃત છાત્ર કરતાં 'તામીલ' હતો. નમ્ર રીત કહીએ તો એ બ્રાહ્મણ પંડિત હતોજ નહિ. હિંદુધર્મ અને હિંદુ વિદ્યા માટેના તેના અભિપ્રાયોની કંઇ કિંમત નથી. હિંદુ સાહિત્ય અને ધર્મનો, યુરોપીય જ્ઞાન ભંડાર ડુબોઇઝના વખત સુધીમાં ઘણો થોડો હતો. ત્યારપછીના સમયમાં વૈજ્ઞાનિક દ્રષ્ટિએ ઘણું સંશોધન થયું છે. પ્રાશ્ચાત્ય છાત્રો અને હિંદુધર્મ, હિંદુતત્વજ્ઞાન અને હિંદુ ન્યાય પર તે સમય પછી ઘણું લખાયું છે. પ્રાશ્ચાત્ય શિષ્યોના તથા

વિદ્વાનોના સંશોધનને હિંદુ વિદ્વજ્જનો એ ઘણી પુષ્ટિ આપી છે. મેક્સમુલર, ડયુસેન, વેલકીન્સ, રેપસન, કોલબ્રુક, સર વિલિયમ જોન્સ લેનમેન, મેકડોનલ કીથ, ફ્રાઉચર. સીલવીન લેવી, અને બીજા ઘણાએ પ્રાશ્ચાત્યો જયસ્વાલ, બી૦ એન૦ સીલ, આર૦ જી૦ ભંડાકર, સરકાર આર૦ એલ૦ મીતર અને અસંખ્ય બીજા હિંદુઓ છે; કે જેઓના અભિપ્રાયો એબે ડુબોઇઝ કરતાં ઘણી સારી રીતે પ્રમાણ તરીકે સબ આધારભુત ગણી શકાય, મીસ મેયો આમાંના એકેને ઓળખતી નથી. તેઓના લખાણ અને અભિપ્રાયોનો જરાએ ઉલ્લેખ કરતી નથી. તેણી ફક્ત મ. ડુબોઇઝના ઉપરજ આધાર રાખે છે. કે જેનું જ્ઞાન તે વખતના યુરોપીયન ભાષામાં થએલા અનુવાદોને અવલંબી હતું. જ્યાં સુધી તેઓશ્રી હિંદુસ્તાનમાં રહ્યા ત્યાં સુધી હિંદુસ્તાનની કૃષ્ણા નદીના દક્ષિણ પ્રદેશમાંજ રહ્યા હતા. તેટલા પ્રદેશ પુરતાંજ તેનાં નિરીક્ષણો હતાં, તે વાત આપણે ભુલવાની નથી. તેના રચેલાં ઓક્સફર્ડ આવૃત્તિના પુસ્તક પર ટીકા કરતાં તંત્રી નીચે પ્રમાણે લખે છે:—*

"ડુબોઇઝ પોતે કહે છે, કે તેણે કરેલાં નિરીક્ષણો આખા હિંદુસ્તાનને લાગુ પડતાં છે, એ દાવો હું કરી શકતો નથી. ઘણી છુટ છાટ સાથે કહીએ તો ફક્ત વિંધ્યપર્વતના દક્ષિણ ભાગમાં આવેલા પ્રદેશો માટે લાગુ પાડી શકાય; તેમજ આટલી હદ સુધીમાં પણ તેઓ વિચારપુર્વક કહે છે, કે સ્થાનિક ભિન્નતાઓ એટલી વિવિધ છે, કે દરેક જ્ઞાતિ અથવા વર્ગને સામાન્ય ધાર્મિક નિયમો સાથે સાથે હિંદુ સમાજમાં ઘરઘથુ જુદા જુદા રીતરિવાજો છે.' તેથી ડુબોઇઝ કહે છે, કે હિંદુઓને ઉદ્દેશી તેઓને માટે સામાન્ય નિયમોનું ખરી રીતે પ્રતિપાદન કરવું અશક્ય છે."

ઇંડિઅન સોસીયલ રીફોરમર ભારતીય સમાજ સુધારકના તંત્રી મી૦ કે. નટરાજન કે જેઓ એક આગળ પડતા સુધારક છે, તેઓ

---

* પુસ્તક ૧૩ મું.

પોતાના અઠવાડિક પત્ર શ્રેણીમાં મીસ મેયોના પુસ્તક ઉપર ટીકા કરતાં લખે છે કેઃ—

"પહેલેથી છેલ્લે સુધી એ એબુઓઇઝ ધુર્તજ હતો. તે લખે છે કે 'જેવો હું હિંદુસ્તાનના લોકોની વચમાં આવ્યો કે કે તરતજ મને તેઓનો વિશ્વાસ મારા પર બેસે એવું કરવાની અતિશય ખાત્રી થઇ ગઇ. તેથી નિયમિત રીતે તેઓ જેમ રહેતા હતા, તેમ મેં રહેવા માંડયું. તેઓના જેવાં વસ્ત્રો ધારણ કરવા માંડયાં. અને તેઓના જેવાજ ગણાવાને સારૂ તેઓના રીતરીવાજો પ્રમાણે મારૂં વર્તન રાખી દીધું. એટલુંજ નહીં પણ હિંદુઓના વિચિત્ર એવા ઘણા દુરાગ્રહો તરફ મેં જરાપણ અણગમો ન બતાવ્યો. આટલી હદ સુધી મેં મારૂં વર્તન બદલી નાખ્યું. મારા આવા સાવધાન વર્તનને લીધે દરેક જ્ઞાતિઓમાં મને ખરા હૃદયથી આવકાર અપાતો અને ઘણી વખત સ્વેચ્છાએ તે લોકો મને તેઓના વિચિત્ર અને રમુજી રીતરિવાજો બતાવવાનો ઉપકાર કરતા." * આવા આવા વિતંડાવદ છતાં એબે ડુબોઇઝનું મીશનરી તરીકેનું કામ, તેના પોતાના કહેવા પરથી તદ્દન નિરર્થક નિવડયું હતું. આગળ ચાલતાં તે લખે છે કે "જે નિગ્રહ અને કષ્ટથી મારે જીંદગી ગુજારવી પડતી હતી. જેવાં કે દેશના રીત રિવાજોને અનુમત થવું, તે લોકોના દુરાગ્રહનું આલિંગન કરવું, તે લોકોની જેમ ખાવું પીવું. ટુંકામાં હિંદુજ થઇ જવું, કે જેથી તેમાંના કેઇને પણ હું બચાવી શકું. આ બધી ઘડભાંગ છતાં સ્વધર્મ ત્યાગી તો હું નજ કરી શકયો. જે લાંબા કાળ સુધી હું હિંદુસ્તાનમા રહ્યો, તે અરસામાં હિંદુ પાદરીના મદદથી સ્ત્રી પુરૂષો મળી ફક્ત ૨૦૦ થી ૩૦૦જ ધર્મત્યાગી બનાવી

* ડુબોઇઝ. પુસ્તક ૧૩ મું.

શકયો આમાંના કું તો ભિખારીઓ અને ભંગીઓ હતા. બાકીના શુદ્રોમાંના ન્યાત બહાર મુકાએલા અને રખડુઓમાંના હતા. તેઓને ઇસાઇ ધર્મને ભેટવામાં સ્વાર્થ હતો અને તે સ્વાર્થ મુખ્યત્વે કરીને કેટલાકનો પરણુવાનો અને નવા સંબંધો બાંધવાનો હતો. × એબે ડુબોઇઝ પાદરીનું કામ કરવામાં નિષ્ફળ નિવડયાથી તેણે પોતાના ધર્મની સેવા જુદી રીતે કરવાનો નિશ્ચય કર્યો.

તે લખે છે કેઃ—

"આ ચોપડી લખવામાં વિશેષે કરીને બીજાજ સિદ્ધાંતનું અનુમોદન છે. ક્રીસ્તિ ધર્મની પવિત્રતા અને ખુબી, મુર્તિ- પૂજકો અને બહુદેવ-વાદીઓની દુષ્ટતા તથા અસંબદ્ધતાનું ખરેખરૂં ચિત્ર રજુ કરવાથી ઇસાઇ ધર્મનું વિશિષ્ટપણું સારી રીતે તરી આવશે અને સારી રીતે મદદરૂપ નિવડશે. આવા કારણુથીજ લેસે-ડામોનીઅનના છાકટા થએલા ગુલામોને તેઓ પોતાના બાળકો આગળ લાવી મુકતા, કે જેથી તેઓ કોઇ દિવસ છાકટા ન બને."

મીસમેયોની નવિન પરિપાટી અને એબે ડુબોઇઝની દુષ્ટ પરિણામ સુચક આવૃત્તિઓથી તથા તેણે પોતે કબુલેલા તેના નિરર્થકપણાથી કોઇપણ વાંચનાર છેતરાયજ નહિ. તેમ તે ભુલી પણ શકે નહિ.

જે નિયમોને અનુસરી જેસ્યુઇસ્ટ પાદરીઓએ હિંદુસ્તાનમાં કામ કર્યું છે, તેનો ન્યાય આપણે કરી શકીએ છીએ. એબે ડુબોઇઝ પહેલાં, સત્તરમા સૈકામાં એક મહાન પાદરી રોબર્ટ. ડી. નોબીલી હિંદુસ્તાન આવ્યા હતા. અને ડુબોઇઝની જેમ દક્ષિણ ઇલાકામાં રહી કામ કર્યું હતું. ડુબોઇસે કર્યું હતું તેમ તેણે પણ બ્રાહ્મણનો ડોળ ઘાલ્યો હતો, તે એટલે સુધી કે જનોઇ ધારણ કરી એક સંસ્કૃત નવો પાંચમો વેદ ક્રીસ્તિ ધર્મના સિદ્ધાંતો દાખલ કરી ઘડી કાઢવાની ધૃષ્ટતા તેણે કરી હતી.

---

× ડુબોઇઝની ચોપડીની ત્રીજી ઓકસફર્ડ આવૃત્તિ ઉપોદઘાત પાનું ૨૬ થી ૨૭

એબેડુબોઇઝના અંગે મી૦ નટરાજની કેટલીક બીજી બીના તરફ આપણું ધ્યાન ખેંચતાં કહે છે કેઃ–

એબેડુબોઇઝ હિંદુસ્તાનમાં રહ્યા તે વખત અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે પ્રતિસ્પર્ધાનો હતો. કંપની સરકાર તરફથી એ.બેડુબોઇઝને દરમાયો આપવામાં આવ્યો હતો. તે બીનાનો ઉકેલ બે રીતે થઇ શકે. એક તો કંપની સરકારમાં તેમણે કરેલા કામ માટે નિઃસ્વાર્થ ઉદારતા, અને બીજું ડુબોઇસનું સમંજસ દેશાભિમાન.

એબેડુબોઇઝ સ્વમુખે પોતાનો ગુનો કબુલે છે. મિ૦ નટરાજન આગ્રહથી પુછે છે કેઃ–

"ધારો કે કોઇ હિંદુ ઇરાદાપુર્વક કેટલાક વર્ષ અમેરિકામાં રહે, અને લક્ષ્મીપુજકોની દુષ્ટતા તથા અસંગતિઓનું ખરેખરૂં ચિત્રપટ તૈયાર કરે અને તેની સરખામણી વેદાન્તને અનુસરી સંપુર્ણતાએ પહોંચેલા જીવન સાથે કરે તો ખરેખર તેની ખુબી ઓર દેખાય. છતાં કોઇપણ અમેરિકન સંસ્કૃતિઓ તથા સભ્યતાનો સાચો શિષ્ય તેવાં ચિત્રપટને સાર્વત્રિક રીતે અમેરીકા માટે પ્રમાણભુત ગણેજ નહિં. હિંદુ રીત રિવાજો તેમજ દેશાચારનું નિરીક્ષણ કરતાં ડુબોઇઝે પોતે ઉપર જણાવેલા કરેલા કથન પછીથી તેનું સંશોધન કરવા કોઇપણ વિદેશી ડુબોઇસના પુસ્તક તરફ દ્રષ્ટિ કરેજ નહિં."

એબે ડુબોઇસનો પોતાની જાતનો ઇતિહાસ બંધ બેસે તે કરતાં તેનું પુસ્તક વધારે બંધ બેસતું છે. મિ૦ નટરાજનની પોતાની ભાષામાં હું વાંચનાર આગળ રજુ કરૂં છુંઃ–

"એબે ડુબોઇસના જેવા શત્રુતાથી ભરપુર સાક્ષીને પણ એમ તો કબુલ કર્યા સિવાય ચાલતું નથી, કે જાહેરમાં તો સ્ત્રીઓ તરફ ઘણી માનની લાગણીથી હિંદુઓને વર્તવું પડતું હતું. આપણને શરમાવે એવાં સ્ત્રી પુરૂષોનાં તુચ્છ અને અસાર અભિવંદનોનું તેઓમાં અસ્તિત્વ નથી. તેઓને એવાં અભિવંદનોના અપમાનની બીક પણ નથી રહેતી.

કોઇપણ સ્ત્રી ધારે ત્યાં જઇ શકે છે. (જ્યાં યુરોપીઅનો રહેતા હોય, તે સ્થળોને માટે હું આવી આશા રાખી શકું ?) દેશમાંના અસંખ્ય લંપટોનો તેણીને ડર નથી. જો કોઇ પુરૂષ રસ્તામા સ્ત્રીનું નિરીક્ષણ કરવા ઉભો રહે તો તેને નીચમાં નીચ જાતિનો ગણવામાં આવે છે, અને તે સર્વત્ર અપમાન પાત્ર છે. *

"સુધરેલી આવૃત્તિ કે જેમાંથી સદ્‌ગત મી૦ બોચકેમ્પે સન ૧૮૯૭ માં ભાષાંતર કર્યું, અને જે ભાષાંતરની ત્રીજી આવૃત્તિમાંથી મીસ મેયોએ ઉતારાઓ લીધા છે, તેમાં યુરોપીઅનોના આચાર માટેની સમકાલીન ભાવના તથા અશ્રદ્ધાનો ભાગ ધ્યાનપુર્વક બાતલ કરવામાં આવ્યો છે, તે વિષય સુધારીને નીચે પ્રમાણે લખવામાં આવ્યો છેઃ—

"જો કે ઘરમાં સ્ત્રીઓને ઘણું થોડું માન અપાય છે, પણ તેનો બદલો જાહેરમાં કંઇક રીતે વાળવામાં આવે છે. જેને આપણે નમ્ર અભિવંદનો ગણીએ છીએ તેવાં નિઃસત્વ અભિવંદનો હિંદમાં સ્ત્રીઓને આપતાં નથી તેઓને એવાં અભિવંદનોના અપમાનની બીક પણ નથી રહેતી. એક હિંદુ સ્ત્રી ગમે ત્યાં એકલી જઇ શકે છે પછી ભલે તે જગાએ અસંખ્ય માણસો હોય. તેવા સ્થાનમાં પણ આળસુ અને રખડુઓના અપમાનસુચક નિરીક્ષણોથી તેઓ મુક્ત છે. આચાર ભ્રષ્ટાતાની પરિસીમાએ પહોંચેલા દેશમાં ઉપર જણાવેલી સ્થિતિ હોય, એ વાત મને અજાયબ જણાય છે. જે ઘરમાં એકલી સ્ત્રીઓજ રહેતી હોય, તેને એક પવિત્ર ધામ ગણવામાં આવે છે, અને બેશરમ લંપટ માણસ ત્યાં જવા હિંમત કરી શકતો નથી.*

મીસ મેયો કહે છે. કે ગર્ભિણી થવાને લાયક થાય, એટલી ઉંમરની કોઇ પણ કન્યા હિંદુ મરદો પાસે જવા હિંમત ધરતી નથી. તેણીનો આ વિચાર દર્શાવતા તેણીએ એ બાબતમાં ડુબોઇઝની

---

બીશપ વ્હાઇટેડ, ઇંડિયન પ્રોબ્લેમ. (નં. ૧૭૨)

* એબેડુબોઇઝનું પુસ્તક ૧૮૧૭ની આવૃતિ પા. ૨૨૦

ચોપડી શું કહે છે, તે જોવાની તસ્દી લીધી નથી અગર લીધી હોય તો તે વાત ગલત કરી ગઇ છે. આ સ્થાને પોતાના માનીતા ડુબોઇઝની સલાહ લેવાનું ભુલી ગઇ.?

ડુબોઇઝના અવિચારી પ્રચારકાર્યમાંથી મીસ મેયો ટાંચણો લેતાં પોતાની યુક્તિઓનો ઉમેરો કરે છે. વેળા કવેળા ડુબોઇઝના પ્રમાણો મીસ મેયોએ ટાંકયા છે. તેને માટે મી૦ નટરાજન સાચુંજ કહે છે કે: —

"મીસ કેથેરાઇન મેયોની સચિંત્ય ઉદારતા, એ બેડુબોઇઝનું પુસ્તક કે જેનો તેણીએ ઘણીવાર ઉપયોગ કર્યો છે. તેને અંગે આપણને સાફ સાફ એક વખત પણ કહી દેતી નથી, કે સન ૧૯૦૭ એટલે આજથી લગભગ સવાસો વર્ષ પહેલાં તેના પુસ્તકના ચોપાનીઆં કંપનિ સરકારને સુપરત કરવામાં આવ્યાં હતાં, તેમાં લખેલી બીનાઓ તે સમયને અનુસરીને હતી. એક ઠેકાણે તેણી આડકતરી રીતે જણાવે છે, કે તેમાં લખેલી હકીકતો આપણા સમયથી બહુ આગળના સમયની નથી. તેણી એવો એ કરાર કરે છે કે એબે ડુબોઇઝને "આ પ્રાચીન કાયદો (પત્નીની પતિ પ્રત્યેની વર્તણુંકનો) ઓગણીસમા સૈકા સુધી હિંદુઓને લાગુ પડતો હતો." એબે ડુબોઇસની પ્રવૃત્તિ તો ફક્ત અઢારમા સૈકામાંજ હિંદુસ્તાનમાં હતી એક સૈકો કુદી જવામાં મીસ મેયોને કંઇ લેવા દેવા નથી. કારણ તેમ કરવાથી દુનીયાની નજરમાં હિંદુઓને જેટલો કાળો ઢોળ ચઢાવવો હોય તેટલો ચઢાવી શકાય. પણ સો વર્ષ પહેલાં સાધારણ રીતે યુરોપમાં અગર તો મીસ મેયોના દેશમાં સ્ત્રીઓની તથા સમાજની કેવી સ્થિતિ હતી ? તુલના કરવી અપ્રિય છે, નિંદ્ય છે."

દાખલા તરીકે હિંદુઓને માટે હડખવા લાગેલા એવા તેણીના સહાયક ડુબોઇઝના પુસ્તકના હિંદુઓની વિદ્યા વિષેના ટાંચણની સર-

---

*ત્રીજી ઓક્સફર્ડ આવૃત્તિ પા. ૩૩૯થી ૩૪૦

ખામણી, ચેતવણી રાખી મીસ મેયોએ કરી છે. ડુબોઇઝના પુસ્તકનું ટાંચણ તેણીના કહેવા પ્રમાણેઃ—

"બ્રાહ્મણો બરાબર સમજતા હતા કે વિદ્યાથી તેઓનામાં બીજી ન્યાતો કરતાં શિષ્ટતા આવશે, અને તેથી બીજી ન્યાતો અને વર્ગોને તેવી વિદ્યાથી અલગ રાખવામાં ગુઢાર્થ રહેલો હતો."

પહેલાં બે વાકયો કે જેમાંથી આ ટાંચણ અપાયું છે, તેને બાતલ કરવામાં આવ્યાં છે. કારણ તેમાં પરાપુર્વથી હિંદુઓએ જ્ઞાન સંપાદન કર્યું હતું એમ જણાવેલું છે. અને મુખ્યત્વે બ્રાહ્મણો તો જ્ઞાનના ભંડારજ હતા. એમ આલેખેલું છે. ખુલ્લી રીતે તેણીના પુસ્તકના ઉદ્દેશને નુકશાન ન થાય એવા ઇરાદાથી કાપતી મીસ મેયોએ કરી છે. છિન્ન ભિન્ન સ્થિતિમાં જે ફકરો ઉપર તેણીએ ટાંકયો છે. તે પછી તરતજ પોતાના પુસ્તકમાં ડુબોઇઝની ચોપડીમાંથી બીજું ટાંચણ આપે છે, તે નીચે પ્રમાણે છેઃ —

"લાયકરગસ અને પાઇથેગોરાસના સમયમાં બ્રાહ્મણોમાં જે વિદ્વતા હતી, તેથી વધારે વિદ્વતા આધુનિક બ્રાહ્મણોમાં છે, એમ હું માનતો નથી. આ જમાનાના બ્રાહ્મણોમાં જે વિદ્વતા છે, તે લાઇકરગસ અને પાઇથેગોરસના વખતના બ્રાહ્મણો અગર તો તેમના પુર્વજો કરતાં વધારે છે, એમ હું કબુલી શકતો નથી. ત્યારથી અત્યાર સુધીના આટલા વધારે કાળમાં ઘણીએ જંગલી કોમોએ આચાર શિષ્ટતા પ્રાપ્ત કરી છે. અને અજ્ઞાનતાના અંધકારમાંથી બહાર આવી છે, બુદ્ધિ વિષયક અન્વેષણમાં આગળ ધપી છે, છતાં આજ દિન પર્યંત હિંદુઓ સ્થાયી રહ્યા છે. માનસિક અગર તો વ્યાવહારિક સુધારણાની રૂપરેખા તેઓમાં જણાતી નથી. વૈજ્ઞાનિક કળામાં પણ કંઇ વધારાનાં ચિહ્નો નથી. કોઇપણ નિષ્પક્ષપાતી નિરીક્ષણ કરનાર કબુલ કરે કે સુધરેલી પ્રજાઓની નામાવલીની ગણના કરીએ તો હિંદુઓ બહુજ પછાત છે, એમ તેઓ કહેશે."

જે શબ્દો બાતલ કરવામાં આવ્યા છે, ત્યાં ટપકાંઓ મુકયાં છે. તેમને બાતલ કરવાનું કારણ ડુબોઇસના કથનમાં યથાર્થપણું નથી, એજ હોઇ શકે. મુળ વાકય એવું છે કે "બ્રાહ્મણોનું બુદ્ધિશાળીપણું મનુષ્યની બુદ્ધિ પહોંચી શકે તેટલી હદ સુધી પહોંચેલું હતું."

મીસ મેયો જે જે માણસોને હિંદુસ્તાનમાં મળી અને તેઓએ તેણીને જે કહયું, તેને માટે અપ્રમાણિક અને શંકાસ્પદ જે ટાંચણો તેણીએ કર્યા, તેના ઘણા દાખલાઓ આપી શકું તેમ છું. સાધારણ રીતે તેણીનો રિવાજ નામો નહિ આપવાનો છે. જે ટાંચણ આપ્યું હોય, તેને માટે કહે કે "એક એવા માણસ તરફથી છે કે જેની સત્યતા માટે આપણે શંકા ન લાવી શકીએ." "એક મુસલમાન જમીનદાર" "એક વકીલ" "એક રાજકુમાર" એ બધા સાક્ષીઓ નનામાજ હોય છે તેણીની સત્યતા અને પ્રમાણિકપણાનો અંદાજ જે જે લેખો તેણીએ નામ સાથે લખ્યા છે. તે પરથી આપણે કાઢી શકીએ છીએ.

બીજા લોકોના ટાંચણનો અહેવાલ મીસ મેયોએ કેવી રીતે આપ્યો છે, તેનો મેં થોડી મહેનતે શોધ કરી છે. અને તે પરથી તપાસ કરતાં આગલા ફકરામાં જે તહોમત મેં તેણી ઉપર મુકયું છે, તેને મજબુત પુષ્ટિ મળી છે.

મધર ઇંડિઆમાં નામ સાથે આપેલા ટાંચણમાં પનાગાલનું રાજાનું નામ છે. × મીસ મેયોએ તેણે જે એકરાર કર્યાનું લખ્યું છે, તેનો જવાબ મારી પાસે છે. તે આ રહયોઃ—

"તમારો તા૦ ૧૩ મીનો પત્ર મળ્યો. મેં આપેલા જવાબો છાપી કાઢવાની બાબતમાં મીસ મેયો જુઠી છે. એ વાર્તાલાપમાં વપરાયલી ભાષા તેણીની પોતાની છે. તે વિષે મને જે ચોકકસ યાદ છે, તે મેં તમોને મારા ગયા કાગળમાં વિદિત કર્યું છે."

---

× પાનું ૧૬૫

ગયા કામળની વાત કહી તે કાગળ નીચે પ્રમાણે છેઃ—

"ગવર્નમેન્ટ હાઉસમાં જ્યારે મીસ મેયો પરોણા તરીકે હતી ત્યારે તેણીને મળવાની મને તક મળી હતી, તે વખતે તેણીના સવાલના જવાબમાં મેં જે કહ્યું હતું તે નીચે પ્રમાણે છેઃ—

"આ પ્રાન્તમાં લોકોની નિરક્ષર સ્થિતિનું અધમકારણ પ્રજા સંધના વહેમોને અવલંબી છે. વર્ણાશ્રમ–ધર્મ પ્રમાણે નીચી કોમના લોકો કે જેનો મોટો ભાગ છે તેઓ ભણી શકતી નથી, તેમજ સાહિત્ય વિષયક જ્ઞાન મેળવી શકતા નથી." મેં તેણીને કહ્યું હતું કે 'આજ દિન સુધી અમુક વર્ગના લોકોને હિંદુ નિશાળોમાં દાખલ થવાનો અધિકાર નથી તેમાં ખાસ કરીને જે વિદ્યાલયોમાં શાસ્ત્ર અને ધર્મનો અભ્યાસ ક્રમ હોય, તેમાં તેઓ દાખલ થઇ શકતા નથી. સ્મૃતિઓમાં લખ્યું છે, કે જ્યાં વેદનું પારાયણ થતું હોય ત્યાં અબ્રાહ્મણને જવાનો તથા તે સાંભળવાનો અધિકાર નથી એ આજ્ઞાઓના ભંગને માટે તેવાઓના કાનમાં સીસું ઉકાળીને રેડવાની શિક્ષા સ્મૃતિઓમાં લખી છે. વર્ણાશ્રમ ધર્મ વિષેના વહેમો અંગ્રેજ સરકારના આવ્યા પછી અને ઉંચી કેળવણીનો પ્રચાર થયા પછી કેટલેક અંશે દુર થયા છે. તેના પરીણામે અબ્રાહ્મણ વર્ગો વિવિધ શાળાઓ અને છાત્રાલયો છે તેનો લાભ લેવા અકળાતા નથી."

બીજી જે વાતની મેં તપાસ કરી છે, તે મધર ઇંડીઆના ૩૧૯મા પાને છે.

મીસ મેયો કહે છેઃ—

"સ્વરાજવાદી રાજદ્વારી પુરૂષોના અભિપ્રાયો ખાનગી રીતે હું જાણી શકું તેટલા માટે દિલ્હીમાં મારા એક મિત્રને ત્યાં મીજલસ ગોઠવવામાં આવી હતી. નિમંત્રક અને તેમાંના ઘણા ખરા મહેમાનો બંગાળી હિંદુઓ કે જેઓએ પ્રાશ્ચાત્ય કેળવણી લાંબ લીધેલી અને તેવોજ ધંધો કરનારાઓ હતા. અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કાઢી મુક

વામાં આવશે અને તેઓના ગયા પછી દેશમાં રાજકારભાર કેમ ચલાવશે તે વિષય પર તેઓએ લંબાણથી વિવેચનો કર્યાં હતાં. મેં પુછ્યું:—

"રાજા રજવાડા માટે તેઓએ શું યુક્તિ ધારી છે? તેમાંના એકે નિશ્ચયપણે કહ્યું, અને બીજાઓએ ડોકું ધુણાવી હા કહી કે અમો તેઓને ભુસીજ નાંખીશું."

નામના અભાવે આ બાબતમાં સત્ય કેટલું છે, તે શોધવું ઘણું મુશ્કેલ છે. જે જે લોકોએ આવી મીજલસ ગોઠવી હોય, તેમાં કોણ કોણ હાજર રહ્યું હતું, તેની તપાસ કરતાં માલમ પડયું છે, કે એસોસિએટેડ પ્રેસના મી૦ કે. સી. રોયને ત્યાં મીજલસ ગોઠવાઇ હતી. જેમાં હિંદુ સદ્‌ગૃહસ્થોને નોતર્યા હતા. તે મીજલસમાં બીજા બંગાળી મી૦ સેન તે મી૦ કે. સી. રૉયના સહાયક. મીસ મેયોની વાત તે મીજલસમાં જે થયું, તેને ઉદ્દેશીને હોય, તો મી૦ કે. સી. રોયે મને ખાત્રી આપી છે કે તે વાત તદ્દન જુઠી છે. મીસીસ કે. સી. રોય તેણીના કાગળમાં મને લખે છે કેઃ—

"દિલ્હી પાટનગરમાં મીસ મેયો રહી તે દરમિઆન મેઇડન્સ હોટેલમાં એક મીજબાની અમોએ ગોઠવી હતી. ઉત્તમ ઓળખાણ પત્રો લઇ તેણી અમારી પાસે આવી હતી. તે જાફતમાં બેજ બંગાળીઓ હતા. એક મારા પતિ, અને બીજા મી૦ સેન. બીજા બધા બંગાળીઓ નહિ હતા. સ્વતંત્ર પક્ષના નેતા મી૦ એમ. એ. ઝીણા તથા મી૦ એસ. ટી. તેમજ ઘણા પ્રખ્યાત માણસો મેમાન તરીકે હતા. હિંદુસ્તાનના બંધારણને માટે મને યાદ છે કે ઘણી ચર્ચા થઇ હતી. કોમ કોમની અંદર સંપ, સ્વરાજ્ય, બાળલક્ષા તેમજ હિન્દમાં કળા તેમજ સંસ્કૃતિ એને ઉન્નતિ, વિગેરે રેપર વાદવિવાદ થયો હતો. "રાજા રજવાડાઓની સ્થિતિ" એ વિષે ચર્ચા થઇ હોય, એવું મને યાદ નથી. એટલું તો હું જાણું છુંજ, કે તેઓને "ભુસી કાઢવા"ની વાતપર વિવેચન તો થયુંજ નથી."

ટાગોર અને ગાંધીના વૈદ તથા ડૉક્ટરોને માટે જે અભિપ્રાયો તેઓના નથી, તે તેઓના છે એમ તેણી કહે છે. મહાત્મા ગાંધીને ટીકાના ૨૫માં કહેવું પડયું છે કેઃ—

"તેણીએ ઉતાવળમાં ને ઉતાવળમાં હિંદુનું એટલું બધુંજ ખરાબ, એ આશયથી મારાં લખાણોને ઉદ્દેશી અણઘટતી છૂટ લીધી છે, તેમજ મારે અંગે તેણીએ અને બીજાઓએ જે કહી નાંખ્યું છે, તેનું સત્યાસત્ય મારી દ્વારા નિશ્ચિત કરવા તસ્દી લીધીજ નથી. કારોબારી સત્તાના અધિપતિ અને ન્યાયના અધિપતિ એ બેઉને માટે આપણે હિંદુસ્તાનમાં સમજીએ છીએ, તેજ પ્રમાણે, સત્ય કહું તો બંને સત્તાઓનો અધિકાર પોતેજ લીધો છે. ફરીયાદ કરનાર અને ન્યાયાધીશ એ બંને તેણી પોતેજ છે."

મહાત્મા ગાંધી કારાગ્રહમાં હતા, ત્યારે તેના ઉપર શસ્ત્રક્રિયા થઇ હતી. તે વખતે જે એકરાર તેમણે કર્યો હોવાનું મીસ મેયો કહે છે તે લ્યો. સાતડા નીચે લખેલું છે તે પર ધ્યાન આપજો.

"તેઓ તે વખતે કારાગ્રહમાં હોવાને લીધે ઇંડિઅન મેડીકલ સર્વિસના શસ્ત્રક્રિયા જાણનાર અંગ્રેજ તબીબ સીધા તેમની પાસે આવ્યા.

"મ૦ ગાંધીઃ—જે બીના તે વખતે બનેલી જાહેર થઇ છે, તે પ્રમાણે, મ૦ ગાંધી "મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે તમારૂં આંતરડું વધી ગએલું છે. તમો જો મારા દરદી હો તો હું તરતજ શસ્ત્ર ક્રિયા કરૂં. પણ ઘણું કરી તમોને આયુર્વેદ જાણનાર વૈદજ ફાવશે." મ૦ ગાંધીને જુદુંજ મન હતું, એમ સાબિત થયું. સરજને કહ્યું, "પણ હું તો ક્રિયા નજ કરૂં. કારણ કમનસીબે જો કંઇ વિપરીત પરિણામ આવે તો કોઇ તમારા મિત્રો અમને દુષ્ટ ઇરાદા વાળા ગુનેહગાર ગણે. અમારી ફરજ તો તમારી સંભાળ લેવાની છે." મ૦ ગાંધીએ કહ્યું કે "જો તમે શસ્ત્રક્રિયા કરવા હા કહેતા હો, તો

હું મારા મિત્રોને હમણાંજ બોલાવું, અને તેઓને કહું કે મારા કહેવાથી તમે શસ્ત્રક્રિયા કરો છો" તેથી મ૦ ગાંધી જાણી બુઝીને 'એક પાપ કરનારી સંસ્થામાં ગયા' એક 'તદ્દન ખરાબ' એવા પાસે શસ્ત્રક્રિયા કરાવી, કે જેઓ ઇંડિઅન મેડીકલ સર્વિસના હોદ્દેદાર હતા. એક અંગ્રેજ બ્હેને તેઓ સારા થયા ત્યાં સુધી તેમની સેવા ચાકરી કરી. કે જેને માટે પાછળથી એવો અભિપ્રાય દર્શાવ્યાનું કહેવાય છે, કે 'એક ખરેખર ઉપયોગી માણસ.'

ગાંધીજી આનાપર ટીકા કરતાં કહે છે કે:–

"આ મજાક ભરેલું સત્ય છે. આમાં જેટલું નિંદ્ય છે, તેટલું સુધારવા પુરતુંજ હું કહીશ. જે ખોટું છે, તેને તેમજ રહેવા દઇશ. દેશી વૈદ્ય બોલાવવાનો આમાં સવાલજ હતો નહિ. મને પુછ્યા સિવાય શસ્ત્રક્રિયા કરનાર કર્નલ મેડોકને ક્રિયા કરવાનો હક હતો. તેઓએ પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રમાં નિષ્ણાત અને શસ્ત્રક્રિયા જાણનાર એવા મારા મિત્રો કે જેઓને કર્નલ મેડોક તથા સરજન જનરલ મેજર હુટન પીછાનતા હતા, તેઓની સલાહ લેવાનું અને વાટ જોવાનું તેઓએ ઘણા વિવેક સાથે મને પુછ્યું હતું. કારણ તેઓ મારા ડૉકટરો હતા, તેઓના વિવેક અને વિચારણાનો યોગ્ય પ્રત્યુત્તર આપવા હું પાછો પડું તેમ હતું નહિ. તેથી તરતજ મેં તેઓને કહયું, કે તેઓની રાહ જોયા સિવાય સુખેથી શસ્ત્રક્રિયા કરો. તેઓએ મારા ડૉકટરોને તારથી ખબર આપી હતી. તેઓના રક્ષણ માટે ન કરે નારાયણને કંઇ વિપરીત પરિણામ શસ્ત્રક્રિયાથી આવે તો મારા હાથની તે શસ્ત્રક્રિયા બાબતની ચિઠ્ઠી આપવા હું રાજી હતો. તેઓની સારી નિષ્ઠા અગર તો શક્તિને માટે મને જરાએ શંકા હતી નહિ. મારી સદ્ભાવના દાખવવાની આ ખુશનુમા તક હતી."

લાહોર વિકટોરિઆ શાળાની અધિષ્ઠાત્રી કુમારી બોઝે પણ મીસ મેયોએ મધર ઇંડિઆમાં તેની સાથે જે વાતચીત થઇ, તેનાથી

ઉત્તર લખવા માટે વાંધો ઉઠાવ્યો છે. મીસ મેયોએ તે બાબતમાં જે કહ્યું છે, તે બાબતમાં રેવરંડ એચ. એ. પોપ્લેએ તેણીની મુલાકાત લીધી હતી. લખનૌમાં પ્રકટ થતા ઇંડિઅન વિટનેસ્ પત્રમાં રેવરંડ પોપ્લે આ પ્રમાણે કહે છે.

"લાહોરની વિકટોરિઆ શાળાની અધિષ્ઠાત્રી કુમારી બોઝના એકરારોનો અહેવાલ સાતડા નીચે ૧૩૨, ૧૩૩ મે પાને મીસ મેયોએ આપ્યો છે. સાતડાઓ નીચે છાપેલા એકરારોમાંના ઘણા બોલાયા હતાજ નહિં. એમ કુમારી બોઝને પુછતાં જણાયું છે. હિંદુ ક્રિશ્ચિયન કુટુંબની ત્રીજી પેઢીના કુમારી બોઝ નથી. ૧૩૨ મા પાનાના ત્રીજા ફકરાના એકરારો જેવા કે "હલકી જ્ઞાતિના છોકરાંઓ માટેના તદ્દન ખોટા છે, અને કદી કરવામાં આવ્યા નહોતા." ૧૩૪ મા પાનાને મથાળે "પંડિતોને પડદા પાછળ રહી ભણાવવું પડતું હતું', એમ છાપ્યું છે. કુમારી બોઝ મને એમ જણાવે છે કે "પંડિતો હંમેશા પડદા વગર બાળાઓને ભણાવે છે, અને બુઠ્ઠા ખખ પંડિતોની વાત તો ચાળીસ વર્ષ પહેલાંની હશે." ૧૩૮ પાનાને મથાળે "શાળાના લક્ષ્ય બિંદુની વાત પણ તદ્દન ખોટી છે, તથા સિવણ કામમાં હિંદુ બૈરાંઓ તદ્દન અજ્ઞાત છે, એમ જે મીસ મેયોએ કહ્યું છે તે ખોટું છે, કુમારી બોઝ કહે છે કે "સિવણ કળા એ તો હિંદુ બૈરાંઓનો પરા પૂર્વનો હુન્નર છે તેમજ પાકશાસ્ત્ર વિષેનું ૧૩૪ મા પાનાપરનું ટાંચણુ કે "બાળાઓ તેઓની પાછલી જીંદગીમાં રસોઇને માટે જાતે નહિ કરતાં, ગંદા ગોલા નોકરો પાસે કરાવે છે, જેને લીધે આટલી માંદગી તથા મોત નિપજે છે." તે વાત તદ્દન કાલ્પનિક છે. તેના જવાબમાં કુમારી બોઝ કહે છે કે "નોકરો હોય છતાં બૈરાંઓ જાતેજ રસોઇનું કામ કરે છે. કોઇપણુ સારા ઘરમાં નોકરો ગંદા ગોલા હોતા નથી, તેમાં પણુ ખાસ કરીને હિંદુના ઘરમાં તો નહિંજ" આ વાત લંબાણુથી ચર્ચવાની મને ખાસ જરૂર જણાઇ છે. અને તપાસ કરતાં મને

ચોક્કસ માલમ પડયું છે કે મીસ મેયોએ તે :વાતમાં તદ્દન સત્ય જાળવ્યું હોય, એમ હું કહી શકતો નથી. નામ આપ્યા વગરના જે જે એકરારો મીસ મેયોએ કર્યા છે તે પણ સત્યથી વિમુખ હોય એ બનવાજોગ છે.

બાળાઓના ભણતર પાછળ સુશિક્ષીત વર્ગ નાણાં ખરચવા તૈયાર નથી, તે વાત તો વિકટોરિઆ શાળાની આર્થિક સ્થિતિની મીસ મેયોએ કરેલી ચર્ચાથી ઉપસ્થિત થાય છે. દિવાન બહાદુર કુંજ બિહારી થાપર ઓ૦ બી૦ ઇ૦ કે જેઓ તે શાળાની નિયંત્રણા સાથે સંબંધ ધરાવનાર વ્યક્તિ છે, તેઓએ મીસ મેયોને તેણીએ કરેલાં બ્યાનોને માટે સારો પડકાર આપ્યો છે.

મી૦ થાપરના પત્રનો ઉલ્લેખ મેં ૨૦૯ મા પાને કર્યો છે.

મધર ઇંડિઆમાં જે જે લખ્યું છે, તેને માટે ગાંધી અને ટાગોરે જે કહયું છે તે સઘળું આગલા પાનામાં લખાઇ ગયું છે. મીસ મેયો ખોટાં ટાંચણો આપે છે, એમ બંનેએ ઠોકીને કહયું છે. જે અભિપ્રાયો ટાગોરના નજ હોઇ શકે તેવા વિચારો તેના છે, એમ મીસ મેયો કહે છે, તે તદ્દન અપ્રમાણિક વાત છે. જાનેવારીની ચોથી તારીખના ન્યુયોર્કના નેશન પત્રમાં ટાગોરે જે લખ્યું છે તે છુટું પાડી તું નીચે આલેખું છું:—

"મધ્યરાત્રીના ધસારાના નિશાન તરીકે ચુંટી કાઢી ચોટ કરાનારાઓમાંના એકનું ખાસ માન લેખકે મને આપ્યું છે. આવા વિસ્તારમાં પ્રવર્તેલા નિંદ્ય કર્મ સામે તદ્દન મારો બચાવ કરવાનું કામ મુસ્કેલી ભરેલું છે. છતાં તમારા પત્રદ્વારા કેટલાક મિત્રો કે જેઓ આટલાંટિક મહાસાગરની પેલી તરફ છે, તેઓને કાને સંદેશો પહોંચાડું છું. હું આશા રાખું છું કે ધડકાવી નાંખે એવા મીસ મેયોના એકરારોને માટે સત્યાસત્યના નિર્ણય પર આવતાં અટકશે. એટલું વિરત્વ તેઓમાં

હશેજ. એક આગંતુક મુસાફરે સમસ્ત પ્રજાને માટે જે હલકટ આક્ષેપો કર્યા છે તેને સહજ માનનીય ગણી નહિંજ માને.

સામાજિક દુ:ખોના બેધડક ટીકાકાર મિ૦ નટરાજનના પત્રનો ફકરો મારા બચાવમાં રજુ કરીશ. કેસરલીંગના "લગ્નનું પુસ્તક"ને માટે જે બે શબ્દો મેં લખ્યા હતા, તે લઇ તેને માટે મીસ મેયોએ જાણી બુજીને જે સાચા જુઠા આક્ષેપો મને ઉદ્દેશીને કર્યા છે, તેની તેણે પ્રસંગવશાત્ નોંધ લીધી છે. મીસ મેયોએ યુક્તિ વાપરી અર્થનો અનર્થ થાય એવી યોજના કરી છે. ખરો અર્થ છુપાવ્યો છે, અને તેણીના ગંદા કાર્યને જેમ અનુકુળ આવે તેમ જુઠા રદીયા પુરાવા રૂપે રજુ કર્યા છે. નટરાજન આ પ્રમાણે લખે છે:—

"ટાગોર લગ્નની મનોભવ સૃષ્ટિને માટે પત્રને અંતે પાંચ પાનામાં વર્ણન કરે છે, (કેસરલીંગ પાના ૧૧૭થી) હિંદની એક વ્યક્તિ તરીકે લગ્ન માટેની ચર્ચાઓને અન્તે મારે પોતાને જે કહેવું છે, તે કહેવા દો. તેઓ એમ માને છે, કે એકલા હિંદમાંજ નહિ પણ આખી દુનિયામાં લગ્નનો વિધિ પ્રાચીન કાળથી તે અત્યાર સુધી સ્ત્રીપુરૂષોના સાચાં ગાંઠણને માટે અંતરાયરૂપ છે. તે અંતરાય ત્યારેજ દુર કરી શકાય, કે જ્યારે સ્ત્રીઓનું ઉત્પાદક માનસ સંપૂર્ણ રીતે ખીલવવાને ઘરના ઉંત્પાદક કાર્યોનો ધ્વંશ કર્યા વિના સમાજ તેને સગવડ કરી આપે, અને તેને માટે પુરતું ક્ષેત્ર ખુલ્લું મુકે."

"મીસ કેથેરાઇન મેયો જો એક હતદ્રષ્ટિ પ્રચારિકા નહોત, અને એક પ્રમાણિક જીજ્ઞાસુ હોત, તેમજ ટાગોરનો નિબંધ વાંચવાની ધીરજ પણ રાખી નહોત, છતાંએ કલકત્તામાં ટાગોરના કુટુંબમાં પરણવાની ઉંમર કેટલી છે, એટલું પુછી ખાત્રી કરી હોત, તો તે વિષય પર ટાગોરના વિચારો તેણી જાણી શકત; પણ કવિને ઉતારી પાડવાનો તેણીનો નિશ્ચય હતો એ દેખીતું છે."

"કેસરલીંગના પુસ્તકમાં હિંદુ લગ્નને માટે જે મારા વિચારો છે, તે વાંચવા ભલામણ કરૂં છું, અને મને ન્યાય મળે તેવા ઇરાદાથી મીસ મેયોને પડકાર કરી કહું છું, કે બાળલગ્નને માટે જેવા મારા વિચારો હોવાનું તેણી સિદ્ધ કરવા મથે છે, તેવા મારા વિચારો છે, તે તેણી સાબિત કરી આપે. તેમાં મેં એમ જણાવેલું તેણી કહે છે, કે બાળલગ્ન એ ઉત્કૃષ્ટ આત્માનું તથા આકાંક્ષાઓનું પુષ્પ છે, કામવિકારની જીત છે, ભૌતિકત્વની જીત છે, કે જે નીતિ ઉચ્ચ બુદ્ધિની, કોમની ખાનદાનીયત ભરેલી શ્રેષ્ઠતાને માટે છે. આમ કહેવામાં આડકતરી રીતે એજ ભાવ સમાએલો છે, કે હિંદુ સ્ત્રીઓને જો હાથથી જતી રોકવી હોય તો તેઓ સ્ત્રીત્વ પ્રાપ્ત કરે, તે પહેલાં તેઓને સારી રીતે લગ્ન ગ્રંથિથી બાંધી જકડી દેવી જોઇએ.

બીજું જે એક હાસ્યજનક જુઠાણું તેણીએ ચલાવ્યું છે, તે એ છે કે, મશ્કરી સાથે તેણી મને પાશ્ચાત્ય ઔષધો તથા તે વિજ્ઞાન વિષેના મારા અભિપ્રાયોને ઉદ્દેશી છે. તેમાં આયુર્વેદની તરફેણમાં હું હોવાનું અને પાશ્ચાત્ય વિજ્ઞાન તરફ મારી ઘૃણાનું કથન છે. જો તેણીની તાકાત હોય તો આ નિંદાસ્પદ વકતવ્ય સાબિત કરે.

મારા જેવા બીજા ઘણા સાક્ષીઓ છે કે, જેઓ મારી જેમ પાશ્ચાત્ય વાચક વર્ગ પાસે તેઓના વિચારો અને વિરોધો રજુ કરી શકે. એવી રીતે અર્થના અનર્થો થયા છે, શબ્દો તોડી નંખાયા છે, સત્યતાની વિકૃતિ કરવામાં આવી છે, અને એવી રીતે તેને મુકવામાં આવ્યા છે કે હડહડતું જુઠાણું પણ તેના કરતાં સારૂં હોય.

શાંતિ નિકેતન
૯ નવેંબર ૧૯૧૭

રવિંદ્રનાથ ટાગોર.

---

કલકત્તાના વરિષ્ઠ ન્યાયમંદિરના એક અગ્રગણ્ય નેતા લોર્ડ સિંહાને માટે ગણના કરતાં મી૦ એન૦ એન૦ સરકાર કલકત્તાના એંગ્લો ઇંડિયન પત્રના તા૦ ૭ માર્ચના અંકમાં નીચે પ્રમાણે કહે છે.

સાંભળ્યા પ્રમાણે મી૦ સરકાર લોર્ડ સિંહા સાથે અંગત સંબંધ ધરાવનાર વ્યક્તિ છે. તેમજ તેઓશ્રીની ઉદ્યોગિતા તથા વિચારણા સાથે ગાઢ સંબંધ ધરાવનારા છે. મી૦ સરકારે તેમાં મીસ મેયોનું એક બીજું જુઠાણું ખુલ્લું કર્યું છે. આપણી વાતને બંધ બેસતો આવે એટલો તેનો ભાગ અમે નીચે આપીએ છીએ,

"તેઓશ્રીનું નામ જેમાં આગળ પડતું આવે, તે વાતનો તેઓને તદ્દનજ કંટાળો છે. મીસ મેયોના મધર ઇંડિઆના પુસ્તકમાં એક પ્રકરણ "એક મહાન વકીલ" એ મથાળા હેઠળનું છે. તે પ્રકરણમાં એક હિંદુ ઉમરાવ કે જે એક ઉચ્ચ કોટિના વકીલ પણ છે, તેની સાથેની વાતચીતનો પ્રસંગ વર્ણવે છે. તેમનું નામ આપવું તે તેમનું અપમાન કર્યા બરાબર થાય, એમ તેણી કહે છે.

આ હિંદુ વકીલ કે જેનો તેણી ઉલ્લેખ કરે છે, તે લોર્ડ સિંહા પોતે, એમ તેણે પોતે સાબિત કર્યું છે. આ વાટાઘાટ ૧૭ ઇલીસીયમ રો. કે જ્યાં લોર્ડ સિંહાનું રહેઠાણ છે, ત્યાં થઇ હતી તે વાત તેના ઘણા મિત્રો જાણે છે."

"આ વાતચીત દરમ્યાન લોર્ડ સિંહાએ એવું જાહેર કર્યું છે કે, બંગાળાનાં ગામડાંઓની સ્થિતિ સારી નથી. સરકાર તે તરફ પુરતું ધ્યાન આપતી નથી. તેમાં લખ્યું છે, કે લોર્ડ સિંહાએ કહેલું કે ખરેખર સરકાર ધારે તો જલદીથી ઘણું કરી શકે. સરકાર લોકોને ભુખે મારી નાંખે છે. પછીથી મશ્કરી તેમજ કટાક્ષ સાથે મીસ મેયો કહે છે, કે આ સમૃદ્ધ માણસ કે જેની આવક એક સારા વકીલ જેટલી છે તેણે પોતાના ગામને (રાયપુરને) માટે કશું કર્યુંજ નથી. તે ગામડું તેના રહેઠાણથી ઘણું થોડું દુર છે."

"લોર્ડ સિંહાને જાહેરમાં આવવાની દરકાર નથી. તેથી રાયપુરમાં પાકી નિશાળ પોતાના ખરચે બંધાવી, તે નિશાળ તથા ઔષધાલય પોતાના ખરચે ચલાવે છે, તેને માટે જાયુકની સગવડ કરી આપી છે,

તેમજ તે કૃષિશાળાને માટે રૂ૦ ૧૦,૦૦૦ની રકમ આપી છે, તેમજ તે ગામ તથા લોકોને માટે દયાદાન વગેરે જે તેણે કર્યાં છે, તે મીસ મેયોને જણાવ્યું પણ નથી.''

"જ્યારે મીસ મેયોની ચોપડી પ્રકટ થઇ ત્યારે હું લંડનમાં હતો. મીસ મેયોએ તેમને જે અન્યાય કર્યો છે, તે તરફ તેમનું લક્ષ ખેંચવામાં આવેલું; તેણીને જવાબ આપવા માટેનો ખરડો છાપવા માટે તૈયાર કરાયો પણ હતો; પણ આખરે તેઓએ ના કહેવાથી તે નજ છપાયો.

મીસ મેયો પર આ બીજું જુઠાણું ઠોકાયું.

૪

પાશ્ચાત્ય સ્ત્રીઓની નૈતિક આચરણની ચર્ચાના સવાલને માટે મારે ઘણી રાત્રીઓ ઉજાગરામાં પસાર કરવી પડી છે. નાતજાત અને રંગનો ભેદ બાજુએ મુકીએ, તો પણ મને મીસ મેયો કરતાં સ્ત્રીઓ માટે વધારે માન છે. હું ખાત્રીપૂર્વક માનું છું. કે સ્ત્રી જેટલું પવિત્ર અને સુંદર કાંઇ નથી. માતૃત્વ તેઓને ઉંચી પંક્તિ પર મુકે છે, અને તેથીજ હિંદુસ્તાનમાં માતાઓ તરફ આટલું બધું માન છે' અને તેઓનો દરજ્જો ઉંચો છે, પ્રાચીન કાળના હિંદુઓ જુદા જુદા સ્વરૂપમાં માતૃકા પૂજન કરતા. શક્તિ સરસ્વતી, લક્ષ્મી અને દુર્ગા આ બધી સ્ત્રીજાતિય દેવીઓ છે. માતા પત્નિ, બેન અને પુત્રી દરેકને જુદા જુદા ઉત્સવો અર્પણ કર્યા છે. અચકાયા વગર હું કહું છું કે હિંદુ સમાજનું સામાજિક અધઃપતન થયું છે. મારા ધારવા પ્રમાણે આનું મુખ્ય કારણ રાજદ્વારિ શૃંખલા બંધન છે. જ્યાંસુધી હિંદુસ્તાન સ્વતંત્રતા ન મેળવે, ત્યાંસુધી તેમાં સુધારો કરવો સહેલો નથી.

સન ૧૮૩૦માં બ્રહ્માસમાજ સ્થપાયો ત્યારથી હિંદુ સમાજના બંધારણ માટે અમે સતત પ્રયત્નો કરતા રહ્યા છીએ, સન ૧૮૭૭થી

આર્ય સમાજ પણ તેમાં પ્રયત્નશીલ છે; બીજી કેટલીક સામાજિક સંસ્થાએ મંથન કરે છે. હજારો સભાઓમાં બાળલગ્નનો અમે વિરોધ દર્શાવેલો છે. અને જો કે તે બાબતમાં કાયદાની મદદ અમને મળીજ નથી, છતાંએ પરણાવવાની ઉંમરમાં ઘણો સારો સુધારો થયો છે. બારમે વર્ષે લગ્ન હવે કેટલીક કોમો તથા નાતોમાંજ થાય છે. હિંદુસ્તાનની બાળાએ બારમે વર્ષે રજસ્વલા થાય છે, તો પણ સોળ વર્ષની ઉંમર પહેલાં તેઓને વિવાહીત કરવી, તેને હું સામાજીક ગુન્હો ગણું છું. જો કે હજી ઘણું કરવાનું બાકી છે; છતાંએ પુનર્લગ્ન નહિ કરવા સામે અમોએ સખત વિરોધ બતાવ્યો છે, અને તે બાબતમાં કંઇક સુધારો દ્રષ્ટિગોચર પણ થાય છે. પુનર્લગ્ન સામે થોડાંજ નાત તથા કોમો છે. બધી નથી. તો પણ પ્રતિવર્ષે હજારો વિધવાના દરેક જ્ઞાતિમાં લગ્નના અહેવાલો આપણને મળે છે. મુસલમાન અને ક્રિશ્ચિઅનોમાં જ્ઞાતિઓ છે. તેમનામાં કેટલીક વિધવાને ફરી પરણવા નથી દેતા, પણ સર્વત્ર સુધારો દેખાય છે. એક પણ ધર્મચુસ્ત જ્ઞાતિ નથી કે જેમાં પુનર્લગ્ન નહિ થયાં હોય. ધર્મચુસ્ત અને સુધારક વચ્ચે સખત યુદ્ધ છતાં ધર્મચુસ્તને પાછા હઠવું પડયું છે.

હિંદુસ્તાનમાં કાયદેસર પરણવાની ઉંમર ૧૩ વર્ષની છે. કેંદ્રિય ધારાસભા આગળ હાલમાં તે ઉંમર ૧૪ વર્ષની કરવા માટે કાયદો પસાર કરવા સારૂ ખત રજુ થયું છે. સરકાર તેની વિરૂદ્ધ છે. બાળાઓની ઉંમર ૧૨ વર્ષની રાખવા માટે પણ લેખ રજુ થયો છે. ધારાસભામાં તે લેખ પ્રજાના હિંદુ સભાસદોએ રજુ કર્યો છે.

તેજ પ્રમાણે અસ્પૃશ્યતા દુર કરવાને માટે પણ બહોળા વિસ્તાર પર મહેનત ચાલુ છે. અસ્પૃશ્યતા તથા દલીત કોમની ઉન્નતિને માટે પણ હિંદુઓ મોટી રકમો ખરચી રહ્યા છે, તેમજ તેઓને માટે પણ હિંદુઓથી બને એટલું કરે છે. તેઓના સામાજિક તથા આર્થિક હિતને ખાતર ઘટતું કરવામાં પણ પાછી પાની કરતા નથી. ઘણા

લોકો આ ચળવળ વિરુદ્ધ છે, તે વાત સાવ જુઠી છે, કારણ અત્યંત ધર્મચુસ્ત માણસો પણ હવે તેની જરુરિઆત સમજ્યા છે, અને ઘટતું કરવા તત્પર છે. હું તો જાતિ ભેદમાં માનતોજ નથી. તેનું મુળ તદન નાશ પામે તેની તરફેણમાં હું છું. લગ્ન પરત્વે સ્ત્રી પુરૂષના ભિન્ન ભિન્ન હકોની બાબતમાં પણ હું માનતો નથી. આ બધી બાબતનું ચોપડીમાં વિસ્તારથી વર્ણન થયું છે, તેમજ મીસ મેયોએ કરેલા એકરારોને પડકાર તથા તેનું ખંડન સારી રીતે કરવામાં આવ્યું છે. હિંદુ સામાજિક જીવન પરજ જો મીસ મેયોએ ટીકા કરી હોત, તો કોઇ પણ હિંદુ સુધારક તેણીની સાથે સંમત રહેત, અને પાશ્ચાત્ય પ્રજાના દુર્ગુણોને ઉઘાડા પાડવાનું કદી પણ ઉચિત ધારત નહિ. બીજી પ્રજાઓ ઉપર કાદવ નાંખવાનું કામ અમારૂં નથી. દરેક સમાજમાં ગલતીઓ હોય છે. ખરી અથવા ખોટી રીતે પણ અમે હિંદુઓ એમ માનીએ છીએ કે હિંદુ સ્ત્રીઓનાં નૈતિક આચરણો પ્રાશ્ચાત્ય તેમજ બીજા દેશો કરતાં પવિત્ર છે, સારાં છે. પ્રાશ્ચાત્ય સ્ત્રીઓમાં દુષિત કામ વિકારીત્વ હિંદુઓ કરતાં વિશેષ પ્રમાણમાં છે એમ ન્યાયની રીતે કહેતાં અમો માનીએ છીએ. ઉપદંશ વગેરે વ્યાધિઓની વાતમાં તો પુર્વ પશ્ચિમની સરખામણીજ થઇ શકે તેમ નથી. અંગ્રેજો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં આ વ્યાધિઓનું અસ્તિત્વજ નહતું. સિવાય કે કોઇ ડુંગરી પ્રદેશવાળા મુલકોમાં છુટું છવાયું હશે, તેથીજ તેઓ અને આપણા પ્રમાણમાં ઘણોજ ફરક છે. ઉપદંશનું બીજું નામ બદ્-ઇ. ફરંગ છે. એટલે કે ફીરંગી (યુરોપીઅન)નો વ્યાધિ.

રાજદ્વારિ અને કોમના પ્રચાર કાર્યને અવલંબી મીસ મેયોએ આવી દુષ્ટતા ભરેલી સામાન્યોક્તિ કરી છે. અગર જો તેણીએ તેવા ઇરાદાથી તે કામ કર્યું નહોત અને ફક્ત આપણે માટે સમાજ સુધારા તથા બંધારણને માટે હિમાયત કરી હોત તો આપણને અટલું બધું માઠું

લગાડવાનું કારણ નહોત. તેણીએ નીચબુદ્ધિથી આપણા સમાજની અવગણના કરી છે. લંડનની હિંદુ કચેરીએ પણ આવી સામાન્યોક્તિ કરવા સામે તેણીને ચેતાવી હતી. છતાં તેને બાજુએ મુકી ૩૨ કરોડની પ્રજાને તેણે નીચી પાયરી પર મુકી છે. તદ્દન જુઠા એકરારો કરી તેણી એમ બતાવવાનો ઇરાદો રાખે છે, કે રાજદ્વારી સ્વાતંત્ર્યને માટે આપણે નાલાયક છીએ, અને અંગ્રેજ સરકારનું રાજ્ય આપણે માટે જરૂરી છે. હિંદુસ્તાનમાં સ્વરાજ માટેના જન્મસિધ્ધ હક વિરૂધ્ધ એકલા ઇંગ્લાંડમાંજ નહિ પણ અમેરિકામાં ખાસ કરીને મોટા પાયા પર અને ઘણા દ્રવ્યના ભોગે સુનિયંત્રિત પ્રચાર કાર્ય ચલાવવામાં આવે છે. તે વાત જ્યારે હું સન ૧૯૨૪,૨૬, અને ૨૭માં પશ્ચિમ તરફના દેશોમાં ગયો ત્યારે મેં જાણી. આપણે ભ્રષ્ટ છીએ, તે વાત પ્રખ્યાત કરવાને હજારો યોજનાઓ અમલમાં મુકાય છે. આ કામમાં નોકરી પરથી ફારેગ થએલા એંગ્લો ઇંડીઅનો—અરે આપણું લુણ ખાનારાઓ, મહાન વ્યાપારીઓ તથા પાદરીઓનો પણ હસ્તક્ષેપ છે. જે રીતોનો ઉપયોગ થાય છે, તે અતિ સુક્ષ્મ તથા છલથી ભર પુર છે. રાજદ્વારી અને આર્થિક કારણો પાછળ રાખી સામા- જીક ગલતીઓને અજવાળામાં મૂકે છે. અતિશયોક્તિવાળાં અને ખોટાં ચિત્રપટો પડદા પર ચીતરાય છે કે જેને લીધે હિંદુઓ પ્રત્યે જુગુપ્સા અને અને અરૂચિ ઉત્પન્ન થાય. વર્તમાનપત્રો, સભાઓ, સભાપીઠો, નાટકો, સીનેમા, એ સર્વનો ઉપયોગ આપણી વિરૂદ્ધ કરવામાં આવે છે. મીસ મેયોનું મધર ઇંડિઆનું પુસ્તક એવાજ પ્રચારકાર્યને માટે છે. તે માટે કાંઇ શંકાજ નથી. એશિઆવાસીઓની એંગ્લો સેક્શન ધુંસરા નીચેથી છટકી સ્વાતંત્ર્ય મેળવવાની પ્રવૃત્તિઓનો તિરસ્કારથી તથા હાસ્યજનક રીતે વિરોધ કરવો, એજ મીસ મેયોનું જીંદગીનું કર્તવ્ય છે એમ દેખાય છે.

મેં આમળ કહ્યું છે, તે પ્રમાણે મીસ મેયો મી૦ કર્ટિસને સન ૧૯૨૫ના ઓગસ્ટ માસમાં મળી હતી. "ભયંકર ટાપુ"ના મીસ

મેયોના પુસ્તકની ઉપોદ્ઘાતના પ્રકરણમાં તેણે નીચે પ્રમાણે લખ્યું છે:—

"વિલીયમ્સ ટાઉનમાં તથા યુનાઇટેડ સ્ટેઇટમાં ઘણે ઠેકાણે મને મિત્રો મળ્યા છે, કે જેઓ સરકાર તરફનું એ ચોપડીમાં જે સ્થિતિઓનું વર્ણન આપ્યું છે, તેને માટે ભરોસાદાર વાતમાં તેઓ અનુમત થાય છે. મીસ મેયોએ ચોપડીમાં જે લખ્યું છે, તે તેઓના મત પ્રમાણે સત્ય છે. વળી ત્યાંની સ્થિતિનું જે બયાન મીસ મેયોએ કર્યું છે, તે તેણી તે ટાપુમાં જઇ આવ્યા સિવાય નજ કરી શકત. જેઓએ મને ખબર આપી છે, તેઓ બધા હિંદુસ્તાન જઇ આવેલા છે, અને ત્યાંના ઘણાએક રાજદ્વારી પુરૂષોને મળ્યા છે. ફીલીપાઇનો અને હિંદવાસીઓની સરખામણીના મારા જુદા જુદા પ્રસંગોએ કરેલા સવાલના જવાબમાં તેમણે કહ્યું છે, કે હિંદુ આગેવાનો ફીલીપાઇનો કરતાં ઉંચી પંક્તિના છે, અને ઉંચા ક્ષેત્ર પર છે."

મી૦ કર્ટિસ જાણતા હતા, ને મીસ મેયોને પણ ખબર પડી હશેજ, કે જે સુધારાઓની લહાણી હિંદને થઇ છે, તે કેટલા ઉપયોગી નિવડયા છે. તે કમીશનના બંધારણ માટે લંડન ટાઇમ્સે કેટલોક વખત થયાં ચળવળ કરવા માંડી હતી, તેમાં એક પણ હિંદુ ન રહે, એવી તેઓની ઇચ્છા હતી. હિંદુસ્તાન વિરૂદ્ધ બ્રિટનના જનસમાજને વર્તમાનપત્રો ઉશ્કેરી રહ્યા હતા. હિંદુ સામાજિક પ્રથાઓ નિંદ્ય છે, તેમજ હિંદમાં વસતા અસ્પૃશ્યો રક્ષણ રહીત છે, તેવી ઘોષણાઓ કરી રહ્યા હતા. આ કહેવાતી એટલે જુઠી પરિસ્થિતિ ઉઘાડી પાડવા માટે ફકરાઓ ઉપર ફકરાઓ છાપામાં છપાતા હતા. બ્રિટનના ટોરી પત્રકારોને ખબર હતી કે એ જાતનું પુસ્તક તૈયાર થાય છે, એમ બનવું શક્ય છે. તેથી ચોપડી તૈયાર થતાંની સાથેજ એક નિસ્વાર્થી વિદેશી તરફથી તે પ્રકટ થઇ છે, એવા બુમબરાડા તેઓએ પાડી મૂકયા. તેઓના મંતવ્યને આમ કરવાથી અમૂલ્ય ટેકો મળતો હતો.

મધર ઇંડિઆના પુસ્તક ઉપર ટીકાઓ નહિ થવા દેવાને માટે તેઓ એટલા બધા ચિંતાતુર હતા, કે તે વખતે લંડનમાં રહેતા સંભાવિત ગૃહસ્થોનો સહી સિકકાવાળો પત્ર પણ પ્રગટ નજ કર્યો. તેમજ વર્તમાનપત્રકારોની આચારનીતિને પણ હવામાં ઉરાડી દીધી. ચોપડીની હજારો નકલોની મફત લહાણીઓ કરાય છે. આ બધાં તથ્યો હિંદના મગજમાં જરાએ શંકા લાવી શકતા નથી, કે તે પુસ્તક પ્રકટ કરવામાં બ્રિટીશના રાજદ્વારી અને કોમી લાભના ઉદ્દેશ ન હતા.

આવી પરિસ્થિતિમાં જે સાચુંજ છે તે શું પાછું આપણે તેમના માથામાં ન મારીએ? મીસ મેયો જે જે સામાજીક ગુન્હાઓ આપણા પર ઠોકી બેસાડે છે, તેવા ગુન્હાઓ અને ગલતીઓ ઘણા મોટા પ્રમાણમાં પશ્ચાત્ય સમાજમાંજ છે છતાં એવી ગલતીઓને સ્વાતંત્ર્યના અટકાવરૂપ તે દેશોમાં લેખવામાં આવતી નથી. મેં આગળ કહયું છે, તેમ આ સવાલે ઘણી રાત્રીઓ સુધી મને જાગતો રાખ્યો છે, પણ અંતે હું એ નિશ્ચય પર આવ્યો છું, કે મારા દેશ માટેની મારે માટે ફરજ એજ છે કે મારો જવાબ મારે અધુરો તો નજ રાખવો, અને મને અણગમતું છે તેવું આ કાર્ય પણ મારે દેશને ખાતર કરવું જ,

સન ૧૯૨૯માં જ્યારે હું અમેરીકાથી પાછો ફર્યો ત્યારે વખતો વખત પાશ્ચાત્ય સમાજને માટે મારા વિચારો દર્શાવવાનું મને કહેવામાં આવેલું પણ તે વખતે મેં તેનો ઇન્કાર કર્યો, કારણ તેમ કરવામાં મારે પાશ્ચાત્ય સ્ત્રી વર્ગને શરમાવે એવાં અનૈતિક આચરણો લખવાથી મારે અરૂચિકર કાર્યમાં જોડાવું પડે, તેમ દેશમાં સારૂં શું છે તેજ જોવાની વાતને હું માનનારો છું. તેમ કરવાથી આંતર રાષ્ટ્રિય સંબંધનો સુધારો તથા સંપ આપણે મેળવી શકીએ તે નિયમથી જો હું વિમુખ થાઉં તો મારી જીંદગીમાં પહેલીજ વખત મારે તેવા થવું પડશે અને તેને માટે ગુન્હેગાર તથા જવાબદાર મીસ મેયો તેણીના સહાયક એંગ્લો ઇંડિયનોજ છે.

૬

લેખકોના આધારોના ટાંચણ આપવાનો દુરૂપયોગ મીસ મેયોએ કર્યો છે, એટલુંજ નહિ પણ પોતાનાં લખાણોમાં પણ તેનાથી બની શકે તેટલી રીતે હિંદુઓનું કાળું અને ઘોર સ્વરૂપ ચીતરવામાં તેણીએ અથાગ પ્રયત્નો કર્યો છે. તેણીની ફુલસફાચટ કરાનારી સામાન્ય ઉક્તિમાં સત્યતાનો અંશજ નથી. આપણા અતિશયકારી વિકારિત્વથી તેણીનું મગજ છવાઇ ગયેલુ છે; તેમજ ફ્રેડના નિયમાનુંસાર વખતો વખત પુષ્કળ આક્ષેપો હિંદુઓ પર કર્યો છે. તેમાં હિંદુઓના વિકારિત્વ સિવાય બીજું કશુ નથી તેથી આપણને માનવાને કારણ મળે છે, કે તેણીનું માનસ દુષિતજ છે. વાચક વર્ગ માટે કેટલા દાખલાઓ અમે નીચે આપીએ છીએ:—

પાનું ૨૫. સ્ત્રી શિક્ષિકાઓને પ્રાથમિક કેળવણીને માટે તમો રાખો તો જરૂર તેવી રીતે તેઓને ઉઘાડી પાડવામાં તેઓમાંના દરેકનો નાશ થાય.

પાનું ૩૦. પ્રસુતિના દુઃખમાંથી જે બાળક બચે તે ઘણુંખરું વ્યાધિ ગ્રસ્તજ હોય

પાનું ૩૦. ઘરમાં જે બાળક ઉછરે તે શબ્દ અને આચારમાં કામ વિકારિત્વના પાઠો કુમળી વયમાંજ શીખે છે,

પાનું ૩૨—૩૩. દેશના ઉત્તર દક્ષિણ ઘણા ભાગમા જે છોકરાનું માનસ આ રીતે તૈયાર થયું હોય, તેને અને જે ખુબસુરત હોય તેને મોટી ઉંમરના માણસો માટે રાખવામાં આવે છે; તેમજ વેશ્યા તરીકે કોઇ મંદિરને અર્પણ કરાય છે. માતા પિતાઓ આમાં કાંઇપણ બાધ જોતા નથી. પણ પોતાનો છોકરો દેખાવડો છે તે જોઇ ખુશ થાય છે,

આ બધું અજ્ઞાનતાથી થાય છે, અગરતો તેમાં કંઇ વજુદ નથી. એમ સમજી નથી થતું. સારું નરસું સમજવાને આપણી જેમ તેઓ

અશક્ત છે. ઉંચા અગર તો નીચા કુટુંબની માતા છોકરીને સારી રીતે ઉંઘ આવે, તથા છોકરો મરદ બને, તેટલા માટે આવા પ્રયોગો અજમાવે છે. આ બદી છોકરાને માટે તો તેની જિંદગી સુધી કાયમ રહે છે, અને દરરોજ તેનું આચરણ તે કરે છે.

આ છેલ્લી વાત પર લક્ષ આપવું જરૂરનું છે. દેશના જુદા જુદા ભાગના ઉંચી પંક્તિના વૈદક વૈજ્ઞાનિકો પ્રમાણ સહીત કહેછે કે તેઓની તપાસને માટે લવાએલા દરેક છોકરાના શરીર પર આવી બદીની નિશાનીઓ હોય છે.

પાનું ૩૪. મિથુનના સંબંધ પરત્વે તથા આત્મસંયમની બાબતમાં હિંદુશાસ્ત્રમાં નિયમોનું કંઇ પ્રમાંણ છેજ નહિ.

પાનું ૩૪. આ જે થોડું દિગદર્શન મેં કર્યું તે પછીથી જો હું એમ કહું કે દેશના એક છેડાથી બીજા છેડા સુધીમાં ૩૦ વર્ષની ઉંમરે પહોંચેલો મરદ જો તેને ભોગો ભોગવવા જેટલી સમૃદ્ધિ હોય તો તેટલી ઉંમર પછીથી તે એક વૃદ્ધ માણસજ થાય છે. તો તે બોલ કુલ અજાયબી–ભરેલું નજ લાગે. તેમજ દસમાં સાત, આઠ મરદો તો પચીસથી ત્રીસની ઉમર સુધીમાં નપુંસકત્વજ પ્રાપ્ત કરે છે. આ કંઇ ઉપર ટપકે આપેલા આંકડાઓ નથી. જે અપવાદ મેં ઉપર લખ્યો તે બાદ કરતાં સર્વને લાગુ પડે છે.

પાનું ૬૧. હિંદુ સ્ત્રી દિવસમાં બે ત્રણ વખત સંભોગ કરે છે.

પાનું ૬૯. જ્યાં સુધી બ્રિટનો ખૈબરઘાટ સુધી ન પહોંચ્યા, ત્યાં સુધી કોઇ પણ હિંદુ તેમાંથી જીવતો ન આવી શકતો. ફક્ત સ્ત્રીના વેશમાંજ ઘોડા પર બેસી તેઓ હિંદુસ્તાન આવી શકતા.

પાનું ૮૪. ઉપર કહી તે સરતોને અનુસરી વિધવાને કાયદે સર તેણીને કંઇ હક ન હોવાના સબબે, તેના પતિના મૃત્યુ પછી તેના પતિના સંબંધી સાથે પતિગૃહમાં રહેવા દે છે. જો તેણી તે સરતો પ્રમાણે રહેવા ના કબુલ થાય તો તેણીને કાઢી મુકવામાં આવે છે. તેમ થતાં તેણીને ભિક્ષા માગી જીવન વ્યતિત કરવું પડે છે, અથવા તો ઘણીવાર વેસ્યા વૃત્તિથી કાળ નિગમંન કરવો પડે છે. ચીથરે હાલ ગંદુ સ્વરૂપ, બોડકું માથું, દુઃખી જિંદગી ગુજારવાથી મ્લાન અને ફીકકું મુખ ટોળાં બંધ મંદિરોમાં અગરતો જાત્રાના ધામમાં આપણા જોવામાં આવે છે, કે જ્યાં મુઠી ચોખાના દાન ઉપર તેણી નિભાવ કરે છે.

પાનું ૮૬. 'વિધવાઓના પુનર્લગ્ન' એ વાત તો વિચારસૃષ્ટિની પેલી પારજ છે, એમ માનવામાં આવે છે. બલ્કે પુનર્લગ્ન તો કરી નજ શકાય.

પાનું ૯૧. હિંદુ સ્ત્રીઓના જિંદગીના ખરેખરા કટોકટીના તથા અમૂલ્ય પ્રસંગમાં દવા વગેરે આપવાને માટે સરવાળે ખરેખર અડધી આંધળી, ઘરડી, લુલી, લંગડી, પક્ષાઘાત વાળી, વ્યાધિગ્રસ્ત તેમજ ગંદામાં ગંદી નાતમાંની સ્ત્રીઓથી કામ લેવું પડે છે, (આ દાયણીઓને ઉદ્દેશીને છે.)

પાનું ૧૫૪. અસ્પૃશ્યતામાં, હજારો લોકો માનનારાઓ છે, અને જોકે ગાંધીને પોતાનામાં વિશ્વાસ છે, તો પણ તેના અનુયાયીઓ તે બાબતમાં તેની સાથે નથી, તેમજ સાથે રહેવાની દરકાર પણ રાખતા નથી.

પાનું ૧૦૮. જો બ્રીટનને હિંદુસ્તાનમાં ન હોય, તો આપણે (અંગ્રેજો) ગુલામો તરીકે પઠાણો રાખીએ છીએ, તે સિવાય એક પણ હિંદુ રહેજ નહિં.

પાનું ૨૩૫. અમે જો બચ્ચાઓનું રક્ષણ કરીએ તો પરમેશ્વર અમારા પર રૂઠે, અને અમારૂ નશીબ ફરી જાય.' (આ શબ્દો મીસ મેયોએ બંગાળાની માતાના છે' એમ કહ્યું છે.)

પાનું ૩૩૨. કોઇપણ ધર્મચૂસ્ત હિંદુ અગર તો કોઇપણ હિંદુ સ્ત્રી પગરખા પહેરવા ના પાડે છે.

અમે અહીં તો થોડાજ નમુના આપ્યા છે. ચોપડીના અંદરના ભાગમાં તેનો વિસ્તાર પુર્વક વિચાર કરેલો છે. આવા બહોળા પ્રમાણમાં અને આટલી છુટી રીતે જે લેખક સામાન્યોક્તિ કરે છે, તેને કોઇપણ વિચારવંત લોકો વજનદાર ગણી શકે?

## —[ અનુલેખ ]

મધર ઇંડિઆ પર થએલી ટીકાઓના જવાબ રૂપે મીસ મેયોએ ચીકાગો ટ્રીબ્યુનના એક અઠવાડિક 'લીબરટી' નામક પત્રમાં તા. ૧૪ જાન્યુઆરિના અંકમાં જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. તેમાં મહાત્મા ગાંધીએ તેણીના પુસ્તકનુ જે નિરીક્ષણ કર્યું છે, અને જેનું લંબાણ ટાંચણ અમોએ આપ્યું છે, તેના ઉપર વિશેષે કરીને તેણીએ ફરી ઉલ્લેખ કર્યો છે. વાક્છલનમાં ચતુર હોઇ મુદ્દાની વાતને તેણીએ અંતર પટમાં રાખી તે સામે વિરોધ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. તેણી કહે છે કે મહાત્મા ગાંધી નોંધ લેવા સારૂ બે મંત્રીઓ હંમેશાં પોતાની સાથેજ રાખે છે. એમ કહ્યુંજ નથી. જો મી. ગાંધી ૨૨૨ માં (અંગ્રેજી પ્રતનાં પાના ૨૦૨) જોશે તો તેમને જણાશે કે મૂળ ગ્રંથમાં "હંમેશાં" શબ્દ' તેણે પોતે પોતાના ગજવામાંથી ઉમેર્યો છે. મીસ મેયોની આ વાત તદ્દન ખોટી છે. મૂળમાં મહાત્માએ કંઇપણ ઉમેરો કર્યો નથી.

તેઓ ફક્ત એમજ કહે છે કે "હંમેશા" શબ્દ વાપર્યા વિના એકલા આશ્રમની મુલાકાતનું વર્ણન નહિ કરવાનું દસ્ય આપણી આગળ રજુ કરે છે.

પણ એ તો એક નજીવી વાત છે. ખરેખરી વજુદ વાળી વાત તો સંદેશાની છે. આ વાતમાં તો તેણીની આબરૂ રહી શકતી નથી. તેણી કહે છેઃ—

"મી૦ ગાંધી સાથેની મુલાકાતનો અહેવાલ તેની સહી સાથે સુધારેલો તથા વિસ્તારથી લખેલો મને પાછો મળ્યો છે."

ઘણા છાપેલા પાનાઓના દસ્તાવેજનું પહેલું વાક્ય જે હમણાં મારી સન્મુખ છે, તે મારા પહેલાજ સવાલના પ્રત્યુત્તર રૂપે છે. 'અમેરીકાને માટે તમારા તરફથી કંઇ સંદેશો છે?' એ મારો પહેલો સવાલ હતો, તે જેવો બોલાએલો અને છપાએલો તેવોજ છે. અમેરિકાને મારો સંદેશો એ કે 'આ રેંટીઆનો ધ્વનિ' હવે મી૦ ગાંધી તે સંદેશો આપ્યાની વાતમાં નામુકર જાય છે. તેમજ તે વાત એક દુસ્મનની મનોસૃષ્ટિ છે, એમ કહે છે. તેવો સંદેશો આપ્યાનું મને યાદ નથી. તે સમયે જે એક માણસ હાજર હતું, તેની સ્મૃતિમાં પણ એવું કાંઇ નથી. પણ આ સંદેશા વિષે સત્ય વાત શું છે? મધર ઇંડિયા પર મહાત્મા ગાંધીએ નિરીક્ષણ કર્યું, ત્યારે તેઓ મુસાફરી પર હતા, અને તે મંત્રણા થઇ ત્યારે તેની નોંધ તેમની પાસે નહતી. સન૦ ૧૯૨૮ના ફેબ્રુઆરિ તા૦ ૨ના હમણાંના યંગ ઇંડિઆના અંકમાં લીબરટી પત્રમાં મીસ મેયોએ જે લખ્યું છે તે બાબતનું સ્પષ્ટિકરણ નીચે પ્રમાણે કરે છેઃ—

"મેં તેણીને એવોજ સંદેશો આપ્યાનું તેણી કહે છે, તેમાં ઘણીજ ધૃષ્ટતા ભરેલી રીતે સત્યને તે દબાવી રાખે છે. તેણી તથા મારી વચ્ચે જે મંત્રણા થઇ તેની સુધારેલી નોંધની નકલ મારી પાસે નહિ હશે, એમ તેણી ધારે છે; પણ તેણીના કમ ભાગ્યે મારી પાસે

નોંધની નકલ છે. રેંટીઆના ધ્વનિ વિષેનું પુરેપુરૂ ટાંચણ તેણી કહે છે તેમ નહિ પણ નીચે પ્રમાણે છેઃ—

**મહાત્માજી કહે છેઃ—**

"આ રેંટીઆનો ધ્વનિ એજ મારો અમેરિકનો માટે સંદેશો છે. વર્તમાનપત્રોની કાપલીઓ તેમજ પત્રો જે મને અમેરિકાથી મળે છે, તેમાં દેખાય છે, કે અમુક વર્ગના લોકો અહિંસાત્મક અસહકારને અત્યુત્તમ ગણે છે, જ્યારે બીજાઓ તેને નજીવો ગણે છે. એટલુંજ નહિ પણ એ ચળવળ સાથે જેઓને નિસ્પત છે, તેઓનો અંદર કંઇ છુપો ભેદ સમાએલો છે, એમ માને છે તેમજ એવો આક્ષેપ કરે છે. તમો એક અથવા બીજાની તરફેણમાં બ્યાજોક્તિ કરશો નહિ, જો કે એ ચળવળનો પ્રણેતા હું છું, તેમજ એ ચળવળ અપ્રતિમ છે, છતાં કોઇ પણ અમેરિકન અપક્ષપાતથી તથા સ્વાસ્થ્યથી તેનો અભ્યાસ કરશે, તો તેમાં તેઓને એ ચળવળ વીષે સમજવાનું મળશેજ. હું જે કહેવા માગું છું, તે એ છે, કે અમારી ચળવળનો સરવાળો રેંટીયો તથા તેના સમન્વયોથી થાય છે. મારે મન તો એ ચળવળ દારૂગોળાની ગરજ સારે એમ છે. કારણ કે તેનાથી હિંદુસ્તાનના કરોડો મનુષ્યને સ્વાશ્રય અને આશા મળે છે. અને જ્યારે તેઓ જાગ્રત થશે, ત્યારે સ્વતંત્રતા મેળવવાને તેઓને નાનીશી આંગળી પણ ઉંચી કરવી નહિ પડે. રેંટીયાના ધ્વનિનો સંદેશો એટલે લુંટ ચલાવવાના માનસનો ધ્વંસ, અને ખરેખરી સેવા ભાવના. પ્રાશ્ચાત્યોના ઉચ્ચ સ્વરધ્વનિમાં લુંટજ છે. મારો દેશ, તે ધ્વનિ અગર તો ભાવનાની નકલ કરે, તે મને પસંદ નથી અને તેવું હું ઇચ્છતો પણ નથી."

"મારી મજાક થાય તે ઇરાદાથી ફક્ત મારા સંદેશાનું પહેલુંજ વાક્ય તેણીએ સંદેશા પુરતું લખ્યું છે. અને બીજી મુદ્દાની તેને અંગે કરેલી ટીકાઓ તેણીએ બાતલ કરી છે. હું આશા રાખું છું કે આખો ફકરો ટાંકયાથી મારા સંદેશાનો સંપૂર્ણ અર્થ સમજી શકાશે...મને તોડી પાડ

વાના ઇરાદાથી તેણી જે લખે છે, તે બાબતમાં આખો ફકરો સત્ય રીતે ટાંક્યાથી ખરી વાત તરી આવે છે. એમ હું દાવા સાથે કહું છું"

સંદેશાની વાત મીસ મેયોની કલ્પના સૃષ્ટિનીજ હતી, એ વાત સ્પષ્ટ થાય છે, છતાં તેણીએ કરેલો ગુનો તો રહેજ છે. કારણ અપ્રમાણિક રીતે તેણીએ જે શબ્દ પરિવૃત કાવ્ય રચના સંદેશાની બાબતમાં કરી છે તે કલ્પના સૃષ્ટિની રચના કરતાં પણ વધારે નિંદ્ય છે. કંઇ પણ બચાવ ન હોવાથી તેણીએ વાકૃછલન કર્યું છે. મ૦ ગાંધીએ તેનું કથન તોડી પાડયું, તેને એક નજીવું વાકૃછલન કહી તે વિષે વધારે વિવેચનમાં ઉતરવાનું તેણીએ માંડી વાળ્યું છે.

"સાસુન હોસ્પીટલમાં જે શસ્ત્રક્રિયા મારા પર કરવામાં આવી અને જેને માટે તદ્દન જુઠી વાતોનો ઉલ્લેખ મધરઇંડિઆમાં મીસ મેયોએ કર્યો છે, અને તે તરફ મેં જે વાંધો ઉઠાવ્યો છે, તે પર તેણી ધ્યાન આપતીજ નથી. અગર તે વાતનું સત્યાસત્ય પુરવાર કરવાનું તેણી ઉચિત ધારતીજ નથી." મહાત્મા ગાંધી સાથે વધારે વિવેચનમાં ઉતરવાની વાત પર તેણી લીટી દોરી દે છે, તેમજ તેમાંથી પોતાની જાતને મુક્ત કરે છે.!

વળી કેસરલીંગના પત્ર વીષે ટાગોરનાં કથનો માટે જે છુટ તેણીએ લીધી છે તેનું શું? જે લખાણો મીસ મેયોએ લખ્યા છે, તેમાં અગરતો બીજા છુટા ફકરાઓમાં પણ પોતાનો બચાવ નજ કરી શકે તેવી રીતે ટાગોરને માટે જે વાકૃછલન તેણીએ કર્યું છે, તેમાં સુધારો કરવા, અગર તે સાબિત કરવા તેણે કંઇ તસ્દી લીધીજ નથી.

## પ્રકરણ ૧.

### વાદાનુવાદ.

મીસ મેયોના પુસ્તકના પહેલા બે ભાગમાં પ્રકરણ ૧ થી ૧૦ સુધીમાં હિંદુઓના સામાજિક જીવન એટલે હિંદુઓની સામાજીક ગલતીઓનું તે વર્ણન કરે છે. તે ગલતીઓમાંની ઘણી ખરી

તો સામાન્ય રીતે હિંદમાં વસનારાઓને લાગુ પડે તેવી છે. પણ તેણી ખાસ કરીને હિંદુઓપર ગંદા આક્ષેપો વધારે પ્રમાણમાં કરે છે. આ પ્રકરણો હિંદુસ્તાનના [સ્રીત્વ અને પુરૂષત્વ સામે ધૃષ્ટ અને નીચ સામાન્યોક્તિ સ્વરૂપે છે. તે એવી યુક્તિથી આલેખાયાં છે, કે હડહડતુ જુઠાણું પણ તેની પાસે ઝાંખુ પડી જાય. તેમજ તેવું જુઠાણું જેટલું નુકશાનકારક ન નીવડે તેથી વધારે વ્યંગોક્તિ તેમાં કરેલી છે. બલ્કે તે સાચામાં સમાઇ જાય એવાં છે.] વર્તમાન સામાજિક જીવનના પાપોથી જાણકાર એવો કોઇપણ હિંદુ કે જેની તેમાં સુધારો કરવાની તમન્ના હોય, તે પણ મીસ મેયોએ ચીતરેલા ચિત્રને તદ્દન જુઠું તથા અતિશયોક્તિ ભરેલું છે તેમજ તે સિવાય બીજું છે, એમ કહેજ નહિ.

સત્યવાત તો એ છે, કે તેણીએ તદ્દન ખોટાં અનુમાનો અને ઉદાહરણોથી શરૂઆત કરેલી. ઓળખના પ્રકરણમાં આપણે જોયું છે, તે પરથી માનવાને સબળ કારણ મળે છે, કે આ અમેરીકન સ્રી પત્રકાર, અસહાય્યા, અનભિજ્ઞ અને અલિપ્ત રહી હિંદુસ્તાન આવી હતી નહી, પણ રાજદ્વારી પ્રચાર કાર્યને માટે આવી હતી. તેણીનો ઇરાદો બ્રિટીશ સામ્રાજ્યને ચુનાનો ઢોળ ચઢાવવાનો હતો, અને તેણીના તે કાર્યને પરિપૂર્ણ કરવાને સારૂ તેણીએ એક લેખક તરિકેની વિવેક બુદ્ધિનો ત્યાગ કર્યો છે, હિંદુસ્તાનનું નિરક્ષરણપણું, દુઃખો અને વ્યાધિઓને માટે સરકારને તેણી જરાપણ જવાબદાર ગણતી નથી. તેણીને મન હિંદુસ્તાનમાં જે છે તે સઘળું ખોટું છે, અને તેમ હોવાનું કારણ હિંદુઓ કાંતો જંગલી, વિકારી, દુષ્ટ પશુઓ તે છે, કાંતો બંને છે, તે છે. પછીના પ્રકરણમાં જે લંબાણ ચર્ચા છે તે દુષિત સામાજિક સ્થિતિને ઉદ્દેશીને છે. તે બાબતમાં હિંદી સરકારને તેની જવાબદારીમાંથી તેણી તદ્દન મુક્ત કરે છે, તે એક નૈયાયિક યુક્તિવાદ છે. તેથી શરૂઆતમાંજ તેની બરાબર તપાસ કરવી ઉચિત છે.

મીસ મેયે મધર ઇડિયાના ૨૩ મા પાનામાં સર ચીમનલાલ સેતલવડ અને મહાત્મા ગાંધીને ઉદ્દેશીને લખે છે, અતિ વિનીતપક્ષના સર ચીમનલાલ માટે તેણે નીચે પ્રમાણે કહ્યું છે, તેણી કહે છે, કે "આ દેશને જેની ઘણીજ ખોટ તેમજ જરૂર છે, તે પ્રારંભિક કાર્યોનો અભાવ, સાહસનો અભાવ, તેમજ મુશ્કેલી ભરેલાં સ્તંભિત કાર્યોનો અભાવ, છે."

આ કથન તેણીએ મહાત્મા ગાંધીના અઠવાડીક પત્ર યંગ ઇંડિઆની સાથે સાથે સરખામણીમાં મુકયું છે. યંગ ઇંડિઆમાં જે લખેલું છે, તે આ પ્રમાણેઃ—"આપણી દીનતા કલ્પના શક્તિ તેમજ પ્રારંભિક કાર્યોની ખોટને માટે સરકારને ગુન્હા પાત્ર ગણીએ છીએ, તે સાચું છે."

પછીથી તેણી બીજા કેટલાક લોક પ્રસિદ્ધ માણસોએ જે કહ્યું છે, તેઓને માટે કહે છે. તેવાઓને શું જોઇએ છે, તેમજ તેઓ જે કહે છે, તે નીચે પ્રમાણે છે, એમ તેણી કહે છે. "આપણા ઉત્સાહો આટલા નિષ્ફળ કેમ છે? આપણા ભ્રાતૃત્વ માટેના સ્વાતંત્ર્યના પરસ્પરનાં વચનો અને સ્વોત્સર્ગોનો વ્યય તથા ભુલાવો આટલી ત્વરાથી કેમ થાય છે? આપણું પુરૂષત્વ આટલું ટુંકું કેમ છે? કેમ આપણે આટલા જલદી થાકી જઇએ છીએ અને જલદી મરણ પામીએ છીએ? તેનો ઉચ્ચ સ્વરે આજ જવાબ અપાય છે, કે "અમારૂં આ ધ્યાત્મ તત્વ ઘવાયું છે, અને લોહિથી નિગળે છે. ઉદ્ધત ત્રાહિતના આવાગમનથી અમારો આત્મા છવાયો છે, તેમજ તેનો પ્રકાશ ભુસાઇ ગયો છે. કોઇ પણ સ્થાને કંઇ પણ થઇ શકે એમ નથી, સિવાય કે તે નાસી જાય, ત્યાં સુધી રાજદ્વારી સભાપીઠો પરથી શ્રદ્ધા યુક્ત થઇ તે રાજદ્રોહીઓને નિંદવા, બ્રિટનો પદભ્રષ્ટ થાય અને જતા રહે, ત્યારે અને ત્યારેજ સ્વતંત્રાના સ્વતંત્ર શ્વાસોશ્વાસ આપણે લેતા થઇશું, અને આપણી વહાલી માતૃભુમિની નાની નાની જરૂરિઆતો તરફ આપણે લક્ષ આપીશું."

આ બધા ઉદ્‌ગારો તરફ મીસ મેયોનું વાક્છલન જુઓ. "ઉપર જણાવેલી પરિસ્થિતિઓને હિંદુસ્તાનની સરકાર સાથે કાંઇ લેવા દેવા નથી. સરકાર સારી હોય, નરસી હોય, બેદરકાર હોય અગર તો ગમે તેવી હોય તો પણ નિશ્ચલતા, દીનતા, કલ્પનાસૃષ્ટિ તેમજ આરંભિક કાર્યોનો અભાવ, સ્તંભના શકિતનો અભાવ, સતત દ્રઢભકિતનો અભાવ, ઉત્સાહોની નિષ્ફળતા જીંદગીના સત્વની દુર્બળતા, આ જમાનાના હિંદુનાં લક્ષણો છે, એમ નથી, પણ પ્રાચીન કાળથી તે અસ્તિત્વ ધરાવે છે.

મીસ મેયો કહે છે કેઃ—"હિંદુમાં આ બધાં લક્ષણો વધ્યાંજ જશે અને જ્યાં સુધી તેઓના અસ્તિત્વનો આભાસ તેઓને થશે નહિ, તેમજ પોતાનાં બંને હાથ વડે તેનો ઉચ્છેદ કરશે નહિ, ત્યાં સુધી કાંઇ સુધરવાનું નથી. તેનું શરીર તથા આત્મા ગુલામીની બેડીમાં જકડાઇ ગયાં છે, પણ તે પોતે તે બેડી ફેરવે છે. તેમજ તેને વળગી રહે છે. એટલુંજ નહિ પણ બળજબરાઇથી તે બેડીઓનો બચાવ કરે છે. કોઇ પણ બીજી સહાય નહિ, પણ તેના વક્ષસ્થળમાં નવો પ્રાણ જ તેને મુક્ત કરી શકશે. બહારનાં તત્વોની તેની પરિપાટિ, ભૂત, વર્તમાન કે ભવિષ્યની ફક્ત હિંદુઓના મનને છેતરે છે, અને તેના છુટકારાનો દિવસ દૂર દૂર કાઢે છે"

"એક બાર વર્ષની બાળાને લ્યોઃ—અસ્થિ અને શોણિતનો એક દયાજનક નમુનો. તથા નિરક્ષર અજ્ઞાન તથા શરીર સંપત્તિ જાળવવાના શિક્ષણથી વિમુખ એવી તે દેખાશે કુમળી વયમાં તેને બળ જબરીથી માતા બનાવો. તેના નિર્બળ પુત્રને તદ્દન દુષિત ટેવોથી કે જે તેનામાં રહેલી સહેજસાજ પણ પ્રાણપોષક શકિતનો ધ્વંસ દિવસે દિવસે કરે, તેવી રીતથી તેને ઉછેરો. તેને રમત ગમત ન શિખવો. એવી ટેવો તેને પાડો, કે જેથી ત્રીસ વર્ષની ઉંમરે તે એક ચીઢીઓ જરાક્રાંત અસ્થિ પિંજર રહે, અને પછી તમે પૂછી શકો, કે તેનું પુરષત્વ કેમ નષ્ટ થયું?

મુખ્યત્વે ગામડીઆ અભણ અને અભણતા ચાહનારા લ્યો. તેમાંની સ્ત્રી શિક્ષિકાઓ સિવાય બીજાઓ પાસે પ્રાથમિક કેળવણી આપવા

પ્રયત્ન કરો. સ્ત્રી શિક્ષિકાઓ સિવાય એટલાજ માટે કે જો તેવી સ્ત્રીઓ ને ગમે તે કામમાં નિયોજો તો જરૂર તેઓનું સત્યાનાશ જ વળે, અને પછી તમે પૂછો કે એ લોકોનું અક્ષરજ્ઞાન કેમ બહુ ધીમું ચાલે છે?

"બ્રિટિશો, રશિઅનો અને જાપાનીસો ઉંચી પદવી પર હોય, કે રાજા રજવાડાઓ પ્રાચીન કાળમાં હતું તેમ દેશના ભાગલા પાડી સર્વ સત્તાધીશ બને, અથવા તો હમણાં જે છે, તેના કરતાં બીજી કોઇ સત્તા ઉદ્‌ભવે, તો પણ તેનાથી કંઇજ ન વળે. હિંદુસ્તાનની સ્વતંત્રતાની ઉન્નતિના માર્ગમાં જો કોઇ પણ સત્તા હમણાં જે ગતિ છે, તે કરતાં ત્વરિત ગતિથી કંઇ કરી શકે, તો તે શકિત ફકત હિંદુસ્તાનના માણસો-માંજ છે, કે જેઓ તે માટે વાતોમાં કાળ વ્યતીત કરવાનું છોડી દઇ પરસ્પર દોષારોપણ કરવું મૂકી, સરકાર પર દોષોનો આક્ષેપ કરવો ત્યાગી દઇ પોતાનાં શરીર તથા આત્માની ઉન્નતિનું કામ, કે જે તેની રાહ જોઇ રહ્યું છે, તે જેટલા જોસથી તેઓ કરી શકે તેટલા જોસથી તેની સામે થઇ, અટકાયતો તોડી પાડી કરે તોજ થઇ શકે."

તેણીને કંઇ અન્યાય ન થાય તેવા ઇરાદાથી મીસમેયોનું આ લંબાણ ટાંચણ અમોએ કર્યું છે. હિંદુઓની મૂર્ખતા અને કુસંપને માટે આપણે યુકિતવાદથી એમ કહીએ કે પારકાઓને રાજ કરવા આપણે બોલાવ્યા છે, તેમાં ઠપકા પાત્ર આપણે છીએ. તેમજ તેવા રાજ્યથી આપણે ઠીંગણાં, વીરત્વહીન, અને પ્રારંભિક કાર્યની વૃત્તિ વગરના થયા છીએ તેમજ દેશની કુશળતા તથા દેશમાં સુધારો કરવા અશકત છીએ તો કંઇ ખોટું નથી. મીસ મેયોનો યુકિતવાદ જો કંઇક આવાજ ઇરાદાથી હોય તો તેનું બળ આપણને કબુલ છે. ખરૂં જોતાં તેણીનો યુકિતવાદ એટલો સખત છે, તે સબબથીજ પારકું ધુંસરૂં ફેંકી દઇ એક પ્રજા તરીકે પૂર્ણાવસ્થાએ પહોંચવા તેમજ સ્વતંત્ર અને ઉન્નત થવા અમારો દૃઢ આગ્રહ છે.

મીસ મેયોના વાદની પ્રણાલિકા કાંઇક જુદી જ છે. રાષ્ટ્રીય દીનતા તથા અકુશળતાને રાજદ્વારિ પરિવેષ્ટણા સાથે કંઇ સંબંધ નથી એમ તેણી કહે છે. સાહસ અને પ્રારંભિક કાર્યો શું રાજદ્વારી પરિવેષ્ટણાથી તદ્દન સ્વતંત્ર છે? ન્યાય અને કારોબારી નિયંત્રણાના સંચાલકોની શું રાષ્ટ્રના કૌશલ્ય, શારીરિક સંપત્તિ તેમજ વિદ્યાપર અસર થતી નથી? આ બધાનો આધાર શું મીસ મેયો કહે છે, તેમ આપણા સામાજિક રિવાજો પર છે? કોઇ પણ દેશની રાજદ્વારિ પરિસ્થિતિ, દેશના રીતરિવાજો તેમજ વિદ્યા વિષયક વગેરે નિશ્ચિત કરવામાં કારણભુત નથી થતી શું?

આ સવાલો મુલ સ્પર્શી છે. અમને એમ લાગે છે કે હિંદુસ્તાનનો પહેલો પ્રશ્ન મુખ્યત્વે રાજદ્વારિ અર્થશાસ્ત્રથી થતી લુંટનો છે. સામાજિક રીતરિવાજોનો સવાલ બીજી પંક્તિનો છે.

પોતાના કાર્યની સફળતા માટે મીસ મેયો કેટલાંક તથ્યો પર ચણતર કરે છે, કે જેનું અસ્તિત્વ છેજ નહિ. બીજું કલ્પિત પ્રાચીન ઇતિહાસ પર તેણી આધાર રાખે છે કે, જેનું તેણીને જરાએ જ્ઞાન નથી. આખા દેશના સામાજિક તેમજ ધાર્મિક જીવનપર રાજદ્વારિ તેમજ આર્થિક બંધનોની શી અસર થાય છે, તે તરફ તેણી તદ્દન આંખમીંચામણાં કરે છે. મીસ મેયોનો આ પ્રમાણે ઉપર ટપકે રાજદ્વારિ વિષયને ધકેલી મુકી કરેલો વાદ નિરર્થક છે. અમેરિકાના પ્રખ્યાત માનસશાસ્ત્રના અભ્યાસક પ્રોફેસર મનસ્ટરબર્ગે સહાનુભાવ અમેરિકનોનું નિરીક્ષણ કર્યું, તે વખતે મીસ મેયો અને તેના જેવી બીજી સ્ત્રીઓએ તેના તરફથી જણાવેલો અનુસૂચક ઉપહાર મેળવ્યો છે, એમ અમારું મંતવ્ય છે.

"અમેરિકાની સ્ત્રી કે જેનામાં વિદ્યાનો અંશ પણ ન હોય, અને જે વિષયોને માટે પોતાનામાં દૃઢ મંતવ્યો પણ ન હોય, તેવા ગમે તે વિષયો પર આરૂઢ થવાના ફોગટ ફાંફાં મારે છે. સ્ત્રી જાતિની

આ ધૃષ્ટતા તથા અજ્ઞાનતા એ એક સ્ત્રીઆત્માનું ગંભીર લક્ષણ છે, અને બુદ્ધિ વિષયક પ્રદેશોમાં તેણીનો પ્રવેશ કેટલો ભયંકર નિવડે તે બતાવી આપે છે."

એક બાર વર્ષની બાળા શા કારણથી દયાજનક શારીરિક અસ્થિ અને લોહીનો નમુનો છે? એમ મીસ મેયો પૂછે છે, તેના કારણો નીચે પ્રમાણે હોઇ શકે. (अ) વંશપરંપરા. (ब) પુરતા ખોરાકનો અભાવ. (क) જીંદગીની આરોગ્યતા જાળવવાની ખામી. (ड) અજ્ઞાનતા અને નિરક્ષરતા. (अ) વર્ગને આપણે છોડી દઇએ તો પણ કોઇપણ એમ કહી શકશે કે ब, क, ड નો આધાર રાજદ્વારિ પરિસ્થિતિને અવલંબી નથી? એ તો સત્યજ વાત છે કે નબળાં માબાપનાં છોકરાંઓ પણ પાછળથી તેમને સારી રીતે ઉછેરવામાં આવે તો સબળા થઇ શકે છે, અને તેઓની વંશપરંપરાની કમતાકાત દુર થઇ શકે છે, પણ વંશપરંપરાની નબળાઇમાં રાજદ્વારિ ગુલામીથી થતી આર્થિક દારિદ્રતાનો ઉમેરો થાય, અને તેથી છોકરાંઓ વધારે નિર્બળ બને, તો પરમાત્મા સિવાય બીજો કોઇ તેમનો છુટકારો કરી શકતું નથી. રાષ્ટ્રીય સત્તાની ફરજ છે, કે દરેક છોકરાની બરાબર સંભાળ લેવાય છે કે નહિ, તે તેણે જોવું જોઇએ. મા બાપો ગરીબ હોય તેથી સારા અને તંદુરસ્ત વાતાવરણમાં છોકરાઓને ઉછેરી શકવા તથા સારા નાગરિક બનાવવા તેઓ અશક્ત હોય તો તેની જવાબદારી રાજ્ય પર જ છે, એમ કહેવાને વાંધો નથી. બીજા દેશોમાં આ નિયમોની જાણને અનુસરી અર્વાચીન કાળમાં રાષ્ટ્રીય બાલ ગ્રહો સ્થપાયાં છે, કે જેનો લાભ ન્યુનતામાં જન્મેલાં છોકરાઓને મળે છે. માતા પિતાની મદદ વિના ફરજીઆત કેળવણી માટે જાહેર રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઇ છે, જેના લાભ સૌ કોઇને મળે છે. બાલ આયાસની બંધી, શારીરિક શિક્ષણ, અસંપૂર્ણ રીતે પોષાતાં છોકરાંઓનું નગરીયથી પોષણ, ફરજીઆત અને અનુકાલિક શારીરિક તપાસ અને છેલ્લું પણ અગત્યનું, ધંધા રહીતો માટે ધંધાની ગોઠવણ આ સર્વ, પ્રગતિ ચહાતા

દેશનાં ખરાં કર્તવ્યો છે. બીજાં રાજ્યો મદ્યપાનનાં મૂળ કાઢી નાંખવા તથા ઉપદંશાદિ વ્યધિઓના ઇલાજો તેમજ અતિ પ્રમાણમાં વસ્તી ન વધે, તેટલા સારૂ લગ્ન વગેરે કાયદાપુરઃસર કરવનું કામ શા માટે કરે છે? બીજા દેશનાં રાજ્યો શા ઉદ્દેશથી નિરામયત્વને માટે પ્રધાનો નીમે છે? દરેકને હવા ઉજાસવાળાં મકાનો પુરાં પાડવાનું તથા ચોકખું દુધ પુરૂં પાડવાનું કામ બ્રિટિશ સરકારે પોતાના દેશમાં, શા કારણથી હાથ ધર્યું છે? મીસ મેયોનાં અનુમાનો ખરાં હોય તો અમે પૂછીશું, કે શા કારણથી આ બધું કરવામાં આવે છે?

જો બીજા દેશની સ્વરાષ્ટ્રીય સત્તાઓ આ બધી જવાબદારીઓમાં ન્યાય પુર્વક વર્તે છે, એમ માનીએ તો હિંદુસ્તાનની સરકાર તે જવા–બદારીમાંથી કેમ છટકી શકે? પણ આનો જવાબ ખુલ્લો છે. હિંદુસ્તાનની સરકાર પરદેશી છે, કે જેનું મુખ્ય કામ સામ્રાજ્યના લાભને માટે બને એટલી લુંટ ચલાવવનું છે. માજી હિંદી પ્રધાન સર ઑસ્ટીન ચેમ્બર–લીને તા. ૨૮ માર્ચ સન ૧૯૧૭માં સેવોય હોટલમાં કહ્યું હતું, કે 'હિંદુસ્તાન સામ્રાજ્યને માટે લાકડાં ફાડનાર અને પાણી ખેંચનાર ન રહેવું જોઇએ.' તે ઉક્તિમાં સામ્રાજ્યને માટે હિંદુસ્તાન લાકડાં ફાડનાર અને પાણી ખેંચનાર છે, તે સ્પષ્ટ દેખાય તેવું છે. આજ સુધી હિંદુસ્તાનની તેવીજ સ્થિતિ છે. અંગ્રેજ સરકારની હિંદુસ્તાનમાં આર્થિક રાજનીતિ તે વાત પુરવાર કરે છે. *

છેલ્લાં ૨૦૦ વર્ષથી સામ્રાજ્યને માટે અંગ્રેજો હિંદુસ્તાનમાં લુંટ ચલાવી રહ્યા છે, તેથી થતું સામાજિક અધઃપતન શારીરિક નીચાવસ્થા, પ્રારંભિક કાર્યોનો અભાવ, તેમજ આત્મિક દૌર્બલ્ય, એ સઘળાં તથ્યો આપણે રજુ કરીએ, તો હિંદુસ્તાનની દુર્દશાનો ઉકેલ સહજ થઇ શકે. ગત

* હવે પછીના પ્રકરણોમાં આ વાતને ઉદ્દેશીને હું કહીશ. વધારે વિગત જાણવાની ઇચ્છા રાખનારે મારી 'હિંદુસ્તાન પ્રત્યે વિલાયતનું દેવું' એ ચોપડી વાંચવા તથા તેમાનાં દસ્તાવેજી પુરાવા જોવા, હું કહું છું. તે ચોપડીના પ્રકાશક બી૦ ડબલ્યુ હયુસ્સ છે. ન્યુયોર્ક ૧૯૧૭.

૭૫ વર્ષમાં સામાજિક કાયદાઓએ ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, જર્મનિ, યુનાઇટેડ સ્ટેઇટ ઓફ અમેરિકા અને જાપાનને કેટલો લાભ કર્યો છે, તે મીસ મેયો તેમજ બધા જાણે છે. બાળકોની અગર તો મોટાંની જીંદગીની એક પણ એવી પવિત્ર ગણાતી સ્થિતિ નહિ હોય કે જ્યાં કાયદો અગરતો કારોબારી સત્તાનો હુકમ ન પહોંચી શકે. સ્વદેશીય રાષ્ટ્ર સત્તાજ પોતાના લોકો સાથે ઓતપ્રોત થઇ શકે. પ્રજાનું કલ્યાણ તેમજ અમલ કરતી સત્તાનું કલ્યાણ એક બીજા પર આધાર રાખે છે તેથી બંનેનું એકજ સ્વરૂપ હોઇ શકે. પ્રાચીન કાળના હિંદુ–સ્તાનમાં પણ સામાજિક જીવન અને તંદુરસ્તી માટે રાજ્યને ઘણું કરવું પડતું. હિંદુ કાયદાશાસ્ત્રીઓ અને ટીકાકારો એ જાહેર શિક્ષણની દરેક શાળાઓ જેવીકે વિદ્યાર્થી જીવન, લોકિક અને વ્યકિતગત આરોગ્ય રક્ષણ, લગ્ન વગેરેને માટે મોટાં પુસ્તકો લખ્યાં છે.

કોઇ પણ મનુષ્યને પુરેપુરો નાગરિક બનાવવાની જવાબદારી રાજ્ય પર છે, તે વાત દરેક રાજદ્વારિ તેમ રાજનીતિજ્ઞ મનુષ્ય સ્વીકારે છે. આધુનિક સમયમાં આ વાત એટલી ખુલ્લી છે, કે તેને માટે ટાંચણો તથા આધાર આપવાની મહેનતમાં ઉતરવાની જરૂર નથી, છતાં મીસ મેયોના વાદને અનુસરી તેમજ તે સવાલ મર્મસ્પર્શી તેણી માને છે, તેથી વર્તમાન લેખકોના અભિપ્રાયો અસ્થાને નહિ ગણી શકાય.

અમેરિકાના સમાજશાસ્ત્રી પ્રોફેસર સ્કોટ નીઅરીંગ પોતે રચેલા એક સારામાં સારા પુસ્તક "સોસીઅલ એડજસ્ટમેન્ટ" 'સામાજિક બંધારણમાં' લખે છે કે "મોટી જાતિમાં ખોટું સામાજીક બંધારણ લોકોના અભિપ્રાયને અવલંબી ઘડેલા કાયદાથીજ સુધરી શકે. મોટા સમુહના લોક–અભિપ્રાયથી બંધારણમાં કંઇક સુધારો થાય, પણ જે સુધારો કાયદાથી થઇ શકે તેવો તેનાથી નજ થાય."

વિલાયતના સામાજિક તત્વચિંતક મહાશય એલ. ટી. હોબહાઉસ એ સવાલની ચર્ચામાં કેવી રીતે સમાજની જવાબદારીઓ આધુનિક

રાજ્યો પર આવી, તે વિષે વર્ણન કરે છે. તેના એક પુસ્તકમાં બંનેની સામાન્ય જવાબદારીઓ કેવી સુંદર રીતે ઉદ્ભવી, અને રાજ્યની સત્તા તે પર કેવી રીતે પ્રવર્તી તેની લંબાણ ચર્ચા કરેલી છે. તેમજ દરેક માણસને રાજ્યે, કામે વળગાડવાની સવડ કરવી તથા ઘડપણમાં દરમાયો વગેરે મળે, તેવી સગવડ કરી આપવાના નિયમનો ઉલ્લેખ કરેલો છે. લઘુમતિના પુઅર લૉ 'કમિશન'ના રિપોર્ટને ઉદ્દેશી ભલામણ કરતાં તેઓ લખે છે કે 'પ્રયાસના વિનિમયો'માં રાજ્યની સહાનુભુતિ સમાઇ જાય છે, કારણ તેવી આપ લે, લોકોને ધંધે વલગાડે છે, તેમ થવું જરૂરનું છે, કે જેથી કોઇ પણ કામ કરી શકે તેવી સ્ત્રી અગર પુરૂષ કોઇપણ ઉદ્યોગના સંદિગ્ધ વખતમાં સાધન રહિત ન રહે. રાજ્યની ફરજો માટે તેઓશ્રી કહે છે કે કોઇ પણ આળસુ એદી સમાજને ભારરૂપ થાય તેવી રીતે આમ તેમ રખડતો તથા દયા દાન પર જીવન ગાળતો નજ રહેવા દેવો જોઇએ. પોતાના સ્ત્રી પુત્રાદિકને ચીંથરે હાલ તથા ભુખે મારતો, ઝુંપડામાં પડી રહેતો એવો કોઇ માણસ ન રહેવો જોઇએ. છોકરાંઓની સંભાળ લેવાવી જોઇએ. માતા જો કુદરતે તેને માટે નિર્માણ કરેલું બાળરક્ષણનું કામ બરાબર કરતી હોય, તો તેણી કૃત કૃત્ય છે. તેની પાસેથી બીજા કોઇ બદલાની આશા નજ રાખી શકાય. તેણીનો નિર્વાહ થવોજ જોઇએ. પુરૂષને સારી રીતે કબજામાં રાખી યોજવો જોઇએ. ઔદ્યોગિક સ્પર્ધા સામે મન અને કર્મથી ટકી શકવા તે લાયક થાય ત્યાં સુધી તેને વાસિત પ્રદેશમાં મોકલી દેવો જોઇએ, કે જ્યાં તે કામ કરતાં શીખે.

જુદા જુદા યુગોની અને જુદા જુદા રાજ્યોની ફરજો માટે તેઓશ્રી ઉપર પ્રમાણે વિચારશ્રેણી દર્શાવે છે. એ બધાનું પરિણામ હાલના જમાનામાં એજ આવ્યું છે કે મનુષ્યની જિંદગીનાં વિભાગોમાં વ્યવસ્થાપક તરીકે રાજ્યોએ બહોળા વિસ્તારમાં કાર્યો આરંભ્યાં છે. તેમાનું અગ્રગણ્ય કેળવણી છે. કેળવણીની બાબતમાં પુર્વે રાજ્ય જો થોડા હજાર

ય ગરીબોના નિભાવ માટે આપે તો તે કૃત કૃત્ય મનાતું. મારી

જીંદગી દરમિઆન રાજ્ય પ્રાથમિક કેળવણીની બાબતમાં લગભગ ફુલ પ્રજાને કેળવણી આપતુ બન્યું છે, એટલુંજ નહિ, પણ માધ્યમિક કેળવણીનો પણ સારો પ્રચાર થયો છે. તેમજ વિશ્વવિદ્યાલયોના જેવી કેળવણીને માટે નાણાંની સગવડ કરાઇ છે." પ્રોફેસર હોબહાઉસ આપણને બતાવે છે, તેમ હમણાંના જમાનામાં રાજ્યો પર આવી પડતો બોજો જુના મત પ્રમાણે રાજ્ય પર નહી, પણ માબાપો પર પડવો જોઇએ અને તેને માટે જવાબદાર પણ તેઓજ હોઇ શકે. હાલમાં ફરજીઆત કેળવણી થવાથી કૌટુંબિક સ્વતંત્રતા અનિવાર્ય શિક્ષણના રૂપમાં બદલાઇ ગઇ છે. "કેળવણીના પ્રધાનનું હમણાનું બજેટ (આયવ્યય ગણના) સન ૧૮૫૦–૧૮૬૦ સાથે સરખાવીએ અને રાજ્ય વ્યવસાયે તેમાં કેટલો વધારો કર્યો છે, તે જોઇએ તો તે વાત તરત સમજી શકય, કારણ તે કરતાં વધારે સારો દાખલો બીજો ન હોઇ શકે."

ઐતિહાસિક પ્રમાણો તો સ્પષ્ટ છે. અને ૧૮૭૦ અથવા તેથી આગળના સન ૧૮૩૦ ના સુધારાઓ વિલાયતમાં અમલમાં આવ્યા, ત્યારથી તે દેશની ધાર્મિક, સામાજિક, આરોગ્ય રક્ષણની અને ઔદ્યોગિક સ્થિતિ આપણે તપાસીએ તો આપણને માલમ પડશે કે ત્યાંના જન સમાજની હાલત હાલ હિંદુઓની છે તે કરતાં વધારે ખરાબ હતી. પુષ્કળ નિરક્ષરતા વ્યાધિઓ અને દારિદ્ર વિપુલ હતાં. તેમજ કારખાનાઓમાં કામ કરતાં સ્ત્રી તથા છોકરાંઓની સ્થિતિ અવર્ણનીય હતી. શુદ્ધ ચારિત્ર્યનો તો તદ્દન અભાવજ હતો. સન ૧૮૭૦ સુધી તે બાબતમાં ઇંગ્લાંડનાં પરાક્રમોને માટે ઇતિહાસકર્તા મી૦ જી. એમ. ટ્રેવેલીન નીચે પ્રમાણે કહે છેઃ—

" વિકટોરિઆ રાણીના રાજ્યના પાછલા ભાગમાં રાષ્ટ્રીય નિયન્ત્રણનું લક્ષણ સ્પષ્ટ રીતે બે જાતનો અંદર અંદરનો સંબંધ બતાવે છે. એક તો લોકહિતૈષી તરફથી થતા યત્નો અને રાજસત્તા. બીજું

સ્થાનિક અને માધ્યમિક સત્તા. આમની સભા અને સ્થાનિક સરકારે આખા સમાજની જરૂરિઆતો પુરી પાડવાનું શરૂ કર્યું, તથા જેમ કેળવણીને માટે ખાનગી પ્રયાસોમાં રાજ્ય વધારે રસ લેતું થયું, તેમ એક રાજ્યથી નિભાવાતી મોટી સંસ્થા ઉભી થતી ગઇ. તેવી સંસ્થાઓને સ્થાનિક સત્તાએ તીજોરીની મદદ આપવા માંડી, તથા રાજ્ય તરફથી નિરૂપકો જિંદગીના આયાસો તપાસવાને તથા ઉદ્યોગોને લગતા વીમાઓ તથા આધુનિક કેળવણીની સંસ્થાઓ સ્થપાઇ."

વળી તેઓ શું કહે છે? :—

"દયાશીલતા પ્રજાપ્રભુત્વ, અને કેળવણી જેમ આગળ ધપ્યાં તેમજ વેપાર ઉદ્યોગની નીતિરીતિમાં જે ફેરફારો થયા તેને અંગે સ્ત્રી-પુરૂષો ટોળાબંધ કચેરીઓ તથા કારખાનાંઓમાં ભેગાં થવા લાગ્યાં. તેને પરિણામે સમાજમાં સ્ત્રીઓનું સ્થાન કયાં હોઇ શકે તે વિચારો ઉદ્ભવ્યા. સ્ત્રી કેળવણી તરફ જે તદ્દન બેદરકારી હતી, તેને બદલે બે સદી પછી પુરૂષવર્ગ જેટલું ધ્યાન અપાવા માંડયું. કાયદામાં પણ સ્ત્રીઓને જુદું સ્થાન અપાયું, એટલુંજ નહિ પણ તેમાં યોગ્ય ફેરફારો થતા રહ્યા."

યુરોપના બીજા દેશો ઇંગ્લાંડ કરતાં તે વાતમાં વધારે આગળ પડતા હતા. સન ૧૭૧૭માં ફરજીઆત કેળવણીને માટે કાયદો કર્યો હતો. બ્રિટનનાં સ્થાનિક રાજ્યો સમાજની બાબતમાં રાજ્યને વધારે સત્તા આપવાની વલણ વિષે ચાર્લ્સ પીઅરસન "નેશનલ લાઇફ અને કેરેકટર"માં શું કહે છે? :—

"આટલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે, કે દરેક યુરોપી રાજ્ય કે જેમાં જરમેનીક બીજવાળાંનો પણ સમાવેશ થાય છે, તેઓએ પણ સૈકાઓથી એજ રૂપરેખાને અનુસરી કામ કર્યું છે."

દરેક રાજ્યો તેમજ રાજનીતિજ્ઞો આ નિયમોની મહત્તા સમજે છે. દરેક વ્યકિતગત સમાજ શાસ્ત્રી, ફેસીસ્ટ, બોલ્શેવીક, મંતવ્યવાળા

દેશો પણ પ્રજા નિરક્ષર ન રહે તે જોવાની રાજની ફરજ છે, એમ સમજતા થયા છે. આ મત અતિસમૃદ્ધ અમેરિકાએ પણ સ્વીકાર્યો છે. તેમજ ઉદ્યોગશીલ મેક્સિકો, જાપાન અને પાશ્ચાત્યોએ પણ સ્વીકાર્યો છે. હિંદુસ્તાન રાજદ્વારિ બાબતનાં સ્વતંત્ર થાય તો તે પણ અપવાદ રૂપે નજ રહે. પાશ્ચાત્ય દેશના જન સમુહને જેમ નિરક્ષર રહેવું ઠીક લાગતું નથી, તેમ હિંદુઓને પણ તે નજ ગમે. પાશ્ચાત્ય દેશોમાં છે, તે પ્રમાણે હિંદમાં પણ કેળવણી ફરજીઆત કરવી પડે તે ધ્યાનમાં રાખવા જેવું છે."

## પ્રકરણ ૮.

## યુગોથી પ્રકાશ (જ્ઞાન)

મીસ મેયોના પુસ્તકના ૧૩ થી ૧૬ પ્રકરણો કેળવણીને ઉદ્દેશીને છે. આમાંના પહેલાનું મથાળું "મને નોકરી આપો કે મને મોત આપો"નું છે. મશ્કરીમાં તેમજ મૂર્ખતા ભરેલી રીતે તેણી મથાળાના શબ્દ એવા ચુંટે છે, કે તેજ બતાવી આપે છે કે હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારની કેળવણીની નીતિ કેવી ધૂતકારવાને પાત્ર છે. પણ હિંદમાં અંગ્રેજ સરકારની કેળવણીની બાબતમાં કંઇ ફરજ છે, એમ તેણી કબુલ કરતી નથી. તેણીનો ધંધો તો ફક્ત હિંદુઓની ભૂલ કાઢવાનો તેમજ હિંદુઓની નાલાયકી તથા કેળવણીની પ્રથાનો પુરેપુરો દોષ હિંદુઓ પર મુકવાનો છે.

મધરઇન્ડીઆના ૧૩મા પ્રકરણની શરૂઆત મીસ મેયો આ પ્રમાણે કરે છેઃ—

"હિંદના કેટલાક રાજદ્વારી નેતાઓ ઠોકી ઠોકીને કહે છે, કે લોકસમુહને માટે કેળવણી ફરજીઆત કરવી જોઇએ. તેઓ કહે છે કે ઇગ્લાંડે પોતાને ત્યાંતો કેળવણી ફરજીઆત ઘણા વખતથી કરી છે.

હિંદમાં પણ તેઓ તે પ્રમાણે કેમ કરતા નથી? તેમ નહિ કરવામાં તેઓનો મુદ્દો લોકોને અભણ રાખવાનો છે."

મીસ મેયો કહે છે કે આનો ગરમાગરમ જવાબ, પનાગાલના રાજાએ આપ્યો છે. તેઓ મદ્રાસ ઇલાકાના તે વખતના અબ્રાહ્મણ વર્ગના નેતા હતા. "તદ્દન કચરો" તેઓ બોલ્યા, "બ્રિટનો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં ૫૦૦૦ વર્ષમાં બ્રહ્મણોએ અમારી કેળવણીને માટે શું કર્યું છે? હું તમને યાદ આપું છું, કે નીચ વર્ણના કાનમાં, જો તેઓ પુસ્તકો વાંચે તો ઉકાળેલું સીસું રેડયા સિવાય બીજો કયો તેઓનો હક તેઓએ સાબિત કર્યો છે? બ્રાહ્મણોનેજ ભણવાનો હક છે, એમ તેઓ કહે છે. જ્યારે મુસલમાનો ઉભરાયા અને અમને કબજે લીધા, તેમાં પણ હિંદુઓથી ચલાવાતા રાજ્ય કરતાં કંઇક સુધારો થયો. બ્રિટનો હિંદુસ્તાનમાં આવ્યા, તે પછીથીજ શાળાઓ, છાત્રાલયો, અને વિશ્વવિદ્યાલયોમાં દરેક કોમના માણસો ભાગ લેતા થયા."

એબેડુબાઇઝની ચોપડીમાંથી તેના આધારને માટે બે ફકરા તેણી ટાંકે છે. છિન્નભિન્ન રીતે લેખીકાની ટાંચણો આપવાની રીતથી આપણે વાકેફ છીએ. પુરેપુરં ટાંચણ નીચે પ્રમાણે છે.—

"બ્રાહ્મણો બરાબર સમજતા હતા કે વિદ્યાથી તેઓનામાં બીજી ન્યાતો કરતાં શિષ્ટતા આવશે, અને તેથી બીજી ન્યાતો અને વર્ગોને વિદ્યાથી અલગ રાખવામાં ગુઢાર્થ સમાએલો હતો. તેમજ તેઓ, તે પુસ્તકો ન જ વાંચી શકે એવી અગમચેતીઓ રાખી હતી."

મુળ ફકરામાંથી જે બે વાકયો બાતલ કરવામાં આવ્યા છે. તેમાં લખ્યું છે કે "પરાપૂર્વથી હિંદુઓએ જ્ઞાન સંપાદન કર્યું હતું, અને મુખ્યત્વે બ્રાહ્મણો તો જ્ઞાનના ભંડારજ હતા." ખુલ્લી રીતે તેણીના પુસ્તકના ઉદ્દેશને નુકસાન ન થાય એવા ઇરાદાથી કાપતી મીસ મેયોએ કરી છે,

ઓળખના પ્રકરણમાં એબેડુબોઇઝ પર કેટલો વિશ્વાસ મુકી શકાય, તે માટે આપણે લંબાણુ વિવેચન કરી ચુકયા છીએ. તેનાં દુષિત કથનો પર કોઇપણ નિષ્પક્ષપાત રીતે તપાસ કરનાર વિશ્વાસ ન રાખે, તે ભારપુર્વક કહેવાની જરૂર નથી. મીસ મેયો પોતાના કથનને માટે પનાગાલના રાજાને આધારભુત ગણે છે, કે જેનો કાગળ ઓળખના પ્રકરણમાં અમોએ આપ્યો છે. તેમાં સાતડા નીચે જે તેણે લખ્યું હતું, તેનો તેણીની રીત પ્રમાણે સાતડાઓનો અપ્રમાણિક રીતે ઉપયોગ કર્યો છે. સાતડા નીચેની ભાષા તેણી કહે છે તેમ રાજાની નથી, પણ અમેરિકાની પત્રકાર મીસ મેયોની છે. શુદ્રોથી વેદનો અભ્યાસ ન થઇ શકે એવું રાજાએ કહ્યું છે, પણ યુક્તિવાદ, કે જેમાં તેણી નિષ્ણાત છે, તે રીતથી સાફ સાફ પોતાને અનુકુળ આવે, તેવું કહી નાંખ્યું છે. ખરૂં જોતાં વેદના પઠનમાં સંપુર્ણ અભ્યાસનો સમાવેશ થઇ ન શકે. યુગો પહેલાં બ્રાહ્મણોએ કેળવણીને માટે કંઇ કર્યું અગર ન કર્યું, તેને હાલના જમાનાની નિરક્ષરતા સાથે શું સંબંધ હોઇ શકે ? મીસ મેયો પાછળથી નિરાકરણ પર આવવાનો પોતાનો હેતુ પાર પાડવા માટે આગલા જમાનામા કેળવણીની સ્થિતિ શું હતી તેની તપાસમાં ઉતરી પડી છે. કારણ હિંદુઓ પછાત છે તેમાં બ્રિટીશ સરકારનો દોષ નથી પણ હિંદુઓનો પોતાનો છે, એમ તેણી જણાવે છે.

ડુબોઇઝનો એકરાર અસંબદ્ધ છે. અને પનાગાલના રાજાનો વ્યક્તિગત છે. ધારો કે બ્રાહ્મણો પોતાના સિવાય કોઇને અધ્યયન કરવા દેતા નહિ, જો કે, તે સદંતર જુઠું જ છે, તો પણ આ સૈકામાં પાશ્ચાત્ય સરકાર કે જે એક ઘણી સુધરેલી હોવાનો દાવો કરી વચ્ચે આવી પડી છે, તે પોતાની વર્તણુંકનો ન્યાયથી ઉકેલ કરી શકે તેમ છે ? પ્રાચીન કાળના કાળા અગરતો પીળા બ્રાહ્મણોનું સ્થાન શું આ જમાનામાં ધોળા બ્રાહ્મણોએ લીધું છે ? તેમજ બ્રાહ્મણોના પગલામાં ચાલી શું ગોરી ચામડી વગરનાને ગુલામ અને અજ્ઞાન

રાખવા માગે છે? હિંદુ બ્રાહ્મણો ઉપરનો આ કટાક્ષ તદ્દન પાયા વગરનો છે અને તે પુરવાર કરવા માટે અમારી પાસે ઉત્તમ પ્રમાણો છે. ક્રિશ્ચિયન પાદરી એફ૦ ઇ૦ કીએ તે વિષય પર લખેલું નાનું પુસ્તક મારી પાસે છે. રેવરંડ કી બ્રાહ્મણો તરફ મારી ચાહનારા નથી. નીચે આલખેલો અહેવાલ તેના પુસ્તકને આધારે લખીશ.

"રેવરંડ કી બ્રાહ્મણોની કેળવણીની પધ્ધતીનું ઘણા પ્રાચીન કાળથી અસ્તિત્વ હતું એમ કહે છે. વેદના જુદા જુદા અંગો પરિપૂર્ણતાએ પહોંચ્યા તે અરસામાં સંસ્કૃત વિદ્યાનું અસ્તિત્વ હતું, એટલુંજ નહિ પણ પધ્ધતિસર કેળવણી આપવાની યોજનાઓ લાંબા કાળથી અમલમાં હતી."

બ્રાહ્મણોની વિદ્યાપીઠોના અભ્યાસક્રમ લંબાણથી તપાસવાની જરૂર છે. "નિયમિત રીતે યુવાન બ્રાહ્મણો વેદનો તથા તત્ત્વજ્ઞાનનો ખાસ કરી અભ્યાસ કરતા. ક્ષત્રિયો અને વૈશ્યો માટે વેદનો અભ્યાસ બહુ જરૂરી ન ગણાતો, એમ માનવું શકય છે, કારણ તેઓને માટે ઉંમર લાયક થાય, તે પહેલાં તેઓના પોતાના ધંધાને માટે યોગ્ય કેળવણી લેવી વધારે ઉચિત હતી. જેમ જેમ ભવિષ્યમાં તેઓનાપર આવી પડવાની ફરજોને માટે તેઓ ઉંમર લાયક થતા જતા, તેમ તેમ બ્રાહ્મણની શાળાઓ, ધંધાને લગતી શાળાઓ, તથા ઘરમાં અપાતી વિદ્યાને મુકતા જતા હતા." ક્રાઇસ્ટના જન્મ અગાઉ ૫૦૦ વર્ષ પહેલાં કે જયારે પ્રસિદ્ધ ધર્મશાસ્ત્રો સંપુર્ણતાએ પહોંચ્યા ત્યારે કેળવણી આપવાની સરણીઓ અમલમાં મુકાઇ ગઇ હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને યજ્ઞોપવીત ધારણ કરાવી બ્રાહ્મણ શિક્ષકોને ત્યાં ભણવાં મુકવાની પ્રથાનો રિવાજ ચાલુ હતો, કે જયાં તેઓને અભ્યાસને અર્થે બાર વર્ષ રહેવું પડતું."

"પછીથી (એટલે—ક્રાઇસ્ટ પહેલાં ૪૦૦ થી ૬૦૦ વર્ષ પહેલાં) ક્ષત્રિયોની કેળવણી તરફ ખાસ ધ્યાન અપાવા માંડયું. રાજદ્વારી

વિજ્ઞાન પણ ઉદ્દભવ્યું હતું. "હિંદુ ઉમરાઓને અપાતી કેળવણી કોઇ પણ રીતે શૌર્ય કાળના યુરોપીઅન નાઇટોને અપાતી કેળવણીથી દરજ્જામાં જરાએ ઉતરતી નહતી......નબળાંઓના રક્ષણ તથા સમાજના રક્ષણનું કામ રાજા તથા અમીર ઉમરાવોનું છે, તેમજ તેઓની સ્થિતિ ફક્ત એશઆરામ તથા આબરૂની છે, એમજ નહિ, પણ બીજાઓની સેવાને માટે છે, એ વાત મુદ્દાની ગણાતી."

રેવરંડ. કી. મનુ મહારાજના પ્રમાણ સહીત કહે છે, કે "એક વૈશ્યને માણેક, મોતી, પરવાળાં, ધાતુઓ, સુતરાઉ કાપડ, સુગંધી પદાર્થો તથા તેજાનાની કિંમત આંકતાં આવડવું જોઇએ. બી, કેમ રોપવાં, તેમજ ખેતરોની સારી નરસી જમીન પારખવી, તેમજ સંપુર્ણ રીતે તોલ તથા માપની સમજ પડવી જોઇએ. દરેક વસ્તુનું સારા નરસાપણું, દેશદેશમાં વાણીજ્યના લાભાલાભ, વ્યાપારમાં થતી લાભ–હાનિનો હિસાબ, તેમજ ઢોરો સારી રીતે ઉછેરવાની સમજ હોવી જોઇએ. જુદીજુદી ભાષા બોલતાં, તથા નોકરોના વેતન વગેરેના હિસાબ વિષે તેણે જાણવું જોઇતું હતું."

"અસંખ્ય શહેરો અને ગામડાઓમાં બ્રાહ્મણોની નિશાળો છુટક છુટક વહેંચાએલી હતી, કે જે શાળાઓને 'તોલ્સ' કહેતા."

પવિત્ર ગણાતા એવાં શહેરો, અગર તો રાજદ્વારી મહત્તાવાળાં શહેરોમાં 'ટોલસ્' નામની શાળાઓ, અમુક જાતનાં વિશ્વવિદ્યાલય સાથે સ્થપાતાં. તેના પુરાવારૂપે કાશી તથા નડીઆ છે.

"પ્રાચીન હિંદુસ્તાનની શિક્ષણ પદ્ધતિમાં રેવરંડ. કી. ને "સુંદર અને ખુશનુમા શિક્ષક અને શિષ્યોનાં ચિત્રો દેખાય છે. કે જેનું અસ્તિત્વ ક્રાઇસ્ટપુર્વે સૈકાંઓથી હતું." શિક્ષક આર્થિક લાભને અવલંબી શિક્ષણ આપતો નહતો, પણ પોતાની ફરજ સમજીને કાર્ય કરતો. કોઇપણ જાતનો આર્થિક લાભ લેવાની તેને સખ્ત મના હતી. શિષ્ય અભ્યાસ પુરો કરી રહે ત્યારે ગુરૂને ગુરૂદક્ષિણા બક્ષિસ તરીકે આપતો.

પણ સ્થિતિપાત્ર શિષ્ય સિવાય જે બદલો અપાતો તે ભણાવેલી વિદ્યાનો પુરેપુરો બદલો નજ ગણી શકાય. શિષ્ય ગરીબ હોય, કે તવંગર હોય તો પણ સાદી જિંદગી કેમ ગુજારવી, તે તેને શિખવવામાં આવતું, તેમજ વ્યવસ્થા, સ્વમાન અને પુજ્યભાવની ટેવો પાડવાનું શિખવાતું. વ્યવસ્થાના નિયમો સખત હતા, પણ તેમાં જરાએ કઠોરતા કે ઘાતકીપણું ન વપરાતું. ડીકન્સના વખતના બ્રિટનો કરતાં શિક્ષાની બાબતમાં હિંદુઓ ઘણા દયાળુ હતા. ગૌતમની આજ્ઞા વિષે રેવરંડકી નીચે પ્રમાણે લખે છે. "શિષ્યને શારીરિક શિક્ષાતો નજ થઇ શકે. બીજા કોઇપણ રસ્તે તે ન સુધરે તો એક પાતળી સોટી અગર તો દોરડાનો ઉપયોગ કરવો. ગુરૂ જો કોઇપણ બીજી શિક્ષા કરશે તો તેને રાજા તરફથી દંડ થશે. મનુ મહારાજ આ સાથે સંમત થાય છે, અને કહે છે કે શરીરના કોઇપણ "પવિત્ર ભાગ પર" શિક્ષા નજ થઇ શકે. અપસતાંબના મત પ્રમાણે "બ્હીક, ઉપવાસ, ઠંડા પાણીમાં નહાવું અને ગુરૂના સન્મુખ ન આવવા દેવું, આવી જાતની શિક્ષા કરી શકાય."

કોઇ અધીરો વાંચક પુછશે, "પણ શુદ્રોનું શું ? રેવરંડ૦કી૦ તેનો જવાબ નીચે પ્રમાણે આપે છે, "શુદ્રોને બ્રાહ્મણી વિદ્યા તો નજ શિખવાતી પણ યુવાન કારીગરને માટે તેઓએ પોતાની શિક્ષણ પધ્ધતિઓ ઉપજાવી કાઢેલી. લોક કેળવણીની પધ્ધતિ કે જેનો ઉલ્લેખ આગલા પ્રકરણોમાં કરવામાં આવશે, તેવી પધ્ધતિઓ જરૂરિઆતને પહોંચી વળવા માટે રચાતી. આવી કેળવણીનો સમાવેશ અથવા વિધાન બ્રાહ્મણની શાળાઓમાં ન હતો. વર્ણાશ્રમ ધર્મ, જો કે તેમાં કેટલાક ગેરલાભ છે, તો પણ ઉંચી જાતની કારીગરી જાળવવામાં સહાનુભુત નિવડયા છે, એમ તેના ગુણ ગાતાં એબે ડુબોઇસે પણ કહ્યું છે. રેવરંડ૦કી૦ કહે છે કે "સુંદર હુન્નર કળા તથા કારીગીરી સૈકાંઓથી હિંદમાં હતી, અને ભવિશ્યમાં પણ સારો ભાવ ભજવશે." દરેક ધંધાને માટે કેળવણી દરેક ઘરમાં અપાતી. ઘણું ખરું તો

"છોકરાંઓને બાપદાદાનોજ ધંધો શિખવાતો" "છોકરાને પોતાને હાથેજ બધું કરતાં શિખવાતું." અને તે રીતથી અપાતું શિક્ષણ "આધુનિક શાળાઓની કૃત્રિમતા કરતાં ઘણું સારૂં હતું." પોતાનો હુન્નર પોતાનો છોકરો શીખે, તે જાણી પિતાઓ બહુ ખુશ થતા. "હિંદુ કૌતુકાગારમાં 'જેઇડ'ની વસ્તુઓનો સંગ્રહ જોતાં એક કોતરેલું વાસણ જોવામાં આવ્યું હતું. કે જે પરથી એમ માલુમ પડતું હતું કે ત્રણ પેઢી સુધી દિલ્હીના બાદશાહને ત્યાં એકજ કુટુંબના માણસો તે કામમાં રોકાએલા રહ્યા હતા. છોકરાંઓને માટે વ્યવસ્થિત અભ્યાસ ક્રમ હુન્નરો શિખવામાં મદદરૂપ થતો. 'જુવાનોને હુન્નર ઉદ્યોગની કેળવણી ફક્ત તેના ધંધા પુરતીજ અપાતી.' ઘણા ધંધામાં "હુન્નર ઉદ્યોગને અંગે વાંચવા તથા લખતાં શિખવવાની જરૂરજ ન રહેતી, અને તે વગર ચલાવી લેવાતું. કેટલાક ધંધાને ઉપયોગી પુસ્તકો મોઢે કરી લેવામાં આવતાં"

બ્રાહ્મણ વિદ્યાસરણીનો સરવાળો કરતાં રેવરંડ.કી. નીચે પ્રમાણે કહે છેઃ—

" મુસલમાન કેળવણીનું બ્રાહ્મણ કેળવણી સાથે ઘણું મળતાપણું છે. તોપણ યુરોપમાં કેળવણીનો પુનરૂદ્ધાર થયો, તેવી કેળવણી કરતાં જરાએ ઉતરતા પ્રકારની તે ન હતી. સામાજિક ફેરફારો તથા રાજક્રાંતિના સમયોમાં પણ બ્રાહ્મણોની કેળવણીની સરણી, જીવન્ત રહી હતી, અને હજારો વર્ષ પર્યંત વિદ્યાની જ્વલંત મસાલો ઝળકતી રાખી હતી, તેમજ મહાન ચિંતકો પેદા થયા હતા કે જેઓના દ્રષ્ટાંતો હિંદુ વિદ્યામાં છે, એટલુંજ નહિ, પણ સારી દુનિયાના બુદ્ધિ વિષયક અભ્યાસો પર ઉંડી છાપ પાડે તેવા છે."

બૌદ્ધ ધર્મના કાળમાં પણ કેળવણીની પદ્ધતિઓ રચાઇ હતી. બુદ્ધની રીતી મોટે ભાગે બ્રાહ્મણોને મળતી હતી, કે જેમાંથી તેઓએ

ઘણું ઉછીતું લીધું હતું. બુદ્ધના કેટલાંક વિશ્વવિદ્યાલયો જબરજસ્ત હતાં. તેની ઉંચી પંક્તિની કેળવણીથી આકર્ષાઇ ઘણા ચીનાઓ હિંદુસ્તાન આવ્યા હતા, કે જેમાંના થોડાઓએ વિદ્યાપીઠોના અહેવાલો લખ્યા અને જેના દાખલા મોજુદ છે. બુદ્ધની વિદ્યા કંઇ એકલી આધ્યાત્મિકજ નહતી. ઔષધીઓના ; અભ્યાસ પર વિશ્વવિદ્યાલયોમાં ખાસ ધ્યાન અપાતું. કોઇપણ જ્ઞાતિનો માણસ વિદ્યાપીઠમાં દાખલ થઇ ન શકતો એમ ન હતું. ઉંચી વર્ણનો, નીચી વર્ણનો બૌદ્ધધર્મી, બૌદ્ધધર્મી સિવાયનો કે બૌદ્ધધર્મમાં દાખલ થવાની ઇચ્છાવાળાને પણ સારો આવકાર અપાતો. બૌદ્ધધર્મી સાધુઓનું પ્રાથમિક કેળવણીનું દાન પણ ઘણું હતું. બ્રહ્મદેશમાં બ્રિટીશો દાખલ થયા, ત્યારે બૌદ્ધધર્મી મઠોના અસ્તિત્વને લીધે દરેક ઉમરે પહોંચેલો માણસ ભણેલો હતો. રેવરંડ૦ફી૦ કહે છે કે "બ્રહ્મદેશ બ્રિટીશોના કબજામાં આવ્યો તે પૂર્વે પુરૂષ વર્ગ બુદ્ધના મઠમાંથી તેના સાધુઓ દ્વારા વિદ્યા સંપાદન કરી નીકળેલો હતો." બ્રિટીશોના અમલમાં તે સાર્વત્રિકપણું નષ્ટ થયું છે.

મુસલમાનોના હાથમાં રાજ્ય ગયું તો પણ આ વિદ્યા—સરણીઓ તો ચાલુજ રહી, એમ રેવરંડ૦ફી૦ કહે છે:—

"કેટલાક ધર્માંધ અને દયાહીન મુસલમાન રાજાઓએ બ્રાહ્મણોની વિદ્યાપીઠોનો નાશ કર્યો, અને શિષ્યોને વિખેરી નાંખ્યાં, તો પણ બ્રહ્મવિદ્યા તો નષ્ટ નજ થઇ." બુદ્ધના આલયો "ધીમે ધીમે સડતાં ગયાં, અને અલોપ થયાં. તેમ થવામાં બુધ્ધ મત અને બ્રાહ્મણ મત એક થતો ગયો તે કારણ પણ સમાએલું છે. મુશ્કેલીઓ છતાં બ્રાહ્મણ સરણી તો ચાલુજ રહી. અને જેમ જેમ બુધ્ધની શાળાઓ ઘટતી ગઇ, તેમ તેમ બ્રાહ્મણ શાળાઓ વધતી ગઇ, અને તેનું પ્રાધાન્ય વધતું ગયું."

*　　*　　*　　*

સંસ્કૃતની ઉંચી કોટિના અભ્યાસ સાથે સાથે પ્રાથમિક કેળવણી પણ અપાતી, તેનો ઉલ્લેખ અમે આગળ કર્યો છે. મીસ કેથેરાઇન મેયો કહે છે, તેમ હિંદુસ્તાનમાં તદ્દન નિરક્ષરતા હતી, કે નહિ તે વાતનો નિકાલ કરવા સારૂ આપણે જરા ઉંડા ઉતરી તપાસ કરવાની જરૂર છે.

રેવરંડ. કી. કહે છે:—

"બ્રાહ્મણીય, બૌધ્ધિક, અને મુસ્લીમ પધ્ધતિઓની સાથે સાથે પ્રાથમિક શિક્ષણ પદ્ધતિઓ પણ ઉદ્ભવતી ગઇ, કે જેનો લાભ દરેક નવો આવનાર પણ લઇ શકતો. વાંચવા લખવા, તથા ગણવાની જરૂરિઆતો બહોળા વિસ્તારમાં તેવી સંસ્થાઓ પુરી પાડી શકતી, અને તેનો ઉપયોગ મુખ્યત્વે વેપારીઓ અને ખેડુતો કરતા."

બ્રાહ્મણો તેમજ વર્ણાશ્રમ ધર્મને લીધે હિંદુસ્થાનમાં નિરક્ષરતા હતી એવું મીસ મેયોનું મંતવ્ય તદ્દન જુઠ્ઠું છે. રેવરંડ.કી.એ આપણને બતાવી આપ્યું છે, કે જન સમાજની કેળવણીનું કામ સંસ્કૃત શાળાઓ સિવાય બીજી રીતે પણ થતું. 'તેવી સંસ્થાઓને પરસ્પર સંસ્કૃત સંસ્થાઓ સાથે કાંઇ સંબંધ ન હતો.' પ્રાથમિક શાળાઓનો લાભ વ્યાપારીઓ તથા કારીગરો લેતા. અને સંસ્કૃત શાળાઓનો લાભ વિદ્વાનો અને ધર્મોત્સુકો લેતા.

આવી રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિઓનું મૂળ શોધવું મુશ્કેલી ભરેલું છે, તોપણ સંપુર્ણ રીતે તેઓનું અસ્તિત્વ પ્રાચીનકાળમાં તેમજ મુસલમાની રાજ્યમાં અને છેવટ અંગ્રેજો સત્તાધીશ થયા, ત્યાં સુધી હતું, તે બાબતમાં અધુરા પણ સરકારી રિપોર્ટો તેવી પદ્ધતિઓ બહોળા વિસ્તારમાં હતી, તે વાત સ્પષ્ટ જણાવે છે, અને તે વિષે જરાએ શંકા જેવું નથી,

રેવરંડ. કી. અંગ્રેજ અફસરો તેમજ અંગ્રેજી લેખો પ્રમાણુ તરીકે રજુ કરે છે:—

"અંગ્રેજ સરકારે કેળવણીની સત્તા પોતાને હાથ લીધી, તે પહેલાં તેમજ તે વખતે હિંદમાં દેશોદ્દ્ભવ શિક્ષણ પદ્ધતિઓ હતી. હિંદુસ્તાનના એક બે પ્રાંતોમાં તેવી પદ્ધતિ હતી, એટલુંજ નહિ પણ દરેક ભાગમાં તેનું અસ્તિત્વ હતું. કેટલાક પ્રાંતો તે બાબતમાં ઘણા આગળ પડતા હતા. સન. ૧૮૨૨–૨૬ માં મદ્રાસ ઇલાકામાં તે બાબતની થયેલી તપાસમાં જણાવ્યું છે, કે નિશાળે જવા લાયક ઉંમરના છોકરાઓનો ⅓ ભાગ કોઇ નહિ તો કોઇ પ્રકારની કેળવણી લેતો હતો. મુંબઇ ઇલાકામાં સન ૧૮૨૩–૨૮ માં થએલી તપાસ પરથી જણાયું છે, કે દરેક આઠમાંથી એક છોકરો વિદ્યાભ્યાસ કરતો. બંગાળાના એક ભાગમાં, એડમે કરેલી તપાસમાં જણાયું છે, કે બધી વસ્તીનો ૧૩.૨ ટકા જેટલો વર્ગ કેળવાએલો હતો. બીજા પ્રાંતોમાં કેળવણી સેંકડે નવ ટકા હતી. વિલીયમ વાર્ડના કહેવા પરથી એમ માનવાને કારણ મળે છે, કે આખા બંગાળનો ⅕ ભાગ કેળવાએલો હતો. આખા હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં ઉપર જણાવેલા પ્રદેશો જેટલો કેળવણીનો પ્રચાર ન હતો. પ્રાથમિક કેળવણી બહોળા વિસ્તારમાં હતી, તો પણ બધોજ પુરૂષ વર્ગ કેળવણી લઇ શકે તેમ ન હતું. સ્ત્રીઓ માટે કેળવણી જેવું કંઇ હતુંજ નહિ*

---

*ઉપર જણાવેલી બધી ગણતરી, નિશાળોની તેમજ શિષ્યોની તેમાં કંઇક ઓછી ગણતરી થઇ છે, એમ માનવાને કારણ મળે છે. સારા ઉપરી અધિકારીથી થએલી ગણતરીમાં પણ તેના હાથ નીચેના માણસો કે જેઓ ગણતરીનો અંદાજ કાઢતા, તેઓએ લૌકિક પદ્ધતિઓ તરફ પુરતું લક્ષ આપ્યું હોય, એમ જણાતું નથી, તેમજ બીજું કારણ એ કે લોકોની ગણતરી તરફ તે ગણતરી શા માટે કરાય છે, તે ન સમજવાથી સમભાવનાની દ્રષ્ટિ નહતી, એ બનવાજોગ છે. ડૉ. લેઇટનર આવી મુશ્કેલીઓનો ઉલ્લેખ કરતાં પંજાબના રાવળપીંડી પ્રાંત વિષે નીચે પ્રમાણે લખે છે "લોકો તરફની ગણતરીમાં ૧૭૧

લૌકિક પદ્ધતિઓ જ્યારે ઓછી થતી જતી હતી, તે અરસામાં આ ગણતરીઓ કરવામાં આવી હોય, એમ ઉપલા ફકરાના પાછલા વાક્ય પરથી સમજાય છે. તેની ખાત્રી સરકારી અહેવાલ પરથી પંજાબની બાબતમાં આપણે કરી શકીશું. સ્ત્રીઓને કેળવણી જેવું કંઇ હતું નહિ, તે વાત તદ્દન પાયા વગરની છે. અને તે બાબતમાં જે સત્ય છે, તે, તે વાતની સાક્ષી નહિજ પુરી શકે. છતાં રેવરંડ.ફી. નું છેલ્લું પ્રકરણ જોવા જેવું છે.

"હિંદુસ્તાનની કેળવણીની પદ્ધતિઓ જેવું પાશ્ચાત્ય દેશોમાં કંઇ હતુંજ નહિં, કે જેની આટલા લાંબા કાળથી ઐતિહાસિક બીનાઓ જોતાં માલમ પડે છે, કે તે પદ્ધતિએમાં ફેરફાર પડયો જ નથી. આટલાં સૈકાઓ થયાં તેનું અસ્તિત્વ છે, તેજ બતાવી આપે છે કે તેમાં કંઇક ઉંડુ અને કીંમતી તત્વ હોવું જોઇએ. અને જેઓએ તે ઉપજાવી કાઢી, તેઓની જરૂરિઆતો તેવી પદ્ધતિથી પુરી પડતી હોવી જોઇએ. તેમાંથી ઘણા મહાન પુરૂષો અને સત્યશોધકો નિપજ્યાં છે. તેમજ બુદ્ધિશાળી પુરૂષોની સંખ્યા પણ નજીવી નથી. કેળવણીનાં ઉમદા ચિત્રો તેઓએ ઉપજાવ્યાં છે, કે જેમણે કેળવણીના વિષયમાં કિંમતી ફાળો આપ્યો છે."

જે પાયાને આધારે મીસ મેયોએ ચણતર રચ્યું છે, તેનું અવિશ્વાસપણું તેમજ અનર્થતા પુરવાર કરવાને ઉપર જણાવેલા જે માણસના આધારો અમોએ ટાંક્યાં છે, તે માણસને માટે કોઇપણ

નિશાળો અને ૩૭૦૦ છોકરાઓ હોવાનું જણાવ્યું છે. તે પ્રાન્તના ઉપરિઅધિકારીથી થએલી ગણતરીમાં સન ૧૮૭૮-૭૯ માં ૩૦૨ નિશાળો અને ૫૪૫૪ છોકરાઓ હોવાનું જણાયું છે. પણ જ્યારે મી, મીલરે તે ગણતરી કરી ત્યારે ૬૮૧ નિશાળો અને ૭૧૪૫ છોકરાંઓ હોવાનું ખાત્રીપુર્વક જણાયું છે."

લેઇટરનરની પંજાબની લૌકિક કેળવણીનો ઇતિહાસ પાનું. ૧૪.

એમ નહિ કહી શકે, કે તે હિંદુઓનો અગર તો હિંદુ તરફ વલણ વાળો માણુસ હતો. તે પરથી સત્ય જાણુવાની જીજ્ઞાસાવાળા કોઇપણ મનુષ્યની ખાત્રી માટે અમોએ આપેલો પુરાવો પૂરતો છે.

સારે નસીબે અમારી પાસે દસ્તાવેજી પુરાવા છે, કે જે ઘણી સારી રીતે પુરવાર કરે છે કે હિંદુસ્તાનમાં જરૂરીઆત પુરતી લૈકિક કેળવણીની પદ્ધતિઓ બહોળા વિસ્તારમાં હતી. બ્રિટીશોના હાથમાં કેળવણીનું કામ આવ્યા પછી તે પદ્ધતિઓનો તેઓએ નાશ કર્યો, અને તેના બદલામાં સંતોષકારક અને જરૂર પુરતું તેઓએ કાંઇ કર્યુંજ નથી. 'પંજાબની દેશોદ્‌ભવ કેળવણીનો' ડૉ. લેઇટનરનો ઇતિહાસ એક સુંદર પુરાવા રૂપે છે. ડૉ. લેઇટનર પંજાબના એક ઉચ્ચ કેળવણીકાર હતા. લાહોરના સરકારી છાત્રાલયના અધ્યક્ષ હતા, તેમજ પાછળથી તે પ્રાંતના જનસમાજનાની કેળવણીના અનુસાશક હતા. સંપૂર્ણ અને ઘણી મહેનતથી કરેલા તેના દેશોદ્‌ભવ કેળવણીના સંશોધનો કે જેનું અસ્તિત્વ ૧૮૮૦ સુધી પંજાબમાં હતું, તેને માટે સરકારે ૧૮૮૨માં એક બ્લ્યુબુકસ (આસમાની પુસ્તક) બહાર પાડયું હતું. સાથે સાથે ડૉ. લેઇટનરે બીજા લેખકો અને સત્તાધીશોના વિચારો પણ તે વિષયને અંગે પ્રગટ કર્યા છે.

બ્રિટીશોએ રાજદ્વારી સત્તા સ્થાપી તે સમયમાં કેળવણીની સ્થિતિ હિંદમાં કેવી હતી તે, પુરવાર કરવાને લંબાણથી ડૉ. લેઇટનરના દસ્તાવેજી પુરાવા અમોએ આપ્યા છે, તે બાબત માફી માગવાની જરૂર નથી. મીસમેયો જેવી પ્રચારિકાના સાચાજુઠા લખાણોને આધારભૂત ગણવા કરતાં તેવા વિષયોમાં સત્ય જાણુવાને માટે સારમાં સારી રીતે જે સંશોધન થયું હોય, તે પરજ ભરોસો રાખવો જોઇએ. પ્રાથમિક કેળવણીની પદ્ધતિઓ ગ્રામ્ય પદ્ધતિઓ સાથે એટલી બધી ઓતપ્રોત હતી કે તે વિષે એક ટાંચણ અસંબદ્ધ નહિજ ગણી શકાય.*

---

* જયાં ગ્રામ્ય પધ્ધતિઓ ભુસાઇ ગઇ છે, જેવાકે બંગાળામાં ત્યાં ગ્રામ્ય શાળાઓ પણ અલોપ થઇ છે. બ્રિટીશ ઇંડિઆ.

લડલો લેઇટનર પા-૧૮

"હિંદુત્વનું મોટામાં મોટું લક્ષણ" લડલોના કહેવા પ્રમાણે "તેની નગરીય સંસ્થાઓ છે, કે જેનો સમાવેશ ગ્રામ્ય પદ્ધતિઓમાં થઇ જાય છે...તેમાં જમીનને વ્યકિત તરીકે ગણે છે......અમુક જમીનના ભાગના વસનારાઓ જુદા જુદા માણસ તરીકે તે જમીન પર નથી રહેતા, પણ એક સ્થાપિત સંસ્થા તરીકે રહે છે, કે જેમાં જુદી જુદી વ્યકિતઓને જુદું જુદું કામ કરવાનું હોય છે. તેઓ એકત્રિત રીતે અમુક જાતના હકો તે જમીન પર ભોગવે છે......તેમાં અમુક વર્ગને તે પર સંપૂર્ણ માલકીપણાનો હક પણ હોય છે. ગ્રામ્ય જીવનને માટે અતિ જરૂરના એવા કેટલાક અધિકારીઓ જુદો જુદો અધિકાર કાર્ય પરત્વે ભોગવતા હોય છે. તેમાંનો પહેલો ગામનો મુખી, કે જે આખા વર્ગ તરફથી સરકારનો પ્રતિનિધી ગણાય. બીજો તલાટી, કે જે ગામની જમીન ખાતેદારો તેમજ ગણોતપટાની શરતો તેઓના નામો, ખત લખનારો, કાગળ લખનારો તથા હિસાબ કીતાબ રાખનારો હોય છે. પછી પોલીસપટેલ તે ફક્ત પહેરેગીરનુંજ કામ નથી કરતો અને તે બદલ પગાર નથી લેતો, પણ જે કામ તે કરે તે બદલ વંશપરંપરાથી કેટલીક જમીનનો ઉપભોગ કરે છે. ધર્મ ગુરૂ તરીકે બ્રાહ્મણ, તે પણ કેટલાક વંશપરાના હકો ભોગવે છે, અને ઉપર જણાવ્યું તેમ અમુક જમીનનો માલીક હોય છે. પછી મહેતાજી અને જોષી, જો કે જોષીવટું કરનારા બીજા હોય છે, તે પણ તેવાજ હકો ભોગવો છે. કોઇપણ એમ ન માને કે ગામડામાં મહેતાજીઓ રાખવાનું બંધ થયું છે......હિંદુસ્તાનના દરેક ગામડામાં જો અસલી પ્રથા ચાલુ રહી હોત, તો છોકરાઓને ભણાવવાનું કામ તો ચાલુજ રહેત. ન્યાતબહાર સિવાયનું એક પણ છોકરૂં વાંચી લખી શકતું નથી એમ નથી. તેમજ ગણતરીના કામમાં તો તેઓ ઘણા કુશળ હોય છે."

કંપનિ સરકાર બહાદુરના અનુશાસકો હિંદુસ્તાન તરફ પ્રચારના વલણવાળા ન હતા. છતાં મી. એ. વી. હોવેલ. બ્રિટીશ ઇંડીયામાં

કેળવણી વિષેના સન ૧૮૫૪ તથા ૧૮૭૦/૭૧ પહેલાંના પુસ્તકમાં કંપની સરકારના તરફ મોકલાએલા કેળવણીના પહેલી જુન ૧૮૧૪ના ખરીતામાંના ટાંચણ પરથી કહે છે કે તે ટાચણમાં હિંદુસ્તાનની દેશોદ્‌ભવ પદ્ધતિઓ તથા તેના નિભાવ માટેના ખર્ચના યોગ્ય લખાણો છે. વાંચનાર તે પરથી સમજી શકશે કે, મીસ મેયોએ કરેલા વાકછલનમાં અને તેમાં કેટલો અંતર છે.

"હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં વખાણવા લાયક આંતરિક રચનાઓ તરફ અમારો ખાસ સંતોષ તે વિષયને અંગે છે, કે જે રચનાઓને આધારે કેળવણીનો આધાર જમીનની અમુક પેદાશ પર રાખવામાં આવે છે. તેમજ શિક્ષકોને ગામડાંમાંથી ગામ તરફથી અમુક વૃત્તિ આપવામાં આવે છે. આ રીતે શિક્ષકો લોકસેવકો બને છે. અસ્માર્ત વખતથી આવા શિક્ષકોદ્વારા કેળવણી આપવાની પ્રથા ચાલુ છે કે જે પ્રથાનાં અત્યુત્તમ યશોગાન મદ્રાસના ચેપલેઇન, ધર્મગુરૂ રવરંડ ડો. એલે, કર્યાં છે. કેળવણીની પદ્ધતિ સરળ કરવાનો તેમાં ગુણ હોવાથી આપણી (વિલાયતની) રાષ્ટ્રીય શાળાઓમાં તે પ્રથાઓ ચાલુ કરવામાં આવી છે, અને તે પદ્ધતિને અનુસરવાથી ભાષા જ્ઞાન સરળ રીતે પ્રાપ્ત થાય છે, એવું મંતવ્ય છે.

"હિંદુઓના આ માનનીય અને પરોપકારશીલ આલયો ઉત્ક્રાંતિના સમયો વહી જતાં ટકી રહ્યાં છે. અને તેને લીધેજ હિંદુઓ લખનાર અને ગણનાર તરીકે પંકાય છે. તેવા આલયોની ઉપયોગિતા માટે અમારા પર એટલી ઉંડી છાપ પડી છે, કે હાલમાં એવા આલયોની સ્થિતિ કેવી છે, તેની તપાસ તમારે કરવી જોઇએ તેમજ તેનો અહેવાલ અમારી જાણ માટે મોકલવો જોઇએ. અને તે અરસામાં શિક્ષકોને સરકાર તરફથી કેટલાક હકો તેમજ છુટછાટથી રક્ષણ મળવું જોઇએ. તેઓમાંના જે કોઇની ગણતરી બુદ્ધિશાળી તરીકે અગર તો સારામાં સારી થતી હોય, તેને સરકાર તરફથી માન મળવું જોઇએ. તેઓની સ્થિતિ ગમે એટલી હલકી કોટીની દેખાતી હોય, છતાં આ

દેશમાં તેની કોઇની પણ સાથે સરખામણી કરીએ તો માલમ પડશે કે તેના તરફ ઘણી માનની દ્રષ્ટી છે."

મી. હોલવેલ આના પર નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—

"અનાદિકાળથી દેશોદભવશાળાઓ કે જેને ઉદ્દેશી ઉપર કહેવામાં આવ્યું છે, તેવી શાળાઓનું અસ્તિત્વ હતુંજ. એમાં કાંઇ પણ શંકા નથી. સન ૧૮૩૫ માં મી. એડમે, એકલા બંગાળામાં તેવી સંસ્થાઓનો આશરે ૧૦૦,૦૦૦ નો અંદાજ કાઢયો હતો. સર થોમસ મનરોએ મદ્રાસમાં સન ૧૮૨૨ માં ૧૨૪૯૮ નિશાળો તથા ૧૮૮,૬૫૦ છોકરાંઓનો અંદાજ તપાસ દરમ્યાન કાઢયો હતો. તેજ અરસામાં મુંબઇમાં લગભગ તેટલીજ શાળાઓ આખા ઇલાકામાં છુટી છવાયી હતી. ઘણીજ દીલગીરી ભરેલી વત છે, કે જેમ જેમ દરેક પ્રાંતો આપણા (અંગ્રેજોના) તાબામાં આવતા ગયા, તેમ તેમ લડાઇમાંથી તેમજ દુઃખમાંથી બચાવનારા તરીકેની આપણી આબરૂ, તથા તે તરફ લોકોની સખત ઉપકારવ્રૃત્તિનો સરકારે પુરેપુરો લાભ લીધો નહિ, અને ગ્રામ્ય સંસ્થાઓમાં ગ્રામ્ય શાળાઓ કે જે આપણા હાથમાં આવી પડી, તેનાં ઉત્તમ લક્ષણો પર પુરતું ધ્યાન આપ્યું નહિ."

ડૉ. લેઇટનર કહે છે કે, કંપનિ સરકારના ખરીતાના બીજા ફકરા ઉપર વંચારે ધ્યાન આપવાની જરૂર છે. "હિંદુસ્તાનના કળા ઉદ્યોગોના નમુના દાખલ થતાંની સાથે અંગ્રેજ કારીગરની કળાવ્રૃત્તિ ખીલી, અગર તો તેણે પોપણ મળ્યું, તેમ દેશોદ્ભવ શાળામાં અપાતી કેળવણીની પદ્ધતિઓની અસર વિલાયતની શાળાઓ ઉપર થઇ."

બંગાળની શાળાઓનો એક નિરૂપક કે જેને પંજાબમાં કામગીરી પર મૂકવામાં આવ્યો હતો, તેણે તેના ૧૮૬૮ના રિપોર્ટમાં નીચે મુજબ જણાવ્યું છેઃ—

"શાસ્ત્ર અનુસાર દેશોદ્ભવ કેળવણીની પદ્ધતિઓ હિંદુસ્તાનમાં દાખલ થઇ હતી, કે જેને ધાર્મિક ફરજો ગણવામાં આવતી હતી.

અને જીંદગીના નાનામાં નાનાં કાર્યોને પ્રભાવશીલ કરતી હતી. ગ્રામ્ય પંચાયતોની સંસ્થાઓના અસ્તિત્ત્વને લીધે, એકલી નગરીય નહિ, પણ કેટલેક અંશે ઉપજ અને ન્યાય કરવાની સત્તા પણ, લોકોના હાથમાં રહેતી, કે જે કેળવણીનો જુદીજુદી જ્ઞાતિઓમાં વિસ્તાર કરવામાં ઘણી સહાનુભુત થતી. દેશોદ્ભવ પદ્ધતિઓનાં ફળ અસંખ્ય પાઠશાળાઓ, ચટશાળાઓ અને ટોલ્સ કે જે દેશમાં પથરાએલી છે, તે પરથી માલમ પડશે. જો કે હમણાં તેઓની સ્થિતિ તદ્દન ખરાબ છે, તો પણ આટલા લાંબા કાળથી તેનું અસ્તિત્વ છે, અને આટલો તિરસ્કાર, બેદરકારી તેમજ હજાર વર્ષથી અનેક પ્રતિકુળતાનો તેઓને અનુભવ છે, તે છતાં, તે ટકી રહી છે, તેજ બતાવી આપે છે, કે જન્મ વખતે તેમાં મજબુત તત્ત્વ હોવું જોઇએ. હમણાંના વખતમાં ધાર્મિક તત્વ નબળું પડયું છે, ગ્રામ્ય પંચાયતો નષ્ટ થઇ છે, વીરચનનો ઉદ્યોગ મૃતપ્રાય: છે. જમીનપર ભારેમાં ભારે કર પડે છે, અને અદાલતો તથા વ્યાપાર પારકી ભાષામાં ચલાવાય છે, કેળવણીને આ પ્રમાણે કુત્રીમ રીતે મળતાં પ્રોત્સાહનો નમાલાં થયાં છે; હવે તો ફક્ત એક ભાવનાશીલ રાજનિયાંત્રણાજ પરદેશી રાજ્યથી થએલા નુકસાનનો બદલો આપી શકે, અને તેને આગળ ધપાવી શકે. જ્યાં સુધી એક મજબૂત, રાજદ્વારિ, આર્થિક તેમજ સામાજિક સ્થિતિ બ્રિટીશ સરકારની સત્તાની સલામતી નીચે ન હોય, ત્યાં સુધી કૃત્રિમ રીતે મળતાં પ્રોત્સાહનો પોતાના બળ પુરતુંજ કરી શકશે.”

મીસ મેયોની દુષિત નિંદા કે હિંદુઓને અજ્ઞાનતા અને નિરક્ષરતા પ્રિય છે. તે હડહડતું અને પાયા વગરનું જુઠાણું છે. લેઇટનરના રિપોર્ટમાં આપણે નીચે પ્રમાણે વાંચીએ છીએ:—

“હિંદુઓ, મુસલમાનો, અને શીખ જ્ઞાતિઓમાં કેળવણીની જીજ્ઞાસા અને તેના ઉપયોગીપણાની સમજ છે, એમ કબુલ કર્યા સિવાય ચાલે તેમ નથીજ. તેમજ આ સૂર્યથી જ્વલંત દેશનાં બચ્ચાંઓ

ઉપર ઉદારતાથી મહાન બુદ્ધિનો પ્રસાદ પણ છે .....હમણાં તેમજ ૩૦૦૦ વર્ષ પહેલાં પૌરસ્ત્યોનું માનસિક નિયમન, ઉત્કર્ષો અને વિશ્રાંતિઓમાં રહેલો તાત્વિક બુદ્ધિના સાર્વત્રિકપણાનો પ્રકાશનના ત્વરિત સંદેશાના અભાવે અનાદર થાય છે. પ્રકાશન અને ત્વરિત સંદેશાનાં સાધનો જો આપણી (અંગ્રેજોની) પાસે ન હોત, તો પુર્વદેશીય પ્રજા કે જેને આપણે ધિક્કારીએ છીએ, તેના કરતાં આપણે ઘણા પછાત હોત. હજારો બુડથલમાંનો એક બુદ્ધિશાળી યુરોપવાસી તેના મંતવ્યો અને નવીન કૃતિઓ તેમજ આચારશિષ્ટતાની, મુર્તિમત્તા જલદીથી ફેલાવી શકે છે. પુર્વ દેશમાં જ્યારે સસ્તાં મુદ્રણાલયો અને રેલ્વેઓ (અગ્નિરથયાનો) થશે, ત્યારે અને જો પુર્વ દેશવાસીઓ સુધારણા કરવામાં પાશ્ચાત્યોનું અનુકરણ નહિ કરે તો, તેઓમાં રહેલી નૈસર્ગિક બુદ્ધિથી તેઓની પ્રાચીનકાળમાં જે સ્થિતિ હતી તે, તેઓ પ્રાપ્ત કરશે."

આવાં ઘણાં પ્રમાણો આપવાનું મન થાય એ સ્વભાવિક છે. પણ અમોએ જે આપ્યાં છે, તે પુરતાં છે. મીસ મેયો જો એમ માને કે ઉપર જણાવેલા લેખકો, તેમજ જોન કંપનિના અનુશાસકો હિંદુઓ તરફ વલણ ધરાવતા હતા, તો તેણી બ્રિટીશોએ પંજાબ પ્રાંતને પોતાના પ્રાંત સાથે જોડયો, તે પહેલાંના થોડાં વર્ષ પુર્વેનો ડો. લેઇટનરની ગણતરીનો અહેવાલ, વાંચકને તે બાબત ઉપર વિસ્તારથી અને સંગીન વિચાર કરવા સહાય આપે, તેવા ઇરાદાથી અમો તેનું ટાંચણ આપવું ઉચિત ધારીએ છીએ. બ્રિટીશો પહેલાંના અને બ્રિટીશો પછીના પંજાબમાં ડો. લેઇટનરને ઘણો તફાવત માલુમ પડે છે. તેના રિપોર્ટના ૩જા પાનામાં નીચે પ્રમાણે તેઓ લખે છેઃ—

"હુશિયારપુર જેવા પછાત પ્રાંતમાં સન ૧૮૫૨નો સેટલમેન્ટ રિપોર્ટ છે, તેમાં દરેક પુરૂષ વર્ગમાંનો (મોટો અગર નાનો પુરૂષ વર્ગ) ૧૯·૬૫ને માટે એક શાળા હતી. હમણાં સરકારની મદદથી ચાલતી

નિશાળ દરેક ૨૮૧૮.૭ રહેવાસીને માટે એક શાળા, એ પ્રમાણમાં છે. ઉપરના કરતાં કેટલો વિરોધાભાસ છે તે સમજી શકાય છે."

આ પ્રાન્તને ઉદ્દેશી તેઓ નીચે પ્રમાણે કહે છેઃ—

"દિલ્હી અને હીસાર ભાગો, મળીને તેમાં ૪,૪૯૬ ગામો તથા ગામડાંઓ છે. અધુરી ગણતરી ૧૮૫૪ માં થઇ ત્યારે તથા ઘણું કરી સને ૧૮૪૯માં ગામ તથા ગામડાઓની સંખ્યા ૩૩,૩૫૫ની હતી. આપણે એમ ધારીએ કે તે ગામોમાં ૩૩,૩૫૫ મસજીદો, દેવળો, ધર્મશાળાઓ અને પવિત્ર મકાનો તો હશેજ, કે જેમાં કંઇ નહિ તો કંઇપણ શિક્ષણ અપાતું હશે. (૧૮૫૪ માં ૩,૩૭૨ દેશોદ્ભવ ધાર્મિક શાળાઓ હોવાની ખાત્રી આપણને મળી છે. તેનો તથા શિક્ષકોના મકાનમાં ચલાવાતી સંસ્થાઓનો હિસાબ પણ આપણે ગણતાં નથી.) છતાં દરેક સંસ્થામાં આપણે સરાસરી ૧૦ છોકરા ગણીએ તો લગભગ ૩૩૩,૫૫૦ છોકરાઓ શિક્ષણ લેતા હતા એમ આપણે કહી શકીએ. હમણાં સરકાર તરફથી થએલી ગણતરીમાં ૧૧૩,૦૦૦ છોકરાંઓ કેળવણી લેતા હોવાની ગણતરી ધારવા પ્રમાણે આપણી જાણમાં છે, કે જે છોકરાઓમાં સરકાર તરફથી અપાતી મદદથી ચાલતી શાળાએના છોકરાંઓની નાની સંખ્યા ઉમેરીએ, તો પણ ફક્ત ૧૫૭,૬૨૩ નો નાનો આંકડો આપણને મળી શકે છે. રણજીતસિંહના વખતમાં કેળવણીની સ્થિતિ કેવી હતી, તે શીખ લોકોની ગણતરી કરતાં આગલા પ્રકરણ પરથી આપણે જાણી શકીએ છીએ. આગળ પડતા બીજા વિદ્વાનોની સંખ્યા પણ મોટી છે. આપણા સરકારી સેટલમેન્ટ રિપોર્ટો, કે જે જોવાની મને રજા મળી છે, તે પરથી એમ કહી શકાય, કે, પ્રાન્તમાં કેળવણીનાં તત્વોનો પ્રચાર સાધારણ છે.

બ્રિટીશ રાજકર્તાઓએ એક મહાન નુકસાન, દેશોદ્ભવ કેળવણીને દાબી દીધાથી કર્યું છે. કે જેનો બદલો વાળવાને માટે કંઇપણ નવું બંધારણ કર્યું નથી. તેમજ તે કરવાની દરકાર પણ નથી. ડો. લેઇટનર

તેવી સંસ્થાઓના નાશની લંબાણ ચર્ચા કરે છે. અને નીચે પ્રમાણે પોતાનો છેવટનો અભિપ્રાય આપે છે:—

(૧) "પંજાબ પ્રાન્ત, અંગ્રેજી અમલ નીચે આવ્યો તે પહેલાં, દેશોદ્દભવ પ્રાથમિક કેળવણી તેમજ ઉંચી કેળવણી બહોળા વિસ્તારમાં હતી.

(૨) પંજાબના શાસનસમાજ (બોર્ડ ઓવ એડ્મિનિસ્ટ્રેશન) ને ફરમાન હતું કે, જે જમીનોનું ગણોત માફ હોય, તેને સરકારે કબજે લેવી. નિશાળોને અંગે તેમજ ધાર્મિક સંસ્થાઓ, કે જેની વૃત્તિ મોટી હોય, તે પણ લઇ લેવી. આ પ્રમાણે બંગાળમાં જેમ જમીનો લેવાઇ હતી, તેમ પંજાબમાં પણ થયું.

(૩) આના પરિણામે શાળાઓને મળતી વૃત્તિઓ પણ ધીમેધીમે બંધ થઇ.

(૪) પંજાબના કેળવણીખાતાના આ પગલાથી વખતો વખત તેને અપાતી ચેતવણી છતા, એ પરિણામ આવ્યું કે, દેશોદ્દભવ પદ્ધતિઓ તથા પ્રાથમિક શિક્ષણ નષ્ટ થયાં.

આ સ્થિતિ સન ૧૮૮૦ માં હતી.

મીસ મેયો સ્રી કેળવણી વિષેના પ્રકરણમાં એવો ઉદ્દેશ જણાવે છે, કે જો બરફમાં સર્પો હોઇ શકે, તો હિંદુસ્તાનમાં સ્રીકેળવણી હોઇ શકે. તેણી અવિશ્વાસનીય એબેડુબોઇસના મતને અનુસરી કહે છે કે, "હિંદુસ્તાનના લોકો જાણીબુજીને સ્રીકેળવણી વિરૂદ્ધજ રહ્યા છે, એમ મેં બતાવી આપ્યું છે." આ પહેલા નંબરનું જુઠાણું છે. (પ્રકરણ ૧૫માં.) તેણી હિંદુસ્તાનની નિરક્ષરતા માટે લાક્ષણિક દુષ્ટ પ્રથાઓનો હિસાબ ગણે છે. બ્રિટીશ હિંદમાં વસતાં ૨૪,૭૦,૦૦૦૦૦ માંથી ૫૦ ટકા સ્રી વર્ગ તરીકે બાદ કરે છે, તેમ કરવાથી તેણી—૧૨,૧૦,૦૦૦૦૦ કે જેઓને ભણાવી શકાય તેને બાતલ કરે છે. વધારામાં તેણી ૬,૦૦૦૦૦૦૦ અસ્પૃશ્યોને બાતલ કરે છે. આ જુઠાણું નં. ૨જો.

કમણો તો આ જે જુબાની નં. ૧ સાથે સંબંધ છે. આગળ ઉપર હિંદુ સ્ત્રીઓના સ્થાન વિષે આપણે કહીશું. આ જમાનામાં સ્ત્રીશિક્ષણ સાથે આપણે સંબંધ છે, તેનો ઉલ્લેખ કરીશું.

ડો. લેઇટનરના કિંમતી રિપોર્ટોમાંથી અમોએ લંબાણ ટાંચણો આપ્યાં છે. છતાં પંજાબ બ્રિટીશના અમલ નીચે આવ્યો તે પહેલાં થોડાં વર્ષો અગાઉ તે પ્રાન્તમાં સ્ત્રીકેળવણીની સ્થિતિ શું હતી, તેને માટે તેઓશ્રી ઘણું સારું અજવાળું પાડે એવો અહેવાલ આપે છે.

"પંજાબી સ્ત્રીઓ પોતે થોડી ઘણી ભણેલી હોય છે. એટલુંજ નહીં પણ, બીજાઓને ભણાવવામાં તેઓ કુશળ હોય છે. દાખલા તરીકે દિલ્હીમાં, પંજાબ બ્રિટીશ અમલ નીચે આવ્યો તે પહેલાં, ૭ જાહેર કન્યાશાળાઓ હતી, કે જેમાં શિક્ષણ આપતી શિક્ષિકાઓ પંજાબમાંથી દક્ષિણ તરફ ઉતરી પડી હતી."

"તેમજ બીજાં સ્થાનોમાં પણ પંજાબી સ્ત્રી શિક્ષિકાઓ હતી. જે પ્રમાણે ગુરુ અથવા તો પાધ્યાઓ પોતાના પ્રાન્તની સરહદ બહાર પણ કેળવણીનો પ્રચાર કરતા હતા, તે પ્રમાણે પંજાબની સ્ત્રીઓનું કાર્ય હતું. તેઓ બજારમાં મળતી દુઃખ મટાડનારી ઔષધીઓ જેવી હતી. મુસલમાન વિધવાઓ પણ, છોકરીઓને કુરાન વાંચતાં શિખવવાની પોતાની ધાર્મિક ફરજ સમજતી હતી. ઉત્તર પશ્ચિમ પ્રાંતો કરતાં, અગર જો દિલ્હી સ્ત્રી-કેળવણીમાં પછાત હતું, તો પણ સન ૧૮૪૫માં, ખાનગી ઘરગથુ કન્યા કેળવણીની અસંખ્ય સંસ્થાઓ હતી."

"દેશોદ્ભવ કન્યાકેળવણીનો રમુજી ચિતાર ડો. લેઇટનરે, સન ૧૮૮૨ માં કેળવણી કમીશનને આપેલી જુબાનીના પ્રશ્નોત્તરી આપી છે તે પરથી આપણને મળે છે. તે નીચે પ્રમાણે છે:—

સ૦ જે પ્રાંત સાથે તમારે નિસ્બત છે, તે પ્રાંતમા કન્યાકેળવણીની દેશોદ્ભવ સંસ્થાઓ છે, કે નહિ? હોય તો તેનાં લક્ષણો શું છે?

૪૦ "હા. તેવી સંસ્થાઓ છે. દાખલા તરીકે મોલવી અને મૈયાની સ્ત્રીઓને ઘણુંખરૂં તેઓના ધણી તરફથી શિક્ષણ અપાય છે. તેમજ અમુક ઉંમરના છોકરાંઓ થાય, ત્યાં સુધી તેઓને વાંચવાનું તથા ધાર્મિક ફરજોનું શિક્ષણ અપાય છે. મુસલમાન ગૃહસ્થોની પત્નિઓને પણ, વાંચતાં લખતાં આવડે છે. જો કે કેટલાંક કારણોને લઇ લખવાનું બહુ શિખવાતું નથી, કે જે કારણો અહીં બતાવવાની જરૂર નથી. કેટલીક સ્ત્રીઓ તો ઉર્દુની ઘણી સારી અભ્યાસિકાઓ છે. અને એક ખાનદાન મુસલમાન કુટુંબ, કે જેનો મને પરિચય છે, તેમાં મને જણાવવામાં આવ્યું છે, કે કેટલીક સુંદર સ્ત્રી-કવિઓ પણ છે. આપણે ધારીએ છીએ તે કરતાં મુસલમાન અને શીખ લોકોમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઉંચું છે, અને તેઓ સ્ત્રીકેળવણી વિરૂદ્ધ છેજ નહિ. ફક્ત એટલુંજ, કે તે કેળવણીની પ્રથા તેઓના ખાનગી ગૃહ-જીવનમાં અંતરાયરૂપ થવીજ ન જોઇએ. રાજા રજવાડાની સાથે સરખામણી કરતાં, તેઓમાં પણ ઘણી સ્ત્રીઓ છે, કે જેઓને વાંચતાં આવડે છે. અને જ્યાં બ્રિટીશ મુલકી પ્રદેશમાં થાય છે, તેવી સ્ત્રીકેળવણીને માટે કાંઇપણ ઘડભાંગ થતી નથી. બ્રિટીશ અમલ નીચેના પ્રાંતોમાં પણ શંકારહિત, ઘણી ખાનદાન સ્ત્રીઓને વાંચતાં લખતાં આવડતું હશેજ, એમ મારૂં માનવું છે.........ચિનાબ અને અટકની મધ્યમાં આવેલા પ્રાંતોમાં, શીખ સ્ત્રીઓ માટે દેશોદ્ભવ સંસ્થાઓ છે. ધર્મગુરૂની સ્ત્રીઓએ, તે જ્ઞાતિની સ્ત્રીઓને ઘેર જઇ તેમને કેળવણી આપવી જોઇએ, તે બરાબર બંધ બેસતું છે. કારણ છોકરીઓ અને તેમાં પણ પરણવા લાયક થએલી છોકરીઓને, શાળાએ જવા માટે બજારમાંથી પસાર થવું પડે, તે મારા ધારવા પ્રમાણે વિઘ્નરૂપ હોઇ શકે. ઉંચી જ્ઞાતિઓમાં સ્ત્રીકેળવણી તેમજ કન્યાકેળવણી તથા ગૃહીણીનું લક્ષણ, મુળ ધાર્મિક

પુસ્તકો વાંચવામાં તથા સિવવામાં, ભરવા ગુંથવામાં અને અતિશય સંભાળપુર્વક રસોઇ કરવામાં ઘણી ચોકખાઇ જાળવવામાં, દુઃખના વખતમાં માયાળુ સ્વભાવ રાખવામાં તેમજ કોટુંબિક તકરારોમાં નમ્ર વિનય જાળવવામાં સમાવેશ થાય છે. તેવી જ્ઞાતિઓમાં સ્રીઓ તરફ સગાંવહાલાં તરફથી ઘણુંજ માન અને ધાર્મિક વૃત્તિથી ભરપુર પ્રેમ રાખવામાં આવે છે, કે જેનો ઉપલક દેખાવ પણ, યુરોપમાં નથી."

બ્રિટીશ અમલ પછી ખરેખર સ્રીકેળવણી ઓછી થતી ગઇ. ડો. લેઇટનરે જે સંશોધન કર્યું, તે પરથી તેમજ જે તથ્યો તેને મળ્યાં તે પરથી તેઓ એજ નિરાકરણ પર આવ્યા છે. જે કારણોથી સ્રી કેળવણી ઓછી થતી ગઇ, અને જે કારણો તેમની નજરે ચઢયાં છે, તેનું સરવાયું કાઢતાં ડો. લેઇટનર નીચે પ્રમાણે પોતાની બ્લ્યુ બુક (આસમાની ચોપડીમાં) કહે છે.*

"સ્રીકેળવણીના, પંજાબ બ્રિટીશ સત્તા નીચે આવ્યા પછીથી ધીમેધીમે અસ્ત થવાનાં કારણો નીચે પ્રમાણે છે.—

(અ) પહેલાં માતા છોકરાંઓને પંજાબી ભાષા શિખવી શકતી. હવે જ્યારે છોકરાંને ઉર્દુ ભાષા શિખવી પડે છે, ત્યારે માતાની શિક્ષીકા તરીકેની ફરજ નષ્ટ થાય છે.

(બ) ધાર્મિક લાગણીઓ નબળી પડી ગઇ છે, તેથી દેશોદ્ભવ શાળાઓ, સ્રીઓથી ચલાવાતી શાળાઓ, પણ નષ્ટ થઇ છે.

(ક) પહેલાં દુરાચારી સ્રીઓને ફોજદારી શિક્ષા થતી, અને તેથી સ્રીઓને કેળવણી આપવી તથા તેઓને છૂટથી રહેવા દેવામાં સહીસલામતી હતી. આપણો કાયદો દાખલ થયો ત્યારથી દાખલા તરીકે વ્યભિચાર સરખામણીમાં ધૃષ્ટતાથી થઇ શકે છે. તેનું કુદરતી પરિણામ એજ હોઇ

શકે કે પુરૂષ વર્ગ સ્ત્રીઓ પર જાપ્તો રાખી તેઓની છુટ પર અંકુશ મુકતો થયો છે.

(૩) સારા માણુસો આપણા તરફથી અપાતી સ્ત્રીકેળવણીનો લાભ લેતા ન હતા. કારણુ જે વર્ગ સારો ગણાતો નથી તેમજ પાપી જેવો છે, અને આપણા અમલ દરમિઆન વધારે પતિત થતો જાય છે, તેવાઓની અપકીર્તિ હતી.

(૪) જાહેર સ્થાનોમાં કન્યાશાળા હોવાથી, તેમજ કન્યાકેળવણીની શરૂઆત વખતે ગમે તેટલાં વચનો અપાયાં છતાં, તેઓની તપાસ પુરૂષવર્ગ તરફથી થતી હોવાથી, જેઓ તેવી શાળાના પાલકો હતા, તેઓ પણ પોતાની પુત્રીઓને તેવી શાળાઓમાં મોકલતા અટકયા છે.

"સરકારી દખલગીરીને લીધે, સારા વર્ગોમાં સ્ત્રીકેળવણીની કિંમત ઘટી ગઇ છે. તે દખલગીરીએ પંજાબમાં બીજી રીતે પણ એટલું બધું નુકસાન કર્યું છે, કે જેનો નિકાલ છેલ્લી ઘડીએ સ્વરાજ આપ્યાથીજ થઇ શકે એમ છે. તેમાં પણ બધા સરકારી અમલદારો થોડા વખતને માટે, બધાના ભલા સારૂ નીકળી જવા જોઇએ.

બહુજ સંભાળથી આટલાં લાંબાં ટાંચણો અમે આપ્યાં છે. મીસ મેયોના અજ્ઞાનતા ભરેલાં તથા હાનિકારક વાક–છલનોના, તેણીના જુઠાપણાની સાબિતી કરવા સારૂ એ બધાં ટાંચણો આપ્યાં છે, એવો દેખાવ કરવાનો અમારો ઇરાદો હતો નહિ, અને છે નહિ. આ વિષયનો થોડો પણ અભ્યાસ કરનાર, નીચે લખેલાં નિરાકરણો સિવાયનાં બીજાં કોઇપણ નિરાકરણ પર આવી નજ શકે.

(૧) આખા હિંદુસ્તાનમાં પરાપૂર્વથી સુનિયંત્રિત અને બહોળા વિસ્તારમાં કેળવણી હતી.

(૨) એ સરણીમાં દ્વિગુણી કેળવણીનો સમાવેશ હતો. એક કુલીન ઉન્નત વર્ગ અને ધર્મગુરૂઓ માટે, કે જેનો ઉદ્દેશ ધાર્મિક

તથા સંસ્કૃતિમય શિક્ષણનો હતો. બીજો વ્યાપારીઓ તથા કારીગર વર્ગને માટે, કે જેનો ઉદ્દેશ આર્થિક કુશળતા અને ઓજારો વાપરવાની હિંમત અને છુટ માટે હતો. આ શિક્ષણની સરખામણી વિલાયતના, ટયુડરના વખતના શિષ્યોની પ્રથા જેવી હતી.

(૩) આ દેશમાં બ્રિટીશોએ સત્તા સ્થાપી, ત્યાંસુધી આવી સંસ્થા, ગ્રામ્ય સંસ્થાઓના ભાગ તરીકે જીવતી હતી.

(૪) આ સંસ્થાને રાજદ્વારી સંસ્થાનો ભાગ છે, એવી ભુલભરેલી ગણતરી કરી, બ્રિટીશ સત્તાધીશોએ તેનાં મૂળ ઉખેડી નાંખ્યાં. તેમ કરવામાં લોર્ડ મેકોલે કહે છે, તેમ, તેઓની ચિંતા ફક્ત બ્રિટીશો માટે નીચા વર્ગના અમલદારોનો વર્ગ પેદા કરવાનીજ હતી.

## પ્રકરણ ૩.

## અસફળ કેળવણી.

અમારૂં ધારવું છે, કે અંગ્રેજ સરકારનાં તથા અંગ્રેજ લેખકોના, જે ટાંચણો અમોએ આપ્યાં, તે પરથી મીસ મેયોએ જે હૃદયભેદી ટીકાઓ, હિંદુઓ અજ્ઞાન છે, તેમજ અજ્ઞાનતા ચાહનારા છે, તેમજ પુર્વે બ્રિટીશો હિંદમાં આવ્યા પહેલાં, તે લોકોમાં કેળવણી જેવું કાંઇ હતુંજ નહિ, તે સઘળાં તેણીનાં કથનો ખોટે રસ્તે દોરવી જનારા છે, તે વાત સ્પષ્ટ સમજાઇ હશે. બ્રિટીશ સત્તાના ૧૭૫ વર્ષના અમલ દરમિઆન, જે કેળવણીની પ્રથાઓ છે, તેનાં કરતાં તે પહેલાંના હિંદના પ્રાંતોમાં, બહોળા વિસ્તારમાં કેળવણી હતી. હિંદુસ્તાનની પ્રાચીન કેળવણીની પદ્ધતિઓ, હિંદુઓ માટે પુરતી તથા તેઓની બુદ્ધિને અનુકૂળ હતી. કંઇપણ આશયોના અવલંબન સિવાય તે પદ્ધતિઓનો વિનાશ કરવામાં આવ્યો હતો એમ નથી. તેઓનું જંગલીપણું મુખ્યત્વે વિચારપુર્વકનું હતું. તેઓની નીતિક્રમના અંદરના હેતુ

સમજવા માટે, તે નીતિક્રમના ઉત્પાદકો જેવા કે અંગ્રેજ સત્તાધીશો તરફ, ઓગણીસમી સદીના તથા અઢારમી સદીના પાછલા વર્ષોના સત્તાધીશો તરફ, આપણું ધ્યાન ખેંચવું પડશે.

અરાઢમા સૈકાની આખરમાં 'હિંદુઓની કેળવણીના' પુસ્તકમાં ચાર્લ્સ ગ્રાંટ ટીકા કરતાં કહે છે કે:—

"આ કેળવણીના નીતિક્રમની ફતેહમંદીમાં આપણું સહી સલામતીપણું છે, તેમજ ભયનો નાશ છે." "વંશપરંપરાથી ઉતરી આવેલા વિપ્લવોને ખસેડવા માટે બુદ્ધિશાળી ઉપાયો, હિંદુ લોકોને આપણા કરવાને, તથા આપણા મુલકોની સહીસલામતી જાળવી રાખવા તથા તેઓને હંમેશાં આપણી કિંમત રહે, તે માટે યોજવા જોઇએ."

ત્યારપછી ૪૦ વર્ષે લોર્ડ મેકોલેના સગા સર ચાર્લ્સ ટ્રેવેલીઅન કે જેઓએ, જુદાજુદા દરજ્જાની જોન કુંપનિની સેવા બજાવી હતી, અને આખરે જે મદ્રાસના ગવર્નર તથા સુપ્રીમ કાઉન્સીલના સભ્ય હતા, તેઓએ હિંદુસ્તાનના લોકોની કેળવણીના પુસ્તકમાં તે વિષે ચર્ચા કરી હતી, અને એવા નિરાકરણ પર આવ્યા હતા, કે પ્રતિવર્ષ હિંદુઓની કેળવણી પાછળ દસ લાખ ખર્ચ થાય તો "આપણે તેનાપર રાજ્ય કરી શકીએ, તેવા તેઓ બને, તેમજ આપણી સાથે સંબંધ રાખવાની લાયકાત તેઓમાં આવે" ઘણી મુસદ્દી રીતે તેઓ નીચે પ્રમાણે ટીકા કરે છે.

"આ રસ્તે કામ કરવામાં આપણે કંઇ નવો પ્રયત્ન નથી કરતા. રોમન લોકોએ યુરોપની પ્રજાઓમાં સભ્યતા આણી, અને તેઓને રોમન જેવા બનાવી પોતાની સાથે જોડી દીધા. અથવા તો બીજી રીતે કહીએ તો રોમન સાહિત્ય તથા કળામાં કેળવી તેઓને એવું શિક્ષણ આપ્યું. કે વિજેતાઓની સામે થવાને બદલે, તેઓ તેમની સાથે એકમેક થઇ ગયા. લડાયક શક્તિની શિષ્ટતાને આધારે મેળવેલા મુલકોમાં, તેવીજ શાંતિ જાળવવાની કળાની શિષ્ટતા નથી. લડાઇ દર-

મિઆન જે જબરજસ્તી કરાઇ હતી, તેનું ભાન લડાઇને અંતે થએલા ફાયદાઓથી ભુલાવામાં નાંખી દેવાયું. ઇટાલિના, સ્પેનના. આફ્રિકાના તેમજ ગોલના લોકોની, રોમનોનું અનુકરણ કરવાની, તેમજ તેઓના જેટલા હકો તેઓની સાથે રહી ભોગવવાની એકજ મહેચ્છા હતી; એટલુંજ નહિ પણ અંત સુધી સામ્રાજ્યને તેઓ નિમકહલાલ રહ્યા. તેવી રીતે થએલી એકત્રતા—એકયતા, અંદરના બળવાથી નાશ ન પામી, પણ બહારના આક્રમણથી આંચકો ખાધો, અને જીતનાર તથા જીતા—નાર એકી સાથે ઉખડી ગયા. આપણે અંગ્રેજો જેમ એક વખત રોમનો સાથે પરસ્પર સંબંધ ધરાવતા હતા, તે પ્રમાણે હિંદુઓનો આપણી સાથે સંબંધ થશે, એમ મારૂં ધારવું છે. ટેસીટસ આપણને જણાવે છે, કે જુલીયસ એગ્રીકોલાની નીતિ એવી હતી, કે તે બ્રિટનના અગ્રગણ્ય માણસોના છોકરાંઓને રોમનો, વિજ્ઞાન તથા સાહિત્યમાં કેળવતા. તેમજ રોમન સભ્યતા અને સંસ્કારના આસ્વાદક તેઓને બનાવતા. આ યુક્તિ કેટલી ફળિભૂત નિવડી છે, તે આપણે બધા જાણીએ છીએ. કટ્ટા શત્રુઓમાંથી, બ્રિટનો વિશ્વાસુ અને માયાળુ મિત્રો બન્યા, અને તેઓએ રોમનોને બ્રિટનમાં રાખવાને માટે, તેના વડવા-ઓએ હુમલા વખતે હલ્લો કરવાને કરેલા પરિશ્રમ કરતાં અધિકતર પરિશ્રમ તેઓને બ્રિટનમાં રાખવાને માટે કર્યો.”

બંગાળમાં કેળવણીના પ્રણેતા રેવરંડ એલેકઝાંડરડફે, પણ રોમનો સાથે સરખામણી કરી છે. “પૌર્વાત્ય ગવર્નર જનરલના હિંદુ—સ્તાનના છેલ્લા કાયદા”ની સમીક્ષા કરતાં તેના લેખમાં, કે જે લેખ ટ્રેવેલીઅનના પુસ્તકના પ્રકાશનના અરસામાં લખાયો હતો, તેમાં તેઓ કહે છે કે:—

“રોમન લોકો કોઇપણ પ્રાંત પર જીત મેળવતા, કે તરત તેને રોમન જેવો બનાવવાના કાર્યમાં ગુંથાઇ જતા; એટલે કે, પોતાની સંસ્કારવાળી ભાષા તેમજ સાહિત્યનો સ્વાદ ઉત્પન્ન કરવા મથન કરતા,

કે જેથી ઇતિહાસ, ગીતો તથા આખ્યાયિકાઓ ફરી જાય. તેમજ વિચાર, લાગણી તથા કલ્પના પણ ફરે, અને જીતાયલી પ્રજાને રોમન પ્રણાલિકા તથા રોમન લાભોનું પોષણ મળે. શું રોમ તે કરવામાં ફળિભુત નથી થયું ?

ટ્રેવેલીઅનને એમ જણાએલું, કે હિંદની કેળવણીની દેશોદ્‌ભવ પદ્ધતિથી બ્રિટીશ રાજ્યની સહીસલામતી નહિ જળવાય, તેથી હિંદના યુવકને અંગ્રેજી શિક્ષણ પદ્ધતિથી પોષવા તેની ઇચ્છા હતી.

"અંગ્રેજી સાહિત્યનો પ્રભાવ......અંગ્રેજ સાથેના સંબંધને લાભદાયક નિવડયા વગર રહેજ નહિ. આપણા સાહિત્યથી આપણી ઓળખાણ હિંદુઓને બરાબર થશે, અને તેથી હિંદનો યુવક આપણને પરદેશી તરીકે ગણતો અટકશે........પ્રચંડ વિરોધીઓને બદલે... ...તેઓ ઉત્સાહથી અને બુદ્ધિથી આપણા સહાયક થશે."

આ કરતાં વધારે સારી રીતે સમજાય તેવો રાજદ્વારિ યુક્તિનો હેતુ બીજો ન હોઇ શકે તે કહેવાની જરૂર નથી.

ટ્રેવીલીઅન કરતાં વધારે પ્રખ્યાત, તેના સગા લોર્ડ મેકોલેનું ટુંકું ને ટચ પણ સ્પષ્ટ ટાંચણ નીચે પ્રમાણે છેઃ—

"જે લાખો માણસો પર આપણે રાજ્ય કરીએ છીએ, તેમાંથી એક દુભાષિઆનો વર્ગ, ઉભો કરવાને આપણાથી બને તેટલું આપણે કરવું કે જે વર્ગ રંગે હિંદી, પણ રસજ્ઞતામાં અભિપ્રાયોમાં બુદ્ધિમાં તથા નીતિમાં અંગ્રેજી રહે."

મહાશય ચાર્લ્સ ગ્રાંટ, કે જેનું ટાંચણ અમોએ ઉપર આપ્યું છે, તેને એટલીજ જરૂર છે, કે "પ્રેમથી, લાભથી તથા આપણા ધર્મ તથા વિચારોથી, પ્રજાને આપણી સાથે જોડવી." તેના અભિપ્રાય પ્રમાણે તેમ થવાથી "આપણું સર્વ સત્તાધીશપણું રક્ષિત અને યાવત્ચંદ્ર દિવાકરો સ્થાયી રહે તેવું થશે."

આ કેળવણીની અંતર હેતુવાળી યુક્તિઓ સામે, ફોકટમાં મહાન સંસ્કૃત જાણનાર એચ. એચ. વિલ્સન વાંધો ઉઠાવતાં નીચે પ્રમાણે કહે છે:—

"કેટલોક વખત થયાં કલકત્તાના વર્તમાન પત્રોમાં, ઉપરાઉપરી બખાળાઓ થાય છે, અને જે નીતિઓ અત્યાર સુધી મજબુત અને ન્યાયી ગણાતી હતી, તેમાંથી ખસવાની, અને ફક્ત અંગ્રેજી ભાષા પહેલા પગથીઆ તરીકે રાખવાના પ્રોત્સાહનો તથા ભલામણો થાય છે, કે જેમાં હિંદુસ્તાનની બધી ભાષાઓ સંસ્કૃત તથા પ્રાકૃત, નષ્ટ કરવાની યુક્તિનો આવિર્ભાવ છે, અને પુર્વના દેશોમાં એકજ ભાષાનું સાર્વત્રિકપણું કરવાનો હેતુ જણાય છે. આ બધું ચિંતન જ્યાં સુધી છાપાઓના લેખોમાંજ હતું, ત્યાં સુધી એ અબાધક અને આનંદદાયી હતું. પણ જ્યારે હિંદુસ્તાનની ભાષાઓ નષ્ટ કરવાની તૈયારીઓને મહત્તા અપાઇ, ત્યારે સંસ્કૃત મુળાક્ષરો દબાવી દેવામાં આવ્યા, અને સંસ્કૃત ભાષામાં છપાતાં પુસ્તકો, હિંદુઓ વાંચી ન શકે એવા ઇરાદાથી જુદા મુળાક્ષરોથી છપાવા લાગ્ય.."

ઉપરના ટાંચણો પરથી બ્રિટીશ ઇંડિઆંના વ્યવસ્થાપકોનો કેળવણી માટે શો ઉદેશ હતો, તે સ્પષ્ટ સમજાય છે. રાજદ્વારિ હેતુઓને અવલંબી, પ્રાચીન ચાલુ કેળવણીની શિક્ષણ પદ્ધતિઓ સાથે તેઓને દુસ્મનાવટ હતી નવી શિક્ષણ સરણીઓ જે હિંદુસ્તાનને માટે યોજવામાં આવી, તેમાં હિંદુઓ કૃષિનો અગરતો ભૌતિક ઉત્કર્ષ કરે, તેવું અવલંબન્ હતુંજ નહિ પણ ફક્ત રાજકારભાર ચલાવવામાં મદદરૂપ થાય તેવી યોજનાઓ હતી. મુંબઇના ગવર્નર સર જોન માલ્કમ ૧૮૨૮ માં સુક્ષ્મ સમીક્ષા કરતાં નીચે પ્રમાણે કહે છે:—

"હિંદુઓમાં કેળવણીનો પ્રચાર કરવાનો, મુદ્દામ હેતુ સરકારી ખાતાંઓમાં આપણી સત્તા, તેઓ દ્વારા વધારે મજબુત થાય, તે છે. તેમ કરવાની જરૂરિઆતથી કરકસર, સુધારા તથા આપણી સહીસલામતી વધારે દ્રઢ થશે."

"અંગ્રેજ સરકારના અમલદારોના પગાર ઘટાડી આપણા કારભાર–ખાતાંઓમાં કંઇપણ સુધારો કરવો યોગ્ય નથી, પણ કેટલાંક ખાતાઓમાં થોડા પગારના હિંદુ નોકરો દ્વારા, અંગ્રેજ અધિકારીઓને કામ કરવું પડે છે, તે લક્ષબિંદુથી કહીશ."

"થોડા પગારે દેશીઓ" એજ કેળવણીની પદ્ધતિઓનો ઉદ્દેશ હતો. સન ૧૮૫૪ ના, કંપનિ સરકારના ખરીતામાં પણ એવોજ હેતુ જણાય છેઃ–

"સરકારી ખાતાની દરેક શાખાઓમાં વિશ્વાસપાત્ર અને બુદ્ધિ–શાળી દેશીઓને દાખલ કરવાથી, તેમજ તે પુરતી તેઓને કેળવણી આપવાથી, આપણું રાજ્યકારભારી પ્રકરણ ઘણું સહેલું અને ઉત્તમ થશે, એવો અમારો લાંબા વખતથી અભિપ્રાય છે. તેમજ અમોને ખાત્રી છે, કે અસંખ્ય ખાલી પડતી નોકરીની જગાઓ માટે તે મેળવવાની લાયકાત સારૂ કેળવણીને ઘણું ઉત્તેજન હિંદુ લોકો તરફથી અપાશે."

સર જોન માલ્કમની સુક્ષ્મ સમીક્ષામાંથી કીપલો ફકરો અમોએ લખ્યો છે, તેમાં આગળ જતાં તેઓ નીચે પ્રમાણે કહે છેઃ–

"અંગ્રેજી શાળા ફક્ત મુંબઇ સિવાય બીજે કોઇ સ્થળે નથી. તેથી લખનારાઓના તથા હિસાબકીતાબ જાણનારાઓના પગારો ઘણા વધી ગયા છે. અને તેમાં પણ મુંબઇ બહાર તેઓને જવાનું હોય છે, ત્યારે ઘણો મોટો પગાર તેઓ માગે છે. તેમજ તેઓની સંખ્યા થોડી હોવાથી અને કામમાં તેઓ કુશળ હોવાથી, પોતાની ઇચ્છા પ્રમાણે તેઓ પગાર માગે છે. આપણા દરેક ખાતાંઓમાં આમ થવાથી ખરચમાં ઘણો વધારો થવા વકી છે. આ સવાલના બીજા ઉપાયો માટે હવે પછી લખીશ. જો કોઇપણ વસ્તુની કિંમત ઘટાડવી હોય, તો તેવી વસ્તુઓનો વધારો કરવો. તેથી સુરત અને પુનામાં અંગ્રેજી શાળાઓ સ્થાપવી તેમજ તેને ઉત્તેજન આપવું."

બ્રિટીશ સત્તાધીશોની નેમ "મને નોકરી આપો, કે મને મૃત્યુ આપો." એવો વર્ગ ઉભો કરવાનીજ હતી. જે કેળવણીની પદ્ધતિઓ તેઓએ સ્વીકારી તેમાં એવોજ હેતુ સમાએલો હતો. ઉપર જણાવેલું કારણ એમ પુરવાર કરવાને પુરતું છે, કે હિંદુસ્તાનના હુન્નર ઉદ્યોગનું અંગ્રેજ સરકારેજ સત્યાનાશ વાળ્યું. હિંદના રૂના ઉદ્યોગની રાખોડી ઉપર લેંકેશાયર ચણાયું. "ફ્રી ટ્રેઇડ" 'છુટથી વ્યાપારને' નામે તેઓએ નાના નાના ઉદ્યોગોને અરક્ષિત કરી, તેઓની ઉન્નતિ અટકાવી દીધી. નાણાં સંબંધી નીતિરીતી તેમજ તેના હસ્તવ્યાપારથી, હિંદુકારીગરને થોડું નુકસાન નથી થયું ? બીજા દેશોમાં કૃષિ વિજ્ઞાનની ખીલવણીથી જે ફાયદાઓ થયા છે, તેમાંના ઘણા થોડા હિંદમાં થયા છે. હિંદી સરકાર હમણાં હમણાં તેમાં, એટલે કૃષિવિદ્યાના સાધનોમાં, રસ લેતી થઇ છે, પણ અત્યાર સુધીમાં જે થોડી કૃષિશાળાઓ છે, તેમાંથી નીકળેલા માણસોનું જ્ઞાન. ખરા અભ્યાસક કરતાં કાલ્પનિક વધારે છે. મીસ મેયો જેને માટે "પેલો સુંદર ઘરડો પંજાબી" એમ કહી લખે છે, સર ગંગારામ હોવા જોઇએ, એમ અમારૂં માનવું છે. કૃષિ છાત્રાલયમાં, લ્યાલપુરમાં, થોડાં વર્ષ પહેલાં ભાષણમાં તેઓએ કહેલું કે, કૃષિશાળાના પદવીધરો પોલિસખાતાંની નોકરી મેળવવા તેની પાસે ભલામણનાં ચિઠ્ઠી લેવા આવતા, એવા દુ:ખદાયક પ્રસંગો બન્યા છે. હુન્નર ઉદ્યોગ તથા કૃષિની આવી સ્થિતિ હોવાથી, જો એમ બને કે હિંદુ યુવકો કારકુનની નોકરીને માટે અનિયંત્રિત અનુશાસકો પાસે તરફડીઆં મારે, તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી.

## પ્રકરણ ૮.

## ભણવું અને કમાવું અને જડ અમેરિકનો.

ભણવાને ખાતરજ ભણવાની વાતો કરવી સહેલી છે, પણ અમેરિકનોના મોંઢામાં એ દાંભિક વચન નજ શોભે. તે બાબતમાં પ્રાચીન હિંદુ વિચારો આ જમાનાના યુરોપ અગર તો અમેરિકા

કરતાં ઘણુાજ ઉમદા અને ઉચ્ચ કોટિના હતા. પશ્ચિમના દેશોમાં દરેકની જેટલી કિંમત અંકાય તેટલીજ તેની કિંમત. અને મીસ મેયોના અમેરિકાના યુનાઇનટેડ સ્ટેઇટ્સમાં તો ફક્ત પૈસાનીજ કિંમત. વિશ્વ વિદ્યાલયોની કિંમત પણ, અમેરિકામાં તેને માટે જે પૈસા થયા હોય, તે પરથીજ અંકાય છે. ખરો અમેરિકન તેજ, કે જે દરેક વસ્તુની ગણતરી પૈસામાજ કરે, કારણ તે પૈસાનોજ ભુત છે. પુસ્તક, ચિત્ર, ફિલમ અથવા નાટક અથવા તો વિશ્વવિદ્યાલયની કીંમ્માંકણી. તેના પર કેટલા પૈસા ખરચાયા, તે પરથીજ થાય છે, અને તેવી રીતેજ સમજાય છે. બ્રૉડવે, ન્યુયોર્ક. ચિકાગો. ફીલે ડેલ્ફીઆ અને સાનફ્રાંસિસ્કોમાં વિદ્યુતની જાહેરાત, તે એક, દશલાખ ડોલરની ઉત્પત્તિ છે, એવી ઘોષણાથી થાય છે. અમેરિકાના કોઇએક કરોડાધિપતિ, પતિપત્નિને પોતાના પુત્રના મરણના સ્મરણાર્થે, એક વિશ્વવિદ્યાલય, તેના નામથી ઉભું કરવાની જીજ્ઞાસા થઇ. તે સ્મારક ઉભું કરવાને માટે તેઓ અન્ય વિશ્વવિદ્યાલયોની પ્રવૃત્તિ જોવા તથા તેમાંથી એકાદ નમુનાનું અનુકરણ કરવા, તેઓ અમેરિકામાં મુસાફરીએ નીકળી પડયાં. દરેક સ્થળે વિશ્વવિદ્યાલયમાં કેટલો ખરચ થાય, તેની તપાસ તેઓ કરતા. મેસેચ્યુસેટ્સના પ્રખ્યાત પુસ્તકાલયના દ્વાર આગળ, તે સંસ્થાના જુદાજુદા વિભાગો બતાવનાર એક ગૃહસ્થને તેઓએ એવોજ સવાલ પુછયો હતો. પછીથી પત્નિને તેણે એમ પુછયું હતું, કે "પ્રિયે, આપણે આવું કરી શકીશું." એટલેકે આપણે હમણાં જેની તપાસ કરી રહ્યા છીએ, તેવું વિશ્વવિદ્યાલય તેટલા ખરચે સ્થાપી શકીશું." જે વિશ્વવિદ્યાલય તેઓએ સ્થાપ્યું, તે પાશ્ચાત્ય દેશોમાં એક ઘણું સારૂં કેળવણીનું સ્થાન છે. પણ જનતાનો તેના ઉપર, જે પૈસા તેઓએ ખરચ્યા છે, તેટલા પુરતોજ અભિનય છે. સાધારણ અમેરિકન પૈસા પેદા કરવામાંજ રસ લે છે, અને પેદા કર્યા પછી તેને ખરચ-વામાંજ રસ લે છે.

કેળવણીને ખાતરજ કેળવણીનાં આખ્યાનો ઘણી વખત આપણને ઉંચા દરજ્જાના માણસો તરફથી કરવામાં આવે છે, કે જેઓને તે વાતની બરાબર ખબર છે. તે બાબતની ચર્ચા કરવાનું અસ્થાને નહિ ગણાય. જો કે ઘણાં ટાંચણો એ વિષય પર આપી આ પુસ્તક હમે વધારે મ્હોટું કરવાની ઇચ્છા રાખતા નથી. અમારા લખેલા પુસ્તક "હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન"ના આધારે મીસ મેયોએ પોતે ઘણા વિચારો દર્શાવ્યા છે. તેથી તે પુસ્તકમાંનું એક ટાંચણ આપવાનું વાંચનાર ક્ષંતવ્ય ગણશે, તે ચોપડીના ૧૨માં પ્રકરણમાં "કેળવણીની પૈસા કિંમત"પર મેં ચર્ચા કરી છે. તેમાં સન ૧૯૧૭ના યુનાઇટેડ સ્ટેઇટ કેળવણીના બોફનું બુલેટીન' નં. ૨૨ (કે જેનું નામ કેળવણીની પૈસા કિંમત)નું ટાંચણ લંબાણથી આપ્યું છે. તેમાંથી કેટલોક ભાગ તે પુસ્તકમાં આપી તેમાં મેં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"કેળવણીની મુખ્ય જરૂરિઆત એજ હોઇ શકે, કે જેથી દરેક નાગરિક પોતે તથા બીજાને સારી રીતે રાખવાને શક્તિમાન થાય. સારી રીતે રહેવાને માટે દરેકને પૂરતો ખોરાક, કપડાં, આશ્રય આનંદ તેમજ આનંદનાં સાધનો તથા ઉંચા રસજ્ઞાન તથા મહેચ્છાઓથી તથા તે સઘળાં પુરાં પાડવાથી સંતોષ થવો જોઇએ. જે પ્રજા તેના પ્રત્યેક માણસને સારી રીતે રહેવાની જરૂરિઆતો પુરી પાડી શકતી નથી, તે દુનિયાભરની પ્રજાઓમાં પાછળ પડતી અને ભારરૂપ છે. પણ જ્યારે હિંદુઓ જેવા ઉત્કૃષ્ટતાએ પહોંચેલા અને હિંદુસ્તાન જેવી રસાળ અને સમૃદ્ધ ભુમિ પોતાના કબજામાં હોવા છતાં, તેમજ પુષ્કળ પ્રમાણમાં કુદરતી સાધનોથી ભરપૂર હોવા છતાં જ્યારે ત્રણસો પંદર લાખ માણસોમાંથી અડધી પ્રજાને પણ આ બધું પુરું ન પાડી શકે, ત્યારે તો ખરેખર તે દ્રશ્ય પર દેવતાઓ પણ રડે. હિંદુસ્તાનની દેખાતી ગરિબાઇ, એ એક તેની જીંદગીનું ઘૃણામય તથ્ય છે. અને તેનું કારણ કેળવણીનો અભાવ છે.

આવા સંજોગોમાં હિંદુસ્તાનમાં અપાતી કેળવણીની નેમ એજ હોવી જોઇએ, કે જેથી દરેક નાગરિકની પેદા કરવાની શક્તિ વધે, આવી પ્રજાને માટે પહેલી જરૂરીઆત કેળવણીની છે અને દેશની ઉપજમાંથી પહેલો લાભ તેને માટે આપવો જોઇએ. દરેક વધારા પડતા ખરચો અટકાવવાને માટે પ્રજાએ પુરતી મહેનત કરવી જોઇએ, એટલુંજ નહિ પણ સાધારણ જરૂરિઆતો વગર પણ ચલાવી લેવું જોઇએ, કે જેથી દરેક છોકરો, છોકરી અગર તો પુખ્ત માણસ પણ કેળવણી, કે જે દેશનું જીવન છે, તેનો લાભ લઇ શકે. દરેક ધંધા પુરતી કેળવણી આપવાનું તેમજ ધંધાની કુશળતા મેળવવાને વહેવારૂ તેમજ વિજ્ઞાની જ્ઞાન અપાતું બહોળા વિસ્તારમાં થાય, ત્યારેજ બની શકે.

"આવા બહોળા વિસ્તારની કેળવણીને માટે પુષ્કળ પૈસા જોઇએ. આ પૈસા નીચે જણાવેલી રીતે મળી શકે:–(અ) હમણાંની ઉપજમાંથી. (બ) નવા કરોથી. (ક) રાષ્ટ્રીય અને પ્રાંતિક ઋણથી. (ડ) જાહેર કારભારનાં ખાતાંઓમાં કરકસરથી, કેળવણીમાં પૈસા આપવાનું લોકોનું માનસ તૈયાર કરવાને કેળવણી "કેળવણી જે સપ્રમાણ અને ભૌતિક લાભ કરે તેનું દિગ્દર્શન કરાવવું જોઇએ." ઉપરનાં ટાંચણમાં સાતડાની નીચે જે લખ્યું છે, તે શબ્દો અમેરિકન બુલેટિનના છે. તે પછી દુનિયાભરમા ડૉ. એ. કેસવેલ એલીસ કે જેઓ ટેક્સસ વિશ્વવિદ્યાલયના કેળવણીના તત્ત્વના પ્રોફેસર (અભ્યાસક) છે, અને જેણે જરમની, જાપાન, રૂશિઆ, તેમજ યુનાઇટેડ સ્ટેઇટ ઓફ઼ અમેરિકા વિષે જે બહોળા વિસ્તારમાં સંશોધન કર્યું છે, તેના અભિપ્રાયો છે. જર્મનિ વિષે કહેતાં તેઓ લખે છે કે:–

"કેળવણીથી આવતી ઔદ્યોગિક કુશળતા, દરેક નાગરિક વ્યક્તિત્વથી, અગર તો સમસ્ત રાષ્ટ્રીય લક્ષબિંદુથી જોઇએ તો તેવી કુશળતાના પુષ્કળ પુરાવા મળે છે. દાખલા તરીકે રૂશિઆમાં કુદરતી સાધનોનો જથો તેમજ વિર્યવાન અને બુદ્ધિશાળી પ્રજાની ખોટ નથી, પણ સારી અને સુંદર કેળવણીની સંસ્થાઓનો અભાવ છે, તેના અભાવને લીધે સરખામણીમાં તેના પાડોશી જર્મનિ કે જેને કુદરતી સાધનોની ખોટ છે, તે

પોતાની સુનિયંત્રિત શાળાઓ દ્વારા અપાતી કેળવણીને લીધે સત્તામાં તેમજ પૈસેટકે ઘણુંજ આગળ ધપ્યું છે. જર્મનીના સાફલ્યનાં દર્શનનું કારણ તેની કેળવણીની પદ્ધતિઓ છે, એ વાત સર્વમાન્ય છે,"

યુનાઇટેડ સ્ટેઇટને માટે તેઓ નીચે પ્રમાણે કહે છેઃ—

"જ્યારથી કેળવણીનો પ્રચાર થયો, ત્યારથી ઉપજનું પ્રમાણ વધ્યું છે. તેનું કારણ એજ કે કેળવણી અને ઉપજ વધારવાની શક્તિને પરસ્પર સંબંધ છે, સને ૧૪૯૨ થી ૧૮૫૦ સુધીમાં એટલે ૩૫૮ વર્ષમાં ભેગી થએલી લક્ષ્મીનો સરવાળો, માથા દીઠ આવક ૫૧૪ ડોલરથી થઇ શકે છે. ત્યારથી સન ૧૯૦૪ સુધી એટલે ૪૪ વર્ષમાં માથાદીઠ વધેલી આવક. ૧૩૧૮ થઇ છે, અથવા તો ૪૪ વર્ષમાં ૮૦૨ ડોલરનો વધારો થયો છે.

આરપછી જણાઇ આવે તેવો વધારો થયો છે. આ વધારાનું કારણ કાંતો વધેલી કિંમતો છે, કે કાં તો ડોલર ખરીદવાની કિંમત ઘટી છે, અથવા તો ભેગી થએલી દોલતનો વપરાશ, તેમજ બીજાં ઘણાં કારણો હોઇ શકે, પણ આ બધાંની ગણતરી આપણે ગમે તેમ કરીએ તો પણ, પ્રજાની કેળવણીથી નાગરિકોમાં ઉપજ વધારવાની શક્તિ વધી છે, તે વાત નિઃસંદેહ છે, તેમજ પરિણામસુચક છે. નિરક્ષર દેશોની ઉપજ, કેળવણીના અભાવે, આટલા પ્રમાણમાં વધી શકતી નથી."

ડૉ. કેસવેલનું મંતવ્ય, છે કે ગમે તેટલા સાધનો હોય પણ તે કેળવણી સિવાય નિરર્થક છે, તે વાત સત્ય છે. આવી અજ્ઞાનતા તથા નિરક્ષરતા જકડી નાંખનારી ગરીબાઇનું કારણ છે, તે માટે હિંદી સરકાર જવાબદાર નથી તે વાત, આપણી સરકારજ માને. હિંદની સરકારને કોઇ દિવસ એમ જણાયુંજ નથી, કેઃ—

"કેળવાએલી પ્રજાની અભણ પ્રજા સાથે સ્પર્ધા, તેની સરખામણી એક તરફ વાંકીચુંકી સોટી, અને બીજી તરફ રક્ષહળ—દાતરડાં સાથે કાપણીનું યંત્ર, બળદગાડી સાથે ત્વરિત ગતિની આગગાડી, દરિઆનો

શિકારી કુતરો અને વિમાન, ટટ્ટુ પરના કાસદ સાથે તાર, અને ટેલીફોન અને વાયરલેસ, એક ભાષણ કરનાર સાથે છાપવાનું યંત્ર, વર્તમાનપત્રો અને પુસ્તકાલયો, રેંટીઆ સાથે યાંત્રિક કારખાનું, એક સળગતા લાકડા સાથે વિજળિક રોશની, બળદગાડીમાંથી ચામડા અને વેલાએ, વહેંચતા એક ફેરીઆ સાથે એક કોષાગાર—(બેંક) ચેકની ચોપડી, રેલગાડીનો રસ્તો, ખાતાંઓનો કોષ, લાકડાની ઝુંપડી સાથે લોખંડની ગગનગામી નૌકા, નરી આંખ સાથે સૂક્ષ્મદર્શક યંત્ર, અને ટેલેસ્કોપ, અને જાદુ—મંત્રતંત્ર સાથે દવાદારૂ વેચનાર ઔષધાલય, અને આધુનિક ઔષધ વિજ્ઞાનશાસ્ત્રી, તેમજ વાઢકાપ કરનારની સરખામણી જેવી હોઇ શકે તેવી છે. એક સદીને માટે કેળવણી આપવી બંધ કરો, ને જુઓ કે. જનસમાજ મુળ વસ્તુઓ તરફ પાછો ફરે છે કે નહિ. એજ લાકડાંના હળ, બળદગાડીનો ઉપયોગ થશે. કારણ લોખંડનાં ઓજારો, યંત્રયાનો, વરાળ યંત્રથી ચાલતાં વહાણો (સ્ટીમરો) વિજળી, ટલિફોન, (વિદ્યુતથી મોકલાતા સંદેશાઓ,) પાણીનાં બાંધકામો, લોખંડનાં મકાનો, ખાણનાં કામો, રસ તંત્રવિદ્યાના ઉદ્યોગો, કારખાનાંઓ, આધુનિક આરોગ્યશાસ્ત્ર દવાઓ, પુસ્તકો, વર્તમાનપત્રો, ન્યાયની અદાલતો, અને કાયદાઓ, કે જે, નબળાંના હકો તથા મિલ્કતોનું રક્ષણ કરે છે, તે સઘળાં કેળવણી વગર અશક્ય થઇ પડશે. કામે લગાડવામાં ઉપર જણાવેલાં સાધનોનો ફક્ત, તેવી કેળવણી લીધાથીજ ઉપયોગ થઇ શકે છે.*

"યુથાઇટેડ સ્ટેઇટ સરકાર જેવી "કેળવણીની પૈસા કિંમત' ગણે છે, અને તેનો પ્રચાર કરે છે, તેમ કરવાને બદલે હિંદી સરકારના ઉચ્ચ—પદવીના અધિકારીઓ હિંદના લોકો હરહંમેશ કેળવણીના બદલામાં જે ભૌતિક લાભ થાય, તેની ગણતરી કરે છે, એવા એવા વિલાપો કરે છે. પરદેશી લુટારાઓની સરકાર, જે હિંદ પર ઠોકાઇ છે, તે અને સ્વરાષ્ટ્રીય સત્તામાં કેટલો તફાવત !

મારા પુસ્તક 'હિંદમાં રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન'માંથી ૧૮૪મા પાના પર ટીકા કરતાં મીસ મેયો શું કહે છે ?

"કેળવણી પર જાહેર પુંજીમાંથી થતા ખરચનો હિંદુસ્તાનનો સન ૧૯૨૩–૨૪ માં, કે જેમાં શહેરી. સ્થાનિક, પ્રાંતિક અને માધ્યમિક સરકારનો ફાળો ૧૯.૯ કરોડ રૂપીઆ અથવા તો ૧,૩૮,૨૦,૦૦૦ પૌંડ હતો. કામને પહોંચી વળવા પુરતી ઉપર જણાવેલી રકમ નથી. છતાં બ્રિટીશ હકુમતમાંથી થતી ઉપજ આપણે ધ્યાનમાં લઇએ, તો બીજા દેશો કેળવણી માટે જે ખરચ કરે છે, તેમા, અને હિંદમાં થતા ખરચની સરખામણીમાં બહુ ફરક નથી."

મીસ મેયો, આંકડાઓ કેમ બંધ બેસાડવા તેની યુક્તિમાં પ્રવીણ છે. અને તે બાબતમાં તેણીની રીત લાક્ષણિક છે. તેણીએ જે આંકડો આપ્યો છે, તેમાં શહેરી, તથા સ્થાનિક ફાળાનો સમાવેશ કર્યો છે, એટલુંજ નહિ, પણ ભણાવવા બદલ અપાતી ફી (વેતન), તેમજ ખાનગી બક્ષીસોનો પણ સમાવેશ કરી દીધો છે. સરકારનો માધ્યમિક અને પ્રાંતિક પુંજીમાંથી ફાળો સન ૧૯૨૩–૨૪માં ફકત રૂ, ૯,૭૪,૭૬૦,૦ અગરતો આખી પુંજનો અર્ધો ભાગ હતો.

સન ૧૯૨૪–૨૫ માં, ત્યાર પછીના આંકડાઓ મળી શકયા નથી. સમગ્ર પુંજી રૂ. ૨૦,૮૭,૪૮,૦૦૦ માંથી રૂ. ૯,૯૮,૦,૨૦૦૦૦નો ફાળો હતો, અને સન ૧૯૨૪–૨૫ ના સરકારી રિપોર્ટમાં (પાનું ૪.) નીચે પ્રમાણે કહ્યું છે:—"હિંદુસ્તાનમા કેળવણી પર સરકારે કરેલો કુલ ખર્ચ રૂ. ૯,૯૮,૦૧,૫૬૪ છે, કે જે રકમથી માથાદીઠ ચાર આના ખરચ છે. (અંગ્રેજી ચલણથી ચાર પેન્સ અને અમેરિકન ચલણથી આઠ સેન્ટ) કેળવણી પાછળ સરકાર તરફથી થતા ખરચમાં ઘટાડો થયો છે, એટલે ૪૮.૯ માંથી ઉતરી ૪૭.૯ ખર્ચ છે. ફી થી આવતો ફાળો વધ્યો છે. એટલે ૨૧,૮ થી ૨૪.૪ થયો છે." સરકારની પુંજીમાંથી ફકત ૫૦૦૦૦ યુરોપવાસી છોકરાઓને માટે દરેક જાતની કેળવણીમાં રૂ, ૫૦૦૦૦૦૦ ખરચ પ્રતિવર્ષ થાય છે, આમ થવાથી દરેક છોકરા પાછળ રૂ. ૧૦૦ ખર્ચાય છે હિંદુસ્તાનમાં યુરોપીઅનની

સમગ્ર વસ્તી, કે જે બે લાખ કરતાં ઓછી છે—તેને માટે માથાદીઠ રૂા. પચ્ચીસ ખર્ચાય છે. હિંદુ પ્રજાને માટે કેળવણી પાછળ માથાદીઠ હળદરી રીતે, થતો ચાર આનાનો ખર્ચ આ સાથે સરખાવો ! કોઇપણ સ્વરાષ્ટ્રીય સત્તા કેળવણી તરફ આવી ગંદી વર્તણુક નજ રાખી શકે, કે જે તર્તણુંક હાલની હિંદી સરકાર રાખી રહી છે. અમેરિકા, બ્રિટન અને ફ્રાન્સ કે જેઓ બહોળા અને તવંગર સાધન સંપન્ન છે, તેને બાજુએ મુકો, પણ જુઓ કે સુધરેલી કેલ્સની સરકાર, મેકિસકો જેવા ગરીબ દેશમાં શું કરી રહી છે ? હિંદી સરકારના કેળવણીના પ્રયત્નો સરખામણીમાં શું મેકિસકોની સરકાર સાથે ટકી શકે એમ છે ? *

## પ્રકરણ ૫.

## એક મહાન વકીલ.

હિંદુસ્તાનમાં ખાનગી યોજનાઓએ નિરક્ષરતા ટાળવાને તેમજ ઉંચા પ્રકારની કળા—વિદ્યા આપવાને, તથા ઉંચી કેળવણીને માટે ઘણું કર્યું છે, તેમ હમણાં પણ ઘણું કરે છે. ઉંચી જાતની વિજ્ઞાની વિદ્યાને માટે સ્વર્ગસ્થ મી. જે. એન. ટાટાએ, પોતાની દોલતનો મોટો ભાગ ખરચ્યો છે. મેંગલોરની વિજ્ઞાન સંસ્થાના ઉત્પાદક તેઓ હતા. બોઝ : પ્રયોગ—શાળા કલકત્તા, (કે જેની સાથે પ્રખ્યાત રસશાસ્ત્રી ડૉ. પી. સી, રે, નું નામ જોડાએલું છે), તેમજ રાષ્ટ્રીય ઔષધીય છાત્રાલય' આ બધી સંસ્થાઓનું અસ્તિત્વ ખાનગી પ્રયત્નોને અવલંબી છે. સરકારી વિશ્વવિદ્યાલયોનું જીવન પણ મોટે ભાગે, સર ગુરૂદાસ બેનરજી જેવાની ઉદાર બક્ષીસોને આધારે છે. બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં એવી યોજના છે, કે ફક્ત ઉંચા પ્રકારની સાહિત્યની કેળવણી

* મી. જે. ડબલ્યુ બ્રાઉન "આધુનિક મેકિસકો" નામના પોતાના પુસ્તકમાં, કે જે પુસ્તક "લેબર પબ્લીસીંગ કુંપનિ ૧૯૨૭"માં કહે છે કે "અઠ્ઠાવીસ મેક્સીનો રાજ્યોની વાર્ષિક આવકમાંથી ૪૦ ટકા કેળવણી પાછળ ખરચે છે. ફ્રીડરલ ગવર્નમેન્ટ ખરચે છે, તે ઉપરાંત."

અપાય છે, એટલુંજ નહિ, પણ યંત્રકળા છાત્રાલય છે. પણ મીસ મેયો એવો ચિતાર આપે છે, કે કેળવણીના પ્રચારને માટે, હિંદુઓ કંઇ કરતા નથી, અને તે માટે હિંદના રાજદ્વારિ પુરૂષોને ઠપકા પાત્ર ગણે છે. તેમજ હિંદી સરકાર પોતાની ફરજ બરાબર બજાવતી નથી, એવા ખોટા આક્ષેપો રાજદ્વારી નેતાઓ કરે છે, એમ તેણીનું કહેવું છે. તેણીના રિવાજ પ્રમાણે ભણેલા હિંદુઓને તેણી ગુન્હેગાર ગણે છે. અને તેના આધાર માટે, જે વાતચીત તેણીએ, હિંદુસ્તાનના એક ઉત્કૃષ્ટ બંગાળી વકીલ સાથે કરી હતી, કે જેનું નામઠામ તેણી આપતી નથી, અને જેણે વકીલાતમાં સારો પૈસો પેદા કર્યાનું તેમજ પોતાના ગામના લોકોની કેળવણી તથા આરોગ્યને માટે કંઇપણ ન કર્યાનું તેણી કહે છે.

મારી ચોપડી "હિંદમાં રાષ્ટ્રીય કેળવણી પ્રશ્ન"ના ઉપોદ્ઘાતના પ્રકરણમાં સન ૧૯૧૮ સુધીમાં, ખાનગી યોજનાથી અને સાહસોથી કેળવણીના વિષયમાં હિંદમાં શું થયું છે, તેનો ઉલ્લેખ મેં કર્યો છે. પણ બધું કહી રહ્યા પછી, આપણે એમ ન જ કહી શકીએ, કે કેળવણી આપવાની પહેલી ફરજ રાજ્યની નથી. ખાનગી યત્નો ગમે તેટલા ખરેખરા ઇરાદાથી થાય, તો પણ સમસ્ત દેશની કેળવણીની જરૂરિઆતો, ન જ પૂરી પાડી શકે. મારી ચોપડીના પાંચમા પ્રકરણમાં તે વખતના બ્રિટીશ કેળવણી મંડળના અધ્યક્ષના ભાષણોનાં, લંબાણથી ટાંચણો મેં આપ્યાં છે, તે ટાંચણો આપવામાં મારો એટલો જ હેતુ હતો, કે સુધરેલા દેશોમાં હાલમા દરેક શાખાઓની કેળવણી આપવાની ફરજ રાજ્યનીજ છે. અને રાજ્યને હક તેમજ ફરજ એજ છે, કે રાજ્ય-કર્તાઓએ જોવું જોઇએ કે, પ્રજા અજ્ઞાન અને અભણ નથી રહેતી. બ્રિટનના કેળવણીના વિષયમાં, એક અગ્રગણ્ય અને આધારભુત વ્યક્તિ મી, ફીશર પોતાના ભાષણમાં નીચે પ્રમાણે કહે છેઃ—*

"અગર જો કે રાજ્ય નાનાં છોકરાંઓને રોજે જતાં રોકી ન શકે, (કેમ નહિ?) તોપણ, ભણતરની રળવામાં કિંમત થવીજ

જોઇએ. રાજ્યનો હક અને ફરજ એ છે, કે તે જનસમૂહની કેળવણીમાં સારી રીતે માનનારી સરકાર છે, તેમજ કેળવણી એટલે, એક ખોટી મન મનાવનારી યોજના નહિ, પણ કંઇક એવું કે, જે લાંબા કાળ સુધી પહોંચે, અને મગજપર અને ચારિત્ર્ય પર, છાપ પાડી શકે, તેમજ છોકરાંની કેળવણી પર યોગ્ય કેળવણી આપી, તેવી સરકારનું સર્વ સત્તાધીશપણું છે, તે સાબિત કરે.

લોકોના જ્ઞાન અને બુદ્ધિના મહાન ઉદ્દેશવાળા, પ્રચાર કાર્યમાંથી સરકાર પલટો નજ ખાઇ શકે, ભલે પછી વ્યક્તિગત કારણોને લીધે વધારે ખરચમાં ઉતરવાની તેને બીક હોય. પહેલાં કેળવણીની યોજના સરકારે ઘડી કાઢવી જોઇએ, કે જે યોજના તે વિષયને અંગે, અસરકારક હોય, તેમજ કેળવણી આપવાને મળી શકે તેટલાં સાધનોથી સંપન્ન હોય. ત્યારપછી ચોકસ રીતે ઘડાએલી યુક્તિઓથી, દરેક નાગરિકને તેની સ્વેચ્છાએ ઉન્નત થવા દેવો, તેમજ જેને ખાસ મદદની જરૂર હોય, તેને મદદ કરવા પુરતી, તૈયારી તેણે રાખવી જોઇએ."

જનસમુહને માટે પુરતી કેળવણી તે એક રાજ્યનો હક તેમજ ફરજ છે. આ પરથી નક્કી થાય છે, કે ફક્ત હિંદના રાજદ્વારિ પુરૂષોજ એમ નથી, કહેતા, કે જનસમુહને માટે કેળવણી ફરજીઆત કરવી." બ્રિટીશ રાજનીતિજ્ઞો પણ પોતાના દેશને માટે એમજ કહે છે.

આ જમાનાના રાજનીતિજ્ઞોની, કેળવણીની રૂપરેખા મી. ફીશરના ભાષણોમાંના ફકરાઓથી મળી શકે છે, કે જે મેં, મારા કેળવણીના મુળ પુસ્તકમાં આપ્યા છે.

"કેળવણીનું ધ્યેય, સ્વતંત્ર નાગરિકના કામો કરવાને તૈયાર કરવાનું છે. જે વર્ગના તેઓ જુદી જુદી વ્યક્તિઓ છે, તેમાંના ઘણાં જીવે છે, અને ઘણાને દેશ માટે મરવું પડે છે. નિરક્ષરતાના ભાનમાંથી તેઓને છુટા કરવા જોઇએ. તે શાશ્વત અંતઃકરણનું નિયમન ભલે હોય, તો પણ રાજદ્વારિ ડહાપણનું મુળતત્ત્વ તો છેજ, કે જેને આધારે

હવે પછી થનારા નવા લાખો મતાધિકારીઓમાં—જુદી જાતનું વજન તો આવશેજ. એકલા રાજદ્વારિ ડહાપણ પર આ વાદ અવલંબી શકતો નથી, પણ પ્રત્યેક મનુષ્યનો જીંદગીના નેમનો એજ હક ગણાવો જોઇએ; અને તે પુરતી લાયકાત તેનામાં આવવી જોઇએ- આપણી અપૂર્ણ સામાજિક ઘટના, જેટલી છુટ આપી શકે, તેટલી છુટથી મનુષ્ય તરીકેનું ભાન તેમ આનંદનો, જીંદગીના વિસ્તાર દરમિઆન જ્ઞાનથી, મનોધર્મ તેમજ આશાઓથી લાભ લેવાવો જોઇએ."

બ્રેડફર્ડમાં ભાષણમાં મી. ફીશરે આ પ્રમાણે કહ્યું છેઃ—

"રાષ્ટ્રીય શિક્ષણની તપાસ મેં શરૂ કરી, કે તરત મને જણાયું, હું ધારૂં છું કે બધાને એમજ જણાય—કે બ્રિટનમાં લાખો મનુષ્યો એવાં છે, કે જે, જીંદગી જેટલો આપી શકે તેટલો લાભ લઇ શકતા નથી. લાખો સ્ત્રીપુરૂષો એવાં છે, કે જેઓ ચોપડીઓમાંથી કંઇ લાભદાયક વસ્તુ મેળવી શકતાં નથી, ચિત્રો અને સંગીતમાંથી આનંદ મેળવી શકતાં નથી, તેમજ કુદરતી સાધારણ રચનાઓમાંથી પણ દૃશ્ય આનંદ ઘણા થોડા પ્રમાણમા મેળવી શકે છે. યાંત્રિક મહેનત સાથે જકડાઇ, તેઓ જીવન પસાર કરે છે, કે જે લોખંડના ધુસરાંરૂપ છે, અને જેમાં કવિત્વની રેખાએ નથી. કલ્પના કે જેથી આ દુનિયામાં રહેલી અજાયબી, તેમજ ઉત્કર્ષનો ભાવ સહેજ પણ પ્રદર્શિત કરે તેનો અભાવ છે. તેમજ જે વૈજ્ઞાનિક દ્રષ્ટિથી કામ કરવાનું ધારણ ગોઠવાયું છે, તે કામ રસ વગરનુંજ રહ્યું છે. ફુરસદના વખતનો પણ બુદ્ધિશાળી અને દૃશ્ય લાભ, તેઓ લઇ શકતા નથી. આવી પરિસ્થિતિમાં જે સવાલ ઉપસ્થિત થાય છે, તે એજ છે, કે એવીજ સુધરેલી સ્થિતિથી, આપણે સંતુષ્ટ રહેવું, કે જેમાં આવો આવિર્ભાવ ન હોય, અથવા તો શું ભાવિ પ્રજાને માટે તેઓ જીંદગી દરમિઆન, જીંદગીમા રહેલો વધારે દૃશ્ય આનંદ અથવા તો જીંદગીનું

ઉંડું રહસ્ય સમજી, તેમાં રહેલો આનંદ પ્રાપ્ત કરવા શક્તિમાન થાય એવી યોજના કરવાની આપણી ફરજ નથી ?

આમની સભામાં પણ ભાષણ કરતાં તે એવીજ મહેચ્છા પ્રદર્શિત કરે છે,—

"બહોળા વિસ્તારથી આપણી પ્રજાઓ માટે આશા હોઇ શકે ? તે એજ કે તેઓ સારા નાગરિક બને, ફરજ સમજનારા તેમજ માનપ્રદ બને, શારીરિક અને માનસિક બળ મેળવે, દરેક ધંધામાં હોશિયારી મેળવે, કે જેને પરિણામે આનંદમાં અને બુદ્ધિપૂર્વક સમય વ્યતીત કરે."

કેળવણીના ફાળામાં વધારો કરવાના દાવામાં, સન ૧૯૧૭ માં કેળવણી પાછળ થતા ખરચના આંકડાઓ, રજુ કરતાં કે જે, આંકડાઓ ૧૬૦૦૦,૦૦૦ પાઉન્ડ કરની ઉપજમાંથી, બીજા ૧૭૦૦૦,૦૦૦ પાઉંડ બીજા દરોમાંથી અને બદકે ૭૦૦૦,૦૦૦ પાઉન્ડ ફી (વેતન) તેમજ બીજી સ્વેચ્છાએ મળતી બક્ષીસોમાંથી એકંદરે ૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ અથવા તો હિંદી ચલણમાં કહીએ તો ૬૦,૦૦૦૦૦૦૦ કરોડ રૂપીઆનો જુમલે ફાળો અપાય છે. તે બાબત કહેતાં મી. ફીશર સત્યજ કહે છે કેઃ—

"પણ જ્યારે ઉપજ વધારતાં, ખરચનો આપણે વિચાર કરીએ કે જે ખરચ એક રોકાણ તરીકે નથી, પણ એક વીમા રૂપેજ છે, ત્યારે ખરચનો એકલો સવાલ ટકી શકતો નથી. અમે એક પરિશિષ્ટ તરીકેનો સવાલ પૂછી શકીએ, તે સવાલ એજ કે, આપણે પૈસા ખરચવા શક્તિમાન છીએ કે નહિ ?" તેઓ 'પરિશિષ્ટના સવાલને' વધારે 'જરૂરનો તેમજ નિરૂપી' ગણે છે. 'કરકસર'નાં સાર્વત્રિક રોદણાં છતાં 'મનુષ્યરૂપી દોલતની' કસર કરવાનું, ભારસહીત તેઓએ કહ્યું હતું, કે જે દોલત બીજી દોલતો કરતાં વધારે કીમતી છે, અને જેનો દુર્વ્યય આપણે અત્યાર સુધી ઘણો થવા દીધો છે."

મી. ફીશરના ભાષણમાંનો કેટલોક ભાગ, જેઓ એમ પુરવાર કરવાને સમર્થન કરતા હોય, કે રાષ્ટ્રીય કેળવણી પર જનસમાજની કુશળતાનો આધાર રહે છે, તેઓ માટે ઘણો બંધબેસતો આવે તેવો છે. સન ૧૯૧૯ના ઓગસ્ટ મહીનાની દશમી તારીખે, જે સમયે દુનિયાનો મહાન્ વિગ્રહ ચાલુ હતો, તે સમયમાં કેળવણીનું બીલ (લેખ) રજુ કરતાં, જનસમાજની કેળવણીના સવાલને ઉદ્દેશી તેઓ નીચે પ્રમાણે કહે છે:—

"શારીરિક બળ અને કેળવણીથી મળતી કુશળતાનો પરસ્પર ગાઢ સંબંધ છે. તે દિશામાં વધારે પ્રમાણમાં ધ્યાન ખેંચવામાં આવેલું છે. આપણા સામાજિક ઇતિહાસનો મહાન દિવસ તેજ હતો, કે જે દિવસે સન ૧૯૦૭માં દાક્તરી તપાસ દાખલ કરી. કોઇ દિવસ આપણે જે જાણી ન શકત, તે આમ કરવાથી આપણે જાણ્યું, કે અસંખ્ય શારીરિક નબળાઇવાળાં છોકરાંઓથી, આપણી કેળવણીની પદ્ધતિઓ પરિણામે ઘણીજ નમાલી નિવડી હતી. અને કેળવણી પાછળ થતા ખરચનો દુર્વ્યય અટકાવવો હોય તો, ગરીબ છોકરાંઓનું શારીરિક બળ વધારવાની ઘણી અગત્ય છે, એમ જણાયું."

મી. ફીશર લડાઇમાંથી એજ પાઠ શીખ્યા, કે રાષ્ટ્રીય કુશળતા લાવવી હોય, તો તે સારી કેળવણીજ લાવી શકે છે. બ્રેડફર્ડમા ભાષણ કરતાં તેઓએ કહેલું કે:—

"સન્નારીઓ અને સદ્ગૃહસ્થો, આ મહાન વિગ્રહમાં અજાયબી પમાડે તેવું કેળવણીએ કર્યું છે, તેનો વિચાર તમોએ કર્યો છે? જે દેશોમાં આધુનિક સુસજ્જિત કેળવણી અપાય છે, તે દેશોએ કેટલી ફતેહ મેળવી છે, અને જે દેશોમાં જનસમાજને માટે, કેળવણીની પ્રથાઓ નથી, તેઓને કેટલું નુકસાન થયું છે? મારા ધારવા પ્રમાણે અત્યાર પહેલાં, કોઇપણ લડાઇ નહિ થઇ હોય, કે જેમાં બંને બાજુનાં લશ્કરો, આટલાં સારી રીતે કેળવાએલાં હશે, અથવા તો જેમાં પરસ્પર

વિરોધી લશ્કરોએ, આટલો વિજ્ઞાન તથા કેળવણીનો આશ્રય લીધો હશે. અને જો તમે લશ્કરને મોખરે રહેલા: લશ્કરી અમલદારને પુછો, તો તમને જણાશે, કે એક લશ્કરની, બીનઅધિકારી અથવા ખાનગી સેનાની, તે સારી રીતે કેળવાએલો હોવાથી, કેટલી કિંમત છે. અથવા તો તમે મુખ્ય સ્થાયી મંડળ, આગળ જાઓ, કે દારૂગોળો અને લશ્કરી સામાન પુરો પાડતી સંસ્થા પાસે જાઓ, અને પુછો, તો એકજ જવાબ મળશે, તમને એમજ કહેશે, કે "કેળવણી એજ કુશળતાની ચાવી છે."

મીસ મેયોએ ભણવા પર, અને કમાવા પર, ટીકા કરવાની હિંમત કરી છે. હિંદુ તરફનો તિરસ્કાર તેણી "મને નોકરી આપો, કે મને મોત આપો"ના પ્રકરણમાં પ્રદર્શિત કરે છે. મી. ફીશરનું મન્ચેસ્ટરમાં આપેલું ભાષણ કેટલું ઉમદા છે! તે નીચે પ્રમાણે.–

"એક વર્ગને માટે નહિ, પણ આખા યુવક સમુહને માટે, યુવાનો પર આવી પડતી ફરજોમાં, કેળવણી પહેલી, અને કમાણી પછી એવી ભાવના થવી જોઇએ, કે જેથી સામાજિક સ્થિતિ સુધરે, એવો મારો દાવો છે. વર્તમાન સ્થિતિમાં તો પૈસાદાર ભણે છે, અને ગરીબો રળે છે."

"કેળવણી એ શાશ્વત દેવું છે, કે જે પુખ્તોએ યુવાનોને આપવું જોઇએ. હવે યુવાનો ગરીબ રહે કે તવંગર થાય, તેની મને પરવા નથી. પણ આપણે તેમને ભણાવવાનું દેવું પતાવવું જોઇએ. બલકે જેટલી કેળવણી તેઓ લઇ શકે, અને આપણાથી આપી શકાય, તેટલી કેળવણી આપવી જોઇએ." ભણવાનું પહેલું અને રળવાનું પછી, એ બાબ હિંદના યુવાનોને બંધબેસતી આવે તેમ નથી, અને તેમાં પણ જ્યાં હિંદી સરકાર આવી અપુર્ણ રીતે, કેળવણી આપવાનું દેવું પતાવતી હોય. ! ! !

મીસ મેયો અમેરિકા જેવા દેશમાંથી આવતી હોવાને લીધે, કોઇપણ તેણીના તરફથી કેળવણીને માટે, ઉમદા અને બહોળા વિચારો,

દર્શાવવાની આશા રાખી શકે. પણ તેણીનો મુદ્દો તો ફક્ત અંગ્રેજ સરકારને ચુનાથી ધોળવાનો તેમજ હિંદુઓને ધુતકારવાનોજ હતો. સને ૧૯૧૯ ના સુધારાઓમાં કેળવણી "ટ્રાન્સફર્ડ સબ્જેક્ટ"—છે તે વાતને તેણી ઘણી મહત્તા આપે છે. તેમજ કેળવણી તરફની બેદરકારીને માટે હિંદુ કેળવણીના પ્રધાનોને જવાબદાર ગણે છે. આમાં પણ તેણીની સમજશક્તિનો તે પ્રશ્નને અંગેનો પોતાનો અભાવ પ્રદર્શિત કરે છે. તે બાબતમાં હિંદી કેળવણીના પ્રધાનો છુટથી વર્તી શકતા નથી. સ્વરાજ્યવાદી હિંદના નેતાઓનો 'રિઝર્વડ અને ટ્રાન્સફર્ડ સબ્જેક્ટ'ના નિયમાનુસાર અન્યાયી રીતે નાણાંની વહેંચણી કરવામાં આવી છે, તે માટે બરાડા પાડવાથી કંઇ પણ બેસી ગયો છે. ટ્રાન્સફર્ડ સબ્જેક્ટની કહેવાતી સત્તા ધરાવનારાઓ કેળવણીની બાબતમાં કંઇપણ વધારે પડતું કરી શકે તેમ નથી. કારણ આવકની વહેંચણી કરવાનું કેળવણીના પ્રધાનોના હાથમાં અગર તો લોક તરફથી ચુંટાએલા પ્રતિનિધિઓના હાથમાં નથી, પણ અધિરાજ્યની કારોબારી સત્તાના હાથમાં છે. માથાભારી રાજ્ય સંચાલકો એક કલમને ગોદે કરોડ રૂપીઆ પુષ્કળ પગારવાળા ઇમ્પીરીઅલ (રાજકીય) નોકરોના વધારાને માટે મંજુર કરી શકે છે. તેમજ તે સત્તા ૮૦ કરોડ રૂપીઆ જેટલી રકમ લશ્કરી ખાતાં પાછળ, જે રકમ સમગ્ર આવકનો મોટો ભાગ છે, તે ખરચી શકે છે, પણ તે સત્તા કેળવણી જેવા દેશોન્નતિના ખાતાંને માટે તેના પ્રધાનોને કંઇપણ વધારે આપી શકતી નથી. હિંદી સરકારના કેળવણી ખાતાના કમિશ્નર શું કહે છે, તે આપણે જોઇએ.

"માધ્યમિક અને પ્રાંતિક સરકારની પૈસા સંબંધમાં કફોડી સ્થિતિને લીધે થોડા વખત પછી કેળવણીની બાબતમાં કંઇપણ જણાઇ આવે તેવો રસ્તો તે લઇ શકે તેમ નથી. કેળવણી ખાતાના નવા પ્રાંતિક પ્રધાનો તેઓની શાળાઓ ઉપર થતા આક્ષેપોનું ખંડન કર્યા પછી પોતાની કેળવણી ખાતાની સમીક્ષા કરી તેમાં પૈસા મળેથી

ઉન્નતિ કરવા આશા રાખે છે. આવી ઉન્નતિમાં પ્રાંતિક સભાસદો ઠીક રસ લેછે. તેથી એમ માનવાને કારણ મળે છે, તે વાતને પ્રજાને સંપુર્ણ ટેકો હોવો જોઇએ,......"

વિલાયતમાં કોઇ ફીશર જેવો લડાઇના વખતમાં પણ તરતજ કહી દે, કે કેળવણીનો ખરચ એતો ખરચ નહિ, પણ ફક્ત નફો આપનારૂં નાણાંનું રોકાણ છે. કરકસરની સાર્વત્રિક બુમ છતાં જન–સમાજની કેળવણીને માટે નવા બહોળા કાર્યક્રમો યોજવામાં પાછો નજ પડે. જો તેવો કોઇ હિંદુ પ્રધાન પદ પર હોય, તો તેને મી. રીચી કહી દે કે "કેળવણીના સુધારાને માટે ટુંકો રસ્તો નથી."

પ્રધાનોની મુખ્ય મુશ્કેલી ફક્ત નાણાંની ખોટ છે. તે મી. રીચીના નીચેના ટાંચણથી સ્પષ્ટ સમજાય છેઃ—*

"પ્રાંતોની નાણાં સંબંધી પરસ્પર અસમાનતા, કેળવણીની નીતિઓ પર વધારે પડતી અસર કર્યા વગર નજ રહે. જ્યારે મુંબઇ તેની મોટી અને વધતી જતી આવકને લીધે, પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાના વિચારો કરી શકે, પણ બંગાળા જેવો પ્રાંત, કે જેમાં પુરતાં અને સ્થિતિસ્થાપક સાધનો નથી, તે એવી યોજના નજ ઘડી શકે. સામાજિક, આર્થિક અને રાજદ્વારિ ઉન્નતિને માટે સુનિયંત્રિત કેળવણીની પદ્ધતિઓની ખાસ જરૂર છે. તેથી અંત સુધી નાણાં સંબંધી પ્રાંતિક અસમાનતાની ગણતરી નજ થઇ શકે."

મી. ફીશરના ભાષણમાંથી ટાંચણ આપતાં મેં મારા પુસ્તકમાં નીચે પ્રમાણે લખ્યું છે,–

"બીજા દેશોના કેળવણીકારો કરતાં મી. ફીશરના શબ્દો આપણને હિંદમાં, આપણો બ્રિટન સાથે રાજદ્વારિ સંબંધ છે તેથી, વધારે ધ્યાન આપવા યોગ્ય છે. દરેક સ્વમાન જાળવનાર અને સુધારો કરાવની ઇચ્છા ધરાવનાર,વર્ગને માટે, ફીશરના ધારવા પ્રમાણે સર્વને લાગુ પાડી શકાય એવી સર્વમાન્ય નીતિઓનો તેઓ ઉલ્લેખ કરે છે.

આખા સામ્રાજ્યના કેળવણીના વિષયમાં આધારભૂત પ્રમાણો આપી શકે, એવી વ્યકિત ગણાય તે વાત નિઃશંક છે. હિંદુસ્તાનમાં આપણે હિંદુઓ, આપણી ઘડેલી કેળવણીની નીતિરીતિઓ અમલમાં મૂકી શકવાને છુટા નથી. કેળવણીની સત્તાનો લોકોને આપેલા વચન છતાં, તે બાબતમાં છેલ્લો નિશ્ચય તો, ઇમ્પીરીઅલ (સર્વોપરી) સત્તાનાજ હાથમાં છે. હિંદુસ્તાનમાં કેળવણીની ઉન્નતિનો આધાર લાંબા કાળ સુધી, અંગ્રેજ અફસરોના હાથમાંજ રહેશે, તેમજ ઉપજની પુંજીની થેલીની દોરી, જેઓના હાથમાં છે, તેઓની સ્વેચ્છાઓને અવલંબી રહેશે."

આ શબ્દોમાં ૧૯૧૮ માં જે સત્ય હતું, તે આજે પણ છે. દુનિયાની ઘણીખરી સુધરેલી પ્રજાઓની કેળવણીની નીતિરીતિઓનો અભ્યાસ કર્યા પછી, હિંદુસ્તાન માટે કેળવણીના વિષયમાં કેટલાક નિયમોનું ટુંકાણમાં ટાચણ કરવું અસ્થાને નહિ ગણાય.

૧. રાષ્ટ્રીય કેળવણીમાં થતું રોકાણ, ખરેખર ફાયદાકારક રોકાણ છે. અને દેશની સલામતી તેમજ દેહરક્ષણ માટે જેટલી લશ્કરની જરૂર છે, તેટલીજ કેળવણીની પણ જરૂર છે. સાર્વત્રિક લોકપ્રિય કેળવણીના વિધાનો, રાજ્ય તરફથી થવાં જોઇએ. તેમજ ઉપજમાંથી પહેલો હિસ્સો કેળવણીને મળવો જોઇએ. આખા દેશને કેળવણી, ખાનગી યોજનાથી આપવાની હરકોઇ પ્રવૃત્તિ ફોકટ છે, અને તેવી પ્રવૃત્તિ જેઓ કરે છે, તે અશકય વસ્તુ શકય બનાવવા મથન કરે છે. તેમ કરવાથી રાજ્યની ફરજ શું છે, તે તરફથી પ્રજાનું ધ્યાન બીજે ખેંચાઇ જાય છે. રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિઓનું વિધાન, લોકો તરફથી થવું જોઇએ. લોકોએ તેને અમલમાં મૂકવી જોઇએ. લોકો એ નાણાં પુરાં પાડવાં જોઇએ, તેમજ લોકોની તે પર સત્તા જોઇએ. આ બધાં કામો લોકો કરે તેમાં લોક પ્રતિનિધિત્વવાળું રાજ્ય જોઇએ.

૨. રાજ્યની ફરજ ફક્ત મુળાક્ષરી વિદ્યાને માટે બંદોબસ્ત કરવાની છે, તે મંતવ્ય નષ્ટ થયું છે. સમસ્ત દુનિયાભરમાં કબુલાયું છે, કે મુળાક્ષરી વિદ્યાનાં વિધાનથી, રાજ્યની ફરજનો છેડો ન આવે. કોઇપણ પ્રજાની ઔદ્યોગિક અગર, આર્થિક ઉન્નતિ સારી ઔદ્યોગિક, અથવા તો કળા કેળવણી સિવાય નથી થઇ શકતી. અને તેનું વિધાન પણ રાજ્ય તરફથી થવું જોઇએ. તેમજ ઉંચા પ્રકારની સાહિત્ય કેળવણી તરફ પણ, આંખ મીંચામણાં નજ થઇ શકે. કારણ બુદ્ધિશાળી અને કુશળ નેતૃત્વનો આધાર તેના પરજ છે.*

૩. કેળવણીનો અર્થ એ નથી થતો, કે ચોપડીઆ જ્ઞાન, અથવા તો ફક્ત વાંચતાં, લખતાં, અને ગણતાં શિખવવું. તેની અંદર શારીરિક ઉન્નતિનો સમાવેશ થઇ જાય છે. કેળવણીને માટે જે વિધાન રાજ્ય તરફથી થયું હોય, તેમાં બાળકની સાધારણ તંદુરસ્તી તેમજ ખોરાક અને જ્યાં જરૂર જણાય ત્યાં, દરેક જાતનાં સાધનોની પ્રાપ્તિનો સમાવેશ થાય છે.

૪. ટુંકાણમાં કહીએં તો, છોકરાંને ઉછેરવાની તેમજ ભણાવવાની તેને બુદ્ધિશાળી, ડાહ્યો નાગરિક, કુશળતાવાળો બનાવવાનું કામ રાજ્યનું છે. અને તે કામ રાજ્ય પાસે કરાવવુંજ જોઇએ. માબાપની શક્તિ અગર તો મરજી પર તેનો આધાર નજ હોઇ શકે.

---

*સન ૧૯૨૩–૨૪ માં યુનાઇટેડ સ્ટેઇટ્સ ફીડરલ સરકારે ૧૮૦૮૪૨૦ ડોલર છાત્રાલયોમાં અપાતી કેળવણી પાછળ ખર્ચ્યા હતા. અને સન ૧૯૧૩ માં ૫૫,૫૦,૭૭૧૪૬ ડોલર તે ખરચતી હતી. સન ૧૯૧૮ થી ૧૯૨૮ સુધીમાં, એકલી ધંધાને માટે અપાતી કેળવણી પાછળ ૩૮ લાખ ડોલર ખરચ્યા હતા, અને હમણાં પ્રતિવર્ષ ૭ લાખ ડોલર ખરચે છે.

અમેરિકન ઇયરબુક પાનું. ૧૦૭૨ થી ૧૧૧૦.

## પ્રકરણ ૬.

## ફરજીઆત પ્રાથમિક કેળવણીનો ઇતિહાસ.

બ્રિટીશ હિંદી સરકારના સાચવણી મા જેવા ઇરાદાઓનું પ્રદર્શન, ફરજીઆત કેળવણીનો ઇતિહાસ, જાણવાથી તરત થાય છે. જુની રાજકીય સભામાં, સને ૧૯૧૧ માં ફરજીઆત કેળવણીનો ખરડો પહેલો, સ્વર્ગસ્થ મી. ગોખલે લાવ્યા હતા. તેની સામે સરકાર રસહીન કારણોને અવલંબી, તેના રિવાજ પ્રમાણે પડી હતી. જેવાં કે "કેળવણી ફરજીઆત કરવી, એવો વખત આવ્યો નથી" 'તેને માટે પુરતા પૈસા મળી શકતા નથી.' જનસમૂહનો ધાર્મિક વૃત્તિથી તેના તરફ વિરોધ છે, વગેરે વગેરે.

તે માટે બીજો હુમલો, સને ૧૯૧૬માં મહાશય વિ૦ જે૦ પટેલે કર્યો હતો. તેના લેખથી મુંબઇ ઇલાકામાં આગળ પડતા પ્રાંતોમાં સરકારે, એવો કાયદો શહેરી સંસ્થાઓ દ્વારા અમલમાં મુકવો, કે જેથી સરકારની પરવાનગીને અનુસરી, તેમજ સરકારની શરતો કબુલ રાખી, સ્થાનિક સત્તા મફત અને ફરજીઆત, કેળવણી આપી શકે. મુંબઇની પ્રાંતિક સભામાં, એ ખરડાની વિરૂદ્ધ સરકારી અધિકારીઓ પડયા હતા, તેથી તે ખરડો ઉડાડી દેવાયો હતો. તેની પુષ્ટિમાં, એવાં કારણો બતાવ્યાં હતાં કે, આવા ખરડાથી શાહી સરકારની નીતિઓનો ધ્વંસ થવા સંભવ છે, સને ૧૯૧૩માં શાહી સરકારે જાહેર કર્યું હતું કે "આવી પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાનો વખત હજી આવ્યો નથી." વગેરે વગેરે કારણો બતાવવામાં આવ્યાં હતા. તે પછીનો ઇતિહાસ સને ૧૯૧૭ થી ૧૯૨૨ ના કેળવણીના રિપોર્ટમાં ૧૯૦ અને ૧૯૧મા ફકરાઓમાં છે. તે જોવાથી આપણને માલમ પડે છે કે, હિંદુ સભાસદો, એ, તે બાબતમાં ઘણા જુસ્સાદાર રીતે આરંભ કર્યાના દાખલાઓ મળે છે. ફરજીઆત પ્રાથમિક કેળવણીની ઘટનાનું કામ સ્થાનિક સંસ્થાઓની મરજીપર રાખ્યું છે. આવી સ્થાનિક ઘટનાઓ કેવી રીતે કામ કરે છે, તે વિષે કહેતાં મીસ મેયો મી. રીચીનું,

પંજાબના રિપોર્ટમાંથી ટાંચણુ આપે છે. બીજા પ્રાંતોમાં આવી કેળવણીથી જે ઉત્કર્ષ થયો, તેને તેણી બાતલ કરે છે, તેમજ તે ઉત્કર્ષ વધારે ઝડપથી કેમ નથી, થઇ શકતો તે વાત પણુ ગલત કરી જાય છે. દાખલા તરીકે ૧૯૫મા પાનામાં મી. રીચી નીચે પ્રમાણે કહે છેઃ—

"ફરજીઆત કેળવણીનો કાયદો મુંબઇના કેટલાક ભાગોમાં સન ૧૯૨૦ માં દાખલ કરવામાં આવ્યો હતો. નિશાળોની સંખ્યા તથા છોકરાંઓમાં ૫૦ ટકા વધારો થયો છે. સ્ત્રી અધિષ્ઠાત્રીઓ પણુ નીમવામાં આવી છે, તે નવાઇની વાત છે. કેળવણીનો ખરચ શહેરી સંસ્થાઓમા ૩૫૦ ટકા વધ્યો છે.

મીસ મેયોએ ૧૭૦ મા પાને "પંજાબની ધારાસભાઓમાં હિંદુઓનું તત્વ" એ વિષે ઉલ્લેખ કર્યો છે, તેમાં અસ્પૃશ્ય અથવા તો દલીત કોમના છોકરાંઓને શાળાઓમાં દાખલ નહિ કરવાનું લખ્યું છે. તે વાત સાવ જુઠી છે. દલીત કોમના હિતને ખાતર હિંદુ સભાસદોએ પંજાબની ધારાસભામાં ૧૯૨૨–૨૩માં જે ચર્ચા કરી છે તે પરથી, તે વાતમાં તેઓ કેટલો રસ લે છે, તે સ્પષ્ટ જણાય તેવું છેઃ—

સ૦ ૨૨૧૧. લાલા આત્મારામ (અ) બીજી પ્રાંતિક સરકારો દલીત કોમની કેળવણીની મુસ્કેલીઓ ઓછી કરવાને શું કરે છે તેની તપાસ સરકાર કરશે કે?

(બ) પંજાબની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં માસિક વેતનો આપી, દલીત કોમની મુસ્કેલીઓ ઓછી કરવાનું ડહાપણુ ભરેલું પગલું લેવાનો સરકાર વિચાર કરશે કે?

પંજાબના કેળવણીના પ્રધાન, મહાશય ખાનબહાદુર મીયાં ફઝલી હુસેન જોગઃ—

(અ) બીજી પ્રાંતિક સરકારોમાં તે વિષયની તપાસ કરવામાં આવી છે, પ્રત્યુત્તરની રાહ જોવાય છે.

(બ) દલીત કોમની કેળવણીના વિષય પર સરકારનું ધ્યાન ખેંચાયું છે. અને તેને ઉત્તેજન આપવાના કાર્યમાં બે પગલાં આગળ સરકાર ધપી છે. મોગા, ગામમાં શિક્ષક વર્ગને પ્રત્યભિજ્ઞા અને મદદ કરી છે. તેમજ નવા સરકારી મદદના ફાળાના નિયમ અનુસાર ખાનગી સંસ્થાઓ કે જેમા કેળવાયલા શિક્ષકો હશે તેને વધારે નાણાંની મદદ મળશે. શરૂઆત કેળવણીને માટે સરકાર તરફથી અપાતો ફાળાનો લાભ બધીજ જ્ઞાતિઓ માટે છે, એવી નીતિ અખત્યાર કરવા સરકારની ઇચ્છા છે; પણ તે બાબતનો નિશ્ચય કરવાનું, સ્થાનિક સંસ્થાઓ પર છે. દલીત કોમને માટે જુદી શાળાઓ કરવી કે નહિ, તે કાર્ય સ્થાનિક સંસ્થાપર રાખવામાં આવ્યું છે. તે બાબતમાં સરકાર કંઇપણ સખ્ત નિયમ ઘડવા ઇચ્છા રાખતી નથી. સને ૧૯૨૨ ના જાનેવારી મહીનામાં (નવા સુધારાથી સ્થપાએલી ધારાસભાએ ૧૯૨૧ માં અસ્તિત્વમાં આવી). મી. કે. એલ, રાલીઆરામ, સરકાર સમક્ષ એવો ઠરાવ લાવ્યા કે, દલીત કોમના શિક્ષણ માટે રૂપીઆ દસલાખ સરકારે જુદા કાઢવા. તે ઠરાવ પર સુધારો થયો હતો. અને ખરચ રૂપીઆ ૩ લાખ રાખવા વાટાઘાટ થઇ હતી. રાવબહાદુર બલવીરસિંહ અને મી. મોતિલાલ કાયસ્થ, કે જેઓ હિંદુ સભ્ય હતા, તેઓએ સખત વિરોધ સુધારા તરફ દર્શાવ્યો હતો, અને મૂળ ઠરાવને ટેકો આપ્યો હતો. આ ઠરાવની વિરૂદ્ધ સરકાર પડી હતી. પછીથી સરકાર તરફથી પુરતું ધ્યાન આપવામાં આવશે એવી ખાત્રી અપાયાથી ઠરાવ પાછો ખેંચી લેવાયો હતો. સન ૧૯૨૩ માં એક હિંદુ સભ્યે નીચેના સવાલો પુછ્યા હતાઃ—

સ. ૨૭૨૧, રાવ સાહેબ બાબા ઠાકરદાસઃ—

સરકાર મહેરબાની કરી જણાવશે કેઃ—

"(અ) સન ૧૯૨૧ ના જાન્યુઆરિ માસની પહેલી તારીખ પછી, સરકારે દલીત કામની કેળવણી માટે શું કર્યું છે ?

"(બ) સન ૧૯૨૧ ના જાન્યુઆરિ માસની પહેલી તારીખથી અત્યાર સુધીમાં, સરકારે કેટલાં નાણાં ખરચ્યાં છે, તેમજ બાકી રહેલા વર્ષમાં કેટલાં નાણાં ખરચવા ઇરાદો રાખે છે ?

"(ક) અત્યાર સુધીમાં શું પરિણામ આવ્યું છે ?

"મહાશય ખાન બહાદુર સર ફજલી હુશેન જોગઃ—

"બધાની સભ્યોની જાણ માટે ફેરવવામાં આવતો કાગળ, કે જેમાં ઉપર પુછેલા સવાલોના જવાબનો સમાવેશ થઇ જાય છે, તે કાગળ ટેબલ પર મુકવામાં આવ્યો છે."

જે કાગળને ઉદ્દેશીને ઉપર કહેવામાં આવ્યું છે તે કાગળનો છેલ્લો ફકરો ટાંકવા જેવો છે. તેથી અમો નીચે આપીએ છીએઃ—

"કેળવણીના પ્રધાન આ તકનો લાભ લઇ, સ્થાનિક સંસ્થાઓ તેમજ ઉદાર વૃત્તિવાળી લૌકિક સંસ્થાઓએ દલીત વર્ગની કોમો માટે જે વખાણવા લાયક પ્રયત્નો કર્યા છે, તેનો ઉલ્લેખ કરવો ઉચિત ધારે છે, અને આવી નાણાં સંબંધી કટોકટીના સમયમાં પણ, પોતાથી બની શકે એટલી મદદ અને ઉત્તેજન આપવા તેઓ ચિંતાતુર છે. આ ઉમદા કાર્યમાં ખાનગી પ્રયત્નોના સહકાર પર, તે આધાર રાખવા માંગે છે. તેમજ તેવી જ્ઞાતિઓ, પોતે, પોતાને માટે શું કરી શકે, તે પર પણ પ્રધાનનો આધાર છે. પ્રાંતના કેટલાક ભાગમાં આવી ઇચ્છા પ્રદર્શિત થઇ છે. ગત વર્ષોમાં જે સંતોષકારક પરિણામ આવ્યું છે, તે ભવિષ્યમાં મોટા પાયા પર સુધારા થવાની આગાહી રૂપ છે, એમ તેને વિશ્વાસ છે. નિરક્ષરતા અને અજ્ઞાનતા નષ્ટ કરવાને આખો પંજાબ પ્રાંત સમયાનુસાર ઉત્તિષ્ઠ થશે, તેમજ દલીત કોમ અને નશીબ આધીન જેઓ સારી સ્થિતિમાં છે, તેઓની વચ્ચેનો તફાવત અને અડચણો દુર કરશે."

આ તો ફક્ત એકજ પ્રાંતની વાત થઇ. બીજા પ્રાંતોમાં પણ આવા પ્રયત્નો ભણેલા અને આગેવાન પુરૂષો, દલીત કોમના ઉત્કર્ષને અાટે કરી રહ્યા છે. છતાં ખાણી બુજીને મીસ મેયો એવા વિચાર આપે છે, કે હિંદુઓ તેની વિરૂદ્ધ છે. સન ૧૯૨૦ માં હું હિંદુસ્તાન પાછો ફર્યો, ત્યારથી અને એ કામમાં હું જોડાએલો હોવાથી, લાખો રૂપીઆ મેં, અને મારા સહાયકોએ મળી આ કામને અંગે ખરચ્યા છે. મારા પોતાના ગજવામાંથી મોટી રકમ આપી આ કામ મેં છેક સન ૧૯૧૦થી શરૂ કર્યું હતું,

## પ્રકરણ ૭.

### કેળવણી કેમ આપવામાં આવતી નથી.

હિંદ સરકારના સરકારી દસ્તાવેજોમાં રહેલાં તથ્યો તરફ મીસ મેયો તદ્દન આંખ મીંચામણાં કરે છે. પણ સત્ય તે તો સત્યજ છે. દરેક વાતમાં હિંદુઓનું અતિશયોકિતથી કામવિકારિત્વપણું આગળ ધરવું, એ તો મધર ઇંડિઆની રીતજ છે. "કેળવણી કેમ લેવાતી નથી" તે મથાળા હેઠળના પ્રકરણમાં અહોળા વિસ્તારમાં હિંદુસ્તાનમાં નિરક્ષરતા કેમ છે, તેનો ઉકેલ કરવા મથે છે. ગામડાઓમાં સ્ત્રી શિક્ષિકાઓ વિના કેળવણી નજ આપી શકાય, એમ તેણી કહે છે, અને સ્ત્રીશિક્ષિકાઓ એક ગામડેથી બીજે ગામડે નજ જઇ શકે, કારણ "કોઇપણ ગર્ભ ધારણ કરવા જેટલી ઉંમરે પહોંચેલી હિંદુ સ્ત્રી, રક્ષણ વગર, હિંદુ પુરૂષો પાસે નજ જઇ શકે." એમ તેણી કહે છે. સમસ્ત હિંદુ પ્રજા ઉપર, આ દુષ્ટ આક્ષેપ તદ્દન અપ્રમાણ છે. યુરોપ અને અમેરિકાના માણસો કરતાં હિંદમાં વસતા ગામડીઆ, કામ વિકારની બાબતમાં ઘણાજ દૃઢ મનવાળા, મજબુત અને ખાનદાન છે. દુનિયા ભરની અડધી વસ્તીના અનુભવ પછીથીજ હું આમ કહું છું. મીસ મેયો પોતાના બખાંલુના ટેકા રૂપે કલકત્તા યુનિવર્સિટિ કમિશનના રિપોર્ટનું એક વાક્ય ટાંકે છે, કે જે વાક્યને તેણી આખા કમિશનના

અભિપ્રાય તરીકે અનુક્રમમાં રજુ કરે છે.* જ્યારે ખરૂં જોતાં મીસ મેયોનું ટાંચણ ફક્ત આખા ફકરાનો અમુક ભાગ છે. તેઓની ટીકામાં ફક્ત આટલોજ સમાવેશ થાય છે કે "**જે પરિસ્થિતિથી તેણી વીંટળાએલી છે, તેને લીધે સ્ત્રી શિક્ષિકાઓનું નશીબ પ્રતિકુળ બને છે.**" જે શબ્દો મોટા ટાઇપથી લખ્યા છે. તેનો અર્થ મીસ મેયો કરે છે, તેના કરતાં તદ્દન જુદો છે. કમિશને તપાસેલા સાક્ષીઓના પુરાવાને, પણ મીસ મેયો કમિશનના અભિપ્રાય ગણાવવાનો પ્રયત્ન કરે છે, કે જે પુરાવામાં પુરૂષની ઝનાનામાં નહિ રહેતી એવી સ્ત્રીઓ પ્રત્યે માન તથા શૌર્યની લાગણીની ખોટ છે, એમ જણાવવામાં આવ્યું છે.* અને તેવી ખામીને તેઓ વખોડે છે. બંગાળાના ગામડામાં સ્ત્રીઓની ખાનદાનીની કસોટી, તેણી ઝનાનામાં રહે અગર ન રહે, તે પરથી થાય છે. ફક્ત બંગાળાને ઉદ્દેશી મીસ મેયોએ જે કહ્યું, તેવો આરોપ શું તેણી સમસ્ત હિંદુસ્તાનમાં વસનારા હિંદુઓને પણ લાગુ પાડી શકે તેમ છે?

આવોજ દુષ્ટ અને ગંદો એકરાર મીસ મેયો ઉત્તર હિંદુસ્તાનના અમેરિકન મિશન કોલેજના અધ્યક્ષ પર કરે છે. તે આક્ષેપ સાચો છે કે જુઠો તે પુરવાર કરવાને અમારી પાસે આધાર નથી.

મધ્યપ્રાંતના જનસમાજની કેળવણીના અધ્યક્ષ સ્વર્ગસ્થ મી. આર્થર મેથ્યુના "હિંદુસ્તાનની કેળવણીના પુસ્તકમાંથી ૧૯૧ના પાનાનું મીસ મેયો ટાંચણ આપે છે મી. મેથ્યુનું ટાંચણ આપતાં તેણી ફક્ત

---

*કલકત્તા યુનિવર્સિટિ કમીશનનો તે વાતનો ઉકેલ તેણી નીચે પ્રમાણે કરે છેઃ—

'જ્યાં સુધી બંગાળનો પુરૂષવર્ગ ઝનાનામાં રહેતી નથી, એવી સ્ત્રીઓ પ્રત્યે માન અને શૌર્યથી વર્તતાં નહિ શીખે. ત્યાં સુધી સ્ત્રી શિક્ષિકા જેવું કંઇપણ કરવું અશક્ય છે.

મધર ઇંડિઆ પુાનું. ૧૮૯.

*પ્રાંતના બીજાં શહેરોમાં તેમજ મદ્રાસમાં પણ એવાજ રિવાજ નથી એમ તેણીએ પોતે કબુલ કર્યું છે.

થોડા શબ્દો ગળી જાય છે, અને તદ્દન ખોટો ચિતાર રજુ કરે છે. અપમાન–સ્તંભ રૂપી લેખથી તેની યુક્તિ પ્રદર્શિત કરીએ તો:–

“મોટામાં મોટી વિઘ્નરૂપ મુશ્કેલી... .....પોતાના કુટુંબ બહાર કામ કરતી સ્ત્રીઓના... ...રક્ષણની છે. સખ્ત દેખરેખ નીચે ચાલતી શાળાઓ. અથવા મિશન સંસ્થાઓમાંજ તેઓ ગુનામાંથી અથવા અધ:પતનમાંથી બચી શકે છે. સમસ્ત રીતે તેઓ (વિધવાઓ) તદ્દન નજીવો ભાગ લઇ શકે છે. (મધર ઇંડિઆમાં છે તે પ્રમાણે)

મોટામાં મોટી વિઘ્નરૂપ મુશ્કેલી પોતાના કુટુંબ બહાર કામ કરતી સ્ત્રીઓ માટે યોગ્ય રહેઠાણ તેમજ યોગ્ય નોકરીઓ પુરા પાડવાની કઠણાઇ, જેથી તેઓનું રક્ષણ થાય, તે છે. સખ્ત દેખરેખ નીચે ચાલતી શાળાઓ અગર મિશન સંસ્થાઓમાંજ તેઓ ગુન્હામાંથી અથવા અધ:પતનમાંથી બચી શકે છે. સમસ્ત રીતે તેઓ (વિધવાઓ) તદ્દન નજીવો ભાગ લઇ શકે છે. (મુળ પુસ્તકમાં છે તે પ્રમાણે)

અપ્રમાણિક બિંદુઓ ? ફક્ત ચાર શબ્દ બાતલ કર્યાથી કેટલો અર્થનો અનર્થ કરે છે, જે યુક્તિ વ્યાપારમાં મીસ મેયોએ પ્રમાણ મેળવ્યું છે, તેનું એ પરિણામ છે. એક હિંદુ વિધવા સારા રહેઠાણ તેમજ મિત્રના અભાવે, આડકતરે આવેલા ગામમાં એકલી જઇ શકતી નથી. તેનો અર્થ એમ ન જ હોઇ શકે કે “ગર્ભધારણ કરવાની ઉંમરે પહોંચેલી સ્ત્રી હિંદુ મરદો પાસે જઇ શકતી નથી.”

સ્ત્રી શિક્ષિકાઓ તરફ તેણીનો પક્ષપાત મીસ મેયોએ જે ફકરો મધ્ય પ્રાંતની ગણતરી (સેન્સસ)ના રિપોર્ટમાં છે તે નીચે પ્રમાણે આલેખ્યો છે:–

“વિનીત સ્ત્રીઓ, શિક્ષિકાઓ તરીકે ધંધામાં ભાગ ન લઇ શકે એવી લાગણીઓ પ્રદર્શિત છે, એમ કહેવાય છે. દેખીતી રીતે આવી લાગણી કેમ હોઇ શકે તે સમજવું મુશ્કેલ છે, પણ તે બાબતમાં હિંદુઓના મતનું સ્વરૂપ અમારા સમજવા પ્રમાણે કંઇક આવું હોઇ

શકે, કે "સ્ત્રીઓની જીંદગીનું ધ્યેય ગૃહિણીનું છે. જો તેણી વિવાહીત થાય તો ઘરકામને લીધે તેણી ભણાવવાનો ધંધો કરી શકતી નથી. જો તેણી શિક્ષિકા થાય તો ઘરકામ કરી શકે નહિ, અગર તો તે તરફ બેદરકારજ રહે. જો તેણીને ઘરકામ કરવાનું ન હોય તો તેણી કુંવારીજ હોવી જોઇએ. અવિવાહીત સ્ત્રીઓ તો વિવાહીત સ્ત્રીઓ કરતાં સારી ન જ હોઇ શકે. તેણી ઘર ધંધા તરફ બેદરકાર રહે તો, અન્ય રીતે પણ તેણી સારી તો ન જ હોઇ શકે."

સ્ત્રી શિક્ષિકાઓની અલ્પતાનું મુખ્ય કારણ એજ છે કે હિંદુસ્તાનમાં કુંવારીકાઓનો અભાવ છે.*

આ પ્રમાણે ગ્રેટ બ્રિટન અને યુરોપના દેશોમાં કેટલીક ગુંચવણ ઉભી કરે છે, તે વિષે શંકા નથી. પણ તે દેશોનું સ્ત્રીશિક્ષિકાઓનું દળ, કે જે, સારૂં કામ કરી શકે, તેવું દળ પુરૂં પાડે છે. હિંદુસ્તાનમાં આ પ્રમાણે, કુંવારી શિક્ષિકાઓનું દળ રાખી શકતું નથી. યુરોપના ઘણા દેશોમાં પરણેલી સ્ત્રી શિક્ષિકાઓ સામાન્ય રીતે હોતી નથી. યુનાઇટેડ સ્ટેઇટમા લડાઇ પછીના વર્ષોની કેળવણીની નીતિ પરથી, આપણને જાણવાનું મળે છે, કે વિવાહીત સ્ત્રીશિક્ષિકાઓને ઉતેજન ન આપવું, એવા ધ્યેયથી કામ લેવાય છે.

પુર્વ બંગાળા અને આસામના કેળવણીના પંચ વાર્ષિક રિપોર્ટમાંથી ટાંચણ આપતાં મીસ મેયો કહે છે, કે "બ્રાહ્મસમાજી અને ક્રિશ્ચિયન જ્ઞાતિની સારી સ્થિતિની સ્ત્રીઓ સિવાય બીજી જ્ઞાતિ-ઓમાંની સ્ત્રીઓમાંથી' શિક્ષણનો ધંધો શિખવાને માટે ઉત્સુકતા ઘણી

---

*સત્તર કે અરાઢ વર્ષની કોઇપણ સ્ત્રી. કે જે પરણેલી ન હોય તે ઘણું ખરૂં વેસ્યાજ હોય છે, અગર તો અંધ, અથવા કુષ્ટવ્યાધિથી પિડાતી હોય છે. વીસ વર્ષ ઉપરની કુંવારિકાઓની સંખ્યા બહુજ થોડી છે, અને ઘરડી કુંવારિકાનું દર્શન તો અલભ્યજ છે.

(સેનસસ. ૧૯૧૧ પુસ્તક ૧૫.)
મધ્યપ્રાંતની પા. ૨૨૯.

થોડી હોય છે. અને તેવી શિક્ષિકાઓ મેળવવા સાર જે મુશ્કેલીઓ ઉભી થાય છે. ! તેની જાણ સર્વને છે.......તેમજ જેઓ શિક્ષણ પામેલી હોય છે,......તેમાંની ઘણીખરી જ્યાં તેઓની જરૂર હોય ત્યાં જવા ના પાડે છે.

સત્ય વાત. પણ "સારી સ્ત્રી શિક્ષિકાઓ" ગામડાની પ્રાથમિક કેળવણીના પગારો ઘણાજ થોડા હોવાથી તેવી જગાઓ ઉપર જવા રાજી કેમ હોઇ શકે? સન ૧૯૧૭ થી ૨૨ સુધીના કેળવણીના આઠમા પંચવાર્ષિક રિપોર્ટમાં મી. રીચી કહે છે, કે "શિક્ષકના ધંધાની સ્થિતિ, તેઓના પગારમા વધારો કર્યાથી દરેક પ્રાંતોમાં સુધરી છે. સન ૧૯૨૧ ના એપ્રીલ માસથી, મધ્ય પ્રાંતમાં જે નવિન વેતનપ્રમાણ છે, તે પ્રમાણે બીન કેળવાએલા સહાયક શિક્ષકોનો પગાર, ઓછામાં ઓછો દરમહીને રૂ. ૧૨, (એટલે ૫.૦૦ ડોલરનો છે.) તેમજ કેળવાએલા સહાયક શિક્ષકોનો પગાર, ઓછામાં ઓછા રૂ. ૧૫ થી ૨૦ (૫.૦૦ થી ૬.૫૦ ડોલર) છે. અને મુળ સ્થાનો માટે અધ્યાપકનો પગાર રૂ. ૨૦ થી ૩૦ નો છે." બીન કેળવાયલા સહાયક શિક્ષક વર્ગનો પગાર મદ્રાસમાં દરમહીને રૂ. ૧૦ (લગભગ ૩.૦૦ ડોલર) વધારાયો છે. અને કેળવાએલા શિક્ષકોને રૂ. ૧૨ નો વધારો કરાયો છે. બંગાળામાં ગણતરી કાઢતાં રૂ. ૮ થી ૧૬ નો માસિક પગાર છે, આસામમાં ટ્રેઇન્ડ થએલા શિક્ષકોનો પગાર રૂ. ૮ થી ૧૨ છે. તેજ પ્રમાણે બીજા પ્રાંતોમાં પણ કંઇક વધારો થયો છે. આપણે જાણીએ છીએ કે આ ઉપર જણાંવેલો "ખરેખરો સુધારો" થયો, તે પહેલાં શિક્ષકોને માસિક રૂ. ૬ થી ૮ મળતા હતા, કે જે દરમાયો એક મજુર કરતાં પણ ઓછો હતો. એક પુરૂષ આવી કમાણીમાંથી, તેમાં બીજી મહેનતે કરેલી કમાણીનો ઉમેરો કરી, જિંદગી ગાળી શકે, પણ સ્ત્રી, તો, પોતાનો નિભાવ ન જ કરી શકે. જે વાત મિ. પોલ. ભાર સહિત જણાવે છે, તેમા રૂ. ૬ થી ૧૨ ના માસિક પગારવાળા શિક્ષકોની શક્તિનું અનુમાન થઇ શકે તેવું છે.

મીસ મેયો હિંદના ગામડાના શિક્ષકનું ચિત્ર આપતાં તેને એક "શૂન્ય ઉદાસી અયોગ્ય વ્યકિત" તેમજ એક "ભીનો કામળો ઢળી પડયો હોય" તેવો, નિર્બળ છોકરાંઓ સમક્ષ હોવાનું આલેખે છે. પણ તેણીએ યાદ રાખવું જોઇએ કે, તે ગામડાના શિક્ષકનો માસિક પગાર મધર ઇંડિઆની એક ચોપડી ખરીદવા જેટલો પણ સાધારણ રીતે હોતો નથી. દર મહીને બે ડોલર, તમે આપો તો વીસ ડોલર, જેટલી હોશિયારીની આશા તમે ન જ રાખી શકો.*

મીસ મેયોની હિંદમાં કેળવણી વિષયની વાતોમાં તેણીનો રાજનીતિ પાઠ સમાએલો છે, કે જેનો આવિંર્ભાવ તેણી પોતે પ્રતિ-પક્ષતાઓ ભરેલા દાખલા આપી સ્પષ્ટ કરે છે. આવી જાતનો પહેલો દાખલો "એક મહાન વકીલના" પ્રકરણમાં તેણી આપે છે. તેની શરૂઆત "એક માનનીય હિંદુ ઉમરાવ"થી કરે છે. જેનું નામ તેણી આપતી નથી. અને જેના ઉપર તેણે પોતાના ગામને વ્યાધિઓ, ગંદકી અને અજ્ઞાનતાથી, પોતે ધારાશાસ્ત્રી હોઇ સારી સ્થિતિમાં હોવા છતાં, ભરપુર રાખ્યાના આક્ષેપો તેણીએ કર્યા છે. તેના પ્રતિપક્ષી રૂપે પંજાબના એક "મુસલમાન જાગીરદાર" કે જેણે પોતાના ગામડામાં ગણોતીઆ માટે ઘણું કર્યાનું તેણી લખે છે, પણ આટલું તો નિર્વિવાદ છે, કે તે જાગીરદારે મીસ મેયો પાસે આવું પ્રમાણપત્ર મેળવ્યું, તેનું મુખ્ય કારણ, તે જાગીરદાર સ્વરાજવાદી નથી, તેમજ સરકારની દરેક ખાતાં-ઓમાં હિંદુ તત્વ વધારવાની ! અણઘટતી ઉતાવળ વિરૂદ્ધ છે." તે છે. મીસ મેયોનો હિંદુસ્તાન આવવાનો મુખ્ય ઉદ્દેશ છે, તેમજ પુસ્તક

*ગ્રેટ બ્રિટનમાં કેળવાએલા શિક્ષકનો પગાર ઓછામાં ઓછો ૨૫૦ પાઉન્ડ પ્રતિવર્ષને માટે હોય છે. બીન કેળવાએલાનો ૧૪૫ પાઉન્ડ હોય છે. (લેબર વાર્ષિક પુસ્તક ૧૯૨૬ પા. ૨૭૩) સાધારણ શિક્ષકનો વાર્ષિક પગાર, અમેરિકામાં ૧૨૪૩ ડોલર કરતાં વધારે હોય છે. (અમેરિકન વાર્ષિક પુસ્તક ૧૯૨૫. પા. ૧૦૯૨).

લખવાનો ઉદ્દેશ ફરીથી એકવાર સિદ્ધ થાય છે. તેનું કારણ જે પરસ્પર વિરોધી ચિતારો તેણી આલેખે છે, તે, તેમજ અંગ્રેજી ડેપ્યુટિ કમિશ્નર પરની નીચે આપેલી પ્રસંશાની ચિઠ્ઠીથી તેનો ભાવ વ્યક્ત થાય છે.

"એક હિંદુ ગામડીઓ, પોતાની હજારો જરૂરિઆતો માટે, તેમજ ખરેખરી મદદ, સ્થિરતા અને ભાવ માટે, ફક્ત બ્રિટન પાસેજ તે મેળવવાની આશા રાખે છે. બીજો કોઇ નહિ, પણ અંગ્રેજ ડેપ્યુટિ, પ્રાંતિક કમિશ્નર જ, ગામડીઆને 'માબાપ'ની ગરજ સારે છે. તેમજ તેજ અંગ્રેજ ડેપ્યુટિ, પ્રાંતિક કમિશ્નરના ભેજાં પર અહોરાત્ર હિંદના ગામડીઆઓનાં દુઃખ મટાડવાની અને લાભ સાચવવાની ચિંતા રહ્યાં કરે છે."

## પ્રકરણ ૮.

## હિંદુ જ્ઞાતિ બંધારણ.

ઇતિહાસની દ્રષ્ટિએ વિચાર કરીએ તો વતમાન વર્ણાશ્રમ ધર્મ મધ્યકાલીન જ્ઞાતિ બંધારણનો અવશેષ છે. પ્રાચીન હિંદમાં જ્ઞાતિઓના બંધારણો બહુ સખત તેમજ બાધક ન હતા. બુદ્ધના વખતમાં અને પછીના સમયમાં જ્ઞાતિઓ અને ઉપજ્ઞાતિઓ વધી પડી, તેથી ધીમે ધીમે તેના નિયમોમાં સખ્તાઇ થતી ગઇ. પુર્વે ફક્ત ચાર જ્ઞાતિઓજ હતી. પછી ધંધા પરત્વે અનેક જાતિઓ ઉદ્ભવી, કે જેની સરખામણી મધ્યકાલીન ઇંગ્લાંડના વણીક—સમાજ સાથે થઇ શકે. એવા સંસ્થાપનોનો ઉદ્દેશ આધુનિક ચિંતકોના મતાનુસાર, કેન્દ્રદ્રષ્ટિથી એક બીજાની સહાયતા માટે તથા રક્ષા માટે વણીક સમાજ તરીકે ગણી શકાય, અને જેને "ટ્રેઇડ ગીલ્ડ" કહેતા હતા. આ સંસ્થાઓના આધાર પર ઇંગ્લાંડમાં જેને વર્તમાન કાળમાં "ગીલ્ડ સોસીઆલીસ્ટ"નું નામ આપવામાં આવ્યું છે, તેનો પ્રશંસનિય પ્રચાર થઇ રહ્યો છે.

શ્રીયુત પેન્ટી જેવા નેતાઓ આવી સંસ્થાને પુર્વકાલીવ "આનંદી ઇંગ્લાંડની" સંસ્થાની કક્ષાઓમાં મુકવા ધારે છે, અને તેને

"ઉત્તર કાલીન ઔદ્યોગીતા"નું ઉપનામ આપવા ધારે છે. હિંદુ જાતિઓના નિર્માણમાં, વર્ણ, વ્યાપાર, વીગેરે જુદી જુદી વાતોએ વાસ્તવીક રીતે કેટલો ભાગ ભજવ્યો તે વિષયમાં વિદ્વાનોમાં મતભેદો છે.

પંજાબના સેન્સર કમિશનર તેમજ પછીથી લેફ્ટેનન્ટ ગવર્નર સર ડેન્ઝીલ ઇબ્બટસને સેન્સસ રીપોર્ટમાં આ વિષયની વિતૃત મીમાંસા કરી છે, તેના વિચાર પ્રમાણે જાતિ નિર્માણના જુદા જુદા કારણો નીચે પ્રમાણે છે:—

કુળ સંબંધી ભિન્નતા, આરંભિક સમાજમાં સમાન રૂપ દેખાતી હતી; વ્યાપાર સંબંધી ભિન્નતા પેઢી દર પેઢી ચાલી આવતી હતી તેમજ "મધ્યકાલીન યુગમાં બધીજ જાતીઓમાં દેખાતી હતી." પુરોહિતો તેમજ રજપુતોની પ્રધાનતા અને હિંદુ ધર્મશાસ્ત્રના કૃત્રીમ નિયમો દ્વારા આ સિદ્ધાંતોનું સમર્થન, જે વિવાહો તથા અંતર જાતિય વિવાહોના નિશ્ચય કરતા હતા, કેટલાંક વેપારો એને ખાદ્ય પદાર્થોને અપવીત્ર બતાવતા હતા, તેમજ જુદી જુદી જાતીઓના સામાજીક સંબંધની સીમા બાંધતા હતા. ઇબ્બટસન કહે છે કે—"આ વાતોમાં સામાજીક તેમજ કુળ સંબંધી ઉચ્ચતાના ગર્વનો ઉમેરો કરીએ, કે જે મનુષ્યોનો કુદરતી સ્વભાવ છે, અને જેને લીધે એક પ્રજા આવા દુઃખદાયક અનુબંધોનુ સૈખ્ય કરે છે, અને જે ગૃહજીવનમાં તથા ભૌતિક દ્રષ્ટિથી ભાર રૂપ છે તેનું સૈખ્ય કરે, તો જ્ઞાતિપંધારણ કે જેમાં આટલી સખ્તાઇ છે, અને જે હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે તેમાં કાંઇપણ નવાઇ જેવું આપણને લાગશે નહીં.

મિ. નેસ્ફીલ્ડ, કે જેણે આ વિષયનો અભ્યાસ આગ્રા અને આઉધ દેશના સેન્સસ કમિશ્નર તરીકે કર્યો છે, તેના મત પ્રમાણે જ્ઞાતિઓનું વર્ગીકરણ ધંધાને આધારેજ છે. તેઓ કહે છે કે "ધંધા અને ધંધાનાજ પાયા પર હિંદુસ્તાનનું જ્ઞાતિબંધારણ થયું હતું," તેને મન "દરેક જ્ઞાતિ અથવા જ્ઞાતિઓના વર્ગો મનુષ્ય જાતિની ઔદ્યોગિક ઉન્નતિ, અને સ્થિતિમાં ઉત્તરોત્તર જાગૃતિ આપે, તેવાં

વિશ્રામ સ્થાનો છે; અને તે પણ ફક્ત હિંદુસ્થાનમાંજ નહી પણ, મુળ જંગલી અવસ્થામાંથી, જીંદગીની કળા અને ઔદ્યોગિક સભ્યતા તરફ પ્રગતી કરતા દુનિયાના દરેક દેશોમાં જણાય છે. દરેક જ્ઞાતિની ઉંચી અગર નીચી પદવી જેવી દૃશ્ય સ્થિતિ, તેવી જ્ઞાતિઓમાં રહેનારાં, પ્રગતીને માટે ગ્રહણ કરે છે, તેવી સ્થિતિના ઉચ્ચત્વ અગર નીચત્વ પર આધાર રાખે છે,

સેન્સસ (વસ્તિ પત્રક) કરનારા અધિકારીઓ પરથી આપણે ઇતિહાસકારો પર આવીએ.

હિંદુસ્તાનના ઇતિહાસ વેત્તા તેમજ શાસ્ત્ર વેત્તા મ૦ સેનાર્ટને હિંદુઓની વર્ણવ્યવસ્થામાં ફક્ત રોમ અને યુનાનના સમાજની સમાનતા દેખાય છે. રીસલેના મત અનુસાર, મ૦ સેનાર્ટનો એ સંબંધમાં એવો મત છે કે, 'જ્ઞાતિ, એ હિંદમાં પ્રાચીન આર્ય સંસ્થાઓની કુદરતી ઉન્નતી છે, કે જેણે હિંદુસ્તાનની સ્થિતિઓ સાથે અનુકુળ થવાનાં તરફડીયાં મારતાં આવું સ્વરૂપ લીધું છે.' સાધારણ રીતે સરખામણી કરવા સારૂ સેનાર્ટ હિંદુ અને પુર્વ કાળના યુનાનીઓ તથા રોમન લોકોની સામાજીક સંસ્થાના સંશોધન પર પોતાના મતનો આધાર રાખે છે. જ્ઞાતીઓનું અતિશય મળતાપણું ત્રણ આર્યિક વર્ગોમાં છે. જેવા કે 'રોમન જેન્સ કપુરીયા, યુનાનના, ફ્રેત્રીયા, ફુલી, તેમજ હિંદના ગૌત્ર એ ત્રણે પ્રકારની માનવ જાતીમાં અત્યન્ત સમાનતા બતાવતી હતી.'' તેઓશ્રી પ્રાચીન સાહિત્યના આધારથી એવું બતાવવા માંગે છે કે 'આર્ય પ્રજાની દરેક શાખામા, સાધારણ રીતરિવાજો, પુર્વકાળના સંસ્કૃત લેખો, તેમજ જાતિ બંધારણના મુખ્ય નિયમો જથા રૂપે છે.'' મિ. સેનાર્ટ એમ પણ બતાવે છે કે યુનાનના 'જેન્સેજ' રોમના 'જેન્સ' તથા હિંદના ગોત્રો'માં એટલી આશ્ચર્યજનક સમાનતા છે કે કોઇપણ પ્રકારથી આપણે એમ નજ કહી શકીએ કે જાતિ–ભેદ દ્રષ્ટિમાં રાખી લગ્ન કરવાની પ્રથા ફક્ત હિંદમાં જ છે. પ્લુટાર્કના લેખો પરથી આપણે જાણી શકીએ છીએ કે રોમન લોકો પોતાના

વંશની કન્યા સાથે વિવાહ કરતા ન હતા, તેમજ રોમના પ્રાચીન પુસ્તકોમાં જે વીરાંગનાઓના વર્ણનો આવે છે, તેમાં કોઇના નામ તેઓના પતિના ગોત્ર સાથે મળતાં આવતાં નથી. પોતાનાજ કુળમાં વિવાહ કરવાની પ્રથા હતી નહી એમ પણ નહોતું. યુનાનમાં ડીમોસથી નિસના સમયમાં 'ક્ષત્રીયા'ની સદસ્યતા તેજ કુળમાં જન્મ લેનારને માટે પરિમિત હતી. રોમમાં પ્લેબીઅન (નીચાં) કુળવાળા એજ કારણથી લાંબા વખત સુધી યુદ્ધમાં લાગી રહ્યા હતા, કે જેથી પેટ્રીસીઅન (ઉંચા) કુળવાળી સ્ત્રીઓ સાથે તેઓને લગ્ન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય. મિ. સેનાર્ટના મત પ્રમાણે પેટ્રીસીઅન કુળવાળા પોતાનાજ કુળમાં લગ્ન કરવાની પ્રથાનું રક્ષણ કરતા હતા; કારણકે યુનાનની જેમ રોમમાં પણ, સમાન કુળવાળી સ્ત્રીઓ સાથે વિવાહ કરવાનો મનુષ્યનો પ્રથમ હક સમજતા હતા; તો પણ નીચા કુળવાળાઓ, વિદેશીઓ, તેમજ છુટકારો પામેલા ગુલામોની સ્ત્રીઓ સાથે વિવાહ સંબંધ થઇ જતા હતા. તેના છોકરાંઓને, માતા–પિતાના ધર્મમાં ઘણો અંતર હોવાને સબબે, હિંદના રિવાજ પ્રમાણે, શુદ્રોની જેમ નીચા વર્ગના ગણવામાં આવતા હતા. મનુસ્મૃતિમાં લખ્યું છે કે શુદ્રોએ કરેલા પુજાનો સ્વીકાર દેવતાઓ કરતા નથી. રોમમાં પણ જેન્સ લોકો પુજાના સમયમાં કોઇપણ બહારની વ્યક્તિ આવે તો અપ્રસન્ન થતા હતા. પંજાબમાં જેવા 'ગોત–કનલ' એટલે કે સ્ત્રીને પતિનું એઠું ખવડાવી પતિના ગોત્ર સાથે મિલાવી દેવાની જે પ્રથા છે, તેવી રોમમાં 'કોનફરેશો'ની પ્રથા હતી. કોનફરેશોમાં સ્ત્રી પુરૂષ એકઠા મળી એકી સાથે એક પ્રકારની રોટી ખાતા હતા, તેથી તેઓનો એક જુદો વર્ગ થઇ જતો હતો.

મિસ્ટર સેનાર્ટને ભોજન વિગેરે સંબંધમાં પણ સમાનતા દેખાય છે. હિંદમાં જે તે પ્રમાણે, રોમમાં પણ પિતૃઓને પ્રતિદિન તર્પણ આપવાની પ્રથા હતી. હિંદુઓની શ્રાદ્ધની પ્રથા જેવી સમાન પ્રથા......કે જે એક કૌટુંબીક ભોજનનું ચિત્રમય સ્વરૂપ છે......તેવી

પ્રથા હતી યુનાન અને રોમમાં પણ હિંદમાં છે તે પ્રમાણે મૃત્યુ પછી ભોજન આપવાની પ્રથા હતી.' હિંદમાં જે પ્રમાણે ન્યાત બહાર મુકાયલાને ફરીથી ન્યાતમાં લેવાને માટે એક ભોજન આપવાનો રીવાજ છે, તેવોજ રીવાજ કેટલેક અંશે રોમન લોકોમાં પણ હતો એવું મ૦ સેનાર્ટનું મંતવ્ય છે. એ જમણમાં બહારના લોક ન આવી શકતા એટલુંજ નહીં પણ ચારિત્રહીન માણસને પણ ભાગ ન લેવા દેવામાં આવતો. ન્યાત બહાર રાખવાના તેમજ ન્યાત પંચાયતોના સંબંધમાં મિ. સેનાર્ટ લખે છે કે, 'પ્રાચીનકાળનાં હિંદમાં કોઇ દાસ પાસે પાણી ભરાવી તેમજ તે પાણી જમીન પર ઢોળી જેવી રીતે ન્યાત બહાર રાખવાની પ્રથા હતી, તેને મળતી પ્રથા રોમમાં ધાર્મિક, તેમજ સામાજીક બહિષ્કાર કરવાની હતી.' વર્તમાન સમયમાં પણ હિંદમાં 'હુક્કા પાણી બંધ કરવાનો' રીવાજ છે. એ રિવાજ રોમના પવિત્ર અગ્નિ-દ્વારા ન્યાત બહાર કરવાના રીવાજ સાથે મળતો આવે તેવો છે. બધા અધિકારો હાથમાં રાખવાની, હિંદની ન્યાત પંચાયતોની જેમ, યુનાન, રોમ, તેમજ પ્રાચીન જર્મનીમાં કૌટુંબિક સભાઓ હતી. રોમન જેન્સના મુખીઓ પણ કંઇક આવા પ્રકારનાજ અધિકારો ભોગવતા હતા. તે લોકો હિંદના ન્યાતના મુખીની જેમ અંદર અંદરના કજીઆઓ પતાવતા હતા, તેમજ તે ફેંસલાને સરકાર પણ કબુલ રાખતી હતી.

રીસલી સર એસ. ડીલરનું ટાંચણ આપતાં કહે છે કે તેઓના મત પ્રમાણે પૌર્વાત્ય જ્ઞાતિ બંધારણોમાં છે તે પ્રમાણે "રોમમાં પણ બધા ધંધાઓ વંશપરંપરાના હતા, એટલે કે બાપદાદાઓનો ધંધોજ લોકો કરતા. ટાઇબર પરનો પખાલી અગર તો સરહદપરનો ખ્યાલસી માંડીને રાજસભાસદ સુધી દરેક વંશપરંપરાથી ઉતરી આવેલા ધંધા કરનારા હતા." "નેવી કપુલરાઇ" એટલે વહાણવટીનો ધંધો અને તે દ્વારા દરિઆના માર્ગે માલની લાવજા કરનારા તેમજ પીસ્ટોરસ-રોટી પકાવનારાઓ, કે જેઓ આખા ઇટાલિને માટે રોટી પુરી પાડતા,

તેમજ પેકયુરાઇ અને સુરાઇ, ઢોરઢાંકરવાળા તેમજ ભૂંડ–સુવર–કુકકર વાળા, પણ ખાટકીને ગોસ માટે તેવો માલ વંશપરંપરાથી પુરો પાડતા. અને તેવી નીતિરીતિઓ હિંદુસ્તાનમાં જેટલી કુર અને સખત છે, તેટલીજ સખત હતી.........

દરેક જ્ઞાતિ પોતાના ધંધા સાથે જડાએલી હતી. અને તેઓની લગ્ન સંબંધી રીતિઓ એવી વિચિત્ર હતી, કે પોતાનીજ જ્ઞાતિમાં પરણવું પડતું. તેમજ જો કોઇપણ સ્ત્રી ન્યાત બહાર પરણે તો તેના ધણીને પોતાની બૈરીના ધંધામાં પડવું પડતું. અને તેવીજ જાહેર સેવા બજાવતા થઇ જતા. જ્ઞાતિઓની સખ્તાઇના ચિતારની કલ્પના નીચેના ફકરા પરથી બરાબર થઇ શકશે.

"જે માણસ આફ્રિકાથી ઓસ્ટ્રીયાના ભંડારમાં અનાજ લાવતો, જે ભઠીઆરો તેમાંથી રોટી પકાવતો, વેચતો, તેમજ જે ખાટકી 'સામનિયમ,' 'લ્દુકેનીઆ' અથવા તો 'બ્રુટીસમમાંથા' ડુકકરો લાવતો, દારૂ અને તેલ પુરાં પાડતા ભોજનાધિકારીઓ, જાહેર નહાવાના સ્થાનોની ભઠ્ઠી સળગાવનારાઓ, એ બધાઓ તેવો, વંશપરંપરાનો ધંધો કરવાને બંધાએલા હતા. સામાજીક ધંધાઓ માટે ગામડામાં દાસવૃત્તિ આવીજ નીતિઓને આધારે હતી, તેમાંથી છુટવાનાં બધાં દ્વારો બંધજ હતાં. પોતાના બાપનો ધંધો કરવા બંધાએલા હતા એટલુંજ નહિ, પણ માનો ધંધો કરવાને પણ બંધાએલા રહેવું પડતું. પોતાનાં સમાજનાં બંધારણની બહાર ભાગ્યે ન જ થઇ શકતાં. ભઠીઆરાની છોકરી જો બીજી જ્ઞાતિમાં પરણે તો જેની સાથે તેણી પરણે તેને, તેની સ્ત્રીના બાપનો ધંધોજ કરવો પડતો. આ દાસવૃત્તિ તોડવાને, રાજકીય અદાલતોમાંથી મેળવેલી છૂટ, અગર તો ધર્મ પ્રમાણે ધર્મ ગુરૂઓ પાસેથી મેળવેલી છૂટ પણ શકિતમાન ન હતી.

આજના જમાનામાં પણ કયો દેશ એવો છે કે જેમાં જ્ઞાતિઓ આગળ પડતો ભાગ નથી ભજવતી? યુરોપના ટીકાકારો પોતાની

આંખમાંનું બીલું જોઇ શકતા નથી, અને આપણી આંખમાંનો તલ જોઇ શકે છે. ધોળી ચામડી અન્યવર્ણના માણસો સાથે તેમજ ધોળા બ્રાહ્મણો, યુનાઇટેડ સ્ટેઇટ્સના નિગ્રો (કાળાઓ) તરફ જે વર્તન ચલાવે છે, તેનું વિવેચન આગળના પ્રકરણમાં કરીશું. અગર જો ભિન્ન વર્ણવાળા લોકોને આપણે બાતલ કરીએ, જો કે તેઓને બાતલ કરવામાં કંઇપણ ન્યાય જેવું છેજ નહિ, તો પણ, પૈસો અને ખાનદાની યુરોપના સમાજોમાં આગળ પડતો ભાગ નથી ભજવતી શું ? ધોળા બ્રાહ્મણો 'જ્ઞાતિઓને' 'વર્ગોનું'' ઉપનામ આપે છે, પણ ગમે તે નામાભિધાન રાખો તોપણ કુહાડી તે કુહાડીજ.

એ જમાનાના સમાજના 'વેપારી વર્ગો' તે પુરાતન હિંદુ સમાજની જ્ઞાતિઓની સંસ્થાઓ હતી. તેનાં સ્વરૂપો જુદાં જણાય છે, તેનું કારણ એજ છે, કે, વિકાસની સ્થિતિઓ ફરી છે. મુળ જાતિ વ્યવસ્થા અથવા તે મધ્યકાલીન સામંતવ્યવસ્થા, આ જમાનાની અર્થ શાસ્ત્રની વ્યવસ્થા સાથે બંધબેસતી આવે એમ નથી. જ્ઞાતિથી હિંદુ-સ્તાનમાં શિલ્પનું કર્મકારિત્વનું ઇંદ્રિયજ્ઞાન સંપૂર્ણતાએ પહોંચ્યું છે, કે જેવી વર્ગીય સંસ્થાઓ બીજા દેશોમાં બહોળા વિસ્તારમાં હોવા છતાં, કંઇપણ કરી શકતી નથી. બીજા દેશોમાં તેવી અધોગતિઓનું કારણ સમાજની અપરિવર્તનીય સ્થિતિ છે. આ સમાજના 'વર્ગો'ની સંસ્થાઓ સંપૂર્ણ નથી. તેમજ આ જમાનાના ચિંતકોનો મુળ પ્રશ્ન વર્ગ વર્ગના, અંદર અંદરના વિરોધોમાંથી, સુધરેલા નવીન સમાજને બચાવવાનો છે.

આ જમાનાના હિંદુસ્તાનના જ્ઞાતિ બંધારણો ખરેખર ગોળની ગણત્રીના પ્રમાદો છે. જમાનાઓનો એકઠો થએલો કચરો એકદમ સાફ નહિ થશે, કારણ પોતાનું ઘર, વ્યવસ્થિત કરવાને હિંદુસ્તાન સ્વતંત્ર નથી. યુગો થયાં જમાના જેમ ફરતા ગયા, તેમ જ્ઞાતિ બંધારણો પણ ફર્યાં. અને ફરીથી તેમાં બંધબેસતા આવે તેવા ફેરફારો નહિ કરવાને

કશું કારણ નથી. વૈદીક કાળનો કોઇપણ હિંદુ જો હિંદુસ્તાનના ઉત્તર કાલીન બૌદ્ધના સમયમાં આવી પડે તો, આ જમાનાની નવી અને ગુંચવણ ભરેલી સ્થિતિ જોઇને આકુળવ્યાકુળ થઇ જાય. રાજકારિ સ્વતંત્રવાળું હિંદ નિશ્ચે નવી વ્યવસ્થા કરવામાં જરાએ કાળ વ્યતીત નજ કરે. તેથી આ જમાનાની જ્ઞાતિઓથી કંઇજ ફાયદો નથી, એટલુંજ નહિ, પણ તેથી થતાં નુકસાનનો સ્વરિત નાદ વધતોજ જાય છે. તે સામે પોકાર કરવો ઉચિત છે.

એમ કહેવામાં આવે છે કે, હિંદુઓ જ્ઞાતિબંધારણોથી કચડાઇ રહેલા છે. અને તેથી પ્રજાપ્રભુત્વવાળું તંત્ર ચલાવવા નાલાયક છે. તેમ કહેનારા ભુલી જાય છે, કે પ્રાચીનકાળના હિંદુઓમાં, રોમ અને આથેન્સ જેટલું પ્રજાપ્રભુત્વ હતુંજ.

પાશ્ચાત્ય લોકો જાપાનને એવુંજ કહેતા હતા. થોડા કાળ પુર્વના ઇશ્વરદત્ત બક્ષીસવાળા લેખક લેકફેડીઓ હેરને નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"જ્ઞાતિઓમાં પણ વિભાગો હતા. જેવા કે "કાબાને અથવા સેઇ" (હું "જ્ઞાતિઓ" શબ્દ ડૉ. ફ્લોરેન્સ કે જેઓ પ્રાચીન જાપાન સભ્યતા વિષેના આધારભુત લેખક છે, તેમજ જેણે "સેઇ"નો અર્થ સંસ્કૃતના "વર્ણ" અથવા તો "જ્ઞાતિ, કે રંગ" જેવો કર્યો છે, તે આધારે તેવો અર્થ કરું છું). દરેક કુટુંબના જાપાનના સમાજના ત્રણ મોટા વિભાગો, કોઇ નહિ તો કોઇ જાતિના વિભાગો હતા; અને પુર્વે દરેક જ્ઞાતિના લોકો જે ધંધો કરતા તેનાથી તેઓ ઓળખાતા હતા."

મી. હેરન કહે છે, કે લોકોના એવા મોટા મોટા વર્ગો હતા, કે જેઓ "મનુષ્ય કરતાં નીચી પંક્તિના" ગણાતાઃ—

"સામાન્ય જનસમાજના ત્રણ વર્ગની બહારના અને દુઃખદ રીતે તેઓમાંથી નીચી પંક્તિના એવા મોટા વર્ગો હતા, કે જેઓ જાપાની તરીકે ગણાતા નહિ, એટલુંજ નહિ, પણ મનુષ્ય જાતિમાં તેઓની ગણતરી થતીજ નહિ. જાતિત્વપણામાં તેઓની સરકારી તરફથી "ઢોર" તરીકે ગણતરી થતી. અને ઢોરોની ગણતરી જેવા અંકોથી

થતી, તેવા "ઇમીકી, નાહિકી, સામ્બીકી," વગેરે અંકોથી તેઓની ગણતરી થતી. આ જમાનામાં પણ તેઓની ગણતરી; સાધારણ રીતે મનુષ્યો, જાપાની ભાષામાં કહીએ તો 'હીટોથી,' થતી નથી, પણ વસ્તુઓ, જાપાની ભાષામાં "મોનો"થી થાય છે. અંગ્રેજી વાંચક વર્ગને (જેની પ્રતિસ્પર્ધા થઇ ન શકે તેવી "જાપાનની જુની વાતો" જે મી. મીટફોર્ડે લખી છે) તેઓનું ઓળખાણ "ઇટા"ના નામથી થાય છે, કે જે ઉપનામો ધંધા પરત્વે ફરે પણ છે. તેઓ નીચ વર્ણની ગણતરીમાં હતા."

અમને કહેવામાં આવ્યું છે કે "ઇટા" નામના લોકો ખાસ કરીને પરાંઓ અગર શહેરની પાડોશમાં નહિ, પણ પોતાનાં જુદાં સંસ્થાનોમાં રહેતા. તેઓ પોતાનો માલ વેચવા શહેરમાં આવી શકતા, અથવા તો ખરીદી કરવા આવી શકતા. પણ મોચી સિવાય કોઇની દુકાનમાં દાખલ થઇ ન શકતા, ગવૈયાઓ તરીકે તેઓ શહેરમાં રહી શકતા, પણ ઘરમાં તો દાખલ ન જ કરતા. તેથી તેઓનું વાજીંત્ર, કાંતો રસ્તા પર કે બગીચાઓમાંજ તેઓ વગાડતા. બાપદાદાથી ઉતરી આવેલા ધંધા સિવાય બીજો કોઇપણ ધંધો કરવાની સખત મનાઇ હતી. વેપારી વર્ગોમાંના નીચામાં નીચા અને "ઇટા"ના ઉપનામથી ઓળખાતા મનુષ્યો વચ્ચે અને હિંદુસ્તાના જ્ઞાતિ રિવાજોથી ચાલતા આવેલા અનુયાયીઓમાં, દરેક પરત્વે જેટલું અંતર છે, તેટલુંજ તેઓમાં પણ હતું. યુરોપના કોઇપણ શહેરની દિવાલો અને દરવાજાથી "ઘેટો" (રોમમાં યાહુદીઓનું રહેઠાણ)ને ને જેટલું અંતર છે, તેટલું અંતર જ્ઞાતિઓના પક્ષપાતને લીધે "ઇટા" લોકોના સંસ્થાનો અને જાપાનના શહેરને અંતર છે. સરકારના કામ સારૂ કોઇપણ અધિકારીને "ઇટા"ના સંસ્થાનમાં જવું પડે તે સિવાય કોઇપણ જાપાનનો મનુષ્ય તેવા સંસ્થાનમાં જવાનો સ્વપ્ને પણ ખ્યાલ કરતો નથી."

"ઇટા" લોકો અને પછીથી "નીચ વર્ણના" અને જાપાની ભાષામાં "હીનીન" એટલે "મનુષ્ય જાતના નહિ" એવો અર્થ છે. આ ઉપનામમાં ભીખનો ધંધો કરનારા ચારણો, નટો, અમુક વર્ગની વેસ્યાઓ, તેમજ સમાજે બહિષ્કાર કરેલા એવા મનુષ્યોનો સમાવેશ થાય છે. હાનીન જાતના લોકોમાં પોતાના સરદારો અને પોતાના કાયદાઓ હોય છે. જાપાનની જ્ઞાતિમાંથી જે મનુષ્યનો બહિષ્કાર થાય તે હિનીનમાં ભળી શકે, અને તેમાં ભળ્યો કે મનુષ્ય વર્ગમાંથી તે બાતલ થઇ જાય છે." જ્ઞાતિઓથી જકડાએલો દેશ જાપાન શું પ્રજા પ્રભુત્વવાળા શાસન તંત્રમાં આગળ વધવા લાયક હતો ? હેરન કહે છે કે:—

"જાપાનના લોકોની વ્યવસ્થાપક તરીકે અદ્દભુત શકિતને માટે તેમજ પ્રજાપ્રતિનિધિત્વના તેઓના ભાવ વિષે જેઓ લખે છે, તથા તે ગુણો હોવાથી પાશ્ચાત્ય દેશોના જેવું રાજતંત્ર ચલાવવાની કુદરતી લાયકાત પુરાવા રૂપે, તેઓની ગણે છે, તેઓ ખરી વાતને બદલે બહારના દેખાવથી ભુલ ખાય છે. સત્ય વાત તો એ છે, કે જ્ઞાતિ વ્યવસ્થા કરવાની જાપાનીઓની અદ્દભુત શકિત, તેઓને પ્રજા પ્રભુત્વ વાળું શાસન તંત્ર ચલાવવા માટે, તેઓની તદ્દન નાલાયકી પુરવાર કરે છે. ઉપર ટપકે જાપાનીઓની સમાજ વ્યવસ્થા અને આધુનિક અમેરિકાનું સ્થનિક સ્વરાજ, અથવા તો અંગ્રેજ સંસ્થાનોના અર્થમાં બહુ ફરક જણાતો નથી. જાપાનની જ્ઞાતિઓના સંપુર્ણ આત્મનિયમનને, આપણે ન્યાયપુર્વક વખાણી શકીએ, પણ બંને વચ્ચે ખરો તફાવત તો એટલો બધો બહોળો છે કે, જેનું માપ હજારો વર્ષથી કરી શકાય."

હેરનની ઉદાસીન આગાહીઓ છતાં, બધી જ્ઞાતિઓ અને જાતિ ભેદો જાપાનમાં નષ્ટ થયાં છે. કારણ ત્યાંની સરકારે તે બાબતમાં લોકોને સહાનુભૂતિ આપી, અને તેની સત્તાના પ્રભાવે કરી, દરેક ભેદ અને વિભાગોનો નાશ કરાયો છે. આવાં બંધારણો જાપાને ઉથલાવી

નાખ્યાં છે. તેનું કારણુ રાજદ્વારિ તેમજ આર્થિક સ્વાતંત્ર્ય છે. હિંદુસ્તાન સ્વતંત્ર હતે, તો તે પણુ તેવું જકરતે.

હિંદુસ્તાનના સુધારકો નિર્બળ હોવાનું કારણુ તેઓની લઘુમતિ છે, તેમજ અજ્ઞાનતા, પક્ષપાત અને રાજ્યની કંઇપણુ મદદ સિવાય તેઓને ઝઝુમવું પડે છે. સત્ય રીતે કહીએ તો પરદેશી રાજ્યે નવી યુક્તિ લડાવવા માંડી છે. અને પ્રાચીન બંધારણો કાયમ રાખી પોતાનો અંદરનો હેતુ પાર પાડી રહી છે. લશ્કરમાં ભરતી, ફક્ત 'લશ્કરી જ્ઞાતિમાંથી"જ થઇ શકે છે. ભરતી કરનારો અધિકારી દરેક માણુસ, જે કસોટીમાંથી લાયક જણાય, તેને લશ્કરમાં દાખલ નજ કરી શકે. તે લશ્કરીજ્ઞાતિ"માંથી ઉતરી આવેલો હોવો જોઇએ, કે જે અજ્ઞાન હોવાથી વધારે રાજભક્ત, બીજી જ્ઞાતિ કરતાં રહે. જમીનની ખરીદી કરવાનો હક્ક પણુ જ્ઞાતિબંધારણુને અનુસરી રાખ્યો છે. પંજાબમાં લેન્ડ એક્વીઝીશન એક્ટ એટલે જમીન મેળવવાનો કાયદો છે. તેને બંધબેસતી જ્ઞાતિઓનું ટીપ્પણુ સરકાર પાસે છે. તે વર્ગને સરકાર તરફથી "ખેડુત વર્ગ" એવું ઉપનામ અપાયું છે. જે લોકો ખરા ખેડુતો નથી અને ઘણી પેઢીઓ થયાં વેપાર ધંધો અગર તો રાજા રજવાડાની નોકરી કરતા થયા છે, તેઓ પણુ આ કાયદાની રૂએ અને આ વર્ગીકરણુથી જમીન મેળવવાને હકદાર થાય છે. આવી વિચિત્રતા હિંદુ જ્ઞાતિબંધારણુને લીધે ઉભી થતી નથી, પણુ સરકારની નીતિને લીધે થાય છે. અને સરકાર "ખેડુત અને લશ્કરી તેમજ "બીન લશ્કરી અને બીન ખેડુત" વર્ગોને એક બીજા સાથે પ્રતિસ્પર્ધા કરાવી એક નવો વર્ગ "રાજભક્તોનો" ઉભો કરે છે.

અંગ્રેજ સરકાર અગર તો ક્રિશ્ચિયન ધર્મના પાદરીઓ, તેમજ બીજા કોઇપણુ જેઓ હિંદુ જ્ઞાતિઓથી થતાં દુઃખો ટાળવાના પ્રયત્નો કરે છે, તેઓ હવામાં કિલ્લા બાંધે છે. પરદેશી રાજ્યકર્તાઓ પોતાનો હેતુ પાર પાડવા સારૂ કંઇક જુદી જાતનું પુર્વદેશીયપણું જ્ઞાતિઓને

આપી રહ્યા છે, અને ફક્ત ઉપર ટપકે જોનારાજ એમ માને છે, કે "ક્રિશ્ચિયન ધર્મેજ નીચ વર્ગના લોકોનો છુટકારો કર્યો છે. ખરી વાત તો એ છે, કે હિંદુસ્તાનમાં ક્રિશ્ચિયન ધર્મજ તેવી રીતે જોનારા કરતાં ઉપર ચોટીઓ છે. ધર્મના પાદરીઓ જેઓ પોતાના પાલન માટે પોતાના દેશપર આધાર રાખે છે, તેઓ ખરા કર્તવ્યથી ચલી જઇ, ખોટા આંકડાઓથી સારૂં પરિણામ બતાવવા મથે છે.

હિંદુસ્તાનમાં જ્ઞાતિબંધારણ ફક્ત હિંદુઓમાંજ છે, એમ નથી. વંશપરંપરાથી ઉતરી આવેલા ધંધાને આધારે ઘડાએલા ઉદ્યોગી સમાજપર ઇસ્લામની કંઇ અસર થતી નથી. મુસલમાન કે જેમાં, અસ્પૃશ્યતા જેવું કાંઇ નથી. તો પણ તે કોમમાં જ્ઞાતિ સારા પ્રમાણમાં ભાવ ભજવે છે. ક્રિશ્ચિયન ધર્મથી તો એટલું પણ નથી થઇ શક્યું. આ પછીના પ્રકરણમાં આપણે જોઇશું, કે જ્ઞાતિ અને અસ્પૃશ્યતા પારકા ધર્મનું અવલંબન કરનારાઓ પર કાંઇ અસર કરી શકતી નથી.

હિંદુસ્તાનની રાજદ્વારિ સ્વતંત્રતામાંજ આશાનાં કિરણો સમાયલાં છે. અને તેમાં રહેલાં તત્વોથીજ જાપાન સુધારો કર્યે જાય છે, અને હિંદુસ્તાન પણ નવો સુધારો દાખલ કરી શકશે. તેવા દિવસનો ઉદ્ભવ થાય, ત્યાં સુધી વિઘ્નો દુર કરવાને આપણાથી બની શકે તેટલું આપણે કર્યા કરવાનું છે. આટલી તો આપણને ખબરજ છે, કે આપણા અનહદ પ્રયાસોનું પરિણામ ધાર્યા પ્રમાણે તો નહિજ આવે.

## પ્રકરણ ૯.

## અસ્પૃશ્યો—તેના મિત્રો અને તેને લુટનારાઓ.

મીસ મેયોએ કેટલાંક પ્રકરણો અસ્પૃશ્યતા પર લખ્યાં છે. તે પ્રકરણોનું મુખ્ય કારણ હિંદમાં અસ્પૃશ્યતાના અસ્તિત્વ વિષે છે. સાચેજ હિંદુસ્તાનમાં અસ્પૃશ્યતા છે, પણ જો મીસ મેયો સત્યને વળગી રહે તો તેની નીતિમાં ફેર પડી જાય. તેણીનાં રંગીન–પત્રકારિત્વ તરીકેના

શિક્ષણને લીધે તેમજ કાલ્પનિક નાટય પ્રવેશોમાં આનંદ લેવાનું તેણીનું માનસ તેણીને જંગલી અતિશયોક્તિ, તેમજ અસંગત ઘટનાઓ તરફ ઘસડી જાય છે. તેણીનાં ચિત્રોમાં મૂળ સ્વરૂપ કરતાં છાયાનો આવિર્ભાવ વિશેષ છે. તેમાંની ધવલ છાયા, જેવી કે હિંદુ સુધારકોની અસ્પૃશ્યતામાં સુધારો કરવાની ધગશ; તેમજ તેઓનો ઉદ્ધાર કરવાના પ્રયત્નોનો તેણીના ચિત્રમાં અભાવજ છે. હિંદુ સુધારકોને તેમના કામ માટે શાબાશી આપવા માટે તેણી તદ્દન શુન્ય હૃદયી છે. નિર્વ્યાજ રીતે તેણી એમજ માને છે કે ખ્રીસ્તિ ધર્મના પ્રતિપાદનથીજ અસ્પૃશ્યો તેમજ નીચ વર્ગોનો ઉદ્ધાર થશે. ઉચ્ચ જ્ઞાતિઓથી થતાં દુઃખમાંથી બચાવવામાં ફક્ત અંગ્રેજ સરકારજ અસ્પૃશ્યો સાથે સહકાર કરે છે, એવો ચિતાર તેણી આપણી સમક્ષ રજુ કરે છે તેણીની ચોપડીમાં તેમજ બીજે ઠેકાણે પણ તેણીના અહેવાલોમાં કેટલુંક સાચું અને કેટલુંક જુઠું સમાયલું હોય છે. તેમાં પણ કેટલુંક એવું ભયંકર જુઠાણું હોય છે કે, જે સાચામાં ખપી જાય. દાખલા તરીકે ૧૫૨ મે પાને કરેલો તેણીનો એકરાર લ્યો. તેણી આપણને એમ મનાવવાને મથે છે, કે અસ્પૃશ્યોમાંના જેઓ ખ્રીસ્તિ થાય, તેઓની "જ્ઞાતિ અંધારપમાંથી" મુક્તિ થએલી સમજવી. અરેરે!' તેઓની મુક્તિ નથીજ થતી. માઇસોરના ગણતરીના રિપોર્ટમાં મી. વી. એન. આયંગરે આપેલી નીચેની ટીકા, મદ્રાસ ઇલાકા તથા માઇસોરને લાગુ પડે છે. મી. આયંગર કહે છે કેઃ—

"હિંદુઓમાં રોમન કેથોલિકનો ધર્મ જલદીથી ફેલાઇ શકે છે. કારણકે તેમાં હિંદની જ્ઞાતિભાવના તથા સામાજીક પ્રથાઓ ચાલુ રાખી શકાય છે. તેવી ભાવનાઓ તથા સમાજ પ્રથાઓની હિંદુ તરીકે રહેવામાં ઘણીજ અગત્યની છે. વરતીની ગણતરીના અંગે થતી તપાસમાં ઘણા રોમન ધર્મના ખ્રીસ્તિઓનાં કુટુંબો મળ્યા છે, કે જેઓ ખ્રીસ્તિ થયાં પહેલાંના, ઘણા હિંદુ–રીતરિવાજોનું પાલન કરે છે, ઉત્સવો તેમજ લગ્નના પ્રસંગોમાં ખ્રીસ્ત થયા પછી પણ તેઓ 'કાલાસમની' પૂજા કરે છે, બ્રાહ્મણ જોષી તથા પુરોહિતને બોલાવે છે.

હિંદુધર્મને લગતાં છાપાં તિલકો પણ કરે છે, તેમજ તેઓના પુર્વના અન્ય જ્ઞાતિ બંધુઓ સાથે તકરાર ન થાય, અને તેઓના સંસર્ગમાં ઠીક ઠીક રહી શકાય, તેથી ઘણી બીજી માન્યતાઓનું અવલંબન કરે છે."

વસ્તી ગણુતરીના સન ૧૯૧૧ ના રિપોર્ટમાં નીચે પ્રમાણે છે:— "ઉદાર વિચારથી કહીએ, તો કેથોલિક ધર્મ, જ્ઞાતિઓ સહન કરી શકે છે. જ્યારે પ્રોટેસ્ટંટ ધર્મ જ્ઞાતિના વિચારને ધુતકારે છે."* તેજ રિપોર્ટમાં એક રોમન કેથોલિક પાદરી પણ નીચે પ્રમાણે કહે છે.— કે "દક્ષિણ હિંદુસ્તાનના ખ્રીસ્તિ સમુદાયોમાં ખ્રીસ્તિ નામ પાડવામાં તથા તે ધર્મને ભેટવામાં પોતાની જ્ઞાતિ અગર તો દેશીયતનો ત્યાગ નિયમિત રીતે કરવાની જરૂર રહેતી નથી. ખ્રીસ્તિ ધર્મને ભેટેલા ઘણાખરા એવાજ હોય છે. (એટલે કે કુદરતી રીતે અને મુલકી રીતે તો તેઓ પોતાની જ્ઞાતિમાંનાજ રહે છે) તેમજ જ્ઞાતિનો દરજ્જો અને ખાનદાની તો તેઓની જ્ઞાતિના તેજ રહે છે. સન ૧૯૨૧ માં બધા ખ્રીસ્તિ ધર્મના અનુયાયીઓનો સરવાળો કે જેમાંના યુરોપીઅનો, એંગ્લોઇંડિઅનો' બ્રિટીશ હિંદમાં કુલે ૪૭,૫૪,૦૬૪ હતા, કે જેમાંના ૩૦ લાખ દક્ષિણ હિંદ અને મદ્રાસ ઇલાકામાંના હતા. આખા હિંદુ- સ્તાનમાં રોમન કેથોલિક ધર્મના અનુયાયીઓ ૧૮,૨૩,૦૭૯ હતા. તે ઉપરાંત સીરિયાના ખ્રીસ્તિઓ અને બીજી જાતના હતા, કે જેઓ જ્ઞાતિ બંધારણમાં માનનારા હતા. જુદી જુદી જાતના ક્રિશ્ચિયનોને માટે દક્ષિણ હિંદમાં રોમન કેથોલિક દેવળોમાં જુદી બેઠકો નિયત કરવામાં આવતી."

અંગ્રજ સરકારના ઉપર મીસ મેયો જે પ્રશંસાઓનો વરસાદ વરસાવે છે, અને સરકાર દલિત કોમો માટે ઘણી લાગણીવાળું વલણ ધરાવતી હોવાનો જે દાવો કરે છે, તે વાત તથ્યોથી પુરવાર થઇ શકતી નથી. મીસ મેયો જે ઉલ્લેખો? કરે છે, અને જેમાં

ઉચ્ચી જ્ઞાતિના હિંદુઓ દલીત કોમ તરફ લાગણી રાખતા થએલા હોવાનું તેણી જણાવે છે, તેમાં સાથે સાથે એવી વ્યંગોક્તિ તેણીએ કરી છે, કે દયાને ખાતર નહિ, પણ રાજદ્વારિ કારણોને અવલંબી દલીત કોમોને તિરસ્કૃત કરવાથી પોતાને ભય આવી પડશે, એવી બીક છે, તેથી અસ્પૃશ્યોની ચિંતા તેઓ રાખતા થયા છે. અગર જો રાજદ્વારિ હેતુઓને લીધે હિંદુઓનો અમુક ભાગ તે તરફ દોરાયો જતો હોય, તો પણ તેવાનું પરિપાલન પરદેશી રાજકર્તા તરફથી કોઇવાર પ્રેમ, તિરસ્કાર અથવા તો પક્ષપાતથીજ થાય છે. પરદેશી રાજકર્તાઓને લાગણી બતાવવાનું અસ્પૃશ્યોનું સ્થાન, થોડા વખતથી હાથ લાગ્યું છે. રાજ સત્તાને અસ્પૃશ્યતા રૂપી હથિયાર હિંદુઓની સ્વરાજ માટેની મહત્વકાંક્ષાઓ સામે વાપરવાની સામગ્રી હમણાં હમણાં પડી છે. પ્રજા સત્તાક રાજ્ય સ્થાપિત કરવાના હિંદુઓના હક્કો સામે, અસ્પૃસ્યતાના અસ્તિત્વનો વાદ, રદીયા રૂપે ઝટ આપાય છે. અસ્પૃશ્યોને નામે ધારા-ધડનારી સભાઓમાં પોતાના (સરકારી) સભ્યોને માટે બેઠકો રક્ષીત રાખવાનો ઠીક લાગ તેઓને મળે છે, મુખ્ય ઉદ્દેશ છે. અસ્પૃસ્યોને મતાધિકાર આપવો સરકારને માટે ઘણું જોખમ ભરેલું છે, પણ ધારાસભામાં તેઓના માબાપ તરીકે હોવાનો દાવો કરી, પોતાની તરફેણમાં સભ્યોનાં મતો વધારવાનો લાગ સરકાર મેળવી શકે છે.

પરદેશી રાજકર્તાઓ દલીત કોમ માટેની દીલસોજીનું સ્વરૂપ એવું કરાયું છે. કે જેને લીધે તેઓની સંખ્યામાં સ્વેચ્છાએ સરકારે વધારો કર્યો છે. તે ગણતરી કરનાર કમિસ્નરની વાત આપણે જાણીએ છીએ, કે જેણે એક કલમને ગોદે અને પોતાની મરજી અનુસાર અસ્પૃશ્યથી જુદા વર્ગના હિંદુ લોકોને પણ "જાતની" કક્ષામાં મુકી દીધા છે. તેવી વિચિત્રતા ભરેલી રીત અસ્પૃશ્યોનો આંકડો આપવામાં પણ જણાય છે. પણ આ દેખીતી વિચિત્રતાની પાછળ રાજદ્વારિ હેતુ તેમજ નીતિ રહેલી છે. કેળવણીના પંચવાર્ષિક રિપોર્ટમાં પહેલીજ વાર

સરકારે સન ૧૯૧૭ માં અસ્પૃશ્યોની સંખ્યા આપવા પ્રયત્ન કર્યો હતો.* કેળવણીના પંચ વાર્ષિક રિપોર્ટમાં દલીત કોમની સમગ્ર સંખ્યાનો સરવાળો ૩૧૦,૦૦૦૦૦ નો છે. અથવા તો "બ્રિટીશ હિંદમાંના હિંદુ અને બીજા વર્ગોના ૧૯ ટકા છે." ત્યારપછીથી તે સંખ્યાનો આંકડો ઘણો વધ્યો છે. અને સન ૧૯૨૧ ના આંકડાનો સરવાળો એકંદરે ૫૨.૭ મીલીઅન (દક્ષલક્ષ) છે. આ આંકડામાં કેટલીક એવી જાતિઓનો સમાવેશ થઇ જાય છે, કે જે અસ્પૃશ્ય નથી. તેનું કારણ એ છે, કે "એક ભાગમાં જે અસ્પૃશ્ય અગર તો દલીત તરીકે ગણાય છે, તે બીજા ભાગમાં તેવા ગણાતા નથી. પણ ગણતરી કરનાર કમિશ્નરની અટકળ એવી છે, કે તેઓ આસરે ૫૦ થી ૬૦ મીલીઅન એટલે પાંચથી ૭ કરોડ હોવો જોઇએ. અમે અમારી અટકળ પણ આપવાની ધૃષ્ટતા કરીએ. સર હેન્રી શાર્પના કેળવણીના રિપોર્ટમા બ્રિટીશ ઇંડિઆમાં એકંદર દલીત કોમનો આંકડો તેમણે ૩૧૦,૦૦૦૦૦ આપ્યો છે. ઉપરનો આંકડો બતાવતાં પત્રકમાં, મુળ વતનીઓની સંખ્યા ૧ કરોડની બતાવી છે. અને ગુના કરતી ટોળીઓની સંખ્યા પાંચ લાખની બતાવી છે. કેટલીક સગવડ ખાતર તેમજ તેવી કોમોના ભલાના ઇરાદાથી એ ત્રણેની ગણતરી જુદી જુદી થતી હતી. પણ જો તમારે સારો મોટો આંકડો જોઇએ તો એ ત્રણેના સરવાળાથી ન થઇ શકે શું ! આ સહેલી રીતથી બ્રિટીશ ઇંડિઆમાં તમને તેઓનો સાનટો આંકડો ૪૨૦,૦૦૦૦૦ નો મળી શકે એટલે ખરૂં કહીએ તો આખા હિંદને માટે ૫૨૦,૦૦૦૦૦ નો આંકડો થાય. સન ૧૯૨૧ ની સેન્સસ ગણતરી કરનાર કમિશ્નરની અસ્પૃશ્યોની ગણતરી કરવાની "સંકુચિત" અંદાજની રીત શું આવી સાદી હતી ?

મી. કોટમેન, જેઓ હિંદુસ્તાનની સરકારનો વાર્ષિક રિપોર્ટ તૈયાર કરે છે, તેઓ મોટા આંકડાનો સ્વીકાર કરી, સાદી રીત પકડે છે. તે આખા રિપોર્ટમાં અસ્પૃશ્યો ૬ કરોડ હોવાનુંજ ચિતરી કાઢે

છે. મીસ મેયો તેથી પણ આગળ વધી પોતાના પુસ્તકમાં **બ્રિટીશ ઈંડિઆમાં** ૬ કરોડ અસ્પૃશ્યો છે, એમજ કહે છે. સરકારી આંકડો ૫૫૩,૦૦૦૦૦ થી ૬ કરોડની વચ્ચેનો બ્રિટીશ ઇંડિઆ તથા રાજા રજવાડાના મુલકો મળીને થાય છે. મીસ મેયો જાણી બુજીને હોશિયારીથી સામાન્યોક્તિ કરવા સારૂ આંકડાઓ પર હસ્તવ્યાપાર કરે છે.

સન ૧૯૧૭ માં એટલે નવા સુધારાઓ દાખલ થયા તે પહેલાં અસ્પૃશ્યોની રાજદ્વારિ ઉપયોગિતાની કિંમત સરકારે આંકી હતી નહિ, અને તેથી તેઓના પાલનનો દંભ નહોતી કરતી.

જોડીઆ પ્રાંતોમાં દલીત કોમની કહેવાતી કુલ સંખ્યા ૮૩,૬૪,૫૪૨ માંથી નિશાળે જતા માણસોની સંખ્યા ૧૦,૯૨૪ હતી. એટલે ૮૦૦ માં ૧ની હતી. પંજાબમાં ૨૦,૦૦૦૦૦ (૨૧૦૭૫૯૩) ઉપરની વસ્તીમાંથી ૩૪૫૩ નિશાળે જનારા હતા. મધ્ય પ્રાંતમાં કુલે ૩૦,૦૦૦૦૦ માંથી ૨૬૬૬૮ નિશાળે જનારા હતા, ફક્ત મદ્રાસમાંજ કુલ વસ્તી ૫૬૮૬૩૪૨ ની વસ્તીમાંનો એક પંચમાંશ ભાગ નિશાળે જનારો હતો. આ આંકડાઓમાં ખ્રીસ્તિ ધર્મના અનુયાયીઓનો ઘણું કરી સમાવેશ થઇ જાય છે. બંગાળામાં કુલ ૬૭૪૨૯૧૩ ની વસ્તીમાંથી ૮૧૦૦૦ નિશાળે જનારા હતા. મુંબઇમાં કુલે ૧૬,૩૫,૮૯૬ માંથી આસરે ૩૦,૫,૬૮ નિશાળે જનારા હતા. બિહાર અને ઓરિસામાં કુલે ૧૨,૩૬,૩૦૦ માંથી ૧૯,૮૪૧ નિશાળે જનારા હતા, સન ૧૯૧૭માં આ વર્ગના માણસોને કેળવણી આપવા માટે જે ઉપાયો લેવામાં આવ્યા હતા, તે વિષેનો આખો ફકરો વાંચવાથી રસ પડે તેમ છે.

નોંધ લેવા જેવી વાત તો એ છે કે, મીસ મેયો આ ક્ષેત્રમાં ક્રિશ્ચિયન પાદરીઓના પ્રયત્નો જણાવે છે, અને હિંદુ કર્તાઓમાં ફક્ત સર્વન્ટ ઓફ ઇંડિઆ' સોસાયટીનું નામ જણાવે છે. આર્યસમાજનું તો તેમાં નામ પણ નથી.

જુદાજુદા કર્તૃત્વથી દલીત કોમો માટે થતા પ્રયત્નો વિષે પંચવાર્ષિક રિપોર્ટ* ટુંકમાં નીચે પ્રમાણે છે.

"એ પ્રશ્નની ખાસ મહત્તા મદ્રાસમાં કે જ્યાં પારીયાર્સ, પાલ્લાસ, માલાસ, મડીગાસ, હોલાયાસ અને બીજા પાંચામાસના મોટા વર્ગમાંના વર્ગો છે. રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ પાદરીઓ ઉપર જણાવેલા વર્ગોમાં ઘણો પરિશ્રમ લે છે, અને ઘણા વિધર્મીઓ બનાવ્યા છે. સરકારી ખાતાંઓની નિશાળો વધી છે અને દલીત વર્ગનાં હિંદુઓના મિશનો (ધર્મ ફેલાવનારાં મંડળો)માં પણ તે વર્ગો વધારે, રસ લેતા થયા છે. પાંચામાસના છોકરાંઓની નિશાળે જતી સંખ્યામાં વધારો થયો છે. અને નિશાળીઆઓ ૯૨૧૬૦ માંથી વધીને ૧૨૦૬૦૭ થયા છે. ખાસ નિશાળોનાં ખર્ચનો સરવાળો ૬.૦૮ થી વધીને ૮.૭૪ લાખ થયો છે, કે જેમાં સરકાર તરફથી ૪.૮ નો ફાળો અપાય છે. મુંબઇમાં ૫૭૬ ખાસ શાળાઓ તથા વર્ગો છે. જેમાંથી ૨૧૧ સ્થાનિક મંડળ નિભાવે છે. ૮૫ શહેરી સંસ્થા અને ૨૮૦ શાળાઓ ખાનગી યોજનાને આધારે નિભે છે. પાછળ જણાવેલી ૨૮૦ શાળાઓ ખ્રીસ્તિ મિશનો, ખાસ કરીને ચલાવે છે. તેમજ તેઓ પુના અને મુંબઇની "ડીપ્રેસ્ડ કલાસીસ મીશન સોસાયટી" તરફથી સરકારી મદદ સાથે ચલાવાય છે. છોકરાંઓની સંખ્યા ૨૬૨૦૪ થી વધીને ૩૦૫૬૮ ની થઇ છે. બંગાળાની પ્રાથમિક શાળાઓમાં નીચામાં નીચી જ્ઞાતિના છોકરાંઓને દાખલ કરવામાં આવે છે, એવો રિપોર્ટ મળ્યો છે. છતાં જ્યાં જ્યાં તેઓ ઘણા જથામાં રહે છે, ત્યાં ત્યાં સરકાર નવી નિશાળો ઉઘાડે છે. હિંદુ મંડળોમાં "બેંગાલ સોસીઅલ સર્વિસ લીગ" (બંગાળાનું સામાજીક સેવા મંડળ) અને "ઇમ્પ્રુવમેન્ટ ઓફ ધી બેકવર્ડ કલાસીસ" (પછાત વર્ગ સુધારનારાં મંડળ) મંડળોએ બંગાળા અને આસામમાં અનુક્રમે ૧૯ અને ૬૨ નિશાળો ઉઘાડી છે. જોડીયા—સંયુક્ત પ્રાંતમાં જ્યાં જ્યાં જરૂર જણાઈ, ત્યાં ત્યાં [illegible] કોઈ-દલીત કોમને

માટે ફી લીધા વગર નિશાળો ઉઘાડવાનું કામ, સ્થાનિક મંડળો પર નંખાયું છે. રિપોર્ટમાં એ દિશામાં પ્રયત્નો થવાનું જણાવવામાં આવ્યું છે, પણ આશાજનક પરિણામો હજુ આવ્યા નથી. પંજાબના રિપોર્ટમાં ૪૪ ખાસ શાળાઓ અને ૧૦૨૨ નિશાળીઆઓ હોવાનું જણાવવામાં આવ્યું છે, અને પત્રક પરથી જણાય છે કે, કુલે દરેક શાળામાં ૩૪૯૧ છોકરાઓ અભ્યાસ કરે છે. નીચ વર્ગના છોકરાઓની કેળવણીના કામમાં યત્નો થાય છે, અને તેમાં મજબુતી આવતી જાય છે. પણ તેમાં મુખ્યત્વે ખ્રીસ્તિ મિશનો અને આર્યસમાજ અથાગ શ્રમ લે છે. બિહાર અને ઓરિસામાં ૪૧ ખાસ નિશાળો છે, તેના ઉપર તેમજ બીજાં કાર્યોમાં મળીને રૂા. ૭૫૯૦ ખર્ચ થયો છે. મધ્યપ્રાંતમાં ૪૨ ખાસ નિશાળો છે કે. જેમાંની અર્ધા ઉપરની શાળાઓ પાદરીઓ ચલાવે છે. પણ આવી ખાસ મિશનરીઓથી ચલાવાતી શાળાઓને ઘણું ઉત્તેજન અપાતું નથી, કારણ તેના સંચાલકોની નીતિ એવી છે કે, જેથી જ્ઞાતિઓના પક્ષપાતોને સ્થાન રહેતું નથી. તેમજ તેવી જ્ઞાતિ–ઓના છોકરાંઓને દાખલ નહિ કરવાનો રિવાજ નથી. તેવી નીતિના સબબે ખાસ શાળાનું કામ ઢીલું પડે છે. ઉપર જણાવેલા પક્ષપાતોની અસર ધીમેધીમે ઓછી થતી જાય છે, અને તેથી નીચ વર્ણના છોકરાઓને નીચી જ્ઞાતિના હોવાના સબબે, જે અસ્નેહી વર્તનની બીક હતી, તે ઓછી થવાથી નિશાળોમાં કેળવણી લેવા મંડયા છે. દિલ્હીમાં ૧૬ મિશનરી શાળાઓ છે. અને એક શહેરી સંસ્થા તરફથી ચલાવાતી શાળા છે."

સન ૧૯૧૭ માં કે જ્યારે અંગ્રેજ સરકારે હિંદુસ્તાનને માટેની તેમની સુધારાની સુપ્રસિદ્ધ ઘોષણા કરી, ત્યાર પછીથી દલીત કોમને ઉદ્દેશી, રાજદ્વારિ બાબતોમાં ઘણી મહત્તા અપાય છે. સ્વરાજ્યની પ્રવૃત્તિ વિરૂદ્ધ ભાવનાવાળા બ્રિટનોના હાથમાં તે કોમ, એક શસ્ત્રરૂપ થઇ પડી છે. એકલા હિંદુસ્તાનના અંગ્રેજ અધિકારીઓજ

નહિ, પણ લંડન "ટાઇમ્સ" પણ એ વર્ગોનું પક્ષાત હોવાનું તેમજ તેઓના "રાજભકત આડંબરોને" હિંદના સ્વરાજવાદીઓ સામે ખડા કરી દે છે. ખાસ પ્રસંગોને માટે ખાસ દેખાવો, ખાનગી ફાળામાંથી અગર તો જાહેરાત કરવાની મુંજીમાંથી પૈસા ખર્ચાય છે. કે જે પૈસાનો વહીવટ મહેશ્વરીય અથવા તો પ્રાંતિક સરકારને હાથે છે. આવી રીતે ઉભા કરેલા દેખાવામાંનો એક દાખલો, મીસ મેયો પોતાની ચોપડીના એક પ્રકરણમાં "જુઓ એક પ્રકાશ"એ મથાળા હેઠળ આપે છે. અને તેને માટે છ સાત પાના ચિતરી કાઢે છે. પ્રકાશ તે પ્રિન્સ ઓફ વેલ્સ છે. જેને અસ્પૃશ્યો આશ્ચર્ય સહિત જુએ છે, અને હર્ષ ઘેલા થઇ જાય છે. મીસ મેયો, વર્ણનની શક્તિનો બહુ સારો ઉપયોગ કરે છે. અને તેઓને અચંબામાંથી આનંદમાં લઇ જાય છે, આનંદીમાંથી હર્ષઘેલા, અને હર્ષઘેલામાંથી ઉન્માદના ક્ષેત્રમાં તેઓને પ્રવેશ કરાવે છે.

સન ૧૯૨૧ માં જ્યારે પ્રિન્સ હિંદુસ્તાનમાં પધાર્યા, ત્યારે હિંદના સ્વરાજવાદીઓએ તેઓના માનમાં જે લાગતો, તેમજ તેમને માન આપવાને બીજા પ્રસંગો યોજવામાં આવે તેનો અસહકાર કરવાનું જાહેર કર્યું હતું. શંકાસ્પદ નીતિઓનો અમલ તે કારણને લીધે અંગ્રેજ અધિકારીઓને લેવો પડયો હતો. અને તેવા ઘણા પ્રસંગો માટે ગામડેથી અજ્ઞાન લોકોને પંચરાવ્યા હતા. તેઓને મફત લાવવા લઇ જવાની, તેમજ ખોરાકની અને કપડાં લત્તાની સગવડ પણ કરી અપાઇ હતી. ગામડાના લોકોને મન તો તે પ્રસંગ એક તમાશા જેવો હતો. મીસ મેયો જે "રાજભકત આડંબર"નું વર્ણન કરે છે, તેવો આડંબર કરાયો હતો ખરો, પણ તે પ્રસંગનું ઝીણવટથી વિવેચન, જેવું કે "પ્રિન્સનું હસવું" વગેરે વગેરે તેણીની કલ્પના સૃષ્ટિજ હતી. અને તેનો મુખ્ય હેતુ વાંચનારના મન પર એવી અસર કરવાનો હતો કે, તે બધાં તેણીનાં વિવેચનો નજરે જોનારનાં જાણ્યાં હોય. તેણી

છાપ પાડવાનો હતો. ગમે તેમ હોય, પણ તેણીનું અસ્પૃશ્ય લોકોનું પ્રિન્સને જોવામાં **લાગણીથી હર્ષઘેલાં થઈ નાચવા** વગેરેનું વિવેચન હિંદમાં તો એમજ મનાય કે, તેણીની ફક્ત મનઃકલ્પનાઓજ હતી.

કોઇજ નહિ, પણ એક રાજદ્વારિ હેતુઓનો પ્રચારક—અને ખરે મીસ મેયો એક તેવી પ્રચારિકા છે કે જે, આવા ઉપજાવી કાઢેલા દેખાવોની કિંમત આંકે. બ્રિટીશો અસ્પૃશ્યો માટે હિંદમાં જે કરે છે, તેનું વર્ણન આપવા સારૂ મોટે ભાગે મીસ મેયો ઉપર જણાવેલા આડંબરો અને માનપત્રોનોજ આસરો લઇ શકે છે. આખા પ્રકરણનો ભાવ અને ધૃષ્ટતા તેણીની અંદરખાને રહેલી રાજદ્વારિ પ્રવૃત્તિ ઉઘાડી પાડે છે.

અસ્પૃશ્યતા હિંદમાં એક જીવન્ત પ્રશ્ન છે. તેની ના કહી શકાય નહિજ. હિંદુઓ તેને એક ગંભીર પ્રશ્ન ગણે છે. અને તે પ્રમાણે તેની સામે યથાશક્તિ ટક્કર લે છે. હજારો હિંદુઓ અસ્પૃશ્યતા વિરૂદ્ધ સક્રિય પ્રવૃત્તિ ચલાવી રહ્યા છે, અને તેઓને માટે કેળવણીની યોજ—નાઓ તેમજ તેઓની આર્થિક ઉન્નતિને માટે મથન કરી રહ્યા છે. તેમજ નાગરીકો ખાનગી રીતે લાખો રૂપીયા ખરચી રહ્યા છે. "અસ્પૃશ્યતાનો બચાવ કરનારા હિંદમાં અયુતો છે." તે મીસ મેયોની વાત સાવ જુઠી છે. તેમજ "ગાંધીના અનુયાયીઓ તે વાતમાં તેની સાથે તેટલે દૂર ગયા નથી," તે તેણીની પ્રતિજ્ઞા પણ જુઠી છે. સન ૧૯૨૬ની હિંદુ વાર્ષિક સભામાં જે કાર્ય થયું તેનો જુઠો અહેવાલ તેણીએ આપ્યો છે. અસ્પૃશ્યતાને લગતા ઠરાવ ઉપર "કલહ" થયો, તે "જેઓ અસ્પૃશ્યોનું દુઃખ ટાળવા મથે છે, તેઓ વિરૂદ્ધ"નો ન હતો. તે કલહ ફક્ત ઠરાવના એકજ ભાગ પર હતો કે જેથી અસ્પૃ—શ્યોને હિંદુ મંદિરોમાં દાખલ કરવા કે નહિ તેવીજ તકરાર હતી.

બધાજ કેળવાએલા હિંદુઓ કબુલ કરે છે, કે અસ્પૃશ્યતા હિંદુધર્મના ધવલ નામ પર કાળો ડાઘ છે, અને તે ડાઘ જવો જોઇએ. મહાત્મા ગાંધીએ મીસ મેયોને જે કહ્યું હતું, તે સાચજ છે. "નિરક્ષતા

છતાં અસ્પૃશ્યતા નષ્ટ થતી જાય છે. અરે ! જલદીથી ભુંસાતી જાય છે. વિરોધી ભાવ ધીમેધીમે કમજોર થતો જાય છે, અને અસ્પૃશ્યતા ટાળવાની ચળવળ ત્વરિત ગતિથી ફલિતાર્થ થતી જાય છે.

## પ્રકરણ ૧૦.

## નીચથી પણ નીચ.

અમેરિકામાં પણ અસ્પૃશ્યો છે. તેથી તેઓ એમ તો નજ કહી શકે, કે તેથી હિંદ સ્વરાજ તેમજ પ્રજા પ્રભુત્વવાળા શાસનતંત્રને માટે લાયક નથી. અમેરિકાના લોકોએ પોતાનો સ્વરાજનો હક કોઇ કાળે પણ ત્યાગ્યો નથી, તેમજ (કોઇને તે બાબતની શંકા પણ કરવા દીધી નથી.) અને જો કે તેઓમાં અસ્પૃશ્યોની સંખ્યા ઘણી છે, તેમજ હિંદમાં છે, તે કરતાં અસ્પૃશ્યોનું સ્વરૂપ ઘણું સખત છે, તો પણ કોઇને તે બાબતની શંકા પણ કરવા દીધી નથી. જ્યારે તેઓએ સ્વતંત્રતાની સુપ્રસિદ્ધ જાહેરાત કરી ત્યારે ગુલામોની સંસ્થાઓ ત્યાં સ્થાપિત હતી. ફક્ત સિત્તેર વર્ષ કરતાં ઓછાં વર્ષો પહેલાં અમેરિકનોનાં આંતરિક યુદ્ધમાં સેંકડો અને હજારો મનુષ્યો ખપી ગયાં, તેમજ લાખો ડોલરો એવી સંસ્થાઓને માટે ખરચાયા. આજે પણ હિંદમાં જે ઘાતકીપણું અમેરિકનો, નિગ્રોને રિબાવવામાં વાપરે છે, તેવું ઘાતકીપણું અસ્પૃશ્યો તરફ વપરાતું નથી.

હું બે વખત યુનાઇટેડ સ્ટેઇટસમાં જઇ આવ્યો છું. બીજી વખત હું તે તરફ ગયો ત્યારે ફક્ત ૭ મહીના જાપાનમાં રહી બાકીના પાંચ વર્ષ અમેરિકામાં રહ્યો હતો. સમસ્ત દેશમાં ફરી નિગ્રોના સવાલનો મેં અભ્યાસ કર્યો હતો. સન ૧૯૧૬ ના માર્ચ મહીનામાં જે ચોપડી મેં પુરી કરી *તેમાં મેં કહ્યું છે કેઃ—

---

*અમેરિકાનું યુનાઇટેડ સ્ટેઇટ: એક હિંદુની તે પરની છાપ અને અભ્યાસ (કલકત્તા ૨જી આવૃત્તિ ૧૯૧૯) પા. ૮૮.

"મારે બીજી વખત અમેરિકા જવાનું કારણ નિગ્રોના પ્રશ્નનો અભ્યાસ ત્યાંજ રહીને કરવાનું હતું. તેમજ નિગ્રો જાતના લોકોની કેળવણી તેમજ ઉદ્ધારને માટે તે રાજ્યમાં શું કરાતું હતું, તે જાણવાની મારે જરૂર હતી. તે વાતમાં વધારે પડતો રસ લેવાનું કારણ નીચે પ્રમાણે છે:—

"અમેરિકાના "નીચ" લોકો નિગ્રો છે, અને તે દેશના નિગ્રોના પ્રશ્ન અને હિંદુસ્તાનની દલીત કોમો વચ્ચે કંઇ સરખાપણું છે, એમ હું ધારતો હતો. બંને જાતો બધી રીતે મળતી નથી, તોપણ કેટલુંક સમાનપણું બન્ને વચ્ચે છે. અમેરિકાના સામાજિક પ્રશ્નો અને હિંદુસ્તાનના સામાજીક પ્રશ્નોનું કેટલેક અંશે મળતાપણું છે. તેથી અમેરિકા જઇ અને ત્યાંજ રહી તે સવાલનું દરેક દિશામાં નિરીક્ષણ કરવા તેમજ નિગ્રોના નેતાઓને તે રાજ્યમાં મળવા મારી ઇચ્છા હતી, કે જેથી તે વિષયની સારામાં સારી માહીતી મને મળી શકે."

મારી ચોપડીના એક પ્રકરણમાં મેં "રાજદ્વારિ બાબતમાં નિગ્રોનું સ્થાન" વિષે લખ્યું છે. હવે પછી જે હકીકતો આવશે તે મારા પુસ્તકને આધારે છે.

નિગ્રોને દબાવી રાખવા સારૂ ઘણા સખત કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા, તેમજ તે નાસી ન શકે, અથવા તો જો નાસે, તો પાછો તરત પકડાય, અને તેના શેઠને તેનાપર સંપૂર્ણ સત્તા મળે એવા, કાયદાના આશયો હતા. ૧૮૨૯ માં ગુલામને મારવા માટે એક શેઠ પર ફરિયાદ કરવામાં આવી હતી. ઉત્તર કેરોલિનિઆની વરિષ્ઠ અદાલતે શેઠને છોડી મુકયો હતો, અને શેઠને ફકત મોત સિવાયની દરેક શિક્ષા ગુલામને કરવાનો હક છે, એવું પ્રમાણ કર્યું હતું." વધારામાં ન્યાયાધીશે કહ્યું હતું કે "આપણે એમ ધારવું સત્ય નથી, કે શેઠ અને ગુલામનો સંબંધ પિતા અને પુત્ર જેવો છે. માબાપનો છોકરાંઓને કેળવણી આપવાનો હેતુ, તેને સ્વતંત્ર વ્યકિત તરીકેની

લાયકાત આપવાને માટે છે, અને તે નેમ પુરી પાડવા ખાતર છેકરાંને બુદ્ધિ વિષયક તેમજ નીતિના પાઠો આપે છે. ગુલામની વાત તદ્દન જુદી છે. મુખ્ય ન્યાયાધીશ તે બાબતમાં પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે દર્શાવે છે:—

"તે પરિણામમાં શેઠનું હિત તથા ક્ષેત્ર અને જાહેર સહીસલામતી સમાયલી છે. જાતથી દંડાયલો ગુલામ, તેની પ્રજા અજ્ઞાન, કંઇ પણ પોતાનું કરવા શક્તિહીણ, અને બીજાને ફળદાયી નિવડે તેવી મહેનત કરનાર. .....આવી જાતની નોકરીની આશા "જેને પોતાની ઇચ્છા નથી, જે બીજાનું કહેલું સંપુર્ણ રીતે માને છે, તેવા પાસેજ રાખી શકાય." આવી વસ્યતા ફક્ત તેવા ગુલામના શરીર ઉપરની સ્વતંત્ર સત્તાના પરિણામેજ આવે છે......શેઠની અબાધિત સત્તા, ગુલામ પર જોઇએ, કે જેથી તે સંપુર્ણ રીતે આજ્ઞાનુવર્તિ રહે."

શેઠ તરફથી આ પ્રમાણે ગુલામ તરફ કેવી વર્તણુક રખાતી હશે, તે વર્ણવ્યા કરતાં કલ્પના કરવાથી વધારે સમજી શકાય તેમ છે.

સને ૧૬૧૯ થી ૧૮૬૫ સુધી જે અત્યાચારો એ ગુલામીના સમય દરમિઆન નિગ્રો ઉપર ગુજર્યા, તેનું વર્ણન આપવું, એ વર્ણનાતીત છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં તેનો જોટો નથી. અથવા તો તે કારણને લીધે આખા એશીયામાં પણ તેનો જોટો નથી. યુનાઇટેડ સ્ટેટના ઉત્તર તરફના રાજ્યો, દક્ષિણ તરફના રાજ્યો સાથે આંતરયુદ્ધમાં ૧૮૬૫ માં ઉતર્યાં, ત્યારે નિગ્રોને છુટા કરવાના દેખીતા કારણને આધારે **સ્વતંત્રતા ચાહનારા** ગ્રેટ બ્રિટને, દક્ષિણ રાજ્યોનો પક્ષ લીધો. ને એજ ગ્રેટ બ્રિટન કે જેના દયાળુ અને લોકહિતેચ્છુ વિચારો માટે મીસ મેયો તેની ગગનભેદી પ્રસંશાઓ કરે છે. ખરેખર દયાળુ!!!

સરહદ પરનાં ચાર રાજ્યો ડીલાવેર, મેરી લેન્ડ, વરજીનિયા અને કેન્ટુકી, રાજ્યોએ ૧૭૯૨ થી ૧૮૩૪ સુધી નિગ્રો કોમને મતાધિકાર આપ્યો ન હતો. ૧૮૩૫ સુધી કેલીફોર્નિઆએ પણ નિગ્રોને મતાધિકારમાંથી

બાતલ કર્યા હતા. ન્યુજર્સિ એ નિગ્રોનો મતાધિકાર ૧૮૦૭માં છીનવી લીધો હતો. કોનેકટીકટે ૧૮૧૪માં અને પેનસીલવાનીઆએ ૧૮૩૮માં તે હક છીનવી લીધો હતો. બુકર–ટી–વોશિંગ્ટન કહે છે, કે "આ ફેરફાર યુનાઇટેડ સ્ટેઇટસમાં ઉત્તર અને દક્ષિણમાં ધીમે ધીમે એક જ્ઞાતિબંધારણ ઉભું કરતો હતો, તેના પુરાવા રૂપે છે, કે જેમાંથી નિગ્રોને ફકત વર્ણ ભેદને આધારે, તેઓના નાગરિકતાના હકો છીનવી લઇ બાતલ કરતા હતા. ૧૮૦૨ માં ઓહાઓ રાજ્યમાં, જે નિગ્રો આવે તેનું ૫૦૦ નું જામીન ખત લેવાતું. જે દાવામાં ધોળી ચામડી ભાગ લેતી હોય, તેમાં નિગ્રોને, અગર જો તે સ્વતંત્ર હોય તો પણ, તે વખત સુધી, સાક્ષી આપવાનો હક ન હતો. તેમજ જાહેર શાળાઓમાં પણ તેઓને દાખલ નહોતા કરતા." બીજા રાજ્યોમાં પણ તેવાજ કાયદા કાનુનો હતા. ૧૮૨૩ માં અદાલતી ઇન્સાફ એવો અપાયો હતો, કે એક નિગ્રો "નાગરિક" નહિ પણ "માણસ" છે.

"કેટલાક રાજ્યોમાં નિગ્રોને દવા દારૂ વેચવાની મનાઇ હતી. કેટલાંકમાં ઘઉં અને તંબાકુ વેચવાની મનાઇ હતી. અને બીજાં કેટલાંકમાં ફેરીનો ધંધો કરવો, અથવા તો વહાણના માલીક હોવાનું પણ કાયદા વિરૂદ્ધ ગણાતું. રાજ્યની સરહદ ઓળંગવી, તે પણ કેટલાંક રાજ્યોમાં કાયદા વિરૂદ્ધ ગણાતું. વળી કેટલાકમાં ગુલામીમાંથી છુટેલા ગુલામને તે દેશ છોડી ચાલી જવું પડતું હતું."

સિદ્ધાંત રૂપેજ ગુલામી નષ્ટ થઇ હતી. કારણ સિદ્ધાંત રૂપે જે ગુલામોને મળ્યું, તે બીજી રીતે તેની પાસેથી છીનવી લેવાની પ્રવૃત્તિ ચાલુ કરવામાં આવી હતી. અને ટુકડે ટુકડે મીસ મેયેના શબ્દોમાં કહીએ, તો "બીચ કુતાને તેના ગૃહમાં પુરી રાખવાની એક કરતાં વધારે રીતો છે." તે પ્રમાણે કરાયું હતું.

"દક્ષિણ પ્રાંતેનો ક્રોધ અને પ્રતિક્રિયાથી મી. અશર કહે છે, કે નવા બંધારણોમાં એવાં અંગોનો સમાવેશ કરવામાં આવ્યો હતો

કે જેમાં ગોરા અને કાળાની સમાનતા માટે તીક્ષ્ણ નિષેધો દાખલ કરાયા હતા. અને યુનાઇટેડ સ્ટેટ્સમાં નિગ્રોને નાગરિકતાના હકો નહિ આપવાની પ્રતિજ્ઞાઓ આલેખાઇ હતી. નિગ્રોને કામ કરવાની ફરજ પાડવા સારૂ "સ્વેચ્છાચારી" કાયદાઓ ઘણાં રાજ્યોમાં સન ૧૮૬૫ ના પાછલા ભાગમાં પસાર કરવામાં આવ્યા હતા, કે જેની રૂએ કોઇપણ ૧૮ વર્ષની ઉંમરનો નિગ્રો "કંઇપણ કાયદેસરનો ધંધો અગર કામ" વગર રહેનાર ગુનેગાર ગણાતો, તેમજ "કાયદા વિરૂદ્ધ દિવસે કે રાત્રે ટોળે મળનાર"ને ગુનેગાર ગણી લેવામાં આવતા. ૧૮ વરસની ઉંમર અંદરના નિગ્રો "માબાપ વગરનાં છોકરાં, અથવા તો એવાં છોકરાંઓ કે જેનું પોષણ માબાપો ન કરતા હોય" તેઓને તેઓ ૨૧ વર્ષનાં થાય ત્યાં સુધી, શિષ્યવૃત્તિમાં યોજવાની ફરજ મૃતલેખ પ્રમાણ (પ્રોબેટ)ના આધારે અદાલતોના લિપિકારો પર રાખવામાં આવી હતી. તેમજ તેઓના મુળ માલીકને સ્વાધીન કરવાનું તેઓની મુનસફી પર રખાયું હતું. મીસીસીપીમાં પણ તેવાજ કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા. અને જે નિગ્રો કર ન આપે તેને તે લાગુ પાડવામાં આવતા હતા. પછીથી એક ડોલરનો માથા વેરો દરેક નિગ્રોપર "ગરીબોના રક્ષણ માટે" નંખાયો હતો. ગુલામીના ટુંકામાં ટુંકા વખતને માટે જે કોઇ માણસ પૈસા આપે, અને પ્રકૃતિ પાવક ગુનાઓ જેવા કે "ખતસરી ચાની" "અપમાનકારક ચેષ્ટાઓ" "રાજદ્રોહી ભાષણો" :અથવા તો બીજા કોઇપણ દુરાચારોને માટે થતી શિક્ષાઓ બદલ જે કોઇ પૈસા આપે તેને પણ ફરજીઆત મજુરી અને દંડ કરવા માટે ફોજદારી કાયદાની કલમો હતી."

'શિષ્યવૃત્તિના' ડોળની અંદર અથવા તો 'દેવું' કે ગુનાઓ માટે થતી શિક્ષાના ડોળની અંદર' એવી કાયદાની કલમોનો સમાવેશ થઇ જતો, કે ગરીબી અગર તો ગુનાઓની આખ્યાઓ આપતી કલમોથી ખરૂં જોતાં, દરેક નિગ્રો ગુનેગારજ થઇ જતો. દક્ષિણ પ્રાંતો સ્વભાવતઃ

યુનાઇટેડ સ્ટેટ્સ કોંગ્રેસમા પોતાના પ્રતિનિધિ અથવા તો સભાસદ તરીકે એવા માણસોને ચુંટી મોકલતા, કે જેઓએ અમેરિકાના સંયોગિ રાજ્યના લશ્કરી તેમજ કારોબારી સત્તામાં આગળ પડતો ભાગ લીધો હોય, તેમજ દેશ રક્ષક લશ્કરની સંસ્થામાં પણ કુદરતી રીતે એવાજ માણસો ચુંટી મોકલતા, કે જેઓ પોતાના પક્ષમાં રહી લડયા હોય, તેમજ સંયોગિ રાજકારભારમાં જાનત્રુઓ હોય. લશ્કરમાં પણ તેવાઓનોજ જથો જોવામાં આવતો હતો. આવા વર્તનથી ઉત્તર પ્રાંતો શંકાસ્પદ થયાં. તેઓએ વિચાર્યું, કે જો તેઓ સાવધાન નહિ રહે તો લડાઇથી જે મેળવ્યું તે સઘળું નષ્ટ થશે. દક્ષિણમાં તો બળવોજ હતો. તેમજ લડાઇ પહેલાં નિગ્રોની જે સ્થિતિ હતી, તેવીજ સ્થિતિ લાવવાને તે પ્રાંતો બને તેટલી તજવીજ કરી રહ્યા હતા. પ્રજાપ્રતિનિધિત્વવાળી કોંગ્રેસ અને દક્ષિણની ખેંચતાણનું કારણ, ઉપર ગણાવી ગયા તેજ હતું.

નિગ્રોની વધુમતિ ઓછી કરવાને જે નીતિઓ અખત્યાર કરવામાં આવી હતી, તેથી લગભગ મતાધિકારીઓ તરીકે તેની પ્રજા નષ્ટ થઇ ગઇ છે. **રાજદ્વારિ શુન્યતા તરીકે આજે નિગ્રોની દશા કે જે દશા તેઓના છુટકારા પહેલાં હતી તેવી છે.** અમેરિકાના બીજા લેખક મી. પોલ લેલાંડ હાવર્થ, નિગ્રોની રાજદ્વારિ સ્થિતિનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

"દરેક નાગરિકને મત આપવાનો અધિકાર છે. "ભલે પછી તેની જાતમાં, વર્ણમાં, કે ગુલામી દશા તરીકેનો ફરક હોય" તો પણ તેને સુધારાની પંદરમી કલમ પ્રમાણે મતાધિકાર મળવો જોઇએ. આ ઉપરથી એમ સમજાય છે, કે કાળા અગર તો ધોળાના રાજદ્વારિ હકમાં કાંઇ અંતર નથી. પણ ખરી વાત તો એજ છે, અને તે વાત સર્વે જાણે છે, કે કાયદાની રૂએ મળતી છુટનો અપસર્પ કરવાનાં સાધનો શોધી કઢાયાં છે. પુનઃ રચનાની સરકારના અધઃપતન પછીથી

દક્ષિણુ પ્રાંતોના કાળાઓના મતાધિકારો બળજબરીથી કે છલતાથી ખુંચી લેવાયા છે. પણ ૧૮૯૦ માં મીસીસીપીમાં એવી એક યુક્તિનો ઉદ્ભેદ થયો, કે જેથી મતાધિકાર છીનવી લઇ જે પરિણામ લાવવું હતું, તેને કુત્સિત ન્યાયનું સ્વરૂપ અપાયું. આગળના સંયેગિ રાજ્ય-માંના દરેક રાજ્યમાં આજે ફક્ત ફ્લોરીડા, આરકનસાસ, ટેનેશી અને ટેક્સસ સિવાયના રાજ્યોની, મતાધિકારની જરૂરિઆતો એવી છે, કે જેથી કાળાનો હક તો જતોજ રહે છે. ઉપર જણાવેલા ચાર રાજ્યોમાં પણ નિગ્રોસમાજની કંઇ વધારે ગણતરી નથી. કેળવણીના તેમજ મિલ્કતના પ્રમાણોથી અજ્ઞાન અને ગરીબ નિગ્રોના જનસમુહોને બાતલ કિરવામાં આવ્યા છે, જ્યારે મુર્ખ અને ગરીબ ધોળાઓ માટે છુટક બારીઓ 'પિતામહ અંગો' અથવા "જ્ઞાન અંગો" છે. કે જેમાંના છેલ્લા અંગથી મતાધિકાર નોંધનાર અધિકારીને કાળાને, તેને આધારે સખ્તા-ઇથી બાતલ કરવાનું, અને ધોળા પ્રત્યે દીલસોજી બતાવવાનું ઠીક પડે છે. "મતાધિકારના સુધારાઓનો" મુખ્ય હેતુ નિગ્રો કોમને રાજદ્વારિ બાબતોમાંથી બાતલ કરવાનોજ હતો. ભાવમાં તો પંદરમા સુધારાનો ધ્વંસજ થતો હતો. તેમજ જે રાજ્યોએ તે સુધારાઓ ગ્રહણ કર્યા હતા તેઓને કાયદાના સુધારાનો ચૌદમો વિભાગ પણ બંધન કર્તા થતો હતો. તે પ્રમાણે જેટલાઓ મતાધિકારમાંથી બાતલ થયા હોય, તેનું પ્રમાણ પ્રતિનિધિઓ સાથે રાખવાનું હતું. એટલે કે ઓછા મતાધિકારીઓને લીધે ઓછા પ્રતિનિધિઓ મોકલી શકાય. વરિષ્ઠ અદાલતે ઇરાદાપુર્વક આ બંધારણ સાંમે આંખ આડા કાન કર્યા હતા, અને કોંગ્રેસે તો તે સવાલ મહત્ત્વનો છે એમ સ્વીકાર્યું પણ ન હતું. તેથી રાજ્યો તરફથી મોકલાતા પ્રતિનિધિઓનું પ્રમાણ ઘટાડાયું નથી. હાલની રાજદ્વારિ પરિસ્થિતિ જોતાં, મત આપવાના અધિકારની જરૂરિ-આતો નષ્ટ થાય તે અસંભવિત છે."

આ વાત આટલેથી નથી અટકતી. નિગ્રોના મતાધિકારો છીનવી લેવાયા ઉપરાંત તેમજ 'બળજબરીથી અને છલકપટથી' રાજદ્વારિ

બાબતોમાંથી તેઓને ભુસી નાંખવા ઉપરાંત, દક્ષિણ પ્રાંતની ધારાસભાઓએ નિગ્રો વિરૂદ્ધ ઘણા વિપરીત કાયદાઓ પસાર કર્યા છે. સન ૧૯૧૦ માં ૫૨ માંથી ૨૬ રાજ્યોએ કાયદાની રૂએ અગર તો બંધારણમાં સુધારથી, કાળાંઓનાં ધોળા સાથે લગ્નોના પ્રતિબંધો કર્યા છે. એવા મિશ્રણ કરનારા સંબંધોને કાયદા વિરૂદ્ધ ગણી વ્યતિરિક્ત કર્યા છે. જ્યારે ઉભય સંબંધ જોડનાર પક્ષોને કેટલાક રાજ્યોમાં 'અસદ્‌વર્તી' તરીકે ગુનેગાર ગણવામાં આવે છે, કેટલાક બીજા રાજ્યોમાં તેઓને "ઘોર પાપી" તેમજ "અકીર્તિકર ગુના"ના ગુનેગાર તરીકે ગણે છે. તેવા ગુનાઓ માટે દક્ષિણ રાજ્યોમાં 'દશ વર્ષથી માંડીને, તે ઉપરાંત ૫૦ ડોલર દંડ' સુધીની શિક્ષા છે. અને એક રાજ્યમાં નિગ્રો સાથે ભાગ લેનારને કંઇ સજા કરવામાં આવતી નથી. જાતજાતના અંદર અંદરના મિશ્રણ માટે ટીકા કરતાં મી. સીજ ફ્રાઇડ નીચે પ્રમાણે કહે છે: —'ચીનો તો સંપુર્ણ રીતે બચાવ થઇ શકે, પણ નિગ્રો જાતની સ્ત્રીની વાત તદ્દન જુદીજ છે.' એ વાતના સમર્થન માટે "મુળ આફ્રિકાના વતનીના રંગ સાથે અમેરિકાના સુધરેલા નિગ્રોની સરખામણી" થી બરાબર સમજાવું પડી શકે છે."

આ ઉપરાત "જીમક્રો કાયદાઓ" પુર્વનાં બધાં ગુલામવાળા રાજ્યોમાં અમલમાં છે. તેમાંના કેટલાક રાજ્યોમાં બે જાતિઓ માટે, વરાળની બોટોમાં તેમજ રસ્તાની ગાડીઓમાં તથા રેલગાડીમાં બેસવાની જુદી સગવડો કરવામાં આવી છે. રેલવેના રસ્તા પર જુદા "વેઇટીંગ રૂમો" આશ્રમસ્થાનો, તેમજ જુદાં ભોજનગૃહો પણ ધારા પ્રમાણે હંમેશને માટે હોય છે. ભાડાની ગાડીઓ પણ જુદી જુદી હોય છે, અને જ્યાં એકજ હોય ત્યાં ધોળાઓને આગલી બેઠક અને કાળાઓને પાછલી બેઠક આપવામાં આવે છે. નિગ્રો મુસાફરને તે ગમે તેટલો પૈસાદાર હોય તો પણ, રેલગાડીમાં સુવાને માટે પથારી તો તો નજ મળે. અને કદાચ જો કોઇ નિગ્રો મુસાફર દાખલા તરીકે

ઇલીનોરામાં ઓહીઓ નદી ઉતરી, કેન્ટુકીમાં જાય તો તેણે પોતાની પથારી છોડી, રંગીન એટલે કાળા લોકોની ગાડીમાં જવુંજ જોઇએ. કાળા તેમજ ધોળા લોકો એકસરખું ગાડી ભાડું આપે છતાં રેલ્વે કંપનિઓ ગોરા માટે કાળા કરતાં વધારે સગવડ કરી આપે છે.

દક્ષિણ તરફના કોઇપણ રાજ્યમાં કાળાં અને ધોળા લોકોના છોકરાંઓને એકજ જાહેર શાળામાં ભણવા દેતા **નથી.** અને કેટલાક રાજ્યે એવો કાયદો ઘડયો છે કે, જેમાં કાળા લોકોની નિશાળોમાં દરેકના વર્ણ પ્રમાણે શિક્ષકો રાખવા.

કાયદાની ભિન્નતા અને વિવેકો ઘણુંખરૂં દક્ષિણ રાજ્યમાં છે, પણ વર્ણભેદ તો આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં છે. ભોજનગૃહોમાંથી Y. M. C. A. માંથી અને Y. W. C. A. માંથી, નાટક–શાળાઓમાંથી, રંગમહેલમાંથી અને ધોળા લોકોની સ્મશાન ભૂમિના વપરાશમાંથી,–તેમજ કેટલાક સ્થાનિક કાયદાઓનો ભંગ કરીને પણ, કાળાઓને બાતલ કરવામાં આવે છે. જાહેર વિચારણાને લીધે નિગ્રો લોકો જુદા દેવળોમાં જાય છે. જુદા ભોજનગૃહોમાં રહે છે. તેમજ નાટકશાળાઓમાં ખાસ જુદી બેઠકો પર બેસે છે. શહેરોમાં અને ગામડાઓમાં પણ તેઓને નિશ્ચિત રીતે જુદી રખાય છે. એટલુંજ નહિ, પણ જીંદગીના બધા પ્રસંગોના સંબંધોમાં, ગોરાઓથી તેઓને વ્યતિરિક્ત રહેવું પડે છે. **યુનાઇટેડ સ્ટેટ્સમાં નિગ્રોને નીચથી પણ નીચ ગણવામાં આવે છે.**

આવા જાતીય પક્ષપાતનું નઠારામાં નઠારૂં સ્વરૂપ નિગ્રોને રિબાવવાનું છે. કે જે રિબાવવાનું કારણ ફક્ત કાળા વિરૂદ્ધ કલ્પિત ગુનાઓનું હોય છે, અને જેનો ચુકાદો એક પણ ન્યાયની અદાલતે આપ્યો ન હોય, અથવા તો ચુકાદો મેળવવાની તક પણ ન મળી હોય, તે પહેલાં રિબાવવાનું શરૂ કરાય છે. 'કુ ક્લુકસ ટોળી'ની બહોળા [illegible]ની સંખ્યા આવા કામમાં અમેરિકનોની કુશળતા પ્રદર્શિત કરે

છે. તેઓની રીત એક છુપી બળવાખોર સમાજની રીત જેવી હોય છે. અને તેઓને 'કાયદો અને વ્યવસ્થા'નો બેધડક રીતે પડકાર કેમ આપવો તેની બરાબર સમજ છે. નિગ્રો સામે આવા ટોળાના અત્યાચારો વિષે કહેતાં "અમેરિકા ઉંમર લાયક" થયું તે પુસ્તકના લેખક આપણને તેનો પરિચય કરાવતાં કહે છે, કે "એવા અત્યાચારો કરવામાં સમાજના સારામાં સારા માણસો ભાગ લે છે."......આ વાત તેઓએ પોતે મને કહી છે......એમ લેખક જણાવે છે. મિઠાશ ભર્યો અને સભ્યતાથી ભરપુર દેખાતો એવો સદ્ગૃહસ્થ કે જેની સાથે તમે વાત કરતા હો, તે બનકે મનુષ્ય હિંસક વ્યક્તિ હોઇ શકે, કે જેણે અડધી રાત્રે એક વિરુદ્ધ હુલ્લડમાં. રહી ખુન કર્યું હોય, અને બાજુ તમારા મિત્રોમાંના હજારો તેના મદદનીશ ગોઠીઆઓ બન્યા હોય."*

નીચેના પત્રક પરથી તેમજ તે પછીના અહેવાલ પરથી વાંચનારને "રિબાવવાના જહાંગીરી કાયદા"નું કંઇક ભાન થશે, કે કેવાં નિર્બળ કારણોથી તેવા અત્યાચારો છુટથી કરાય છે.

ન્યાયની અદાલતમાં તપાસ કર્યા વગર રિબાયલા કાળાઓઃ—

| વર્ષ | રિબાનારનો આંકડો. | વર્ષ | રિબાનારનો આંકડો. |
|---|---|---|---|
| ૧૮૮૫ | ૭૮ | ૧૯૦૨ | ૮૬ |
| ૧૮૮૬ | ૭૧ | ૧૯૦૩ | ૮૬ |
| ૧૮૮૭ | ૮૦ | ૧૯૦૪ | ૮૩ |
| ૧૮૮૮ | ૯૫ | ૧૯૦૫ | ૬૧ |
| ૧૮૮૯ | ૯૫ | ૧૯૦૬ | ૬૪ |
| ૧૮૯૦ | ૯૦ | ૧૯૦૭ | ૬૦ |
| ૧૮૯૧ | ૧૨૧ | ૧૯૦૮ | ૯૩ |
| ૧૮૯૨ | ૧૫૫ | ૧૯૦૯ | ૭૩ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૯૩ | ૧૫૪ | ૧૯૧૦ | ૬૫ |
| ૧૮૯૪ | ૧૩૪ | ૧૯૧૧ | ૬૩ |
| ૧૮૯૫ | ૧૧૨ | ૧૯૧૨ | ૬૩ |
| ૧૮૯૬ | ૮૦ | ૧૯૧૩ | ૭૯ |
| ૧૮૯૭ | ૧૨૨ | ૧૯૧૪ | ૬૯ |
| ૧૮૯૮ | ૧૦૨ | ૧૯૧૫ | ૮૦ |
| ૧૮૯૯ | ૮૪ | ૧૯૧૬ | ૫૫ |
| ૧૯૦૦ | ૧૦૭ | ૧૯૧૭ | ૪૪ |
| ૧૯૦૧ | ૧૦૭ | ૧૯૧૮ | ૬૪ |
| | | કુલ્લે | ૨૯૭૭ |

સન ૧૯૧૪ સુધી કહેવાતાં કારણો:—

| ગુનો | નાં: | ટકા. |
|---|---|---|
| તોફાન કરનારા અને રાત્રે ધસારો કરનારા ... | ૩૦ | ૪૪ |
| વ્યક્તિગત આરોપ... ... ... | ૧૩ | ૧૯ |
| બલાત્કારથી સંભોગ–સંભોગ કરનારા ... | ૧૦ | ૧૪ |
| સંભોગના પ્રયત્નો અને સ્ત્રીઓના ઓરડામાં વગર રજાએ હાજરી ... ... ... | ૮ | ૧૧$\frac{1}{2}$ |
| લુંટ અને ચોરી ... ... ... | ૫ | ૧૧$\frac{1}{2}$ |
| ચુકાદા ... ... ... | ૨ | |
| જડતી લેતાં સામે થનાર ... ... | ૧ | |

આ આંકડાઓ ચિકાગો ટ્રીબ્યુન પત્રમાંથી લીધેલા છે. કાળાના હિત માટે રાષ્ટ્રીય મંડળના 'ક્રાઇસીસ'ના પત્રકારો માને છે, કે જે આંકડાઓ ટ્રીબ્યુને આપ્યા છે, તે ઘણા ઓછા છે.

# દાષ્ટાંતિક ઉદાહરણો. ૧૯૧૧.

## નિગ્રો હોવાનો ગુનો.

૨૦ મી ઓક્ટોબર માન્ચેસ્ટર ગા,— જેરી લોવેલેસ નામના નિગ્રોને ધોળી ચામડીવાળા માણસને ગઈ રાતે મારીને પછાડી નાખવાના ગુના માટે બે વાગે બપોરે જેલમાંથી લઈ જવામાં આવ્યો. અને રિબાવવામાં આવ્યો હતો. તે ટોળામાં આસરે ૩૦ માણસો હતા.

## સ્ત્રી અને છોકરાંને લટકાવી દીધાં.

૨૬મી મે. ઓકમેન ઓકલહામા —એક કાળી ઓરતને શેરીફને ગોળીથી મારવાના ગુના માટે એક ટોળી લઈ ગઈ. અને તેણીને તેમજ તેણીના ૧૪ વર્ષના છોકરાને પુલ પરથી લટકાવી દીધા હતા. સ્ત્રીને લટકાવ્યા પહેલાં તેના પર બળાત્કાર થયો હતો.

## પાંચ નિર્દોષ માણસો રિબાયાં.

૨૦મી મે. લેઈક સીટી, ફ્લા —૭ માણસોને કારાગારમાંથી લઈ જવામાં આવ્યા હતા. અને રીબાવવામાં આવ્યા હતા. કારણ, 'એક અગ્રગણ્ય નાગરિકના ખુનમાં ભાગ લેવા માટે' મોટરોમાં બેસીને રિબાવનારાઓ આવ્યા હતા. અને નજરના છોકરાને, કે જેની પાસે કારાગારનો કબજો હતો, તેને ગવર્નરની ખોટી સહીવાળો તાર, કે જેમાં કેદીઓને તેઓને સોંપી દેવાનો હુકમ હતો, તેવો તાર બનાવવામાં આવ્યો હતો. તપાસ કરતાં માલમ પડ્યું હતું. કે એ છએને મારી નાંખવામાં આવ્યા. તેમાંના એક પર ખુનનો આરોપ હતો. એક કાળા અને ધોળા માણસ વચ્ચે તકરારનો મામલો સ્થાનિક અદાલત પાસે રજુ કરવામાં આવ્યો હતો. કે જેમાં કાળા માણસને નિર્દોષ ઠરાવવામાં આવ્યો હતો. પછીથી તરતજ તે ધોળો માણસ કાળાના વાડામાં બંદુક સાથે ગયો હતો. ગોળીઓ છોડાઈ હતી. અને ધોળો માણસ માર્યો ગયો હતો. કાળા માણસે

પોતાની જાનને પોલિસને સ્વાધીન કરી હતી. અને પાંચ માણસોને ફક્ત સાક્ષીઓ તરીકે સાથે રાખ્યા હતા.

## ઘાયલ થએલા નિગ્રોને સળગાવી દીધો.

૧૩મી ઓગસ્ટ કોટેસવીલી પા—કોટેસવીલીના અત્યાચારનું વર્ણન કરવાની જરૂર નથી. તમને બધાને યાદ હશે, કે પીસ્તલની સ્થિતિમા જેણે પહેરેગીરનું ખુન કર્યું હતું. તેને ઔષધાલયમાંથી પથારીમાંથી ઉઠાવી સળગાવી દેવામાં આવ્યો હતો. તેના આમળા ખાતા શરીરને બળતામાંથી દુર ખસવાના તરફડીયાં મારતા સળીઆથી પાછો તેમાં ધકેલી દેવામાં આવ્યો હતો. તેના દાંત અને દાઝેલા હાડકાંને યાદગીરી તરીકે રાખવામાં આવ્યાં હતાં. આ તોફાનને માટે પકડાએલામાંના એક એકને છોડી મૂકવામાં આવ્યા હતા.

## ન્યાયાધીશે શું કર્યું.

જુલાઈ લોરેન્સિ વેલી ગા—લોરેન્સિ વેલી ગા. ના ચાર્લ્સ એથ ફ્રેન્ડ. ન્યાયાધીશ, જે બે નિગ્રોને તેની પાસે તપાસને માટે લાવવામાં આવ્યા હતા. તેઓના રક્ષણ માટે લસ્કરની ટુકડી બોલાવવાની ના પાડી હતી. તેમાંના એકના પર ધોળા વર્ગની સ્ત્રી પર હુમલો કર્યાનો આરોપ હતો, અને બીજા પર "શંકાશીલ રીતે રખડવાનો આરોપ હતો."

તેઓને રિબાવીને મારી નાંખવામાં આવ્યા હતા. બે પોલિસ અધિકારીના કબજામાં હોવા છતાં એકને રેલગાડીમાંથી લઇ જવામાં આવ્યો હતો. (તે અત્યાચાર પુરો થયો ત્યાં સુધી ગાડી તેમજ મુસાફરોએ તે કુકર્મ જોયું હતું.) બીજાને સેંકડો માણસોએ મળી દુર્ગમાંથી ઘસડી કાઢી મારી નાખ્યો હતો.

ન્યાયાધીશ ફ્રેન્ડે કેદીઓને પુરતું રક્ષણ નહિ આપ્યું. તે બદલ પોતાનો બચાવ કરતાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"દેશમાંના આવા નિગ્રો ગુનેગારોથી ધોળા માણસોની જિંદગીનું જોખમ થાય. તેવો આત્મભોગ થવા દેવાનું યંત્ર હું નજ બની શકું. હું મારા અંતઃકરણ તેમજ પરમાત્માની સાથે એકમત છું. આવા સો નિગ્રો બચાવવાની ખાતર, એક પણ ધોળા માણસની જીંદગી હું જોખમમાં નહિ આવવા દઉં.

## ગવર્નર બ્લીઝ શું કહે છે.

૧૧મી નવેમ્બર હોનેપાથ એસ. સી—દક્ષિણ કેરોલિનાના ગવર્નર બ્લીઝ કહે છે, કે મારા રાજ્યમાં રિબાવવાના જે અત્યાચારો હમણાં હમણાં થાય છે, તે બાબતમાં પશુવત્ નિગ્રોને જે શિક્ષા ધોળા લોકો કરે છે, તેમાંથી બચાવવામાં મારી સત્તા વાપરવા કરતાં, હું જાતે નોકરીનું રાજીનામું આપી, હોનેપાથ આવી, ટોળીને દોરી જનારો બનવાનું વધારે ઉચિત ધારૂં છું."

આવું ઘાતકીપણું હજુ પણ ચાલુ છે. મેં ચોપડી લખી અને જેમાંનાં ઉદાહરણ મેં આપ્યાં છે, ત્યારે પણ તેવીજ સ્થિતિ હતી. નીચે આપેલા ક્રાઇસીસ નામના પત્રમાંના દાખલાઓથી તે વાતનું વધારે પ્રમાણમાં સત્ય જણાશે અને વાંચનારના મનમાં શંકા નહિ રહે.

તે પત્રના ઓગસ્ટના અંકમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

## રિબાવવાના અત્યાચારો.

"યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાના ઘાતકી રીતે રિબાવવાના અત્યાચારો, તેમજ ન માની શકાય તેવી રીતે માણસને જીવતા બાળી મુકવાના, બનાવોએ તે તરફ, લાગણીનું એક તરંગ પણ પેદા કર્યું નથી. યુનાઇટેડ સ્ટેટ્સ સરકારે જરાપણ વિરોધ દર્શાવ્યો નથી. એક પણ શબ્દ સભાપીઠપરથી બોલાયો નથી. એક પણ અક્ષર, કુરતા સામે અથવા તો સોએ સો ટકા અમેરિકન કહેવડાવનારાઓ તરફથી, તેમજ પ્રજાસત્તાક તંત્રના રક્ષકો તરફથી એક પણ ભલામણ કરાઇ નથી. અથવા તો લશ્કર તેમજ દરિયાઇ કાફલાના પ્રચારકોએ પણ એક

અક્ષર ભલ મણરૂપે કહ્યા નથી, "મેલરી વ્યાપારી પ્રાર્થના"ના કહેવા પ્રમાણે લુમીવીલી, મીસીસીપીના અમાનુષિ બનાવો બનેલા હોવા છતાં તે બનાવો 'ફક્ત નિગ્રો લોકોએ ફોર્ડની જુની જુની ધીમે ચાલતી મોટર ગાડીઓમા જતા ઝડપથી ચાલતી ગાડીઓને રસ્તો નહિ આપવાના બહોળા તિરસ્કારને પાત્ર થએલા વર્તનને લીધે' તે બનાવો બન્યા હતા, એમ જણાવ્યું હતું. અમેરિકા મૌન રહી અને દરેક રીતે આવા ક્રુર અને અમાનુષિ બનાવો છુપા રાખી, જીનેવા, પેકીંગના સભાગૃહોમાં બેસી પોતે સભ્યતાથી ભરપુર હોવાનો દાવો દુનિયા સમક્ષ રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે."

તેજ પત્રમાંનો બીજો ફકરો નીચે પ્રમાણે છે: —

## ટોળીની યુક્તિઓ.

ટોળાંના અત્યાચારોની એક નિયમિત હસ્તક્રિયા અમેરિકામાં ઉદ્ભવી છે. તેની હસ્તક્રિયા ઘણું ખરૂં નીચે પ્રમાણે કરવામાં આવે છે.

એક ગુનો થાય, પોલિસ નિગ્રો પર આરોપ મુકવા દોડી જાય, એ વાત ધોળી દુનિયા માને, કારણ ધોળી પ્રજા નિગ્રોને ગુનેગાર તરીકે માને છે. એક નિગ્રો કેદ પકડાય, જો તરતજ તેને રિબાવી મારી નાખવામાં આવે તો તેમ થવા દીધાથી પોલિસનો બચાવ થાય. અને ગુનેગાર ધોળા લોકોની મુજ નજ લેવાય. પણ જો રિબાવવાના અત્યાચારો અમલમા મુકતાં ઢીલ થાય તો, અગર તો રિબાવવાની ધમકીજ અપાય તો નિગ્રોનાં રહેઠાણ સ્થાનો પર ધોળાઓ ટોળે મળી ઉલટી પડે. આમ કરવાથી ચોરી અને લુટની તક મળે. જો કોઇપણ નિગ્રો પોતાનો બચાવ કરે તો તુરતજ લશ્કરી ટુકડીની મદદ સાથે પોલિસ તેઓને નિઃશસ્ત્ર કરી ઘણાઓ ઉપર તોફાન કરવાનો આરોપ મુકે. જો એક પણ ધોળો માણસ પકડાઇ જાય, તો તરતજ તેને છોડી મુકવામાં આવે. પણ નિગ્રોને જકડી રાખી તેઓ પર ફરિયાદ થાય, આમ થવાથી નિગ્રો બીકમાંને બીકમાંજ રહે છે. તેમજ તેવી બીકથી

પોતાનો અંગત બચાવ પણ કરતો નથી. ભલે પછી બચાવ કરનારા તદ્દન નિર્દોષ હોય, અગર તો જીંદગી અગર માલ મિલ્કતનું જોખમ હોય તો પણ તેઓ બચાવ કરી શકતા નથી."

નીચેનો અહેવાલ ક્રાઇસીસના સપ્ટેમ્બર અંકમાંનો છેઃ—

## એઇકેનમાં રિબાવવાની ક્રિયા.

"રિબાવવાના અત્યાચારો સામે બીજી અસરકારક ચળવળ અમો ગુજારી શક્યા છીએ. એક જમાનાથી અમો રિબાવવા સામે ઝઝુમી રહ્યા છીએ, તો પણ હજુ સુધી લડવાનું બાકીજ છે. દક્ષિણ કેરોલીના દક્ષિણમાં એક મગરૂર રાજ્ય છે. કે જેમાં દક્ષિણના ખાનદાનો વસે છે. એઇકેન ઉત્તરના ખાનદાનોનું શિઆળાનું નિવાસ સ્થાન છે, છતાં આ જુના રાજ્યમાં તેમજ આવી ખાનદાન જાતિમાં અને એજ રાજ્યમાં થોડા મહીના પહેલાં એવો બનાવ બન્યો છે, કે જેથી દરેક અમેરિકાવાસીએ શરમથી પોતાનું શિર નીચું નમાવવું જોઇએ. ખુન કરવા માટે ત્રણ ગરીબ નિગ્રો આરોપીનો, એક ફારસ જેવી અદાલતી તપાસ કરી ગુનેગાર ઠરાવવામાં આવ્યા હતા. તેઓને લટકાવી દેવાય, તેના થોડા દિવસ આગમચ એક વર્ણભેદવાળા વકીલ મી. એન. જે. ફ્રેડરીકે તેઓનો દાવો દક્ષિણ કેરોલીનામાં પોતાને હાથ લીધો હતો. દક્ષિણ કેરોલીનાની વરિષ્ઠ અદાલતને માટે આપણે એટલું સારૂં કહી શકીએ. તે દાવાની ફરી તપાસને માટે પરિભ્રમણ કરતી. અદાલતમાં ફરી તપાસ ચાલી, તેમાં મી. ફ્રેડરીકને દક્ષિણના ગોરી ચામડીના ન્યાય શાસ્ત્રી મી. એલ. જી. સાઉથાર્ડે પણ, નીચ માણસો તરફની વકીલાત કરી હતી. આ ત્રણ મનુષ્યો બે પુરૂષ અને એક સ્ત્રીની દક્ષિણ કેરોલીનાની અદાલતમાં ફરી તપાસમાં મી. ફ્રેડરીકનો વાદાઘાટથી સંતોષ પામી તેમાંના એક પ્રતિવાદીને ન્યાયાધીશે બીનગુનેગાર ઠરાવ્યો હતો, તેમજ બીજા બંને મનુષ્યોને પણ છુટા કરતે. એ વાત બનવી શક્ય હતી, પણ શું પરિણામ આવ્યું ? તેજ રાત્રે એક ટોળી

બંદોબસ્ત જાળવનારા અધિકારીઓએ આપેલી છૂટનો લાભ લઇ, દુર્ગમાં દાખલ થઇ, બંને પુરૂષો અને સ્ત્રીને દુર્ગ બહાર કાઢી ગોળીથી વીંધી નાખ્યાં."

નીચે લખેલો બનાવ સ્યામ અને તમોજીત મીસીસીપીમાં સપ્ટેમ્બર માસમાં બન્યો:—

"થોડા દિવસો પહેલાં સ્યામ અને તમોજીત મીસીસીપીમાં જે રિબાવવાનો અત્યાચાર બન્યો તે તપાસો. જ્યારે ન્યુયોર્ક શહેરમાં લાખો મનુષ્યો લેઇડબર્ગે જે વિજ્ઞાન નિષ્પત્તિ મેળવી અમેરિકાના શુભ નામે.માં વધારો કર્યો હતો, તેમજ પોતાનું નામ તે નિષ્પત્તિને લીધે સારી દુનિયામાં વિજ્ઞાની તરીકે પ્રખ્યાત કર્યું હતું. તેને શાબાશી આપતા હતા. તેમજ લાખો મનુષ્યો કે જેમાં એકલા ધોળા નહિ પણ કાળા પણ અમેરિકામાં ન્યુયોર્ક શહેરમાં ધન્યવાદ આપી રહ્યા હતા; ત્યારે મીસીસીપીમાં હજાર કે તેથી વધારે માણસના ટોળાએ એકઠા મળી બે કાળાભાઇઓ, કે જેના પર લાકડાં વહેરવાની મીલના ગુલામોના અધિકારીના ખુનનો આરોપ હતો તેઓને કબજે લીધા હતા. તેઓને બંધારણપુર્વકના અધિકારીઓના હાથમાંથી લઇ શું કર્યું? તેઓને તારના થાંભલા સાથે લટકાવ્યા. ગેસોલીન (કેરોસીન)થી સિંચનક્રિયા કરી સળગાવી દીધા હતા."

૧૯૨૭ ના ક્રાઇસીસના અંકના ઉત્તર લેખમાં ડો. ડુ. બોઇસ નીચે પ્રમાણે લખે છે:—

## કોફીવીલી કેનસસ.

"માર્ચ મહીનાની ૧૭ મી તારીખે બે ગોરી ગામડીવાળી છોકરીઓ પર નિગ્રોએ બળાત્કાર કર્યાનું, ૨૦૦૦૦ માણસવાળી વસ્તીના એક કેનસસ શહેરમાં તહોમત આવી પડયું હતું. શિકારી કુતરાઓ, પોલિસ અધિકારીઓ, લાવવામાં આવ્યા હતા. નિગ્રોના રહેઠાણ આગળ જઇ ત્રણ કાળાઓને કેદ પકડયા.

તેમાંના બેને છોડયા અને એકને કેદમાં રાખવામાં આવ્યો. તા. ૧૮ માર્ચને દિવસે તે કાળા માણસને રિબાવી ઠેકાણે પાડવા માટે ૨૦૦૦ માણસોએ શહેરના સભાગૃહ પર ધસારો કર્યો. તે ટોળાએ સભાગૃહમાં ભાંગફોડ કરી માલમત્તા લુટી નિગ્રોની પૂંઠ પકડી. વીસેક કાળાઓ એકઠા થઇ. હથિયાર સજી ટોળાને જરાબ આપવાના ઇરાદાથી એકઠા થયા. પોતે સખત ઘાયલ થયા છતાં બે કાળાઓએ એન્ડરસન અને ફોર્ડ નામના, એ ટોળીનો ધસારો અટકાવવાના ઇરાદાથી ગોળી છોડી. 'હુલ્લડને ઉત્તેજન આપવાના' આરોપ પર તે બંનેને કેદમાં નાંખ્યા.

"પાછી સત્ય વાત બહાર આવી. ધોળા લોકો તે વાતને ઢાંકપિછોડો કરવા ચહાતા હતાં, પણ કાળાઓએ મહાન પંચ (ગ્રાંડજ્યુરિ) ને પુનઃપ્રાર્થના કરી. મે મહીનાની તા. ૩૦ ના અંકમાં કોર્ટવીલીના દૈનિક પત્રે એવો કરાર કર્યો કે જે બે છોકરીઓ પર બળાત્કારનો આરોપ હતો, તેમાં બે ધોળાઓ—નહિ કે કાળાઓ, તે છોકરીઓના સહગામી હતા. એક ધોળી ચામડીના માણસને બળાત્કારના ગુના માટે કારાગૃહમાં નાખ્યો છે. તેમજ એક છોકરીને પણ તેની મદદનીશ હોવાના ગુના બદલ જેલમાં નાખી છે. કઇ જાતની વ્યાખ્યા પર્યાપ્ત કહી શકાય?

પુર્વ સેંટલુઇમાં સન ૧૯૧૭ માં જે કતલ ચલાવાઇ, તેના ટુંકા અહેવાલથી ધોળી ચામડીનું શિષ્ટત્વ માનનારાઓ તે ઇંદ્રજાળ-માંથી મુક્ત થશે. નીચે આપેલા અહેવાલમાં ધોળી ચામડીની સ્ત્રીઓ તથા છોકરાંઓ શું ભાગ લે છે તે પર ખાસ લક્ષ રાખવા જેવું છે.

## પૂર્વ સેંટલુઇની કતલ.

સન ૧૯૧૭ ના જુલાઇ માસમાં પુર્વ સેંટલુઇ ઇલીનોઇસમાં જે બનાવો બન્યા તેમાં જહાંગીરી કાયદાના અમલ સિવાય બીજું નથી. પુર્વ સેંટલુઇના નિયોજકો, ધોળી કોમના લોકોએ પાડેલી હડતાળને પહોંચી વળવા સારૂ, મોટી સંખ્યામાં દક્ષિણમાંથી કાળા

મજુરો લાવ્યા હતા. તે કારણથી તોફાન થયું હતું. ધોળા મજુરોએ કાયદો પોતાના હાથમાં લઇ કાળાની પુંઠ પકડી શિકાર કરવાનું શરૂ કર્યું. બૈરાં, છોકરાં, ઘરડાં, કોઇનેજ છોડયાં નહિ. કાળા લોકોનાં ઘર સળગાવ્યાં, કે જેને પરિણામે ઘરમાં રહેલાં નાસી પણ ન શક્યાં. વર્તમાન પત્રો પણ કબુલ કરે છે, કે ધોળી પોલિસે આ બધું જોયાજ કર્યું, એટલુંજ નહિ પણ હુલ્લડખોરોને મદદ પણ આપી. નીચે મૂકેલા સેંટલુઇના સ્ટાર પત્રનો અહેવાલ, પોલિસ તેમજ લશ્કરી ટુકડીએ શું કર્યું તે પર પ્રકાશ પાડે છેઃ—

"લશ્કરનાં કેટલાંક માણસો હુલ્લડમાં સામેલ હતાં. લોનીના 'એલ' લશ્કરની ટુકડીના સિપાઇઓ તેમાં સામેલ હતા. એમ મીસ ગ્રુએનિંગ કહે છે. તે હુલ્લડ પછી થોડા દિવસને અંતરે તેણી ઓકલાહોમાના પાછળના વાંક પાસેથી જતાં, તેઓ સાથે વાતચીતમાં ઉતરી હતી. તેઓ એમ બડાશ મારતા હતા કે આ જગાએથી ૭ 'કાળાઓને' પાણીમાં ફેંકી દીધા હતા. અને તેઓએ પાણીની સપાટી પર આવવાના જેટલા પ્રયત્નો કર્યા તેટલામાં તે લોકોએ તેઓને આમથી તેમ અફાળ્યા. અને આખરે તેઓ ડુબી મુઆ......તેણીએ પુછ્યું કેટલાએકના પ્રાણ તમે કાઢયા?

બિનજવાબદારી અચોકસતા તેઓનામાં હતી. કેટલા માર્યા તેની તેઓને ન ખાત્રી હતી. પણ મારી નાંખવાના ઇરાદાથી ગોળીઓ છોડી હતી, તેની તેઓને ખાત્રી હતી. તેઓને તે પ્રમાણેનોજ હુકમ હતો. મીસ ગ્રુએનિંગે પુછયું, "શું કાળાઓને મારવાનો?" હસીને તેઓએ જવાબ આપ્યો—અરે ના, ફક્ત જેઓ આગ લગાડે તેમને મારવાનો હુકમ હતો. 'તમે કોઇ કાળાને આગ લગાડતાં જોયા હતા શું?......ના, અમે જે જોયું, તેમાં કાળાઓ નાસભાગ કરતા હતા.'

મીસ ગ્રુએનિંગે આ બાબતનો રિપોર્ટ લશ્કરી તપાસણી મંડળને કર્યો હતો. તેમજ તે સિપાઇ છોકરાઓને ઓળખી આપવા કહ્યું હતું, પણ મંડળે તેણીને ઉડાવનારા જવાબો આપ્યા હતા.

કાળા લોકોની પ્રગતિને માટે જે રાષ્ટ્રીય મંડળ છે, તેણે મીસ ગ્રુએનિંગ અને નિગ્રો વિષે ઇશ્વરદત્ત બક્ષીસવાળા લેખક ડૉ. ડબલ્યુ ઇ. બી. ડુબોઇસને જે અત્યાચારો થયા હતા, તેની તપાસ કરવાને નિયોજ્યા હતા. ૧૯૧૭ ના સપ્ટેમ્બર માસના ક્રાઇસીસના અંકમાં જે તથ્યો તેમજ ચિત્રો એકઠાં કરી તેઓ તરફથી પ્રકટ કરવામાં આવ્યાં હતાં, તે વાંચતાં કમકમાટી ઉપજે તેવાં હતાં. આમાં જે અહેવાલ આપ્યો છે, તે ક્રાઇસીસમાના લેખને આધારે આપ્યો છે.

જે અત્યાચારો પુર્વ સેંટલુઇમાં કરવામાં આવ્યા હતા, તેની સરખામણીમાં જર્મનિએ કરેલું ઘાતકીપણું કંઇજ ઘાતકી ન હતું. બે બનાવોના ઘોરપણામાં સેંટલુઇ સાથે જર્મનિની સરખામણી નજ થઇ શકે. જર્મનોના ઘાતકીપણાના જે અહેવાલો આવ્યા છે, તેમાં કોઇએ એમ જણાવ્યું નથી કે જર્મનો રિબાવી દુઃખ દેવામાં આનંદ માનતા હોય. પણ આ હુલ્લડખોરોએ તો કામ અને આનંદનું મિશ્રણ કર્યું હતું. આ વાતનો કાર્લો એફ૦ હર્ટ, કે જેઓ સેંટલુઇ પાસ્ટ ડિસ્પેચના અહેવાલ આપનારાઓમાના એક છે, તેઓએ પણ ટેકો આપતાં તે પત્રના લેખમાં પોતે એક નજરે જોનાર વ્યક્તિ તરીકે નીચે પ્રમાણે લખ્યું છે:—

"મૃગયા કરવામાં જે ન્યાયી વર્તન હોઇ શકે, તે સિવાયના વર્તનથી, પુર્વ સેંટલુઇમાં જે મેં નજરે જોયેલું, તેમાં માણસનો શિકાર થઇ રહ્યો હતો......ધીર, સુચિંતિત, ઠંડા ક્રૂરપણું તેમજ ગમતનો તે અત્યાચારમાં આવિર્ભાવ હતો. "લાવો હજી" એવીજ ગણગણના હતી, તેમજ 'બીજો લાવો' એમ વખતો વખત બોલતા હતા. મહોત્સવના દિવસે ટાણું મળે તેવું ટાણું ન હતું. પણ રોમન લોકોના "કોલોઝીઅમમા" જેવી અસિક્રિડા થાય છે, તેવો જ ગમતનો ભાવ હતો, અને જેમાં ગર્જના કરનારા તેમજ હિંસક પશુઓ ભિન્ન હોવાને બદલે પોતેજ હતા."

તે ટોળામાં અમેરિકનોની રણગર્જના તેમજ ઉત્તેજીત લાલસાઓનો ભાવ પ્રદર્શિત થતો જણાય છે. અમેરિકાના બુલ્લડખોરોની ક્લાંત ઇંદ્રિયાસક્તિને ઉત્તેજન આપે તેવી કર્મતૃષા હતી. તેઓને આવી ઉગ્ર રમતમાં મોજ માણવી હતી. એક યંત્ર જેવા બનેલા અમેરિકાના જીવનને બીન કુદરતી લાલસાઓ જેવી કે 'ઉન્મત્ત મનોદશા' તોફડાઇ. વેદનાવ્યાપારની, જરૂર પડે છે, કે જેને પરિણામે મધર ઇંડિઆ જેવા રંગીન પત્રકારો ઉદ્દ્ભવે છે. આવા રાક્ષસીપણામાંથી અમેરિકાના ટોળાંઓને કંઇક જુદોજ મોહ પ્રાપ્ત થાય છે. પણ આવો અત્યાનંદ મેળવવા સારૂ ધોળા વિરૂદ્ધ કાળાઓજ હોય છે.

સેંટલુઇ પોસ્ટ ડીસ્પેચ (શિઘ્ર પત્રકાર)ના લેખક તે અહેવાલનું ઘોર વર્ણન કરતાં લંબાણથી સ્પષ્ટ અને કમકમાટી ભર્યા લેખમાં નીચે પ્રમાણે કહે છેઃ—

"એક કાળો માણસ કે જેના માથાના પત્થર લાગવાથી ફાડચા થઇ ગયા હતા, તેને ચોથી શેરીના નાકા સુધી ઘસડી લાવી તેની ડોકની આસપાસ એક દોરડું બાંધવાની તજવીજમાં લોકો હતા. દોરડું જોઇએ તેટલું મજબુત ન હતું તે વાતના મસ્કરી ઠઠ્ઠા થતા હતા. એક સ્તંભની થોડે ઉંચે એક ત્રિકોણાકાર પેટી સાથે તે કાળાને લટકાવતાં જો તે તુટી પડે, તો તેનું શું કરવું, તે માટે લોકો તૈયાર હતા. થાંભલો ભાંગી પડયો અને તે કાળો માણસ ઘુંટણભર પડી ગયો. પણ પડતાં પડતાં એક ધોળો માણસ કે જે દોરડું ખેંચી રહ્યો હતો, તે પણ પગથી પર, પેટ ઘસતો થઇ ગયો. "એક ઘરડો માણસ કે જેણે ભાડુતી ગાડી હાંકનાર જેવી ટોપી પહેરી હતી, પણ જેના પર તેવા લોકોને અપાય છે, તેવો પટો નહતો, તે પોતાના ઘરમાંથી વિરોધ બતાવતો બહાર નીકળી પડયો. તેણે બરાડો પાડી કહ્યું, આ શેરીમાં તે માણસને નહિ લટકાવતા. 'તમે એ કેમ કરી શકો?' તે માણસને ગુસ્સાથી ધકેલી મુકવામાં આવ્યો, અને મજબુત દેખાતું

એવું બીજું દોરડું તે લોકો લાવ્યા. તે સાંજે તે જગાપર એક કરપીણ દ્રસ્ય જોયું. તે કાળા માણુસની ડોકની આસપાસ દોરડું બાંધવાને માટે તે ટોળામાંના એકે, ફાડચા થએલા તેના માથામાં આંગળીઓ ઘાલી માથું ઉંચું કર્યું, કે જેથી તેનો હાથ તે માણુસના લોહીથી ખરડાઇ ગયો.

'પકડો અને પુર્વ સેન્ટલુઇ સુધી તેને ઘસડો, એવો એક માણુસ કે જેણે કાળો કોટ અને નવી ઘાસની ટોપી પહેરી હતી, તેણે દોરડાનો બીજો છેડો પકડતાં બરાડો પાડયો. દોરડું લાંબું હતું પણ ટોળામાંના બધાને માટે ટુંકું હતું. આ બીજી વખતે તે કાળાને જમીનથી લગભગ સાત ફુટ ઉંચો લટકાવી દીધો. તેનું શરીર ત્યાંજ લટકતું રહેવા દીધું."

ક્રાઇસીસ પત્રના લેખમાં પણ આવાજ કમકમાટી ભર્યા અહે-વાલોનું વર્ણન છેઃ—

આવા રાક્ષસી શનિ મહોત્સવોમાં બૈરાંઓ પણ પાછી પાની કરતા નહિ. મી. હર્ડ લખે છે કેઃ—

"એક નિગ્રોની સ્ત્રી કે જે 'અમે કોઇને ઇજા કરી નથી,' એમ કહી દયાની માગણી કરતી હતી, તેના ઉપર હલ્સાને નીચ કોમની ધોળી સ્ત્રીઓ હુમલો કરી રહી હતી. તેમજ પુરૂષોના જેવાં અસભ્ય ચાળા તથા મુક્કાબાથી પથરાઓ અને ફટકાઓ તેણીના મોઢા પર અને છાતીના ભાગમાં મારી રહી હતી. તે મેં જોયું છે. આવી રાક્ષસણી-ઓમાંની એકને મેં લશ્કરી સિપાઇના હાથમાંથી બેયોનેટવાળી બંદુક ઝુંટવવાનો પ્રયત્ન કરતી જોઇ છે. કે જે સિપાઇ એક કાળી સ્ત્રીનો બચાવ કરતો હતો. તે રકઝકનો લાભ લઇ બીજી સ્ત્રીઓ કાળી આશ્રીત સ્ત્રી પર તુટી પડી હતી. એક કુમળી વયની હબસણ પર, હુમલો કરતાં 'છોકરીઓને પકડવા દો'ના પોકારો થતા હતા. 'મહેર-બાની કરી મને જવા દો, મેં કાંઇ કર્યું નથી'ના કાળી સ્ત્રીના પોકારો,

ઝાડુનો એક ફટકો તેણીના મોઢા પર મારી બંધ કરવામાં આવ્યા હતા. બીજી એક સ્ત્રીએ તેના બે હાથ પકડી રાખ્યા અને તે છોડા-વવાના નિરાધાર પ્રયત્નોનો જવાબ ફટકાથી અપાયાંજ કરતો હતો. નખવતી તેણીના વાળ તથા બહાંય ઉઝડી નાખવામાં આવી હતી. પછીથી કેટલાક પુરૂષો બરાડી ઉઠયા 'હવે જવા દો જોઇએ કેટલી ઝડપથી ત્રેણી દોડી જાય છે ''' બૈરીઓએ તેણીને તરત તો નજ છોડી. અને મારવાનું ચાલુજ રાખ્યું. ફક્ત તેના પ્રાણ ન લીધા. એટલુંજ બાકી રાખ્યું. આખરે માર ખાતી રડતી કકળતી તેણી શેરીમાં દોડી ગઇ.

"ત્યાર પાછી થોડીવારે એક ઘરડી હબસણ બે અથવા ત્રણ લશ્કરી સિપાઇ સાથે ત્યાં આવી કે તરત, તેજ ધોળી બૈરીઓ તેના તરફ દોડી. એક સિપાઇએ બંદુક વચ્ચે ધરી. ઝાડુવાળી બૈરીએ તે છોડાવવાનો બે હાથે પ્રયત્ન કર્યો, તે અરસામાં બીજીઓ પેલી ઘરડી હબસણ પર બીજા સિપાઇઓ હોવા છતાં તુટી પડીને તેણીને થોડી ઇજા કરી ભડકાવી નસાડી મુકી."

ગોળીથી વિંધાઇ બેભાન થઇ પડેલી એક નિગ્રોનું હૃદય કાપીને બહાર કાઢવા' એકની તો મરજી થઇ ગઇ હતી ' !

ફક્ત હબસીઓનેજ મારવાના કામથી પાછી ટોળી થાકી ગઇ ત્યારે આગ લગાડવાના કામમાં પ્રેરાઇ ગઇ કે જેથી માનસિક ઉત્તેજીતતા આવી. "કાળાઓને" પોતાનાજ ઘરમાં બાળી નાંખવામાં કેવી મઝા સમાયલી હતી, અથવા તો સળગતા ઘરમાંથી નાસભાગ કરતા અને ટોળીના રોપને આધીન થતા તેઓને જોવાથી કેટલો આનંદ મળે, તેવું ટોળીનું માનસ હતું. બૈરાંઓએ પણ તેમાં ભાગ લીધો હતો. સળગતા ઘરોમાંથી કાળી બૈરીઓ નાસભાગ કરતી હતી. તેની પુંઠ ધોળી બૈરીઓ પકડતી હતી. તેમ કરવામાં તેઓનાં સળગતાં કપડાં ઠારવાનો હેતુ નહિ હતો; પણ જો બની શકે તો તેઓના દુઃખમાં ઉમેરો કરવાનો ઇરાદો હતો. ટોળે મળી આજુબાજુ બૈરાંઓ હસતાં

અને મશ્કરી કરતાં ઉભાં રહેતાં. પોતાના ઘરમાં આગથી રંધાઇ ગએલા માણસો જમીન પર પડયા પડયા દુઃખથી આમળા ખાતા હતા તેઓને તેઓ જોયા કરતા હતા.'' ઔષધાલયોમાંથી માસ ગ્રુએનિંગ તેમજ ડૉ. ડુ.બેઇસે ઘણા પુરાવાઓ એકઠા કર્યા છે. તે બલિદાનમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી હતી. તેમાંની એક સિતેર વર્ષની ઘરડી સ્ત્રી નારસીસ ગરલે, ત્રીસ વર્ષ સુધી એક સ્થાનમાં રહી હતી. અને કદી પણ ઘરમાંથી બીકને લીધે બહાર નીકળી ન હતી. આખરે સળગતી દિવાલો તેણીના હાથ પર પડી, અને તેણીના હાથ દાઝયા.

એડવર્ડ સ્પેન્સર નામનો એક કારીગર પાંચ વર્ષથી સેંટલુઇમાં કામ કરતો હતો. તેણે પોતાની સ્ત્રી તથા સાત છોકરાંને સેંટલુઇથી બહારજ મિત્રને ત્યાં રાખ્યાં હતાં. તે માણસ એક દિવસ પોતે માની લીધેલા, એક ધોળા મિત્ર સાથે સેંટલુઇના શેરીમાંથી જતો હતો. તે ધોળા માણસના બારણા આગળથી જેવા તેઓ પસાર થયા. કે તરત તે ધોળા માણસે કાળાને ગોળીથી હાથ તેમજ વાંસામાં વીંધી નાખ્યો.

પુર્વે સેંટલુઇમાં જે મનઃકલ્પિત અત્યાચારો ગુજર્યા તે બધા દુંકાણમાં અગર તો પુરેપુરા આલેખવાને પુરતું સ્થળ આ પુસ્તકમાં નથી. જે તથ્યોનું ગાન ક્રાઇસીસ પત્રમાં છે, તેને અન્તે નીચે આપેલા અહેવાલો ટીકા રૂપે છે. તે આપવાથી વાંચનાર સેંટલુઇમાં જે બનાવો બન્યા તેનો ખ્યાલ કલ્પિ શકાશેઃ—

"પ્રથમ એક બિહામણું ટોળું, હિચકારાઓની રીત પ્રમાણે શેરીને કાળી બનાવતું ઉતરી પડે. પછી નિરાશાથી ભરપુર મુંઢ પકડાએલા હબસીઓ આમથી તેમ દોડાદોડ કરતા દેખાય, એક સાંઢીઆ જેવો ઘોર અવાજ 'કાળાને પકડો' કાન પર પડે. ગોળીઓ, પથરાઓનો અને ઇંટોનો વરસાદ વરસે. કુહાડીઓ અને માંસ કાપવાની બરછીઓનો ચળકાટ દેખાય. દયાહીન ભડકાઓ, સઘળે મૃતદેહો શોણિત અને ક્રુરતા દ્રષ્ટિગોચર થાય. શિકારીઓને છાજે તેવું યશસ્વી-

પણું, તેવાંજ ગીતો—તેવીજ ભાવનાઓનો આવિર્ભાવ થાય, ધુતકારા—એલી શિકાર કરાએલી વસ્તુ રૂપી આ પાષાણભુમિની આધ્યાત્મવિદ્યા પર, કોઇએ પણ દ્રષ્ટિપાત કર્યો નથી. પુર્વ સેંટલુઇના કાળાઓએ જે એકરારો ક્ર્યા છે, તે એકરારોએ દુનિયાની તે બાબતની ન્યુનતા પુરી પાડી છે."

પુર્વ સેંટલુઇનું સ્થાન આ દુઃખી પ્રજાને માટે નઠારામાં નઠારૂં સ્થાન હતું, એમજ નિરાકરણ પર ન આવી શકાય. તંબાકુના કારખાનામાં કામ કરતા એક મજુરને હુલ્લડખોરોએ ઇંટો અને દંડાઓથી ખુબ માર માર્યા પછી તેનું માથું કચડી નાંખ્યું, અને હાથ ભાંગી નાંખ્યા પછી નીચે પ્રમાણે તેણે કહ્યું હતું: "હું દક્ષિણ તરફ કોઇ દિવસ પાછો નહિ ફરૂં, કારણ દક્ષિણમાં તો અમારા લોકોના ખુન, આગ અને જીવતા બાળી મુકવા સિવાય બીજું કાંઇ નથી. હું તો સેંટલુઇમાંજ રહીશ."

બીજા બલિદાન અપાયલાનો પણ આવોજ નિશ્ચય હતો. એક ૬૦ વર્ષની ડોસી કે જે પોતાના જુના આગથી ખંડિએર થઇ ગએલા રહેઠાણમાં સળીઆ વતી દેવતા ઉંચો કરતી હતી, તેને મીસ ગ્રુઆનિંગે પુછ્યું હતું, તેના જવાબમાં તેણીએ કહ્યું હતું, કે 'અમે શું કરીએ? અમે દક્ષિણમાં રહી શકતા નથી અને ઉત્તરમાં અમારી જરૂર નથી, અમારે શું કરવું?

અમે ધારીએ છીએ કે ઉપર આપેલી બીનાઓથી વાંચનારને યુનાઇટેડ સ્ટેટમાંના નિગ્રોની પ્રશ્નની મહત્તાનો ખ્યાલ આવ્યો હશે. બંને વર્ગો ધોળા અને કાળાને, તે પ્રશ્નની ઉપસ્થિત સ્થિતિની જાણ છે. ધોળા લોકોમાં અંદર અંદર ત્રણ વિભાગ છે. પહેલો વર્ગ એવો છે, કે નિગ્રો તરફ જે પક્ષપાત છે, તેને ધુતકારી કાઢે છે. બીજો વર્ગ પક્ષપાતોને ધુતકારે છે, પણ તે તરફ ક્ષમાવૃત્તિ રાખે છે, તેથી ચિત્ત વૃત્તિથી નરમાશથી કહે છે, અને કારણરૂપે બતાવે છે, કે કાળા અને

ધોળા વચ્ચે આટલો તફાવત છે, કે ધોળાઓ કાળાને સમાનતાથી નહિજ ગણી શકે. આવા લોકો નિગ્રો વર્ગમાંના સારા ભણેલા અને સભ્યતાવાળા તરફ પોતાનું વલણ બતાવે છે. છેલ્લો વર્ગ એવો છે કે જે કાળાઓને હડધુતજ કરે છે. તેનું કારણ એજ છે. કે તેઓમાં જાતિય ભિન્નતા છે, તેમજ કોઇપણ ઉપાયે સામાજિક સંગઠન તેઓની સાથે નજ રાખી શકય. એ ધોળાઓનો વર્ગ એમ માને છે કે "ગમે તે જાતની વેપારી, સાહિત્યની અગર તો ધાર્મિક કેળવણીથી તે ધોળો તો નજ બની શકે; તેમજ પ્રથમથીજ માનવ જાતિના ઉદ્ભેદની પ્રક્રિયામાં જે કાળા અને ધોળામાં અંતર છે, તે પર કદીપણ સેતુ–બંધારણ થઇ નજ શકે."

અમેરિકામાં નિગ્રો લોકોને એક ખિન્ન અને બહિસ્કૃત વ્યક્તિઓ તરીકે લાવવામાં આવ્યા હતા. આવી રીતે લવાએલા ગુલામો, જીતાયલી તેમજ દબાએલી પ્રજા, કે જેઓને પોતાના દેશમાંથી તેમજ જ્ઞાતિમાંથી અધમ વર્ણ તરીકે ધુતકારી કાઢી મુકયા હોય, તેવા ગણી રાખવામાં આવતા હતા. અમેરિકામાં ગુલામીના કાળમાં તેઓને અભણ, એક સ્થાનેથી બીજે સ્થાને જવા અશક્ત, પરસ્પર સંગમ રાખવા તેમજ નિરંકુશ રીતે એકઠા થવા દેવામાં આવતા નહિ. સામાન્ય રીતે કહીએ તો દરેક રીત, કે જેથી એક માણસ સભ્યતા અગર તો નાગરિકતા મેળવી શકે, તેવા બધા ઉપાયો કાળા માટે ન હતા. ગુલામ, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, કે છોકરૂં હોય, તે તરફના પવિત્ર વર્તન માટે શેઠ કાયદાની રીતે જરાએ બંધાએલો ન હતો. પુર્વકાળના ધોળા શેઠોના ઉચ્છૃંખલ વર્તનોના નમુના રૂપે આજે પણ અમેરિકામાં કાળાઓની જે સ્થિતિ છે, તે પુરવાર કરે છે, કે તેઓ તરફ કેટલું અપવિત્ર વર્તન રાખવામાં આવતું હતું. ગુલામીની સંસ્થાઓને આધારે કાળાઓને સ્વમાન જેવી વસ્તુનું તો ભાન નજ થવા દેવામાં આવતું. ધોળી ચામડાવાળો શેઠ અથવા તો નિરક્ષક, એક કાળી સ્ત્રીને પોતાના વૈભવ

માટે કામ વિકારના બલિદાન તરીકે વાપરવામાં જરાએ આંચકો ખાતો નથી. ડીન મીલર કહે છે કે "આ દેશમાં નિગ્રો જાતિ ચત્રિય જાતિ જેવી છે, ધોળા વર્ગના ભાર વાહક તરીકે તે જ્ઞાતિ છે. સમાજની તે નરમ શિલા છે, કે જે પોતાના નીચપણાને લીધે દુઃખો સહન કરવા બંધાયલી છે. સમાજને માટે કઠણમાં કઠણ કામ તે જ્ઞાતિ કરી રહી છે. તેવી જ્ઞાતિના માણસો દુઃખો સહન કરે છે, તેમજ તેના જેવી માનરહિત સ્થિતિમાં રહી ગુનાઓ પણ કરે છે."

બીજે ઠેકાણે તેઓને ઉદ્દેશી તેજ લેખક નીચે પ્રમાણે કહે છે.

"આ દેશના દરેક જાતના વતનીઓ, અગર તો આ દેશમાં પ્રવાસ કરનારાઓ, નિગ્રોની સ્ત્રી પર દુષ્ટ કામવિકારી અત્યાચારો છૂટથી કર્યે જાય છે, અને તેનો ભાર તેણી વહે છે. કહેવાતી મનુષ્ય કુટુંબરૂપ નિગ્રો જ્ઞાતિની નસોમાં વિવિધ જણાતી જ્ઞાતિઓ તેમજ ઉપજ્ઞાતિઓનું લોહી દોડી રહ્યું છે. જ્ઞાતિઓની પરિસીમામાંજ નહિ, પણ દરેક વ્યક્તિની નસોમાં સમમિશ્રિત અને અસ્પષ્ટ રીતે લોહી દોડી રહ્યું છે."

## પ્રકરણ ૧૧.

## નીચમાં પણ નીચ...પરિસમાપ્ત કૃત.

કુ ક્લુક્સ ટોળી એ નામથી પ્રતિવર્ષ ઘણાં વર્તમાન પત્રોનાં આગલા પાનામાં મોટા અક્ષરોથી લેખો દરેક દેશોમાં લખાય છે. તે ટોળી આદર્શરૂપે અમેરિકાનો પેદાશ છે. તે અમેરિકાનો નહિ, કે જેમાં વ્હીટમેન અને ઇમર્સન પાક્યા, પણ તે અમેરિકા, કે જેમાં બેબાટ, ડબલ્યુ. આર. હર્સ્ટ, અને મીસ કેથેરાઇન મેયો જેવા આદર્શો નિપજ્યા.

મહત્ત્વવાળી તેમજ ઇંદ્રિયને ચકિત કરનારી જે ટોળાંની ખબરો અમેરિકામાંથી ગળાઇને બીજા દેશોમાં આવે છે, તે હબસી પર તથા રિબાવનારા અત્યાચારો વિષે હોય છે. પણ તે ટોળી

રિબાવનારી એક ખાનગી મંડળી નથી, અમેરિકાના વ્યક્તિ–નિષેધકની મુર્તિમત્તા તેમાં સમાએલી છે. અમેરિકાના (પ્રોટેસ્ટંટ) વિરોધક રાષ્ટ્રીયત્વના હિંસારંભના બહોળા આદર્શરૂપે છે. કેથોલિક, યાહુદી, જ્યુ, અને નિગ્રોના, વિરોધીઓને તેઓનું રાષ્ટ્રીત્વમાં ક્યાં સ્થાન છે, તે બતાવનારી છે. કદાચ કેટલાએક વાંચનારો કેથોલીક લોકોનો આમાં અપ્રશસ્તો તરીકે થતા સમાવેશનો અર્થ નહિ. સમજી શકે, પણ તેણે યાદ રાખવું જોઇએ, કે કેથોલિક લોકોની સામેનો વિરોધભાવ હજુ પણ અમેરિકામાંથી નષ્ટ થયો નથી. તેમજ ભુતકાળના ઇતિહાસની વાત જેવો બની ગયો નથી. *અસંખ્ય કેથોલિકો અમેરિકામાં હોવા છતા તેમાંનો એક પણ અમેરિકાના ઇતિહાસમાં અમેરિકાનો અધ્યક્ષ (પ્રેસિડંટ) થવા પામ્યો નથી. કેથોલિક ઉમેદવાર એલ.સ્મીથ કહે છે, કે પોતે એક સારા કેથોલિક તેમજ સારા અમેરિકન છે. તે ટાળવાને ઘણી મુસ્કેલી પડે છે. બલ્કે તે પક્ષપાતો ટાળ્યા ટળતા નથી.

તે ટોળી હમણાં જે તેનું સ્વરૂપ છે, તે સ્વરૂપથી સને ૧૯૧૫ માં સ્થાપવામાં આવી હતી, પણ ખરૂં જોતાં ૧૯મા સૈકાથી વંશ પરંપરાથી ઉતરી આવેલી "કશાની–મુજ–ન–લેનાર–ખાનગી–મંડળી"ના ઉત્તરાધિકારી તરીકે હતી. મુળ ઉદ્દેશ જાળવી રાખવા, જેવા કે 'ધોળી જ્ઞાતિની પ્રાચીન ગુલામીવાળા રાજ્યોમાં શિષ્ટતા' મુળરૂપક, મુળ રીતિઓ તેમજ મુળ શબ્દ પરિભાષા અદ્યાપિ પર્યંત જીવન્ત છે.

---

*"સન ૧૯૨૪–૨૫ની વાર્ષિક દેવળોની ગણતરીની ચોપડીમા સન ૧૯૨૩ માં ૧૮,૨૬૧,૦૦૦ કેથોલિકો અને ૨૮૩૬૬૦૦૦ પ્રોટેસ્ટંટો હતા. પાછળનો આંકડો જો આપણે પ્રોટેસ્ટંટ ધર્મ તરફ લાગણી ધરાવનારાઓનો તેમાં ઉમેરો કરીએ તો ૮૦,૦૦૦૦૦ નો થાય. સરકારી રીતે તે આંકડો કબુલાયો નથી."

"અમેરિકા ઉંમર લાયક થયુ" એ. સીજફ્રીડ
(જોનાથાન કેમ્પ ૧૯૧૭) પા. ૩૯.

વિલિયમ જોસેફ સીમન્સ —કે જેણે સ્પેનિશ અને અમેરિકાની લડાઇમાં સ્વેચ્છા સૈનિક તરીકે કામ કર્યું હતું, તેથી તેને 'કર્નલ' કહેતા હતા, તેણે સન ૧૯૧૫ માં એ સંસ્થાની સ્થાપના કરી તેમાં કંઇપણ નવા પ્રયત્ન જેવું હતુંજ નહિ.

તે ટોળી એક ખાનગી મંડળ તરીકે અસ્તિત્વ ધરાવે છે, કે જેની ગુઢ–ગર્ભિત વાચા, તેમજ હાસ્યજનક ગંભીર ક્રિયા સંસ્કારોથી અજ્ઞાન નિગ્રોના મન પર ભય પમાડનારી છાપ પડાય છે. ચેતવણી આપનારા ગુહ્ય પત્રો, નનામી નાટકશાળાઓ, શ્વેત કફણ કૃતિઓ, મૌન અને ગંભીર મશાલો સાથેના સરઘસો, હબસીઓને બચકાં ભરતાં હાડપિંજરના હાથો, રિબાવનારી ક્રિયા, ચાબુકથી ફટકારવાની ક્રિયા, ગળે ફાંસો દેવાની ક્રિયા, તેમજ કાયદો અને વ્યવસ્થાની અવગણના, આ સર્વે એકત્ર મળી ટોળીને અબાધિત સત્તા આપે છે.

આ ગુપ્તમંડળના પદાધીશોના ગર્ભિત ઉપનામો હોય છે. પ્રથમ મહાન માયાવી, કે જેની સત્તા અદ્રશ્ય સામ્રાજ્ય પર હોવાનું કહેવાય છે. પછી દરેક રાજ્યને માટે મહાન નાગ, દરેક સંસ્થાનોને માટે મહાન દૈત્ય અને દરેક ગુફાને માટે એક મહાન એકાક્ષિ દાનવ હોવાનું કહેવાય છે. વળી મહાન સાધુ મહાન ટર્ક, મહાન પહેરેગીર વગેરે વગેરે પણ હોય છે.

ઉપર જણાવેલી વિચિત્ર અને અમાનુષિ અમર્યાદ ભ્રષ્ટકારિત્વની ક્રિયાઓ કે જે ક્લોરનમાં છે, તે કર્નલ સીમન્સે–ફરીથી લખી તેમાં "કેથોલિક અને યાહુદીઓ વિરૂદ્ધની ચળવળમાં જે જે સામગ્રીઓ જોઇએ તેનો નવી આવૃત્તિમાં સમાવેશ કર્યો છે." હબસીઓ વિરૂદ્ધના ભાગમાં ઉમેરો કરવાની જરૂરજ ન હતી કારણ પ્રસ્તુત વિરૂદ્ધતાઓ પુરતા પ્રમાણમાં હતી.

તે ટોળી "ખ્રીસ્તિ ધર્મ વિરૂદ્ધની ભાવનાથી વ્યતિરિક્ત હોઇ પવિત્ર ગણવામાં આવે છે. તેમજ ધોળી ચામડીની વિશિષ્ટતા જાળવવા

તેવી જ્ઞાતિ પરસ્પર વચનબદ્ધ માનવામાં આવે છે." તે ટોળીના સભ્યની *સંખ્યા કાંતો વધતી જાય છે, કાં તો ઘટતી જાય છે, પણ આટલી વાત સત્યજ છે, કે તે સંસ્થાની રાજદ્વારિ મહત્તા ઘણી છે. 'રાજદ્વારિ પુરુષો જે દિશામાં તે ટોળીનું વલણ હોય છે, તે પર ઘણું લક્ષ આપે છે.'

તે ટોળીના પાક્ષિક પત્ર 'અમેરિકન સ્ટાન્ડર્ડ'માંથી મ. સીજફ્રેડે નીચે આપેલી મૌક્તિક માલાઓ રૂપી ટાંચણો ચુંટી કાઢી આપ્યા છે. તે પરથી ટોળીની કેથોલિક લોકો તરફ કેવી ભાવના છે, તે બરાબર સમજી શકાશે. પહેલું ટાંચણ ૧૯૨૫ ના ઓગસ્ટ માસના અંકમાંથી લીધું છે.

"તમે જાણો છો, કે રોમની દ્રષ્ટિ વોશિંગ્ટન પર છે, અને પોતાની સત્તા જમાવવાના કેન્દ્રસ્થાન તરીકે તેને ગણીને સરકારી ખાતાંઓમાં, પોપની સત્તામાં માનનારાઓની ભરતી કર્યે જાય છે ! આચાર્યોના પ્રભુત્વમાં માનનારાઓ વર્ષો થયાં આપણા પાટનગરમાં વ્યુહ રચનાઓને અનુકુળ થાય તેવાં સ્થળો અને જગાઓ ખરીદી

---

* સને ૧૯૨૧માં ન્યુયોર્ક વર્તમાન પત્ર 'વર્લ્ડે' તે સભ્યોની સંખ્યા લગભગ પાંચ લાખની હોવાનું જણાવ્યું છે. ૧૯૨૨માં દેવળોની મંડળીએ કુલ સંખ્યા ૧૦,૦૦૦થી વધારે નહિ હોવાનું જણાવ્યું છે. ૧૯૨૩માં 'વર્લ્ડ'પત્રે અઢી લાખની સંખ્યા હોવાની ભલામણ કરી છે. ૧૯૨૪માં મેકલીને પોતાના સુંદર પુસ્તકમાં તે ટોળીના 'લાખો' રાજ્યો હોવાનું જણાવ્યું છે. પહેલાં દક્ષિણમાં અને પછી દક્ષિણ–પશ્ચિમમાં કંઇક ક્ષય થતો જણાયો છે. સપ્ટેમ્બર મહીનામાં અસંખ્ય સભ્યોથી વોશિંગ્ટનની શેરીઓ સરઘસથી ભરાઇ જતી જણાય છે. પણ ૧૯૨૬ ના ફેબ્રુઆરિ માસમાં તપાસ કરતાં ન્યુયોર્ક ટાઇમ્સ પત્રને તેનો તદ્દન ધ્વંસ થએલો માલમ પડયો છે.

'અમેરિકા ઉંમર લાયક થયું.'

રહ્યાં છે. વોશિંગ્ટનના સરકારી ખાતાંઓમાં ૬૧ ટકા જેટલા રોમન કેથોલિક જ્ઞાતિના નોકરો છે! આપણું ખજાનચી ખાતું કે જેમાં નિષેધક સત્તા સમાએલી છે, તે ખાતામાં ૭૦ ટકા નોકરો રોમન કેથોલિક છે'!

આ બીજા ટાંચણમાં ૧૯૨૫ના ઓકટોબરની ૧લી તારીખનો અહેવાલ છે:—

"અમે ફરીથી અમારો વિરોધ દર્શાવવાની તક લઇએ છીએ, અને જે પાપી અને સુદ્રઢ પ્રયાસો રોમન કેથોલિક ધર્માચાર્યોના પ્રભુત્વમાં માનનારા લોકો આપણા મન પર ઠસાવવા મથે છે, તેઓ સામે અમારો સખત વિરોધ છે. તેઓ છળકપટથી આપણા પર એમ ઠોકી બેસાડવા માંગે છે, કે ક્રીસ્ટોફર કોલંબસે અમેરિકા શોધી કાઢ્યો, તેથી કેટલાએક વંશપરંપરાથી ઉતરી આવેલા તેમના હક્કો છે, તે વાત ખોટી છે. ખરા વંશપરંપરાના હક્કદારો સન ૧૦૦૦માં લીફ એરીસકોને અમેરિકા શોધી કાઢ્યો તેથી નોરાડીક પ્રીતિત લોકો છે.*

[મિ. ગીજફોડ હાસ્યજનક રીતે કહે છે, કે સન ૧૦૦૦ માં પ્રોટેસ્ટંટ ધર્મમાં માનનારાઓ ન હતા. તેથી લીફ એરીસકોનને રોમન કેથોલિક તરીકે માની લીધા હશે.! વાંચનાર, પોપના (ધર્મગુરૂના) હક્કોને ઉદ્દેશી જે લખ્યું છે, તેની કિંમત આંકી શકશે. કારણ ગયા સૈકામાં ચાલેલી નીતિને અનુસરીને તેમજ અમેરિકા શોધી કાઢનાર કોલંબસ રોમન કેથોલિક હોવાનો દાવો કરી આખા અમેરિકા ખંડપર પોપની સત્તા પ્રચલિત કરવા સારૂ એક ખોટો ધર્મગુરૂ આગળ કરવામા આવ્યો હતો. ઉપલા કથનને આધારે ઘણો ઉત્પાદ ઉપસ્થિત થઇ શકે છે. કોઇ એમ પણ કલ્પના કરવા મથે, કે એક વીસી સુધી જો કોઇ પરદેશી પ્રજા હિંદુસ્તાનમાં છે તે પ્રમાણે વોશિંગ્ટન ઉપર સત્તા ચલાવવા શક્તિમાન થાય, તો અમેરિકાના કેથોલિક ધર્મના લોકો તેમજ 'ટોળી'ના સભ્યો હિંદુસ્તાનના હિંદુ તથા મુસલમાનોમાં જે વિરોધ, અને મારામારી

**છે, તે કરતાં વધારે સખત પરસ્પર યુદ્ધો કરતા થયા સિવાય નજ રહે.**

પણ તે વાત પર ઉતરી પડવું અસંબદ્ધ છે. આપણા લેખનને બંધબેસતો એજ સવાલ હોઇ શકે કે શું બ્રાહ્મણો અસ્પૃશ્યો તરફ જે વર્તણુક રાખે છે, તેના કરતાં જરાએ સારી અગર તો ઓછી ઘાતકી વર્તણુક ટોળીના સભ્યો નિગ્રો લોકો તરફ રાખી શકે છે?

* * *

અમેરિકાનો એક બીજો વર્ગ કે જેના તરફ અતિશય ઘાતકી વર્તન ચલાવવામાં આવે છે, તે 'રેડ-ઇંડિઅનનો' છે. યુરોપીઅને અમેરિકા શોધી કાઢ્યા, ત્યારથી મ ડાંને બીસોન વગેરે જંગલી પ્રાણીઓ નો જેવી રીતે ધ્વંસ કરાય, તેટલી ક્રૂર નીતિથી 'રેડ ઇંડિઅનનો' ઉચ્છેદ થઇ રહ્યો છે. નાગરિકોનો તેમજ સરકારનો તેઓ માટેનો ઉલ્લેખ પણ તેટલોજ સમાન છે.

આ જમાનામાં જંગલી પશુઓનો શિકાર થાય છે, તેમ તેઓનો શિકાર થતો નથી. તેઓની સ્થિતિ આફ્રિકાના ગુલામોની સ્થિતિ સાથે સમાનતાવાળી છે. પૂર્વ આફ્રિકામાં મસાઇ લોકો માટે જેમ જુદા જુદા જમીનના ટુકડાઓ રાખવામાં આવે છે, તે પ્રમાણે ફળદ્રુપ જમીન ગોરાઓ માટે અને પડતર જમીન તેમજ પાકને માટે નિરૂપયોગી જમીન રેડ ઇંડિઅનોને અપાય છે. (અગર જો કેટલીક વખત એમ પણ બને છે. કે જે જમીનો તેઓને અપાયલી હોય છે, તેમાંથી ખનિજ પદાર્થો, તેલ વગેરે નીકળી આવે છે, તેથી રેડ ઇંડિઅનોના ધનમાં ઘણો વધારો થાય છે, અને ગોરાઓ ભગ્ન હૃદય થઇ જાય છે; રેડ ઇંડિઅનોને ઘણાજ અનારોગ્ય સ્થળો પર રાખવામાં આવે છે. તેઓનું મરણ પ્રમાણ ગોરાઓ કરતાં ઘણું વધારે છે. ક્ષય અને વ્યાધિઓ ખાસ કરીને તેઓમાં વિશેષ પ્રમાણમાં છે. યુનાઇટેડ સ્ટેટ્સ સરકાર રેડ ઇંડિઅનોની કેળવણી પાછળ પૈસા

ખરચે છે. પણ એવા બીન લાગણીવાળા માણસો દ્વારા તે ખરચ કરવામાં આવે છે, કે જેથી ધાર્યા પ્રમાણે તેનો લાભ મળી શકતો નથી. માનચેસ્ટર ગાર્ડિઅન પત્રના ખબરપત્રીએ ન્યુયોર્કથી મા. એચ. એસ. રસેલના પ્રમાણને આધારે જે ઘાતકી વર્તન રેડ ઇંડિઅનોના છોકરાંઓ તરફ શાળાઓમાં ચલાવાય છે, તે વિષે થોડા સમય પર લખ્યું છે. મી. રસેલનો પત્ર અમેરિકાનું સભામંડળ કે જે, રેડ ઇંડિઅનો વહીવટ ચલાવે છે, તેની સન્મુખ મુકવામાં આવ્યો હતો. અને જે નીચે પ્રમાણે છે: —

"શિક્ષા કરવા સારૂ છોકરાઓને રાતના ખાટલા સાથે સાંકળોથી બાંધી મુકવામાં આવે છે. તે મેં જાતે જોયું છે. નિરક્ષકો જેને જેલ કહે છે, તેવા શાળાના મકાનના ભોંયરામાં છોકરાઓને નાંખેલા મેં જોયા છે. જોડા પહેર્યા વગર બરફમાં ચાલી, ગાય દોહવાના કામમાં મદદને માટે જબરદસ્તીથી ચલાવતા તેઓને મેં જોયા છે. શણના દોરડાંથી તેમજ ઔજારોથી તેઓને માર મરાય છે. અને કાંઇપણ બદલો આપ્યા સિવાય નિયોજકો તેમજ નિરીક્ષકો માટે વૈતરાં કરાવાય છે. તેનું કારણ એમ બતાવવામાં આવે છે, કે તેઓને ઔદ્યોગિક શિક્ષણ આપવાની એજ પદ્ધતિ હોઇ શકે."

ટુંકાણમાં કહીએ તો તે ખબરપત્રીના લખાણનો એજ સાર છે કે હજુ સુધી તે સંસ્થા જીવન્ત અને આબાદ છે.

યુનાઇટેડ સ્ટેટમાં ૧૯૨૬ માં રેડ ઇંડિઅનોની વસ્તી ૩૪૯,૯૬૪ ની હતી. નાગરિક તરીકેના હકો કાંઇ આપવામાં આવ્યા નથી. એટલુંજ નહિ પણ નગરજનો તરીકેના હકો પણ તેઓને અપાયા નથી. યુનાઇટેડ સ્ટેટ સરકારનું સંયોગી રેડ ઇંડિઅનોનું લેખન સ્થાન—કે જેમાં ઓછામાં ઓછા ૫૦૦૦ પગારદાર ગોરાઓ છે.—તેની અયોગ્ય કહેવાતા રેડ ઇંડિઅનોની મિલ્કતો ઉપર સંપૂર્ણ સત્તા છે. રેડ ઇંડિઅન લેખન સ્થાનથી સંપુર્ણ અને સીધી સત્તા

નીચે જે મિલ્કતો છે તેની કિંમત ૨૦૦૦૦૦૦૦૦ પાઉંડની છે. જેમાં રોકડાં નાણાં તથા ન્યાસ મળી કુલ ૧.૪૦૦૦૦૦૦ પાઉન્ડ છે. રેડ ઇંડિઅનો માટે વોશિંગ્ટનમાં નિમાયલા કમિશ્નરને પુછ્યા સિવાય તેઓ કાંઇપણ કાયદાસરનું પણ પગલું ભરી ન શકે. તેઓ તકનામું ન કરી શકે, પટો ન કરી શકે, તેમજ કમિસ્નરની સંમતિ વગર જમીન વગેરે વેચી પણ નજ શકે.' તેઓ પોતાનો દાવો રજુ કરવા સારૂ વકીલો રોકી શકે, પણ તે બાબત પર ઘણીજ ફરિયાદો પરથી જણાય છે, કે સંયોસિ રાજ્યના મતને મળતા થાય તેવાજ વકીલો-માંથી રેડ ઇંડિઅનો પોતાના વકીલ તરીક ચુંટી શકે.' ઉપર જણાવેલા ન્યુયોર્કના ખબરપત્રીના છેલ્લા વાક્ય પરથી જણાય છે, કે મીસ મેયોએ પોતાના પુસ્તકમાં નીચ કુત્તાને ખાવી રાખવાની એક કરતા વધારે રીતો છે' એમ જે કહ્યું છે, તે વાતનું તારતમ્ય જણાઇ શકે છે.

આવા દેશમાંથી મીસ મેયો જયઘોષણા કરી રહી છે. આપણે દલીત કોમ તથા અસ્પૃસ્યો તરફ જે વર્તન રાખીએ છીએ, તેનો ન્યાય આપવા તેણી બેસે છે. તે ન્યાય ચોરનો ભાઇ ઘંટી ચોર જેવો હોઇ શકે. આમ હોવા છતાં યુનાઇટેડ સ્ટેટ એક સ્વતંત્ર દેશ તરીકે દુનિયામા ગણાય છે. હિંદુ અને મુસલમાન, બ્રાહ્મણ અને અબ્રાહ્મણ, તેમજ ઉચ્ચ જ્ઞાતિ અને નીચ જ્ઞાતિઓને, પરસ્પર લડાવવામાં બ્રિટીશ સરકારનો હેતુ છે, કે જે તેને ફળદાયી નિવડે છે. પણ તેના ઢોંગ ચતુરાની પવિત્રતાની [illegible], જ્યારે તેઓનું સારી આલમમાં વર્ણભેદવાળી પ્રજા તરફનું વર્તન આપણે યાદ લાવીએ છીએ ત્યારે સંપુર્ણ રીતે ઉઘાડા પડી જાય છે. ઉચ્છેદ કરનારા તેઓના પરદેશ પરના આક્રમણો સામ્રાજ્યના લાભ જાળવવાના હેતુઓ બાજુએ મુકો, તો પણ અમૃત-સરની કતલ અને પેટે ચલાવવાના હુકમો તો રહેશેજ. દરરોજના પરસ્પરના પ્રસંગોમાં ગોરાઓની ઉદ્ધતાઇ વર્ણભેદવાળા માણસો સાથે તો દ્રષ્ટિગોચર થયાજ કરે છે. બ્રિટીશો એવો ડોળ ઘાલે છે કે

આફ્રિકાના 'કાફીર'ના લાભો જાળવવા તેઓ સુંપ્રતદાર (ટ્રસ્ટી) છે. એ સુંપ્રતદારો આશ્રીતોની સ્વતંત્રતા અને જમીનો ખુંચવી લે છે. આશ્રીતો વૈતરાં કરે છે, અને તેનાં ફળ સુંપ્રતદારો ભોગવે છે. સુંપ્રતદાર જે વર્તન આશ્રીતો તરફ ચલાવે છે, તે હિંદમાં અસ્પૃશ્યો તરફ ચલાવાતા વર્તન કરતાં પણું અધમ છે. તેઓનાં મકાનો બીભત્સ રીતે બંધાવાય છે. એટલુંજ નહિ પણ જીવનના દરેક કાર્યેથી તેઓને વીખુટા રાખવામાં આવે છે. ઘણે ઠેકાણે ધોળાઓની રેલવે ગાડી અને રસ્તા પણ જુદા હોય છે. વર્ણભેદનું ઉદ્ધતપણું હિંદુસ્તાનમાં કંઈક અંશે ઓછું થતું જાય છે, તો પણ કેટલાક દાખલા બને છે, કે જેમાં ભણેલા અને ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા હિંદુઓને ઉદ્ધત ધોળાઓ પોતે જે ડબ્બામાં બેઠા હોય તેમાં બેસવા દેવા ના પાડે છે.

આ પ્રકરણ હું પુરૂં કરૂં તે પહેલાં કોઇપણ વાંચનાર એમ ન સમજી જાય, કે ઉપર જણાવેલા બધા દાખલાઓ તથા પુરાવાઓ હિંદુસ્તાનમાં અસ્પૃશ્યતાનું જે સ્વરૂપ છે, તે ટકાવી રાખવા અગર તો તેનો બચાવ કરવાના ઇરાદાથી મેં કર્યા છે, તે વાત સ્પષ્ટ કરવા મારો ઇરાદો છે. અસ્પૃશ્યતાને હું સખતમાં સખત શબ્દોથી ધિક્કારનારો છું, અને હું એમ માનું છું, કે હિંદુમાં તેમજ હિંદુ ધર્મમાં તેના કરતા વધારે અમાનુષિ, જંગલી, અને અપ્રતિપાદનીય બીજું કશું નથી. અતિ ઉત્તમ ઉચ્ચ સ્થિતિ હોઇ શકે અને છે, તેના નામ પર એક કાળા ડાઘ રૂપે, અસ્પૃશ્યતા છે.—કદાચ અતિ ઉત્તમ પરલિંગિ ઉચ્ચ સ્થિતિને માટે શંકા હોય, તો પણ માનવ જાતિને માટે ઉચ્ચતર સ્થિતિના ઉપાદકોનું અસ્તિત્વ તો હિંદમા છેજ.

બીજાં રાજ્યોમાં યાહુદી નાગરિકો તરફ કેવું વર્તન ચલાવાય છે, તેનો સમાવેશ ઉપલા વર્ણનમાં અમે કર્યો નથી. ફકત બે શબ્દ 'પોગ્રોમ' અને 'ઘેટો'ના ઉચ્ચાર માત્રથી પુરતા પ્રમાણમાં અભિપ્રાય આવી જાય છે.

આપણી સામાજિક પદ્ધતિઓને લીધે જ્ઞાતિઓના ઘોર સ્વરૂપનું હિંદુસ્તાનમાં અસ્તિત્વ છે, તે આક્ષેપ અમો કબુલ કરીએ છીએ. પણ તેઓની જડ કાઢવા અમારાથી બનતું અમો કરી રહ્યા છીએ. છતાં ગોરી ચામડીવાળા આપણને એમ નજ કહી શકે કે અમુક વર્ગને આપણે 'મનુષ્ય કરતાં નીચી પંક્તિના ગણીએ છીએ. તેમજ આપણે સારી આલમને દુઃખરૂપ છીએ. ધોળાઓનો સામ્રાજ્યવાદ દુનિયાને દુઃખરૂપ છે, એમ ઇતિહાસ પુરવાર કરે છે. વર્ણભેદના તેઓની ઉદ્ધતાઇ એજ વાદને અવલંબી રહી છે કે, જેઓ 'ધોળા' નથી તેઓ 'મનુષ્ય કરતાં નીચી પંક્તિના છે'. ધોળાઓએ અસંખ્ય મનુષ્યોના રાજદ્વારિ તેમજ નાગરીક તરીકેના હકો છીનવી લીધા છે અને તેઓ પર હલકા વ્યાપારથી આર્થિક લુંટ ચલાવી રહ્યા છે. તેઓએ ક્રુર ઘાતકીપણાથી ઘોર કૃત્યો કર્યાં છે. તેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે ડેમાસ્કસ કે જે, પુર્વમાં મહારાજા રૂપે છે, તે પર ફ્રેન્ચ લોકોએ ચલાવેલો તોપનો મારો છે. અગર જો તાકીદથી તેઓની વૃત્તિ પર કાબુ મુકવામાં નહિ આવે, તો અન્ય વર્ણની પ્રજાઓનું સત્યાનાશ કાઢી નાંખશે. એટલુંજ નહિ પણ દુનિયાભરની નાગરિકતા તેમજ સભ્યતાને મોતનો નાચ નચાવશે, કે જેનું દ્રશ્ય, લોભ અને ઇર્ષાથી પ્રેરાઇ, તેઓના ગત ૧૯૧૪ ના વિશ્વ-વ્યાપિ યુદ્ધના નાટારંભથી આપણને મળ્યું હતું. હિંદુસ્તાનની જ્ઞાતિઓની ક્રુરતા, ધોળાઓ તરફથી જુદા વર્ણના માણસો તરફ ચલાવાતી ક્રુરતાથી સરખામણીમાં કંઇ ઉતરે તેમ છે.?

બ્રિટીશ સામ્રાજ્ય માટે મગરૂર રહેવાનું હિંદુઓને કહેવામાં આવે છે; પણ રાજ્યના દરેક ભાગમાં તેઓને ગુલામ તરીકે ગણવામાં આવે છે. ઓસ્ટ્રેલીઆ, કેનેડા અને દક્ષિણ આફ્રિકામાં દરેક જાતના પ્રતિબંધો અનુભવી રહેવું પડે છે, તેમજ દરેક જાતના અપમાનો સહન કરવા પડે છે. ધોળાઓના ભોજનગૃહે, ઉપહારગૃહો, તેમજ રહેઠાણોમાં તેઓને જવાની અટકાયત કરાય છે.

ધોળાઓ આફ્રિકાના મુળવતનીઓના સુંપ્રતદાર હોવાનો દાવો કરી, જે ગેરવર્તુણુક તેઓ તરફ ચલાવે છે, તેની સરખામણીમાં હિંદુઓ પર ગુજારેલા અપમાને કંઇ હિસાબના નથી. મેવીનસન અગર તો મોરેલનીજ કલમ, તેઓના ઘોર અત્યાચારોનું ખરૂં ચિત્ર આપણી આગળ રજુ કરી શકે. મી. મોરેલ પોતાના જીંદગીભરના તે વિષયના અભ્યાસ પછી નીચે લખેલા નિર્ણય પર આવ્યા હતા.*

"ધોળાઓનો જમીન પરનો અલ્પ કબજો જે નુકસાન ન કરી શક્યો, યુરોપીઅનોની પ્રતિષ્ઠિત સંસ્થિતિ'ના નકશાની રૂપરેખાઓ જે ન કરી શકી: મેક્સીમની બંદુકો, રાઇફલો, ગુલામોની ટોળી, પૃથ્વીના પડમાં મજુરી અને ફટકાઓથી જે ન થયું, શીતળા, ગોબરૂં, ઉપદંશના વ્યાધિઓથી જે નુકસાન ન થયું, દરીઆની પેલે પારનો ગુલામીનો ધંધો જે ગેરલાભ ન કરી શક્યો, તે સર્વેથી અધિકતર ધ્વંસ, આ જમાનાની સત્યાનાશ વાળવાની સુનિયોજીત નીતિને આધારે, ચલાવાતી મુડીવાદની લુટથી થયો છે.

"વિજ્ઞાનની સહાયથી ચલાવાતી તેવી લુટમાંથી આફ્રિકાવાસીઓને છુટવાનો માર્ગજ નથી. તેનાથી વળતા સત્યાનાશની અસર સંકોચવાળી નથી, પણ સ્થાયી છે. તેના સ્થાયીપણામાંજ પ્રાણનાશક તત્વો રહેલાં છે. તેનાથી દેહનો ધ્વંસ નથી થતો પણ આત્માનો થાય છે. તે જુસ્સો તોડી પાડે છે, આફ્રીકાવાસીઓના દરેક વલણને ઉચ્ચ સ્થાન પર રહી, તોડી પાડે છે, તે રાજદ્વારિ નીતિઓનું ખંડન કરે છે. જમીનમાંથી તેને ઉખેડી નાંખે છે, તેના કૌટુંબિક જીવન પર ધસારો કરે છે. તેના કુદરતી ધંધાએ અને વ્યવસાયો નષ્ટ કરે છે. તેના જીવન પર આધિપત્ય ભોગવે છે અને તેને પોતાનાજ ઘરમાં ગુલામ બનાવે છે."

"તે લુંટનો ઇતિહાસ અગર તો, મુળ વતનીઓના દુઃખનું વર્ણન કરવું આ પુસ્તકના ઉદ્દેશની બહારની વાત છે. છતાં માહેઅરી

રાજ્યવાદીઓની 'દયાળુ' નીતિઓથી વાકેફ થવા સારૂ કેટલાક ટાંચણો અમે આપીએ તો ક્ષંતવ્ય ગણાશે. અમે જે ટાંચણો ચુંટી કાઢી આપીશું, તે આફ્રિકાના રબર સંસ્થાનોને ઉદ્દેશી છે. કોન્ગો સંસ્થાનોની નીતિઓ વિષે મી. મોરેલ નીચે પ્રમાણે કહે છેઃ

"જે નીતિઓ અખત્યાર કરવામાં આવી છે, અને જેની નોંધ અમે લીધી છે, તે વિષે કહેતાં કેનીન ડોઇલે જણાવ્યું છે કે તે નીતિઓ 'ઇતિહાસમાં અદ્વિતીય છે.' સર સીડની ઓલીવર, તે વિષે કહેતાં જણાવે છે કે તે "પ્રાચીન ગુલામીના ધંધાનો બદલો છે." બ્રિટનના મુખ્ય પ્રધાન કહે છે, કે "તે નીતિઓ સમકાલીન રાજદ્વારિ નીતિઓથી અતીત છે," બ્રિટનના પરદેશી ખાતાના પ્રધાન તે વિષે કહેતાં જણાવે છે કે 'જંગલી અને અમાનુષિપણાથી ટકાવી રખાતી પરતંત્રતા તેમજ અત્યન્ત સ્વાર્થીપણાથી નિભાવાતી આર્થિક સ્થિતિ' છે. આ ટાંચણો તેવી જાતના અસંખ્ય ભાષણોમાંથી અમોએ આપ્યાં છે. દરેક વર્ગના અને ધંધાના દરેક દેશના માણસોના અભિપ્રાયો અને અનિષ્ટ પ્રકાશનોથી એક મોટું પુસ્તક બની રહે. એ પ્રકાશનો ધારાસભાઓમાં, સભાપીઠો તરફથી તેમજ દુનિયાના વર્તમાન પત્રોમાં એક દાયકા થયા, જાહેર થઇ રહ્યાં છે, કોંગોના અત્યંત શોકજનક બનાવો સાથે પ્રાચીન કાળમાં આફ્રિકાથી પરદેશ સાથે ચલાવાતો ગુલામોનો વેપાર એટલો દુષ્કૃત્યોથી ભરપુર ન હતો, તે વાત નિઃસંદેહ છે. ખરેખર પ્રમાણ, હેતુ, અને કાળની સરખામણી તો તેની સાથે નજ થઇ શકે.

મી. મોરેલ, અમેરિકન પાદરીનું જે ટાંચણ રબર બનાવવાની સંસ્થાનું આપે છે, તે કેટલું દયાજનક છે તે નીચે આપેલા ફકરા ઉપરથી જાણી શકાશે.

"કતલ કરેલા માણસોના હાથ તેમજ સિપાઇઓ પોતાની બહાદુરી બતાવવા ખાતર નાદાન છોકરાંના હાથ લઇને મોજ કરતા તે દ્રશ્ય જોઇને ખરેખર આપણું લોહીજ ઠરી જાય. આ પ્રાંતમાંથી

રબરના વેપારે સેંકડો મનુષ્યોના જીવ લીધા છે. અને દુઃખી મનુષ્યોને મદદ કરવાને અશક્ત હોવા છતાં, જે જે દશ્યો મેં જોયા છે, તે પરથી હું મરી ગયો હોત એવું મેં ઇચ્છયું છે......આ રબરનો વેપાર લોહીથી ખરડાએલો છે, અને જો ઉત્તર કોંગોના મૂળ વતનીઓ દરેકે દરેક ધોળા માણસને કાપી, પરમાત્મા પાસે ખડા કરી દે, તો પણ જે પ્રમાણમાં મુળ વતનીઓનો વિનાશ કરાયો છે, તે પ્રમાણ પૂરું નજ થઇ શકે." આ વાત બેલ્જીઅમ કોંગોની છે. પણ ફ્રેંચ કોંગો આના કરતાં કંઇ સારો નથી. સને ૧૯૦૮ માં એક અમેરિકન પાદરીએ નીચે પ્રમાણે નોંધ લીધી છેઃ—

"ફ્રેંચ કોંગોમાં હમણાં જે સત્યાનાશ વાળનારી સ્થિતિ છે, તેને માટે કોણ જવાબદાર છે? વ્યાપાર મરી ગયો છે. પ્રાચીનકાળના આબાદ અને મોટાં શહેરો ઉજ્જડ તેમજ જર્જરિત થઇ ગયાં છે. અને થોડાઓના લાભને માટે બેશરમ રીતે અને કંઇપણ કારણ વગર ટોળીઓની ટોળીઓ ખુંદી નાખવામાં આવે છે......શહેરો લુંટાય છે, અને તેમાંથી સર્વસ્વનું હરણ થાય છે. પિતાઓ, ભાઇઓ પતિઓને દુર્ગંધીવાળા જેલખાનામાં, જ્યાં સુધી તેના સગાંઓ તેના છુટકારાને માટે પૈસા ભેગા ન કરે, ત્યાં સુધી પુરી રાખવામાં આવે છે.

ફ્રાન્સે સામાન્ય અધિકારીઓને નિષેધક હકો આપ્યા છે, તેને આધારે તેવા અધિકારીઓ જે જમીનોની બક્ષીસ તેઓને મળી હોય, તેવા દરેક એકર જમીનમાંથી, તેની આજુબાજુથી અને ઉપરથી નીકળતા માલપર પોતાનો દાવો કરે છે......અમે તેવા સુધરેલા દેશને આબાદ સ્વતંત્ર પ્રણાલિમાંથી, ગરિબાઇની નિવૃત્તિમાં ધકેલી મુકવામાં આવે, તો તેવો દેશ પણ દુષિત થયા વગર નજ રહે; તો પછી જંગલી દશા તેનાથી કેટલે દુર રહી શકે? ફ્રેંચ લોકો કહે છે તેમ સમસ્ત દેશની 'ભોવરસે' એટલે ઉંધી ચત્તિ, ઘુંચવાડા ભરેલી, મુખ્ય પરિસ્થિતિ કરી નાંખવામાં આવી છે. ફ્રેન્ચ લોકો પોતાના

દુષ્કૃત્યોથી પરિણામરૂપે ઉભી થતી સ્થિતિને ઉપર જણાવેલું નામાભિધાન ખરૂંજ આપે છે. સર્વત્ર નિર્જનતા, નાશ અને આચાર ભ્રષ્ટતાનો આવિર્ભાવ છે. દેશજન્ય રીતરિવાજોનો ધ્વંસ કરાયો છે. જન્મસિદ્ધ સ્વદેશીય હકોની અવગણના થઇ છે....ચાલુ વેપારી સંઘોની પ્રવૃત્તિને અંગે મોટાં મેદાનો ઘણા વખત પહેલાં ઉભરાતાં હતાં, તે હવે શાંત અને નિર્જન થઇ ગયા છે. રાહડાઓ, ઉજ્જડ ધ્વંસ અને ધુળ ઉડતા રસ્તાઓ, એજ તે રસ્તાઓ ઉપરના જીવનની નિશાનીઓ છે."
મનુષ્યના ઘાતકીપણાના ઉશ્કેરનારા દાખલાઓનો સંગ્રહ કરવાની કોઇને ઇચ્છા થાય તો તેણે મી મોરેલના રેડ-રબરના પુસ્તકમાં (ડીડસ) 'કૃત્યો' નામનું પ્રકરણ ઉઘાડીને જોવું. ઘણીજ ભયંકર પરિસ્થિતિઓ, કે જે મેં ભાગ્યેજ કોઇ સ્થળે વાંચી હશે, તે મેં આ પ્રકરણમાં નિહાળી: મી. મોરેલ એક અંગ્રેજી મુસાફર ઇ. જે. ગ્લેવે જે શબ્દો કહ્યા છે તે નીચે ટાંકી બતાવે છે:—

"સરોવર માટુંબાથી કેટલેક દૂર, ઇકિલિંઘા આગળ ફ્રેન્ચ રાજ્ય. પોતાનો સ્વાર્થ સાધવાને માટે રાક્ષસી રાજનીતિ અખત્યાર કરી રહ્યું છે......ભૂમધ્ય રેખાની આસપાસ બહુજ વિગ્રહ ચાલુ રખાયો છે. કરોડો માણસો મરણતોલ થઇ ગયા છે અને ઘરબાર વગરનાં થયાં છે. ઘણી સ્ત્રીઓ અને બાળકોને કતલ કરી, સ્ટેનલી ફોલ્સ આગળ તેઓનાં ડોકાં લઇ જવામાં આવ્યાં હતાં. અને ત્યાં કેપ્ટન રોમે તેના ઘરની સામે, આ સ્ત્રી અને બાળકોનાં ડોકાંને ફુલના ક્યારાની આસપાસ શણગાર રૂપે ગોઠવ્યાં હતાં."

પ્રેસબીટેરીઅન ધર્મના પાદરી, કેમ્પબેલના શબ્દો મી. મોરેલે લંબાણથી ટાંક્યા છે. તેમાંના ટાંચણ અમે નીચે આપીએ છીએ:-

"આફ્રિકાની સ્ત્રીઓ અને કુંવારિકાઓનો શરમ ભરેલી રીતિ અને બળાત્કારથી શિયળનો સંપૂર્ણપણે ધ્વંસ કરાયો છે. તેઓના જીવન અને તેઓની પવિત્રતાનો ભંગ કરવામાં આવ્યો છે. છુટે હાથે

ત્યારપછી શાહીઓના ઘણા મોટા શહેર પર હુમલો કરવામાં આવ્યો હતો. સંખ્યાબંધ માણસોને કાપી નાંખવામાં આવ્યાં. અને તેઓનાં માથાં તથા હાથોનો છેદ કરી અમલદારો પાસે લઇ જવામાં આવ્યાં. હતા......રાજ્યના અમલદારોની ટુકડીઓ ફરફરતા વાવટા અને રણુઘોષણા સાથે ગયા પછી, સરોવર મોટારૂ પાસેના લુએન્ઝાના પાદરીઓના રહેઠાણુમાં તેઓ દાખલ થયા. તે સ્થળે હું એકલોજ હતો. કમકમાટી ઉપજાવે એવા ટોપલા ભરેલાં માથાનાં દેખાવો મરતા સુધી હું ભુલી શકું તેમ નથી. ઉપર જણાવેલાં લડાઇમાં મેળવેલાં લડાઇના ચિન્હો વડે તેઓ નાચ કરતા હતા. અને તેમાં રાજ્યના હિસ્સા તરીકે દારૂગોળાના બંદુકની ટોટીઓના અવાજનો ઉમેરો કરાયો હતો.”

પોતાના ખરેખરા રંગમાં જાહેર થતી ગોરાઓની સભ્યતા અને નાગરિકતાના પુરાવાનો આપણે અંત લાવીએ, તે પહેલાં વીસમા સદીમાં બનેલા બનાવનું ટુંક વર્ણન અમે આપવું ઉચિત ધારીએ છીએ. સન ૧૯૧૦ ની ૧૦મી એપ્રીલે લેફ્ટ. કે જે, એન વેરોપ ટ્રસ્ટનો પ્રતિનિધિ હતો, તેણે નીચે પ્રમાણેનો એકરાર કર્યો હતો.

“દોઢસો માણસોને મારી નાંખવા માટે તેમજ ૬૦ હાથ કાપી નાંખવા માટે હું ન્યાયાધીશ સમક્ષ સાક્ષી આપવા જાઉં છું. તેમજ સ્ત્રી અને બાળકોનું બળિદાન લેવા માટે અને ઘણા માણસોના હાથ પગ કાપી નાખવા માટે તથા તેઓની ગુપ્ત ઇંદ્રિયોને કાપીને ગામના વાડાઓ ઉપર લટકાવવાને માટે હું સાક્ષી આપવા જાઉં છું.”

મી. મોરેલ ૧૯૦૩ થી ૧૯૦૫ અને ત્યારપછીના વર્ષોના પણ ઘણા બનાવોનું વર્ણન કરે છે. પણ સ્થળ સંકોચને લીધે અમો આપતા નથી, છતાં એમ ધારી લેવાની કાંઇ જરૂર નથી કે આ બધા બનાવો માત્ર પ્રાચીન ઇતિહાસનાજ છે. સંસ્થાનોમાં વિશ્વવ્યાપી વિગ્રહ વખતે જર્મન લોકોએ કરેલા અત્યાચારો વિષે બાંહુ

ધાંચલ કરવામાં આવ્યું હતું, પણ પ્રચાર કાર્યની નીતિને અનુસરી તે કાર્ય, પ્રચારકો કરતા હતા. જર્મનિના ધાર્મિક ઉપદેશકો વિગ્રહ પુર્વેના વર્ષો દરમિઆન, આવી જાતના અવર્ણનીય અત્યાચારો કરતા હતા. તેનો પુરાવો બીજી કઇ રીતે મળી શકે!

"એક પ્રખ્યાત ફ્રેન્ચ લેખક મી. એન્ડ્રીગીડ થોડા વખત પર આફ્રિકામાં આનંદ કરવા અર્થે મુસાફરીએ ગયો હતો. તેની મુસાફરી દરમિઆનના અનુભવનું પુસ્તક 'નોવેલ રેવુફ્રેંક' એ લખ્યું છે. મિ. ગીડે રબર બનાવવાની છુટ મેળવેલી મંડળીઓના પ્રદેશમાં ભયંકર અત્યાચારો જોયા હતા. સત્તાધીશ મોં. પાશા જે અત્યાચારો કરેલા, તેનું વર્ણન, એક ગોરાની નોંધ પોથીમાંથી મોં. ગાઇડે ઉતારેલું તેમાનું એક સુંદર બંધબેસતું વર્ણન નીચે પ્રમાણે છે:—

"મિ. પાશા જણાવે છે, કે બોડોના આસપાસના પ્રદેશમાં બાવસ જાતને દાબી દેવાનું કામ પૂરું કર્યું છે. સ્ત્રીપુરૂષ મોટાં નાનાં મળીને લગભગ ૧૦૦૦ માણસો મારી નાંખ્યાનું, એ સોગન પૂર્વક જણાવે છે, અને લડાઇનું પરિણામ સાબિત કરવાને માટે રક્ષકો અને સૈનિકોને કતલ કરેલાના કાન તથા ગુપ્ત ઇંદ્રિયના ભાગો કાપીને સેનાપતિ આગળ રજુ કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો, એવો એકરાર કરે છે.

આ કાર્ય જુલાઇ માસમાં કરવામાં આવ્યું હતું.

"આ બધાનું કારણ રબર કુંપનિને આપેલા હક હોવા જોઇએ. રબરના વેપારના સંપૂર્ણ હકો અને સ્થાનિક સરકારની મદદને લીધે મુળ વતનીઓની તદ્દન ગુલામી દશા લાવી મૂકવામાં આવી છે."

ગોરા લુટારાઓમાં પ્રવૃત્તિ અને સાધન સાથે, હૃદય શૂન્યતા અને નફટાઇ છે. આ ભયંકર દૈત ભાવનાઓની સામે ગરીબ બિચારા મુળવતનીઓ લાચાર થઇ જાય છે. મોરલના અંતિમ અભિપ્રાયમાં જરાએ અતિશયોક્તિ નથી. તેનો અભિપ્રાય નીચે પ્રમાણે છે.

"ગોરા લોકોના ભૌતિક દેવોની ત્રિપુટી, જેવા કે સામ્રાજ્યવાદ, મુડીવાદ અને પુદ્ગલવાદની સામે આફ્રિકાના લોકો ખરેખર તદ્દન લાચાર બની જાય છે. જો ગોરાઓ આ દેવોની પુજા કાયમ રાખે અને આફ્રિકાના લોકોને તે દેવોની પૂજા ખંતથી કરવાનો, પોતે કરે છે તેવી રીતે, આગ્રહ કરે તો આફ્રિકાવાસીઓ, રેડ ઇંડિઅનો (અમેરિકાના) અમેરિકન ઇંડિઅન, કેરીબ, ગાઉરો અને ઓસ્ટ્રેલીઆના મુળવતનીઓ અને બીજા ઘણા જે રસ્તે ગયા છે, તે રસ્તે જાય, અને આ રસ્તો એક મહાન ગુનો ગણવામાં આવે અને તેથી દુનિયા ભરમાં તે દુઃખરૂપ થઇ પડે."

"સોરીઆલીઓનમાં, દેશી રાજ્યોમાં ચાલતી ગુલામગીરી ચાલુ રાખવાનું ન્યાયપુર્વક છે એમ અંગ્રેજ ન્યાયાધીશોએ ઠરાવ્યું, તે વાતથી દુનિયાની સુધરેલી પ્રજાના વિનીત પક્ષને આઘાત થઇ ગયો. આફ્રિકામાં ગુલામીનું અસ્તિત્વ ન હોવાનું કહેવા છતાં ત્યાંના મુળ વતનીને ગુલામની સ્થિતિમાં સાધારણ રીતે મુકી શકાય, એ જોવું અઘરું નથી. પુર્વ આફ્રિકામાં અંગ્રેજ લોકોએ મસાઇ અને બીજી જાતોને માટે કેટલીક જમીન અલગ રાખી છે, તેથી તેઓનું પોષણ થઇ શકતું નથી. તે ઉપરાંત તેઓના ઉપર કર નાંખવામાં આવે છે, અને તે બદલ તે બિચારાઓને ગોરાના ખેતરોમાં ગોરાની જરૂરત મુજબ કામ કરવાની ફરજ પાડવામાં આવે છે. આરોગ્યરક્ષણના એક અંગ્રેજ અમલદાર ડૉ. નોરમન લે. જેઓ પુર્વ આફ્રિકામાં લાંબો વખત થયાં કામ કરે છે, તેણે પોતાના 'કેનિયા' નામના પુસ્તકમાં આ રીતથી આફ્રિકાના લોકોને કેવી લાચાર સ્થિતિમાં મુકવામાં આવે છે. તેનું બહુ સારી રીતે બયાન આપ્યું છે. તેમજ એક પ્રોફેસર રોઝ અંગ્રેજ એંજિનીઅરે પણ, થોડા વખત પર એ બાબતનું ઘણું સારું વર્ણન કર્યું છે. દક્ષિણ આફ્રિકામાં પણ મુળવતનીઓને જુદા પાડવાનો નિયમ દાખલ કરવામાં આવ્યો છે. ડૉ. નોરમન લે. એક

જાહેર લેખમાં જણાવે છે, તે પ્રમાણે ગયા ઉનાળામાં "દેશીઓના વહીવટનો કાયદો મુળવતનીઓને અમુક જાતના બુદ્ધિજન્ય વ્યાપારોમાંથી દુર રાખવા અને અત્યાર સુધી જે સંકુચિત હકો તેઓએ ભોગવ્યા છે, તે હકોમાંથી પણ તેઓને દુર રાખવા, એવી રાજનીતિ અખત્યાર કરવાને ઉપલો કાયદો ઘડયો છે. અને તે કાયદો આફ્રિકાના દેશીઓને યુરોપીય પ્રજાથી જુદા પાડે છે. દક્ષિણ આફ્રિકાના આ નવા કાયદાની રૂએ ગવર્નર જનરલ સાધારણ પ્રજાના લાભાર્થે, જ્યારે તેને યોગ્ય જણાય ત્યારે, અને જે યોગ્ય લાગે તે સરતોએ કોઇપણ દેશી ટોળીને અથવા તો કોઇપણ મુળવતનીને, અગર તો તે ટોળીના અમુક ભાગને ત્યાંથી પોતાના સંયુકત રાજ્યોમાં નીકળી જવાનો હુકમ કરી શકે. પણ જો અમુક ટોળી આવી રીતે બહાર જવામાં વાંધો ઉઠાવે, તો બંને સભાગૃહો પોતાની સંમતિ તે ઠરાવ પર ન આપે ત્યાં સુધી તેવો બીજો હુકમ કરી શકાય નહિ.'

આ કાયદાએ જે દેશીઓ વેપારી મંડળમાં એકત્ર થએલા હોય તે દેશીઓને દાબી દેવાનો પ્રયત્ન કર્યો છે. અને તે કાયદાની રૂએ જો બને તો દેશીઓને પોતાની જમીનમાંથી પણ ફારગત કરવા, એવો રસ્તો શોધી કાઢયો છે. આમ દેશીઓની છુટ લઇ લેવાનું શું પરિણામ આવી શકે તે સહેલાઇથી સમજી શકાય તેવું છે.

## પ્રકરણ ૧૨.

### હિંદનું સ્ત્રીત્વ. સિંહાવલોકન.

વેદનો કાળ—વેદના સમય પછીથી હિંદમાં સ્ત્રીઓની સ્થિતિનું અધઃપતન ઘણું થયું છે, તે નિઃશંક વાત છે. એવો એકજ મત છે કે વેદના સમયમાં પંજાબમાં આર્ય સ્ત્રીઓની સ્થિતિ ઘણી માન ભરેલી હતી, એટલુંજ નહિ પણ ઘણી પ્રશંસનીય હતી. તે પાછળથી અમુક સાંસર્ગિક પ્રગતિને લીધે અલબત્ત ઘણી સારી થઇ, પણ ખરું જોતાં તો તે ખરાબજ નિવડી. વેદના પુસ્તકોમાં સ્ત્રી પુરૂષોના પરસ્પર

દરજ્જાને વિષે કંઇ પણ ભાવદર્શી ચર્ચા કરવામાં આવી નથી. ઋગ્વેદમાં સ્ત્રીને કુંવારિકા, પત્નિ અને માતા તરીકે દર્શાવવામાં આવી છે. અને તે સંબંધી તેના હક અને ફરજો ટુંકમાં બતાવવામાં આવ્યા છે. કુંવારીકા તરીકે તેણીને એક છોકરા જેટલાજ રક્ષણને માટે, પોષણને માટે અને શિક્ષણને માટે હકો આપવામાં આવ્યા છે. પતિની પસંદગીને માટે પુરૂષના જેટલીજ તેને છુટ છે. લગ્નગ્રંથીથી બંધાયા પહેલાં છોકરાં છોકરીઓને અમુક સમય પ્રેમ પ્રદર્શિત કરવાને વખત આપવો એવો વેદનો ભાવાર્થ છે. યુવક કુંવારિકા વચ્ચે પ્રેમ સાંપડે અને તે તેણીની શોધમાં રહે, અને એવી રીતે તેઓના પરસ્પર સ્નેહ બંધાય, એવા ઘણા ઉલ્લેખો મળી આવે છે. આ દાખલાના અનુમોદન રૂપે ઋગ્વેદ ૧૦,૮૫ જુઓ. તેમાં સોમ, સુર્યદેવ (સવિતૃ) કુંવારી પુત્રી સુર્યા સાથે પ્રેમમાં પડે છે, સુર્યા સ્વેચ્છાથી તેનો સ્વીકાર કરે છે, અને તરતજ લગ્ન પછી તેણીને ધામધુમ સાથે વરને ઘેર લઇ જવામાં આવે છે. અને ત્યાં પતિપત્નિ તરીકે તેઓ સાથે રહેવા લાગે છે. છત્રીસમા સૂત્રની અંદર લગ્નની સપ્તપદીકા આપેલી છે, અને તે આજે પણ દરેક હિંદુ વર-વધુ લગ્નની ક્રિયા વખતે બોલે છે. "સુખને માટે હું તને જમણે હાથે લઇ જાઉં છું, અને તું મારી સાથે વૃદ્ધાવસ્થાએ પહોંચ એમ ઇચ્છું છું. અર્યમન્, ભગ, સવિતૃ અને પ્રમોદી, એ દેવતાઓએ તને મને આપણો ગૃહસંસાર એકો ચલાવવાને માટે આપી છે." પતિને ઘેર આવ્યા પછી (વધુ)—વહુને નીચે પ્રમાણે સ્વાગત કરવામાં આવે છે:—

"દ્રવ્ય અને પ્રજાદ્વારા અહીં તને સુખ મળો. આ ઘર ઉપર તું પુરેપુરી સંભાળ રાખજે. તારા પતિ સાથે તું રહે અને વૃદ્ધાવસ્થામાં પણ તું તારો ગૃહીણી ધર્મ પાળ. તું અહીંજ રહે અને કદી છુટી પડ નહિ. દીર્ઘાયુ થા. પુત્ર પૌત્ર સાથે તું આનંદ કર અને અંતરમાં તું આનંદીત રહે."

પછીથી અંતિમ આશીર્વાદ આપવામાં આવે છે, પહેલાં પતિ તરફથી અને પછી સંબંધીઓ તરફથી અપાય છે. પતિ કહે છેઃ—

"પુત્ર પૌત્ર પરિવાર, પ્રજાપતિ આપણને આપે. અર્યમન, વૃદ્ધાવસ્થા સુધી દ્રવ્યનું સુખ આપો. તારા પતિના ઘરમાં તું દાખલ થા. બહુ પુત્ર, પશુ ધાન્ય વગેરે તને મળો, અને તેની વૃદ્ધિ થાઓ. દુષ્ટ દૃષ્ટિમાંથી તું દુર રહે. તારા પતિ પ્રેમ તેમજ ધર્મમાંથી ચ્યુતિ ન થાય અને પશુઓને પણ સૌભાગ્ય પ્રાપ્ત થાઓ. તું નમ્ર મનની ઓજસવાળી, વીરોને ધારણ કરનારી, દેવોને પુજનારી અને આનંદ પ્રવર્તાવનારી થા.

રાગોઝીન એ વિષે ટીકા કરતાં નીચે પ્રમાણે કહે છે. ઉપલા ફકરાના પાછલા શબ્દો હંમેશને માટે કાયમ ન લેખી શકાય? અને સ્ત્રીઓનો એજ ધર્મ હતો એમ ન ગણી શકાય? વધારામાં તેઓ કહે છે, કે ઉપલા કથનથી પત્નિની અને માતાની ગૃહજીવનમાં ઘણી ઉત્કૃષ્ટતા હતી, અને પતિઓ તેને પ્રતિસ્થાપિત કરી જાહેરમાં લાવતા. આધુનિક પ્રજાઓની લોકપ્રિય જિંદગી, અને તેમાં પણ ખાસ કરીને સ્લાવ અને જર્મન લોકોની જિંદગીમાં કે, જેમાં પુત્રવધુ કુટુંબમાં એક નીચા દરજ્જાની વ્યક્તિ તરીકે દાખલ થાય છે, એને ખરેખરી રીતે શ્વસુર ગૃહમાં, માતા પિતા તથા બેનોની ગુલામ તરીકે તેમજ બલી તરીકે રહે છે, તેવી દશા અને જીવન જેઓને આપણે (યુરોપી-અનો) વડવાઓથી ઉતરી આવેલી જંગલી સ્થિતિનું ચિત્ર, હેવાનું કહીએ છીએ, તે દશા સરખામણીમાં આપણા કરતાં સારી છે. વડવા ઓથી ઉતરી આવેલી સ્થિતિનો અર્થ, આર્યો, કે જેઓએ ઉપર જણાવેલા વેદનાં સૂત્રો રચ્યાં છે તેને ઉદ્દેશી છે.

એ સૂત્રો સમાજની એવી સ્થિતિ ધારે છે, કે જેમાંઃ—

(અ) લગ્ન ગ્રંથીથી જોડાતી પ્રત્યેક વ્યક્તિ પુખ્ત ઉંમરના હતા તેમજ પૂરતી સમજથી પ્રેમ કરવા લાયક હતી.

(ખ) વરને પોતાનું ઘર હોવું જોઇએ, કે જેની અધિષ્ઠાત્રી વહૂ થઇ શકે અને જે ઘરમાં બેનો-ભાઇઓ વગેરે રહેતાં હોવાં જોઇએ, કે જેથી ગૃહજીવનમાં તેણીની વિશિષ્ટતા જળવાઇ શકે.

(ક) લગ્નનો હેતુ પ્રત્યેક વ્યક્તિના સુખને માટેનો તેમજ પ્રજાનું પોષણ; પ્રભુસેવા, અને દરેક જાતના દ્રવ્યના સંગ્રહનો હતો. ક્રિશ્ચિયન લોકોના લગ્નવિધી પ્રમાણે હિંદુમાં લગ્ન ગ્રંથીથી ગંઠાતાં, પત્નિને પતિનેજ આજ્ઞાનુવર્તિ રહેવાની પ્રતિજ્ઞાનો સમાવેશ.નથી તે વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

એ સમાજના બંધારણ પ્રમાણે એકજ સ્ત્રી થઇ શકતી, છતાં ઉચ્ચ જ્ઞાતિઓમાં પણ અપવાદ રૂપે એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાના દાખલા છે. એક સ્ત્રીએ અનેક ભર્તારો કર્યાના દાખલાનો સમાવેશ વેદમાં, છેજ નહિ.

લગ્નથી લેવાએલી પ્રતિજ્ઞાનો ભંગ નિંદ્ય ગણાતો. વ્યભિચારના દાખલા તો દુનિયાના દરેક દેશમાં હોઇ શકે, તેમ સ્વાભાવિક રીતે થતા. પૂર્વની લગ્નવિધી હાલના જમાનામાં હિંદમાં એક છેડાથી બીજા છેડા સુધી જે છે, તે પ્રમાણેની હતી.

પત્નિને પોતાના ધણીની મિલ્કત પર શા હકો હોઇ શકે. તેનું વેદમાં વિસ્તારથી વિવેચન નથી, પત્નિને પોતાની મિલ્કત પરના હકો, જેવા કે કન્યાદાન-માતા પિતા તથા બંધુવર્ગ તરફથી મળતી બક્ષીસો, વગેરે પર તેણીને સંપૂર્ણ હક ન હતો, એવો એક પણ દાખલો પુરે તેમજ આ જમાનામાં મળી આવતો નથી. આ બાબતમાં યુરોપવાસી બ્હેનો કરતાં, હિંદુ સ્ત્રીની સ્થિતિ જરાએ નીચા દરજ્જાની નથી.

"કૌટુંબિક કવિતામય જીવન ખરેખર ઉચ્ચકોટિનું હતું" અને મેકડોનલ અને કીથ કહે છે, તે પ્રમાણે "નિઃશંક તેવું જીવન ગુજારવામાં પણ આવતું." ઉપર આલેખેલા સુત્ર પ્રમાણે ગૃહમાં અને ગૃહ-જીવનમાં પત્નિની સંપૂર્ણ વિશિષ્ટતાનું અસ્તિત્વ હતું જ. પોતાના પતિ

સાથે રહી પત્નિ દરેક ધર્મકાર્યોમાં ભાગ લઇ શકતી. તેમજ કોઇપણ ધાર્મિક ક્રિયા પત્નિ વગર કરવામાં આવે, તો તે સંપુર્ણ ફળદાયી ગણાતીજ નહિ. પતિ-શેઠ, પત્નિ-શેઠાણી, એ શબ્દો પણ ગૃહજીવનમાં ઉભયને માટે ભાવસુચક છે. વિધવાને વિધુરની જેમ અન્ય પતિ અને પત્નિ કરવાને સમાન હક્કો હતા. ઋગ્વેદમાં સતિ થવાનો ઉલ્લેખ નથી. અથર્વવેદમાં એ વિષે કંઇક લખ્યું છે ખરૂં.

વેદના સાહિત્યમાં કોઇપણ ઠેકાણે સ્ત્રીને એકાન્તવાસમાં રહેવું પડતું એમ જણાવ્યું નથી. અને દરેક રીતે એમ પુરવાર થઇ શકે છે, કે તેણીને પુરૂષો સાથે સમાન હક્કો હતા, અને તેણી છુટથી ફરી હરી શકતી.

સ્ત્રી કેળવણીની બાબતમાં પણ કોઇપણ જાતનો પ્રતિબંધ ન હતો. એટલુંજ નહિ પણ એવા દાખલા મળી આવે છે, કે જેમાં સ્ત્રીઓ શિક્ષિકા તરીકે તેમજ વિદુષી તરીકે ઉચ્ચકોટિના સ્થાન પર જઇ શકતી.

વીર પુરૂષ ઇતિહાસકાળ —વેદના સમયથી ઉતરી આપણે વીરપુરૂષ ઇતિહાસકાળના સમયમાં તપાસીએ તો આપણને માલમ પડે છે, કે તે કાળમાં પણ સ્ત્રીઓની દશા જરાએ ઉતરતી પંક્તિની ગણવામાં આવી નથી. લગ્ન બાબતમાં તેજ વખતની અને તેવીજ સ્વતંત્રતા અને છુટ હતી, બલ્કે વધારે હતી. વીરકાળના સમયમાં પ્રેમને પરિણામે માતા-પિતાની સંમતિ વગર બંધાએલી લગ્ન ગ્રંથીને કબુલ રાખવામાં આવી છે. મહાભારતની બે મુખ્ય વ્યક્તિ, અર્જુન અને સુભદ્રા, તેના દાખલા રૂપે છે. આ કાળનું વલણ સંયોગથી ઉપસ્થિત થતા બધા કાયમના સંબંધો લગ્નના દરજ્જા તરીકે ગણવામાં આવતા. ભલે પછી તે સંબંધ ગમે તે પ્રકારે થયો હોય, છતાં પણ સંયોગ વખતે બંનેની ઇચ્છાથી તે સંબંધ થયો હોવો જોઇએ. ખરૂં જોતાં લગ્નના પ્રકાર જો કે અનિયમિત સંયોગથી થયા હોય, તો પણ તે રીતસરના અને મુકરર

ગણુવામા આવતા. કે જેથી આવા સંયોગોથી ઉત્પન્ન થતાં બાળકો ઉપર અનૌરસ તરીકેની છાપ રહી શકે નહિ. (તેના હકો ગેરકાયદેસર ગણાતા નહિ.) જ્ઞાતિ પ્રતિબંધો કાંઇ હતાજ નહિ. સ્ત્રીનો હક અને સત્તા તેની પોતાની મિલ્કત ઉપર રહી શકે, એ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે. અને તેને સ્ત્રી-ધન કહે છે. જો કે પશ્ચિમના દેશોમાં જેવી રીતે માનવામાં આવે છે, અને થાય છે, તે પ્રમાણે વેદના કાળમાં તથા વીરકાળમાં, સ્ત્રીઓ સ્વતંત્ર મિલ્કત ઉપર, ધણીથી સ્વતંત્ર રહી શકે તેવો ઉદ્દેશ હતોજ નહિ. વીરકાળના સમયમાં સ્ત્રીઓને એકાંત વાસમાં રાખવામાં આવતી, તે વાત પુરવાર થઇ શકતી નથી. અને તે માટે પુરતો વજનદાર પુરાવો નથી. ક્રીડાયુદ્ધ નિહાળવા માટે, સ્ત્રીઓ પોતાના પતિઓ સાથે જતી. તેમજ લડાઇમાં પણ પતિ સાથે જતી. મુસાફરીમાં પણ સાથેજ રહેતી, અને આમતેમ પણ છુટથી સાથે ફરી શકતી, તે પુરવાર કરવાને અસંખ્ય દાખલા છે. આની વિરૂદ્ધ કોઇપણ સનાવાર પુરાવો હોય તો, તે માત્ર ક્ષત્રિયવર્ગનેજ લાગુ પાડી શકાય તેમ છે. વીરકાળના પુસ્તકોની અંદર ઘણી અતિશયોક્તિ છે, એ વાત ખરી છે. હાલના વખતમાં પણ જે કંઇ દાખલા તેમાં મળી આવે છે, તેમાં પણ, તે પાછળના સમયમાંથી ઉમેરો થયો છે. કારણ કે તે વખતે સ્ત્રીને એકાન્તવાસ ફક્ત તેની માનની લાગણી જાળવવાના ઇરાદાથી કરાવવામાં આવતો હતો. બીજી કોઇ પણ રીતે સ્ત્રીનો દરજ્જો વીરકાળની અંદર ઉતરતો ગણુવામાં આવ્યો નથી. ખરૂં જોતાં અમને એમ ધારવાને કારણ મળે છે, કે વીરકાળની અંદર સ્ત્રીનો દરજ્જો હિંદમા પ્રથમ વર્ગનો હતો. ત્યારપછીથી તે, ધીમેધીમે ઉતરતો થવા લાગ્યો છે. ગાયન, નૃત્ય, અને ઘોડે સ્વારી, એ આવશ્યક નિપુણતા ગણુવામાં આવતી. અને સ્ત્રીપુરૂષોના સંબંધ સૌથી શ્રેષ્ઠ હતા.

**સુત્રકાળ:**—વીરકાળમાંથી ઉતરી આપણે સુત્રકાળ પર આવીએ. સંસ્કૃત સાહિત્યનો સુત્રકાળ તદ્દન જુદો પડે છે. સુત્રનો

અર્થ અક્ષરસઃ દોરો થાય છે. સૂત્રકાળનું સાહિત્ય વચનાબદ્ધ છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, કાયદો, વિજ્ઞાન વગેરે સર્વ સુત્રના રૂપમાંજ ગોઠવવામાં આવ્યા છે. આ કાળમાં આર્ય લોકોનાં પવિત્ર વચનો અને સ્મૃતિ વગેરે ધાર્મિક ગ્રંથો રચવામાં આવ્યા હતા. તેઓનું રચનાત્મક કાર્ય ઘણું પુરાણું હતું, પણ તેનું સ્વરૂપ પછીના સમયને અનુસરી ઘડવામાં આવ્યું હતું. વિજ્ઞાનની દ્રષ્ટિએ, સુત્ર–કાયદા વગેરે રચવાનો હિંદુ-આર્યોનો, દેખીતી રીતે એ પ્રથમ પ્રયાસ હતો. અને એ ગ્રંથોમાં આપણને સ્ત્રીપુરૂષના સંબંધ વિષે સંકુચિત તથા વિશાળ દ્રષ્ટિનું મિશ્રણ, સ્વતંત્રતા અને પ્રતિબંધોનું મિશ્રણ, કરેલું માલમ પડે છે. આ ગ્રંથોના કાળનો નિર્ણય કરવો અઘરો છે. યુરોપ દેશના વિદ્વાનો એમ ધારે છે, કે તે બુદ્ધના સમય પહેલાં રચાએલા હોવા જોઇએ. ઇસુ ખ્રીસ્ત પહેલાં ૫૦૦ વર્ષ દરમિઆનના, હિંદુઓ દાવો કરે છે કે તે સુત્રો ઘણા પ્રાચીનકાળના છે. એ સમય આ બે સમયોની વચ્ચે ક્યાંક હોઇ શકે. એ નિયમના ગ્રંથોનાં મુળતત્વો બુદ્ધના સમય પહેલાંના છે. પણ તે ગ્રંથો આપણને આજે જોવા મળી આવે છે, તે બુદ્ધના સમય પહેલાં રચાએલા છે, અને તેમાં તેના રચનારાઓએ, પોતાની ઇચ્છા પ્રમાણે અથવા તો, તે વખતે દેશકાલ ઉચિત પાળવામાં આવતા રીતરિવાજોનો તેમાં ઉમેરો કર્યો છે. એ ગ્રંથોના મુખ્ય સ્ત્રીના દરજ્જાને લગતા મુદ્દાઓ નીચે પ્રમાણે ટુંકમાં બતાવી શકાય.

(અ) કન્યાને યૌવન પ્રાપ્ત થવાની નિશાનીઓ જણાય, તે સમયે અથવા તો ત્યારપછી ત્રણ વર્ષ દરમિઆનમાં તેનાં લગ્ન કરવાં, અથવા તેથી પણ વહેલાં કરવાં. એ વાત તેઓ ખાસ ભાર મુકી જણાવે છે.

(બ) આવી સ્થિતિ હોય, તેવા સંજોગોમાં ઉભયની સંમતિનો કાંઇ સવાલ ઉભો થઇ શકતો નથી, અથવા તો પ્રેમ પરિચય કરવાને સ્થાન રહેતું નથી.

(ક) પણ જો માતાપિતા પોતાની કન્યાઓનાં લગ્ન માટે બેદરકાર રહી, ત્રણ વર્ષ ઉંમર લાયક થયા પછી, વ્યતીત થવા દે, તો કન્યાઓને સ્વેચ્છાએ વર વરવાની છુટ અપાઇ છે. અને તેઓનાં માતાપિતાની સંમતિનો સવાલ ઉપસ્થિત થતો નથી. નાની વયે કન્યાનાં લગ્ન કરવાની બાબત સંબંધી માતાપિતાની ફરજો એટલી બધી સખત અને ભયભીત રીતે સુત્રમાં આલેખવામાં આવી છે, કે કોઇપણ માતાપિતા તે ફરજોમાંથી દૂર રહી, અગર તો તે તરફ દુર્લક્ષ કરી દંડને પાત્ર થવા ઇચ્છતા નથી. આ કારણથી એ જાતનો રિવાજ વિશ્વ પ્રચલિત થયા પામ્યો છે. જ્યારે મુસલમાન સત્તા હિંદમાં પુરેપુરી જામી, ત્યારે આ રિવાજ જેટલો વિશ્વ પ્રચલિત હતો, તેટલોજ તે રાજ્યના પહેલાં હતો કે નહિ, તે સંબંધી અમને પુરેપુરી ખાત્રી નથી. કારણકે મોટી વયની કન્યાઓ પોતાના પતિની પસંદગી કરીને સ્વેચ્છાએ પરણતી, એવા દાખલાઓ મુસલમાની રાજ્યના પહેલા સૈકાઓમાં મળી આવે છે. રાજા દાહીરની છોકરીઓને, આઠમા સૈકામાં કેદ કરીને લઇ જવામાં આવી હતી. તેઓ મોટી વયની કન્યાઓ હતી અને તેઓએ ઘણીજ બુદ્ધિયુક્ત પ્રયુક્તિથી, તેઓને કેદ કરનાર પર વેર લીધું હતું. કનોજની રાજકુમારી સંયુક્તાએ દિલ્હીના રાજા પૃથુરાજને પોતાના પતિ તરીકે, પોતાના પિતાની મરજી વિરૂદ્ધ પસંદ કર્યો હતો. તે કન્યા પણ મોટી વયનીજ હતી. આ કાંઇ માત્ર છુટા છવાયા દાખલા નથી, કારણકે મુસલમાન રાજાઓની હિંદુસ્તાન પર સ્વારીઓ આવી, તે પહેલાંના નાટય "સાહિત્યની અંદર પણ, મોટી વયની કન્યાઓ પોતાની ઇચ્છા પ્રમાણે પ્રેમમાં પડી સ્વેચ્છાએ વર વરતી હતી. મહાન નાટ્યકાર કાલિદાસ ૫૦૦ના સૈકામાં થયા હતા. પોતાના પિતાની આજ્ઞા લીધા વગર શકુંતલાએ, દુષ્યંત રાજાનો પ્રેમ સ્વીકાર્યો હતો. તે

તેમના ઉત્તમ નાટક શાકુંતલ પરથી માલમ પડે છે. તેણીની સખીઓ અને સહચરીઓ પણ પુખ્ત વયની કન્યાઓ હતી. ચીનનો મુસાફર, હુએનસંગ પોતાના પુસ્તકમાં જણાવે છે, કે તે સમયે એકાદ પુખ્ત વયના બ્રાહ્મણે એક કન્યા સાથે લગ્ન કર્યું, અને એક વર્ષમાં તેમને એક પુત્ર સાંપડ્યો હતો. આ છઠ્ઠા સૈકાની વાત છે. અગિઆરમાં સૈકામાં થઇ ગએલા એક મુસલમાન લેખક, આલબુરાની કહે છે, કે હિંદુઓમાં લગ્ન ઘણી નાની વયે થાય છે. તેથીજ માતાપિતાઓ છોકરાંને લગ્ન વગેરે ગોઠવી આપે છે. જ્યારે મુસલમાની રાજ્યની શરૂઆત થઇ, તે વખતે આ રિવાજની શરૂઆત હોવી જોઇએ, એમ આ ઉપરથી આપણે ધારી શકીએ. તે રિવાજ આગળને આગળ વધતો ગયો. આનું કારણ એ હતું કે મુસલમાન રાજાઓ પરણેલી કન્યાને ગુલામ તરીકે લઇ જતા નહિ. સુત્ર અને સ્મૃતિનાં વચનો તપાસતાં આપણને માલમ પડે છે કે, બાળલગ્નનો રિવાજ માતાપિતાઓ પોતાના છોકરા છોકરીઓ ઉપર પોતાની સત્તાનો અખત્યાર કરતા હતા, તે બતાવે છે. હિંદુ કાયદા શાસ્ત્રીઓને આ સત્તાનું પૃથક્કરણ કરતાં કંઇ અઘરૂં જણાયું નહિ, પણ જ્યારે તેઓ સ્ત્રી તરફના વર્તનની બાબતમાં, પુરૂષો માટેના નિયમો ઘડવાં લાગ્યા, ત્યારે જુદા જુદા સમાજનું જુદું જુદું વલણ તેઓને વિચિત્ર રીતે પરસ્પર વિરોધી લાગ્યું. એક તરફ સ્ત્રીઓને માટે આર્ય લોકોને ઘણી ઉંચી માનની લાગણી હતી, અને બીજી તરફ એવો વિચાર દર્શાવવામાં આવતો કે, સ્ત્રી કદી સ્વતંત્ર હોઇ શકે નહિ. એક તરફ મનુ મહારાજ નીચે પ્રમાણે લખે છેઃ—

"સ્ત્રીઓને પિતાએ, ભાઇએ, ધણીએ, બનેવીએ અને બીજા બધાઓએ, જેઓ પોતાની ઉન્નતિ ચહાતા હોય, તેમણે માન આપવું જોઇએ અને તેની પુજા કરવી જોઇએ."

જ્યાં સ્ત્રીઓને માન આપવામાં આવે છે, ત્યાં દેવતાઓ હર્ષ પ્રદર્શિત કરે છે; પણ જ્યાં તેઓને માન મળતું નથી, ત્યાં બધી ધાર્મિક ક્રિયાઓ નિષ્ફળ નિવડે છે."

જ્યાં સ્ત્રીઓ દુઃખી થાય છે, ત્યાં કુટુંબનો સત્વર નાશ થાય છે. પણ જ્યાં તેઓને દુઃખ પડતું નથી, ત્યાં કુટુંબની વૃદ્ધિ થાય છે.

જે ઘરમાં સ્ત્રીઓને માન મળતું નથી તે ઘરનો, જાદુથી જેમ નાશ થાય તેમ તેનો નાશ થાય છે.

તેથી ઉન્નતિ ચાહનારા પુરુષોએ, તેઓનો દરેક માન હોત્સવમાં થતી ધર્મક્રિયાઓ વખતે, અલંકાર વસ્ત્ર અને અન્ન સહિત સત્કાર કરવો જોઇએ.

એકવાર ફરીથી એમ જણાવવામાં આવ્યું છે, કે જો સ્ત્રી સુખી હોય, તો આખું ઘર સુખી રહે છે. અને જો તે સુખી ન હોય તો બધાંજ દુઃખી થાય છે. પાંચમા પ્રકરણમાં મનુએ આપેલા સામાન્ય અયોગ્યતા વિષેના દાખલાઓની સરખામણી, ઉપર આપેલા નિયમો સાથે કરવાથી માલમ પડી શકે છે.

બાળપણમાં કન્યાએ પોતાના પિતાના તાબામાં રહેવું જોઇએ; યુવાવસ્થામાં ધણીના કાબુમાં અને પતિના મરણ પછી પોતાના પુત્રોના કાબુમાં રહેવું જોઇએ. સ્ત્રીને કાર્યની છુટ હોવી જોઇએ નહિ.

સ્ત્રીએ કોઇપણ વખત તેના પિતાથી, પતિથી, અથવા પુત્રથી છુટા રહેવાની ઇચ્છા કરવી નહિ, કારણકે એમ કરવાથી બંને કુટુંબો તિરસ્કાર પાત્ર થઇ પડે છે.

ગૃહકાર્યની અંદર તેણીએ હંમેશાં આનંદી અને ઉદ્યોગી રહેવું જોઇએ. ગૃહસામગ્રી સ્વચ્છ રાખવી, અને છુટથી ખરચ ન કરવા દેવો જોઇએ.

ફરીથી નવ—બે—ત્રણમાં કહેવામાં આવ્યું છે કેઃ—

કુટુંબના પુરૂષ વર્ગે અહોરાત્ર સ્ત્રીઓને પોતાને સ્વાધીન રાખવી જોઇએ. પિતા બાળપણમાં રક્ષણ કરે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે, અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષણ કરે.

સાતમા શ્લોકની અંદર પતિને ખંતથી પત્નિનું રક્ષણ કરવાનો આદેશ છે. કારણકે તેમ કરવાથી તે પોતાની પ્રજાનું તથા કુળધર્મનું તેમજ કુટુંબનું, પોતાનું અને પોતાના ધર્મનું રક્ષણ કરે છે. રક્ષણનો અર્થ નીચેના બે શ્લોકોથી સમજાય છે.

કોઇપણ પુરૂષ પોતાની સ્ત્રીનું રક્ષણ બળાત્કારથી અથવા તેને એકાંતવાસમાં મુકી કરી શકે નહિ. જે સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરે છે, તેનુંજ સારી રીતે રક્ષણ થઇ શકે છે, અને તેમ કરવામાં તેઓને કાર્યમાં ગુંથાએલા રાખવા માટે પુરૂષોએ અમુક સુચનાઓ કરવી જોઇએ. આ કાયદાઓમાં એકજ ધ્યાનમાં રાખવા જેવી વાત "શુદ્ધ પ્રજોત્પત્તિની છે.' એ પવિત્ર પ્રજોત્પત્તિ આ પ્રમાણે મેળવી શકાયઃ—

(અ) લગ્ન વખતે લગ્નને માટે પરસ્પર ઉભયની સંભાળપૂર્વકની પસંદગી.

(બ) જ્ઞાતિમાંજ લગ્ન–વિવાહનો આગ્રહ.

(ક) સ્ત્રીઓના શિયળનો ઉચ્ચ આદર્શ રાખવાથી.

(ડ) પતિને પત્નિ ઉપર સંપૂર્ણ કાબુ આપીને.

(ઇ) જ્ઞાતિની બહાર લગ્ન કરવાથી થતાં અનિષ્ટ પરિણામોનું સચોટ ભાષામાં દિગ્દર્શન કરાવીને.

(ઈ) મિશ્રીત લગ્નથી થતી પ્રજાનો સામાજિક હલકો દરજ્જો આપીને.

અસલના ગ્રંથોમાં કાયમના સંયોગોને કાયદેસર કરાવવાની એક ચિંતા ઉભી થએલી આપણે જોઇએ છીએ. પછી તે સંયોગો પ્રેમને વશ થઇ થએલા હોય, અકસ્માત થએલા હોય, અથવા કંઇ ધુનની રીતે થએલા હોય, તો પણ પ્રજા અનૌરસ નથી, તે સાબિત કરવાને તે સંયોગો કાયદેસર ગણવામાં આવતા, એમ સચોટ રીતે જણાવવામાં

આવ્યું હતું કે, જ્ઞાતિ બહારનાં લગ્નોના બાબતોમાં પિતાની, તેજ પ્રજાની જ્ઞાતિ હોઇ શકે. કુંવારિકાના પુત્રોને કાયદેસર તેઓના બાપના પુત્રો ગણવામાં આવતા. પતિ, પત્નિના કોઇપણ અપરાધ વગર તેણીને ત્યાગી ગયો હોય, અથવા તો તે નપુંસક હોય, અથવા તો ક્ષયથી પિડાતો હોય, વિગેરે તો, તે પુત્રો કાયદેસર પોતાના પિતાની જ્ઞાતિના ગણુતા. પછીના ગ્રંથોમાં જ્ઞાતિ બહારના સંયોગથી ઉત્પન્ન થતાં બાળકોને અધમ ગણુવામાં આવ્યા. થોડા ઘણા અપવાદો સિવાય ગેરકાયદેસર સંભોગ કરવાથી થતી પ્રજાની પણ એજ સ્થિતિ લેખવામાં આવી હતી. હિંદુ ધર્મ પ્રમાણે થતાં હિંદુ લગ્નોના કેટલાક દાખલાઓ આપવા અહીં ઉચિત થઇ પડશે.

હિંદુધર્મ પ્રમાણે આઠ જાતનાં લગ્ન જાણીતાં છે. આમાંના ચાર સ્વીકારાયા છે, એક નિભાવી લેવામાં આવે છે. અને બીજા ત્રણનો અસ્વીકાર કરવામાં આવે છે. તેવા સંબંધોને લગ્ન તરીકે ગણવામાં આવે છે, તે બતાવી આપે છે કે, એક વખત તે લગ્નો, ધર્મ પ્રમાણેનાં હોવાં જોઇએ. સ્વીકારાએલા લગ્નની જાતમાં એ પ્રમાણે છે કે, કુંવારિકાને તેના વાલીઓ ધર્મક્રિયા પ્રમાણે બીજાને આપે છે. નિભાવી લેવામાં આવેલાં લગ્નની જાતમાં એ પ્રમાણે છે કે, પરસ્પરના પ્રેમને લઇને વાલીની રજા સિવાય અગર તો તેની વિરૂદ્ધ તેઓનાં લગ્નો થાય છે. આ સ્વીકારાએલાં લગ્નની ત્રણ જાત નીચે પ્રમાણે છેઃ

(અ) પિતા પુત્રીને લગ્નમાં આપે તેમાં તેની કિંમત લે છે. (કન્યા-વિક્રય કરે છે.)

(બ) કન્યાને પોતાની ઇચ્છા વિરૂદ્ધ હરી જવામાં આવે છે.

(ક) સ્ત્રી બેશુદ્ધ હોય અગર તો નિદ્રાવશ હોય તે સમયે તેની સાથે કોઇપણ પુરૂષ સંભોગ કરે છે. આને એક નીચમાં નીચ કૃત્ય ગણુવામાં આવતું, પણ એ કૃત્ય થઇ ગએલું હોય તો,

તેવા સંયોગને લગ્નના રૂપમાં કાયદેસર રીતે ગણી લેવામાં આવતાં.

હિંદુ પ્રજોત્પત્તિ શાસ્ત્ર—આ શાસ્ત્ર સંબંધે હિંદુઓએ ઉચ્ચ વિચાર કેળવ્યો હતો. તે હિંદુ ગ્રંથોમાંથી લીધેલા કેટલાક નીચેના નિયમો પરથી માલમ પડશે.

નારદ કહે છેઃ—પોતે વિર્યવાન છે કે નહિ, તેને માટે દરેક પુરૂષે તપાસ કરાવવી પડતી હતી. તે બાબત જ્યારે ચોકસ થાય ત્યારે તેને કન્યાની પ્રાપ્તિ થઇ શકતી, તે સિવાય નહિ.

જો તેની હાંસડી તેમજ ઘુંટી તેમજ તેનાં બીજાં બધાં હાડ મજબુત હોય, તેના ખભા, તથા વાળ મજબુત હોય, તેની ગરદનનો પાછળનો ભાગ મજબુત હોય. તેની જાંગ અને ચામડી સુંવાળી હોય, તેની ચાલ અને તેનો અવાજ મર્દાનગી ભરેલો હોય, તો તેવા પુરૂષનેજ વિર્યવાન ગણી શકાય. પણ જો તેથી વિરૂદ્ધ લક્ષણ હોય તો તે અવીર્યવાન ગણાય.

નારદ પુરૂષની શક્તિના ઉપર ભાર મુકે છે. અને મનુ મહારાજ સ્ત્રીની યોગ્યતા ઉપર ભાર મુકે છે. એ ઉપરથી જણાય છે કે, નારદના સમય પછી અને મનુ મહાત્માના જે ગ્રંથના નિયમો આ જમાનામાં હયાત છે, તેમાં કેટલો બધો ફેર થઇ ગએલો માલમ પડે છે.

મનુ મહાત્મા કહે છેઃ—કે જે પુરૂષે પોતાનો અભ્યાસ તથા બ્રહ્મચર્ય અવસ્થા પુરી કરી હોય અને જેને ગૃહસ્થાશ્રમી તરીકે લગ્નથી જોડાવાની ઇચ્છા હોય, તેણે નીચે જણાવેલા દશ જાતના કુટુંબના સંબંધનો ત્યાગ કરવો.

જે કુટુંબમાં ધર્મક્રિયા ન થતી હોય. જેમાં પુરૂષો ન હોય. જેમાં વેદનો અભાવ હોય, જે ઘરમાં માણસો મોટા વાળવાળા હોય, અગર તો હરસ હોય, અથવા તો જે કુટુંબો ક્ષય-અજીર્ણ-ફેફરાંથી પિડાતાં હોય, અને કોઢ હોય તેવા કુટુંબોથી તેણે દુર રહેવું જોઇએ.

જુવાન માણસે ઢીંગણી સ્ત્રી સાથે પરણવું નહિ. તેમજ જેના ઘરમાં વધારે પડતા માણસો વસતા હોય, તેવી સ્ત્રી સાથે પણ પરણવું નહિ. માંદી જેવી કુંવારિકા સાથે લગ્ન કરવાં નહિ. વાળ વગરની અથવા તો પુષ્કળ વાળવાળી સ્ત્રી સાથે પરણવું નહિ. બહુ બોલકણી સાથે અથવા તો રાતી આંખવાળી સ્ત્રી સાથે, ગ્રહ ઉપરથી, વૃક્ષ ઉપરથી અથવા તો નદી ઉપરથી, જેનું નામ પડ્યું હોય, અથવા તો પક્ષી, સર્પ અથવા તો ગુલામ પર જેનું નામ હોય, તેમજ જેનું નામ બિહામણું હોય, તેની સાથે પરણવું ન જોઇએ.

કદરૂપી ન હોય તેવી સ્ત્રી સાથે પુરુષને પરણવું. જેની ચાલ હંસના જેવી હોય, અથવા તો ગજગામિની હોય, સુંદર દંતાવલિ. સુંદર કેશ, તેમજ મૃદાંગી હોય તેની સાથે તેણે પરણવું.

હિંદના બંધારણ ન્યાય શાસ્ત્રીઓએ સ્વજાતિમાં થતાં લગ્નોનેજ અનુમોદન આપ્યું છે. કેટલાક સંજોગોમાં ઉચ્ચ જાતિના પુરુષને નીચ જાતિની સ્ત્રી સાથે લગ્ન ગ્રંથિથી બંધાવાની કેટલેક અંશે છુટ હતી. જાતિ બહાર થએલા લગ્નોને પણ અનુમોદન અપાએલાં લગ્નોમાં, પુર્વકાળના મતને આધારે, છોકરાનો દરજ્જો પિતાના ગોત્ર પ્રમાણે ગણાતો. પણ પાછળના સમયમાં તેમાં વિરૂદ્ધતા દાખલ થઇ હતી. આવાં મિશ્ર લગ્નોના પરિણામે હિંદમાં પુર્વકાળની મુળ ચાર જાતિઓ કરતાં આટલી બધી જાતિએ અને ઉપજાતિઓનું અસ્તિત્વ જોવામાં આવે છે.

આ જમાનામાં મનુ મહારાજના ગ્રંથના અભ્યાસકને માલમ પડે છે, કે પુર્વે જ્યારે તે ગ્રંથ રચાયો ત્યારે ન્યાયશાસ્ત્રીઓમાં સ્ત્રીના હક અને દરજ્જા માટે ઘણા મત મતાંતરો હતા. કેટલાક પ્રાચીન કાળની ઉચ્ચકોટિની સ્વતંત્રતા સ્ત્રીને આપવાના મતના હતા, અને કેટલાક પુરૂષોને સ્ત્રી પર સંપુર્ણ સ્વામિત્વ આપવાના આગ્રહવાળા હતા.

અત્યાર સુધી સાધારણ રીતે, તેમજ પત્ની તરીકે સ્ત્રીનો દરજ્જો શું હતો, તે વિષે આપણે વિવેચન કર્યું છે. પણ માતા

તરીકેની તેની સ્થિતિનું દિગ્દર્શન કરતાં, બધા ગ્રંથના આધારે આપણને જણાય છે કે, તેણીનો દરજ્જો ઘણોજ ઉચ્ચકોટિનો હતો. મનુ. ૧૧. ૧૪૫ પાને કહે છે, કે "દશ ઉપાધ્યાયો કરતાં, આચાર્ય દશ ગણો માનપ્રદ છે. પિતા આચાર્ય કરતાં સો ગણો છે. પણ માતાનો શિક્ષિકા તરીકેનો દરજ્જો સહસ્ત્ર પિતા કરતાં વધારે માનપ્રદ છે." હિંદુઓમાં ગર્ભિણીની અવસ્થાને અતિ પવિત્ર ગણવામાં આવે છે. કુદરતી રીતે તેણીનો તેવી સ્થિતિમાં ઘણો સત્કાર કરાય છે. સ્ત્રીમાં સ્ત્રીત્વ હોવાના સબબે, પ્રત્યેક સ્ત્રી સંભવનીય માતા છે. તેથીજ પોતાની પત્ની, દુહીતા અથવા તો બેન સિવાયની દરેક સ્ત્રીને, માતાના સંબોધનથી બોલાવાય છે. એક અજાણી સ્ત્રી સાથે વાત કરતાં હિંદુ હંમેશાં તેણીને બેન અને ઘણી વખત માતા તરીકે સંબોધે છે. દેવીઓમાં પણ જેઓ માતાઓ છે, તેને ઘણું માન આપવામાં આવે છે, અને દેવ કરતાં પણ અધિક ગણવામાં આવે છે. તેજ પ્રમાણે સ્વદેશભુમિની "માતૃભુમિ" તરીકે પૂજા કરવામાં આવે છે —અને તેથીજ મીસ મેયોએ કટાક્ષરૂપે પોતાના પુસ્તકનું નામ "હિંદમાતા" એવું રાખ્યું છે,

ઘણું ખરું હિંદુઓ પોતાનાં છોકરાંઓ તરફ અતિશય માયાળુ હોય છે. દરેક સાધારણ નિયમોમાં અપવાદ હોઇ શકે. હિંદના ઇતિહાસમાં તમસાવૃત્ત કાળમાં કેટલાક રીતરિવાજો ઉગી નીકળ્યા. અને જો કે સમસ્ત દેશની પ્રજાના અમુક વિભાગોમાં તે પ્રચલિત હતાં, છતાં પણ તેના ઉત્પાદકો અને અનુયાયીઓ તિરસ્કૃતજ રહેશે. રિવાજો, જેવા કે, સતિ, બાળહત્યા, વિધવાઓ તરફ ગેરવર્તન, બાળલગ્ન, અનેક પત્નીઓ કરવી, કન્યાવિક્રય અને દેવદાસીઓ, એ રિવાજોનું પાદરીઓ ઘોર સ્વરૂપ ચિતરે છે, અને સમસ્ત હિંદમાં તેનું અસ્તિત્વ હતું એમ દાખવે છે. ઉપર જણાવેલા દરેક રીતરિવાજ નિંદાપાત્ર તો છેજ. તેમાં પણ ખાસ કરીને બાળલગ્ન, જે વધારેમાં વધારે પ્રચલિત છે, તે તો નિંદાપાત્ર છેજ. પણ પાદરીઓ ચિતરે છે તેટલું અને તેવું ઘોર

સ્વરૂપ તેનું નથી. સતિ અને બાળહત્યાનો રિવાજ સર્વમાન્ય ન હતો. રાજકુટુંબો અગર તો ઉચ્ચ જ્ઞાતિઓમાંજ તેનું અસ્તિત્વ હતું. સતિ થવાનો ચાલ સદંતર સ્વએચ્છિક હતો. આમાંના ઘણાખરા રિવાજો નષ્ટ થયા છે. બાકીનાઓમાં સુધારો થતો જાય છે. આ જમાનાના સુધારકો સ્ત્રીને, તેણીનું સમાજમાં પ્રાચીનકાળનું સ્થાન અને દરજ્જો આપવા મથી રહ્યા છે.

ન્યાયપુર્વક સ્ત્રીનો દરજ્જો:—હિંદુધર્મ કાયદા પ્રમાણે સ્ત્રીને પોતાની મિલ્કત પર હક આપવામાં આવ્યો છે. મનુ મહારાજ ૯–૧૯૪–૧૯૫માં કહે છે કે, વેદી આગળ જે આપવામાં આવે છે, કન્યાને વળાવતી વખતે જે પ્રેમને ખાતર આપવામાં આવે છે, માબાપ તથા ભાંડુઓ પાસેથી જે કાંઇ મળે છે, વિગેરે મળી છ જાતનું સ્ત્રીધન કહેવાય છે. પરણ્યા પછી સ્ત્રીને બક્ષીસ તરીકે, ધણીના સગાંવહાલાં અથવા તેનાં સંબંધીઓ તરફથી જે કાંઇ મળે અને તેણીના પ્રિય પતિ પાસેથી જે કાંઇ મળે, તે બધુંજ તેણીનાં છોકરાંઓની મિલ્કત તરીકે ગણવામાં આવે છે. તેણી પોતાના ધણીની હયાતી દરમિઆન મરી જાય તો પણ, એકત્ર કુટુંબની અંદર પુરૂષ અથવા સ્ત્રી અમુક ચોકસ હિસ્સાની માલીક બનતી નથી. કુટુંબનો વડીલ, કર્તા પુરૂષ તરીકે મિલ્કતનો વહીવટ કરે છે. અને તે સ્ત્રીપુરૂષ અને કુટુંબના દરેક સભ્યના હિતને માટે પૈસા વાપરે છે. પુત્રી પરણે નહીં ત્યાંસુધી પોતાના પિતાનાજ કુટુંબના સભ્ય તરીકે ગણાય છે. પરણ્યા પછીથી તેણી બીજા કુટુંબના ભાગીદાર તરીકે, તે કુટુંબમાં દાખલ થાય છે. વિભક્ત કુટુંબોમાં વિધવાઓ, માતાઓ પુત્રીઓ અને બેનો અમુક સંજોગોમાં વારસ ગણાય છે. અવિવાહીત કન્યા, કેટલાએકના મતના આધાર પ્રમાણે પુત્રના જેવા અને જેટલાજ હકવાળી ગણાય છે, અને તેટલોજ ભાગ તેણીને મળે છે. સાધારણ રીતે જ્યારે પિતાના ગુજરી ગયા પછી પુત્રોને, પિતાની બધીજ મિલ્કત મળે છે, અને તેઓ પિતાની પુંજીમાંથી

સ્ત્રી વર્ગનું પોષણુ કરવાનો બોજો પોતાને શિર રાખે છે. પુત્રો તે કામ કરવામાં દુર્લક્ષ રાખે અને મિલ્કત વહેંચવામાં આવે તો, તે સંજોગોમાં, જે કોઇપણ તે મિલ્કત ખરીદે અને તેના માલીક થાય, તેજ, તે સ્ત્રીઓનું પોષણુ કરવા બંધાય છે. પણ જો કોઇ છોકરો ન જીવે તો, વિધવા પોતાના ધણીની બધીજ મિલ્કતની વારસ થાય છે. અને તેની આવકનો બધોજ ઉપયોગ તેણી કરી શકે છે. પણ તે મિલ્કત તેણી સંપુર્ણ હકો સાથે બીજાને આપી શકતી નથી. તેણીની પછીના વારસની સંમતિથી, ફકત કાયદેસરની જરૂરિઆત પુરી પાડવાને સારૂ, તેણી મિલ્કત બીજાને આપી શકે. તેણીના મરણુ પછી તેજ હકો સહિત તે કુટુંબની છોકરીઓ માતાની મિલ્કતની વારસ થાય છે. તેજ પ્રમાણે ભાઇઓ ન હોય તો, મા તેવી રીતે હકદાર થાય છે. સ્ત્રીની ખાસ મિલકતના પહેલા હકદાર તેણીના છોકરાઓ હોય છે. છોકરાઓ ન હોય તો તેણીનો ધણી હકદાર થાય છે. અને તે પણ હોય તો તેણીના પિતાના કુટુંબના માણુસો હકદાર થાય છે.

દત્તક લેવાના હકો:– હિંદુ સ્ત્રીને દત્તક લેવાનો પુરેપુરો અધિકાર છે. તેણીના ધણીના મરણુ પછી, જો ધણીએ તેને પોતાની જિંદગી દરમિઆન દત્તક લેવાની સત્તા આપી હોય, તો તેણી છોકરાને દત્તક લઇ શકે. અથવા તો તે દત્તક લેવા લાયક છોકરો તેણીના પતિના કુળનો હોય તો તેણી દત્તક લઇ શકે.

છોકરાઓનું વાલીપણું:—અમુક સંજોગોમાં માતાને છોકરા છોકરીઓ ઉપર વાલીપણાનો હક હોય છે. દીકરીઓનું કન્યાદાન કરવાની બાબતમાં પણુ તેણીને વાલીપણાનો હક હોય છે.

છોકરાંઓ પર હક:— હિંદુ ન્યાયશાસ્ત્રીઓમાં પ્રજોત્પત્તિના સંબંધી ઘણા ભારે નિયમો પડયા છે. અને જન્મ થયા પછી તે પ્રજા કોની માલકીની ગણાય, તે સંબંધી પણુ કાયદાઓ પડયા છે. પ્રીસ્તિ ધર્મના નિયમ પ્રમાણુ ઉછેરાએલા લોકોને આ નિયમો ઘણા

વિચિત્ર લાગે, પરંતુ અર્વાચીન ધોરણેથી વિશાળ દ્રષ્ટિએ તેનો પિતૃત્વ અને પ્રજોત્પત્તિનો વિચાર કરતાં તે નિરસ નહિ જણાય. મનુમહારાજ સ્ત્રીને જમીન અને પુરૂષને બીજ સાથે સરખાવે છે. કેટલાક સંજોગોમાં બીજ એ મુખ્ય વસ્તુ ગણાય છે. કેટલાક બીજા સંજોગોમાં સ્ત્રીનું ગર્ભાશય મુખ્ય વસ્તુ ગણાય છે, જ્યારે સ્ત્રીપુરૂષ બંનેજ પવિત્ર હોય, ત્યારે પ્રજોત્પત્તિ શ્રેષ્ઠ થાય છે. સાધારણ રીતે ગર્ભ અને બીજની સરખામણી કરતાં, બીજ એ મુખ્ય કિંમતનું ગણાય છે. કારણકે દરેક ઉત્પાદકોના બાળકનું લક્ષણ બીજ મૂકનાર પર પડેલું હોય છે. જે જે ગુણો બીજમાં હોય, તે તે ગુણો ફળમાં માલમ પડશે. જો કે આ પૃથ્વી સરજાએલાં પ્રાણીઓનું શાશ્વત ગર્ભસ્થાન ગણાય છે, છતાં પણ બીજમાંથી ઉત્પન્ન થએલાઓમા ગર્ભના કોઇપણ ગુણો દ્રશ્યમાન થતા નથી. પૃથ્વીમાં પણ એકજ જાતની જમીનમાં અમુક વખતે ખેડુતોએ વાવેલા બીજો, જે ઉગી નીકળે છે, તે ઘણી રીતે જુદાજુદા ગુણવાળા હોય છે. અને તે દરેકમાં કુદરતી ગુણોનો સમાવેશ થએલો હોય છે. ચોખા, શાલિ, મુડગા તલ, કઠોળ, જવ તેના બીજ પ્રમાણે ફુટી નીકળે છે, અને તેવીજ રીતે શેરડી અને કંદમૂળ પણ ફુટી નીકળે છે. તેથી એક સમજદાર માણુસ જે આ કાયદો જાણે છે, અને જેમાં ડહાપણ છે, અને વિદ્વતા છે, તેણે, પર સ્ત્રીમાં કોઇપણ દિવસ બીજ રોપવું નહિ. (સંભોગ કરવો નહિ.)

ફુટા છેડાઃ—હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન એ એક પવિત્ર વસ્તુ છે, અને સિદ્ધાંત તરીકે લગ્નના કદી ફુટા છેડા થઇ શકતા નથી. એકવાર પરણ્યા એટલે હંમેશને માટે પરણ્યા એવો સિદ્ધાંત છે. આ સિદ્ધાંત વિધવાના પુનર્લગ્નની વિરૂદ્ધ છે. જો કે વહેવારમાં સિદ્ધાંત તરીકે વિધુરને માટે એ બહુ સખત રીતે ઉપયોગમાં લેવાતો નથી. પ્રાચીનકાળના ધર્મગ્રંથો એમ દર્શાવે છે કે, તે સમયમાં વિધવાઓના પુનર્લગ્નો પ્રચલિત હતા, એટલુંજ નહિ પણ અમુક સંજોગોમાં સ્ત્રી

અને પુરૂષને, તેઓનો પતિ અને પત્નીની હયાતીમાં પણ ફરીથી પરણવાની છુટ આપવામાં આવતી હતી. વિધવાઓનાં પુનર્લગ્ન સંબંધી સવાલ આપણે બીજા પ્રકરણનાં ચર્ચિશું.

પુનર્લગ્નઃ—પ્રથમ સ્ત્રીના પુનર્લગ્નની બાબતમાં નારદ કહે છે કેઃ—

જો ધણી ગુમ થઇ જાય અથવા તો મરણ પામે, જો તે સંન્યાસી થઇ જાય, નપુંસક હોય, અને તેને જ્ઞાતિબહાર કાઢી મુકવામાં આવે તો, આ પાંચ બાબતોમાં ધર્મની જરૂરિઆતને લીધે સ્ત્રીને બીજો ધણી કરવાનો ન્યાયપુર્વક હક છે.

જુદી જુદી જ્ઞાતિઓમાં સ્ત્રીઓને માટે પરણ્યા પછી ધણી ઘેર ન રહે તો, અમુક વખત સુધી તેને માટે રાહ જોવાનું શાસ્ત્ર ફરમાવે છે. અને આગળ જતાં કહે છે કે અમુક વખત પસાર થઇ ગયા પછી જો ધણી ઘેર ન આવી શકે તો, પર પુરૂષ સાથે રહેવામાં સ્ત્રી કોઇપણ જાતનો ગુનો કરતી નથી. પુરૂષોને નારદઋષિ પુષ્ટતાથી વધારે છુટ આપે છે. સામાન્ય આજ્ઞા કરીને કહે છે કે જ્યારે પતિ પત્ની વચ્ચે કામતૃપ્તિને માટે દ્વેષ અથવા તો ધિક્કારને લઇને કોઇપણ જાતનો કલહ ઉત્પન્ન થાય તો, તેની ફરીયાદ સગાંવહાલાં અથવા તો રાજા આગળ તેઓએ કરવી નહિ. અને આગળ જતાં કહે છે, કે જો પતિપત્ની પરસ્પર તિરસ્કારને લઇને એક બીજાનો ત્યાગ કરે છે તેઓ પતિત થાય છે.

નારદ મુનિ પરપુરૂષ સાથે સંભોગ કરનાર સ્ત્રીને માટે સખત શિક્ષા જાહેર કરે છે. પણ પુરૂષને માટે પણ સાથે સાથે કહે છે, કે “જો પુરૂષ પોતાની કામાગરી પ્રિયંવાદી, ચાલાક સદ્ગુણી અને માતા હોય તેવી સ્ત્રીનો ત્યાગ કરે તો રાજાએ તે પુરૂષને સખત શિક્ષા કરીને તેની સ્ત્રી તરફની ફરજનું સ્મરણ કરાવવું.” જુદાજુદા સંજોગોમાં લગ્ન-પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરવાની બાબતમાં પુરૂષને જે ગુનો લાગુ પડે

છે, તે સંબંધી તેણે કેટલાએક ભારે નિયમો રચ્યા છે. દાખલા તરીકે:– જો પત્ની પતિને ધિક્કારતી હોય, તો પતિએ એક વર્ષ સુધી તે સહન કરવું. એક વર્ષ પુરૂં થયા પછી તેણે પોતાની સ્ત્રીને જે કંઇ આપ્યું હોય તે લઇ લેવું, અને વિશેષ કાંઇ આપવું નહિ; તેમજ તેણીની સાથે વિશેષ જિંદગી ગુજારવી નહિ. જો પત્ની પરપુરૂષ સાથે સંભોગ કરે તો મનુ મહાત્મા તેને નીચેની બાબતોમાં મારી બક્ષે છે:—

ધણી ગાંડો હોય. ચ્યુત થએલો હોય. ખસી કરેલો હોય. નપુંસક હોય, અથવા તો દુષ્ટ વ્યાધિગ્રસ્ત હોય, તો તેણી તેને છોડી શકે; પણ જો માત્ર તેણીના તરફ બેદરકારી રાખે અથવા તો તે દારૂડીઓ હોય, અગર તો સાધારણ વ્યાધિથી પિડાતો હોય તો, તેણી તેને છોડી શકે નહિ. ઉપર જણાવેલી ચ્યુતિઓ સ્ત્રીપુરૂષમાં હોય તો પણ, પુરૂષ પોતાની સ્ત્રીને હંમેશને માટે ત્યાગી શકે નહિ. ત્રણ મહીના સુધી પુરૂષ તેનો ત્યાગ કરી શકે. જો સ્ત્રી દારૂ પિનારી હોય, અથવા તો પાપી હોય, તેમજ આજ્ઞાનુવર્તિ ન હોય, અથવા તો વ્યાધિગ્રસ્ત હોય ખરચાળ હોય તો તેણીનો ધણી બીજી પત્ની કરી શકે. વાંઝણી સ્ત્રી હોય તો ધણીએ આઠ વર્ષ સુધી ધૈર્ય રાખવું. પણ જો સ્ત્રી પ્રેમાળ સ્વભાવની હોય અને વાંઝણી છતાં સદ્‌ગુણી હોય, તો ધણી પોતાની સ્ત્રીની સંમતિથીજ માત્ર ફરી પરણી શકે.

મનુ મહારાજના આ લખાણ વખતે વિધવાના પુનર્લગ્નની બાબત તરફ તિરસ્કાર દર્શાવનારા અભિપ્રાયો જાહેર થતા હતા. આજે પણ વિધવા વિવાહને ગેરકાયદેસર ઠરાવી શકાતો નથી; તો પણ મનુસ્મૃતિ કોઇપણ રીતે તેનો સ્વીકાર કરતી નથી. મનુસ્મૃતિના પુસ્તકમાં દર્શાવેલો લગ્નનો આદર્શ સમાજની દ્રષ્ટિએ ઘણોજ ઉચ્ચ છે, પણ અર્વાચિન દ્રષ્ટિએ તે સખત અને સંકુચિત છે. મનુ મહારાજના મત પ્રમાણે ટુંકમાં કહીએ તો સ્ત્રીપુરૂષની અરસપરસ ફરજ એ છે, કે તેઓએ એકબીજાની વિરૂદ્ધ મનસા, વાચાકર્મણા જીંદગીપર્યંત થવું નહિ, અને

એવી પ્રતિજ્ઞા આપવામાં આવે છે, કે જેઓ આ દુનિયામાં પોતાની ફરજ સારી રીતે અદા કરે છે, તેઓ દેહનાં બંધન છૂટવા છતાં પણ બીજી દુનિયામાં જુદાં પડતાં નથી, પણ તે દુનિયામાં પણ તેઓ હંમેશને માટે સાથેજ રહે છે.

સ્ત્રી અને પુરૂષ બંને વ્યકિતઓને એક બાજામા ઓતપ્રોત થવાનો ઉચ્ચ આદર્શ હતો. જેવી રીતે નદીમાં પાણી સમુદ્રનાં પાણી સાથે મળી જાય છે, અને જેવા ગુણો ધારણ કરે છે; તેવી રીતે પુરૂષના ગુણ પોતાની નીમકહલાલ સ્ત્રીને છાજે તેવા હોવા જોઇએ. આ સ્થાને પતિને સમુદ્ર સાથે સરખાવે છે, અને તેની મહત્તા કબુલ-વામાં આવી છે. એજ પ્રકરણમાં બીજી જગાએ કહેવામાં આવ્યું છે, કે પુરૂષ માત્ર પુરૂષ નથી પણ તે પોતે પુરૂષ, સ્ત્રી, અને પ્રજા છે. ઋષિઓએ પણ જાહેર કર્યું છે, કે પુરૂષ અને સ્ત્રીમાં કંઇ તફાવત નથી. અને બીજે સ્થળે પણ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે, કે જે સ્ત્રી ઉમદા કુળની હોય, અને ધણીવાળી હોય, અને જે તેણી સૌભાગ્ય વતી રહી મરવા ઇચ્છતી હોય, તો જેવી રીતે કોઇએક વાદીગર મોટા સાપને પકડે છે, અને ઉંડા દરમાંથી તેને બહાર કાઢે છે, તેવીજ રીતે તેણીનો શુદ્ધ પ્રેમ અને આત્મત્યાગ તેણીના પતિના આત્માને પકડી રાખશે, અને પાપ અને અંધકારના ખાડામાંથી મુકત કરશે, અને તેને જ્ઞાનમાર્ગમાં દોરવશે. આ સ્થળે સ્ત્રીના પ્રેમને પુરૂષના દરજ્જા અને ડહાપણ કરતાં ઉચ્ચસ્થાન આપવામાં આવ્યું છે. એ વાત વિષ્ણુ પુરાણના ૧-૮. અને ભાગવત ૬-૧૯ માં કહેવામાં આવી છે. તે નીચે પ્રમાણે છેઃ—

પુરૂષ વિષ્ણુ છે અને સ્ત્રી લક્ષ્મી છે. પુરૂષ વિચાર છે, સ્ત્રી ભાષા છે. પુરૂષ ધર્મ છે, સ્ત્રી બુદ્ધિ છે. પુરૂષ તર્ક છે, સ્ત્રી ભાવના છે. પુરૂષ અધિકાર છે, સ્ત્રી કર્તવ્ય છે. પુરૂષ રચયિતા છે, સ્ત્રી રચના છે. પુરૂષ ધૈર્ય છે, સ્ત્રી શાંતિ છે. પુરૂષ હઠ છે, સ્ત્રી ઇચ્છા છે. પુરૂષ

દયા છે, સ્ત્રી દાન છે. પુરૂષ મંત્ર છે, સ્ત્રી ઉચ્ચારણ છે. પુરૂષ અગ્નિ છે સ્ત્રી ઇંધન છે. પુરૂષ સુર્ય છે, સ્ત્રી આેજસ છે. પુરૂષ વિસ્તાર છે, સ્ત્રી સીમા છે. પુરૂષ વાયુ છે, સ્ત્રી ગતિ છે. પુરૂષ સમુદ્ર છે, સ્ત્રી કિનારો છે. પુરૂષ ધની છે, સ્ત્રી ધન છે. પુરૂષ યુદ્ધ છે, સ્ત્રી શકિત છે. પુરૂષ દીપક છે, સ્ત્રી પ્રકાશ છે. પુરૂષ દિવસ છે, સ્ત્રી રાત્રી છે. પુરૂષ વૃક્ષ છે, સ્ત્રી ફળ છે. પુરૂષ સંગીત છે, સ્ત્રી સ્વર છે. પુરૂષ ન્યાય છે, સ્ત્રી સત્ય છે. પુરૂષ સાગર છે સ્ત્રી નદી છે. પુરૂષ સ્તંભ છે સ્ત્રી પતાકા છે. પુરૂષ શકિત છે, સ્ત્રી સૌંદર્ય છે. પુરૂષ આત્મા છે સ્ત્રી પ્રકૃતિ છે.

ઉપરના વર્ણન પરથી જણાઇ આવે છે, કે સ્ત્રી અને પુરૂષ પરસ્પર એક બીજાથી કેટલીક બાબતમાં ચઢતા ઉતરતા છે. બંનેની જરૂરિઅત એકસરખી છે. બંને અભિન્ન છે, અને અવિનાશી છે. બંનેમાં માનસિક અને શારીરિક ગુણો સમાએલા છે, અને તે ગુણો એક બીજાને મદદ રૂપ થાય છે. બંનેમાં રહેલા ગુણો પ્રત્યેક વ્યકિતમાં રહેલા છે. પણ કેટલીક બાબતોમાં પ્રત્યેકના ભિન્ન ભિન્ન સ્વરૂપો પ્રત્યેકમાં સમાએલાં માલમ પડે છે.

સંસ્કૃતમા અર્ધાંગના જે અર્થ છે, તેનો અર્થ અંગ્રેજી ભાષામાં 'બેટરહાફ' અર્થાત્ સારો શરીરનો ભાગ, એમ થાય છે. એટલે કે પુરૂષમાં સ્ત્રી તેના શરીરના સારા અર્ધા ભાગ તરીકે રહેલી છે. મનુ મહારાજના પુસ્તક ૧-૩૨. ને આધારે એમ પ્રતિપાદન થાય છે, કે જ્યારે બ્રહ્માએ સૃષ્ટિ રચી, ત્યારે પોતાના શરીરના અર્ધમાંથી પુરૂષ અને અર્ધમાંથી સ્ત્રી સરજી. એવી રીતે જુદા પડાએલા ભાગો લગ્નથીજ એક સ્વરૂપ બની શકે છે, અને તેવી રીતે એક થઇ સફળ ધર્મ કાર્યો કરી શકે છે.

## પ્રકરણ ૧૩.

## "સ્ત્રી અને નવયુગ."

મીસ મેયોએ હિંદુ સ્ત્રીઓની નીતિ અને તેઓનું હિંદુસમાજમાં સ્થાન, વિષે અત્યંત વિરોધી એકરાર કર્યો છે. પોતાના લક્ષ્ય-

બિંદુએ તેણીએ ઘણી બાહોશી ભરેલી રીતે, પણ ઘણુંજ અપ્રમાણિક પણાથી સત્યાસત્ય ગોઠવી દીધું છે. તેણીએ જે ચિત્ર આલેખ્યું છે, તે માત્ર ખોટે રસ્તે દોરવનાર અને અપ્રમાણ છે, એટલુંજ નહિ, પણ સચોટ સત્યનો નિર્વિવાદરૂપે લોપ કરી હડહડતું જુઠાણું ગોઠવી કાઢ્યું છે. જો તેણી માત્ર બાળલગ્નના રિવાજ અને વિધવા સ્ત્રીઓના પુનર્લગ્નના અટકાવ વિરૂદ્ધ આક્ષેપો મુકીને ત્યાંજ અટકી હોત, તો તેણીના તરફ કોઇપણ વિરોધભાવ બતાવતે નહિં, પણ હિંદુ સ્ત્રી અને પુરૂષત્વને ઉદ્ધત રીતે તિરસ્કૃત કરવાને મથી રહી છે, અને એવી સામાન્ય ઉક્તિઓ કરે છે, જેમાં કાંઇપણ વજુદ નથી. તેણીએ જે જુદા જુદા પ્રશ્નો ચર્ચ્યા છે, તે હું એક પછી એક લઇ તે વિષે કહીશ.

હિંદુ સ્ત્રીની સામાન્ય સ્થિતિ અમુક રીતે ધિક્કારવા લાયક છે. હિંદુ સ્ત્રી તેના આસપાસના સંજોગોનો ભોગ થઇ પડે છે. જે દેશમાં પુરૂષની રાજકીય અને સામાજીક સ્થિતિ એકંદરે ગુલામોના જેવી છે. તે દેશમાં સ્ત્રીની સ્થિતિ કોઇપણ રીતે સારી હોઇ શકે નહિ. હિંદુ સ્ત્રીની સ્થિતિ પાશ્ચાત્ય દેશની સ્ત્રીની સ્થિતિ સાથે સરખાવતાં, આ જમાનામાં હિંદુ પુરૂષોની સ્થિતિ પાશ્ચાત્ય દેશના પુરૂષો સાથે સરખાવતાં જેટલી ખરાબ છે, તેટલીજ ખરાબ છે. મીસ મેયોનું પુસ્તક વાંચનાર પર એવી છાપ પડે છે, કે હિંદુ સ્ત્રીની સ્થિતિ આજે જેવી છે, તેવી પ્રાચીનકાળમાં પણ હતી. પણ તે વાત સત્ય નથી. આ પ્રકરણની આગળ આપેલા સિંહાવલોકનના પ્રકરણમાં જે ઉલ્લેખ અત્રે કર્યો છે, તેથી વાંચક વર્ગને જણાયું હશે કે આ તેણીનો મત કેટલો ભુલભરેલો છે. હિંદુના ખરા ઇતિહાસમાં સ્ત્રીએ કોઇપણ કાળમાં વિકટોરિયાના મધ્યકાલીન સમય પહેલાં, કોઇપણ પાશ્ચાત્ય દેશની સ્ત્રી, સમાજમાં જે સ્થાન ભોગવતી હતી, તેના કરતાં ઘણું ઉચ્ચ સ્થાન હિંદુ સ્ત્રી ભોગવતી હતી.

વેદકાળમાં દરેક બાબતમાં સ્ત્રી, પુરૂષના જેટલા અને સરખા હકો ભોગવતી હતી. યુવાન વયે પહોંચ્યા પછી તેણી પોતાના પતિની

પસંદગી કરતી. અને પોતાના લાભાલાભ સમજતી. પુનર્લગ્ન સંબંધી કાંઇપણ પ્રતિબંધ હતા નહિ. આ વાતનો સ્વીકાર સર હર્બર્ટ રિઝલે જેવા વિદ્વાન પુરૂષો પણ કરે છે. કેટલીક બાબતોમાં વેદકાળની સ્ત્રી, આજની પાશ્ચાત્ય દેશની સ્ત્રી કરતાં વધારે સ્વતંત્ર હતી. યુરોપમાં સ્ત્રીને અપાએલી સ્વતંત્રતા, એ હમણાંનો તાજો બનાવ છે. થોડા વખત પહેલાં પણ સ્ત્રી–મતાધિકાર વિષે કોઇએ કાંઇ સાંભળ્યું ન હતું સ્ત્રીના આત્મા, એ વાત પણ યુરોપમાં એક વખત ધર્મ વિરૂદ્ધની અને પાખંડીની વાત હતી.

અર્વાચિન વિજ્ઞાનની શરૂઆત પહેલાં, યુરોપનો સૌથી ઉન્નતકાળ તે હતો, કે જેમાં રોમન લોકો દરેક બાબતમાં આગળ પડતા હતા. રોમનના વખતના યુરોપમાં સ્ત્રીને એક વસ્તુ તરીકે ગણવામાં આવતી. અને તેનો પુરૂષ ધારે તે રીતે નિકાલ કરી શકતો. રોમન લોકોના કાયદામાં સ્ત્રીની સ્થિતિ કેટલીક બાબતોમાં એવીજ હતી, અને બીજી રીતે મધ્યકાલીન હિંદુસ્તાનમાં, હિંદમાં જે સ્થિતિ હતી તેના કરતાં ઉતરતી હતી. હિંદુસ્તાનમાં તે પરિણામ રાજકીય નીતિની અવનતિને લીધે આવ્યું છે. યુરોપમાં જ્યારે રોમન લોકો રાજકીય બાબતમાં સત્તાની ટોચ પર હતા, ત્યારે તે સ્થિતિ ત્યાં ઉદ્ભવી હતી.

એક રોમન લેખિકા, પોતાની જાતિ સંબંધી સ્થિતિનું દિગ્દર્શન કરાવતાં કહે છે, કે રોમના ઉન્નતકાળમાં સ્ત્રીએ જીવનપર્યંત પિતાના, પતિના અથવા વાલીના કાબુમાં રહેવું જોઇતું અને તેઓની સંમતિ વિના તે કાંઇપણ કરી શકતી નહિ. એથી પણ પ્રાચીનકાળમાં આ સત્તાનો એટલી બધી સખત રીતે ઉપયોગ કરવામાં આવતો, કે પિતા અગર પતિ, પોતાનાં સગાં વહાલાંઓની એક સમિતિ બોલાવીને સ્ત્રીને અદાલતમાં, ન્યાય અન્યાય તોળ્યા વિના, ઠાર કરી શકતો. સ્ત્રીને વાલી પણાની ગુલામગીરીમાં રહેવું પડતું હતું. તેનું કારણ એજ હતું, કે

તેઓની મનોવૃત્તિ અસ્થિર રહે છે, તેમજ અબળાનું નિબળપણું અને કાયદાઓની તેઓની અજ્ઞાનતા; વિગેરે વિગેરે.

એજ લેખિકાના પુસ્તકમાં રોમન કાળમાં તેઓના લગ્નના કાયદા વિષે નીચે પ્રમાણે લખેલું છેઃ—

દક્ષિણના બધા દેશમાં જેવી રીતે કન્યા જલદી યુવાવસ્થામાં આવી જાય છે, તેજ પ્રમાણે રોમન કન્યાના પણ જલદીથીજ વિવાહ થતા. લગ્નની વય રિવાજ પ્રમાણે બાર વર્ષની રાખવામાં આવતી. તેથી પણ પુર્વના સમયમાં કન્યાને સ્ત્રી તરીકે ત્રણ રીતે આપવામાં આવતી. એક ખોટા ધણી સાથે કન્યાવિક્રય કરી, અમુક ધર્મના દરબ્બામાં સ્ત્રી પુરૂષ અને તેની પ્રજાને, યોગ્ય ગણવાને, અમુક પવિત્ર ક્રિયાઓ સહિત પવિત્ર લગ્નની ગાંઠથી જોડવામાં આવતા. વિના નિર્દોષ પ્રાપ્તિથી પણ લગ્ન થતાં હતાં. આ ત્રીજા પ્રકારથી, સ્ત્રી, પુરૂષની કાયદેસર પત્ની બનતી હતી, અને તે પ્રમાણે તેણીને એક વરસ સુધી તેના પતિ સાથે રહેવું પડતું. અને તે દરમિઆન ત્રણ લાગલાગટ રાત્રી તેણી તેનાથી દુર રહી શકતી નહિ.

બીજા સૈકાની અંદર તેમાં સહેજ ફેરફાર થયો હતો. જો પુરૂષ હાજર ન હોય તો પણ તે પોતાના લગ્ન કરી શકતો. સ્ત્રી તે પ્રમાણે કરી શકતી નહિ. સ્ત્રીનાં માબાપ અને વાલીઓ, યુરોપમાં હાલ જેમ થાય છે, તે પ્રમાણે છોકરીનાં લગ્ન માટે યોગ્ય વર શોધતા. કન્યાની લગ્નની બાબતમાં સંમતિ લેવાની જરૂરિઆત હતી, અને આ સત્તાનો ઉપયોગ બળજબરીથી લગ્ન કરવામાં પિતા કરી શકતા નહિ. યુરોપમાં ખ્રીસ્તિ વિચારણાએ સ્ત્રીનું સ્થાન ઉચ્ચ કરવામાં કંઇ મદદ કરી નથી. જેનીસીસના લખાણ પ્રમાણે મીસ હેકર જણાવે છે, કે સ્ત્રી, જનસમાજના અધઃપતનનું કારણ છે. સેંટજેરોમ એમ માને છે, કે સ્ત્રીઓ બધા દુઃખનું કારણ છે. સેંટઓગસ્ટાઇને કહ્યું છે, કે પુરૂષ એ ઇશ્વરની પ્રતિમા છે, સ્ત્રી નથી. સ્ત્રીને પોતાના પતિ ઉપર કોઇપણ

જાતની સત્તા રાખવાની છુટ આપી નથી; તેમજ તેણી સાક્ષી તરીકે પણ જઇ ન શકે. તેમજ જામીન પણ ન થઇ શકતી. તેમજ અદાલતોમાં પુરૂષને બદલે કામ પણ નહિ કરી શકતી. ધર્મગુરૂઓ આગ્રહ પૂર્વક જણાવે છે, કે માતપિતાની સંમતિ વિના લગ્ન, એ વ્યભિચાર રૂપ ગણાતો.

જર્મન પ્રજાની અંદર લગ્ન હંમેશાં વાલીઓ મારફતેજ થતા. જ્ઞાતિની ભાવના ઘણી સબળ હતી. કન્યાએ પોતાનાથી નીચી પંક્તિના પતિ સાથે પરણવું જોઇતું અને કોઇપણ રીતે તેણીને સ્વતંત્ર થવા દેવામાં આવતી નહિ પરણ્યા પછી સ્ત્રી પવિત્ર શાસ્ત્રના નિયમ પ્રમાણે પોતાના ધણીના કાબુમાંજ રહેતી. અને તેથી ધણી તેણીની સર્વસ્વ માલ મિલ્કતનો માલીક થતો.

ઇંગ્લાંડના સમાજ સંબંધી વાત કરતાં બ્લેકસ્ટોને ૧૭૬૩માં જે પુસ્તક લખ્યું છે, તેમાં કહે છે, કે ઘણી પ્રાચીન કાયદા પ્રમાણે પોતાની સ્ત્રીને સાધારણ શિક્ષા કરી શકતો. કારણકે જેમ સ્ત્રી પોતાની ગેરવર્તણુકને માટે જવાબદાર છે, તેવીજ રીતે કાયદો પણ એમ યોગ્ય ધારે છે, કે પતિ પોતાની સત્તા પ્રમાણે તેને કાબુમાં રાખી શકે. વ્યવહાર શિક્ષા કરી શકે. બીજે ઠેકાણે કામે વળગાડી શકે અને છોકરાંઓ તેણીની સંભાળમાં મુકી, શિક્ષક, પિતા, અથવા શેઠ, જેમ તેવા કામને માટે જવાબદાર ગણાય, તેવી રીતે તેણીને ગણી, પતિ તેણીને શિક્ષા કરી શકે. જ્યારે એબે-ડુબોઇસ હિંદુ રીતરિવાજની અવગણના અપ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાના ઇરાદાથી શોધખોળ કરી રહ્યો હતો, તે સમયમાં ઉપર જણાવેલી બાબત વિષે લખાયું હતું. બ્લેકસ્ટોન આગળ જતાં કહે છે, કે ઇંગ્લાંડમાં દિવાની કાયદો પતિને એટલીજ અથવા તો એથી વધારે સત્તા, પોતાની સ્ત્રી પર આપતો હતો. કેટલીક ગેરવર્તણુક માટે સ્ત્રીને ચાબુકનો સખત માર અથવા તો લાકડીના ફટકા મારવામાં આવતા. અને બીજી બાબતોમાં સામાન્ય શિક્ષા કરવામાં આવતી.

ત્રીજા જ્યોર્જના રાજ્યમાં સ્ત્રી, જો ખુનના ગુનાને માટે શિક્ષા-પાત્ર થાય, તો તેણીને એ'ચી લાવી જીવતી બાળી નાંખવામાં આવતી. સ્ત્રીની છુટના ઉપર કાબુ મુકવાનો પતિનો હક:—મીસ હેકર કહે છે કે, ૧૮૯૧માં જેકસન વિરૂદ્ધ રેગના કેસનો નિર્ણય આવ્યો નહિ ત્યાં સુધી, તે હક પુરેપુરો નાબુદ થયો નહિ. હજુ પણ સ્ત્રીને મારવું, એ ઘોર ગુનો ઇંગ્લાંડમાં સાધારણ ગણાય છે. આ સ્થિતિ સન ૧૯૧૧ સુધી ઇંગ્લાંડમાં હતી.

સ્ત્રીના મિલ્કત પરના હક સબંધી ૧૯મી સદીના પાછલા ભાગ સુધી સ્ત્રીને લગ્ન દરમિઆન પોતાના ધણીની સંમતિ વગર પોતાની જમીન બીજાને આપી દેવાનો હક હતો નહિ. વિધવાને પોતાના જીવન દરમિઆન, પોતાના ધણીની હયાતી દરમિઆનની જમીનપર જે કર આપવો પડતો હતો તે, જમીનનો એકતૃતિયાંશ ભાગ પહેરામણી તરીકે વાપરવાનો તેણીનો હક હતો. આગળ જતાં તેઓ કહે છે, કે આપણા કાયદા પ્રમાણે સ્ત્રી અને પતિને જંગમ મિલ્કતમાં પણ કંઇ એકત્રિતપણું નથી. લગ્ન સમયે સ્ત્રીની જે કંઇ જંગમ મિલ્કત હોય છે, તે ધણીની થઇ જાય છે. અને ધણી તેનું માલકીપણું લેવાને હકદાર હોય છે. અને લગ્ન દરમિઆન સ્ત્રી જે કંઇ જંગમ મિલ્કતનો હક ધરાવે છે, તે બધીજ ધણીની થઇ જાય છે. અને તેણીની સંમતિ વગર તેણીને જે કંઇ દેવું હોય, તેને માટે તેણી પર દાવો કરી શકે છે.

લગ્ન થયા પછી સ્ત્રી કોઇપણ જાતના કરારમાં ઉતરી શકે નહિ. 'પરણેલી સ્ત્રીની મિલ્કતનો કાયદો' ઇંગ્લાંડમાં સન ૧૮૮૨ માં પસાર થયો. અને તે દ્વારા ધણીનો હક તેની સ્ત્રીની મિલ્કત પરથી નષ્ટ થઇ ગયો. એથી વધારે નોંધ લેવા લાયક મીસ હેકરના કહેવા પ્રમાણે લગ્ન માટે સંમતિ લેવાની વય વિષે છે.........ધૃષ્ટતા ભરેલા ખ્રીસ્તિ સુધારા ઉપર એક દીલગીરી ભરેલું કલંક આ બાબતને લગતા

કાયદા અનુસાર લગ્નની સંમતિની વય સંબંધી છે. પ્રાચીન સામાન્ય કાયદા પ્રમાણે એ ઉંમર દસ કે બાર વર્ષની હતી. ૧૮૮૫માં તે તેર વર્ષની થઇ હતી. અને તે વયે પહોંચ્યા પછી કન્યા પોતે શું કરવા ઉદ્યત થઇ છે, તે પોતે જાણી શકતી, એમ મનાતું. મી. સ્ટીડે, લંડનની જાહેર સંસ્થા આગળ ઘણી સ્પષ્ટ રીતે જુવાન છોકરીઓ ઉપર થતા ગુનાઓનું નગ્ન સત્ય જાહેર કીધું હતું. જો કે તે બધા સારી રીતે જાણતા હતા, કે સૈકાઓ થયાં તેવા ગુનાઓ થાય છે. પણ કોઇપણ જે વાત ન કહી શકયું તે તેમણે કહી નાંખ્યું અને તેને પરિણામે પાર્લામેન્ટે કાયદેસરની ઉંમર ૧૬ વર્ષની કરી, અને તે હમણાં પણ કાયમ છે. ઓગણીસમા સૈકાની છેલ્લા અર્ધા ભાગની ચળવળ સ્ત્રીને ઉચ્ચ પંક્તિનું શિક્ષણ આપવું, એ વિષે ઇંગ્લાંડમાં ચાલી રહી હતી. સ્ત્રી મતાધિકારની ચળવળ એ ઘણા થોડા વખતની વાત છે. અને તે વિષે અહીં કાંઇપણ ઉલ્લેખ કરવાની જરૂર નથી.

## મીસ મેયોના દેશમાં.

સન ૧૮૮૦ ના વર્ષ સુધી પણ અમેરિકામાં રેવરંડ નોકસ લી જેવા માણસે ફિલાડેલ્ફીઆના દેવળમાં ભાષણ કરતી વખતે કહ્યું હતું, કે પત્નીપણું સ્ત્રીત્વનો ઉંચામાં ઉંચો આદર્શ છે......તેણીના ધણી પ્રત્યે સંપૂર્ણપણે આજ્ઞાનુવર્તી રહેવાની તેણીની ફરજ છે. માણસ પોતાની સ્ત્રીને છોડી દઇને કોઇપણ જાતનો એવો ગુનો કરતો નથી, કે જેથી સ્ત્રી તે રાક્ષસી રિવાજ 'છુટા છેડા'ને લગતા દાવાઓ અદાલતમાં રજુ કરી શકે; અને ન્યાય મેળવી શકે. હિંદુસ્તાનમાં વસતા પૃથ્વી પરના દેવો અથવા તો કોઇપણ બીજે સ્થળે આથી વિશેષ દાવો કરી શકે તેમ નથી.

લગ્નને માટે સંમતિની વય વધારવાનો બીજા સત્તાધિકારી સભાસદો તરફથી રજુ થએલો ખરડો, સરકારી વિરૂદ્ધતાને લીધે કાઢી

નાંખવામાં આવ્યો હતો. મીસ મેયો એસેમ્બ્લીના કેટલાક સુરત સભ્યોએ તે ખરડા ઉપર જે વિવેચન કર્યું હતું તેની તેણી ઘણી અતિશયોક્તિ કરી છે. એવીજ જાતનો બીજો ખરડો, લગ્નની ઓછામાં ઓછી વય નક્કી કરવાને માટે મી. સારદા બીનઅમલદાર સભ્ય તરફથી લાવવામાં આવ્યો હતો. તે સિલેક્ટ કમિટિમાં મુકવામાં આવ્યો છે. અંગ્રેજ સરકારની વિરૂદ્ધતા હોવા છતાં, પ્રગતિ તરફ એટલું આગળ ધપ્યું છે, તેજ વાત ખાસ અગત્યની છે. સંકુચિત વિચારના સભ્યો તરફથી વિરોધભાવ પ્રદર્શિત થાય, તે વાત સ્વાભાવિક છે. એવું વિરૂદ્ધ લક્ષણ હિંદુસ્તાનમાંજ છે એમ નથી. સને ૧૮૫૨ માં બ્રિટીશ પાર્લામેન્ટે આગગાડીની સૌથી પ્રથમ રચના કરવાની વિરૂદ્ધ એક ખરડા ઉપર વિચાર ચલાવ્યો હતો. દરિયાઇ કાફલામાં વરાળયંત્ર દાખલ કરવા વિરૂદ્ધ નેપિયરે, આમની સભામાં વિરોધ જાહેર કર્યો હતો. સ્કોટે દીવા કરવાના ઉપયોગમાં ગેસ લેવા સામે વિરોધ કર્યો હતો, બાયરને પોતાની કવિતામાં કટાક્ષો કર્યા હતા. મીસ મેયોના બોસ્ટન શહેરમાં ૧૮૪ માં નહાવાના ટબ, દાક્તરની સલાહ વગર વાપરવા સામે મ્યુનિસિપલ કાયદો ઘડયો હતો. તે વાત બધાને કુદી જાય તેવી છે!

યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની ધારાસભામાં લગ્ન માટે સંમતિની વયનો મીસ હેકરે જે અહેવાલ આપ્યો છે તે આપણી વાતને બંધબેસતો આવે તેવો છે.

"લગ્નની સંમતિની વય વધારવાને માટે ન્યુયોર્કના સભાગૃહમાં સને ૧૮૯૫માં એક ખરડો લાવવામાં આવ્યો હતો. તે ખરડા પ્રમાણે સંજોગની સંમતિ માટે વર્ષ ૧૬ થી ઉંચકી વર્ષ ૧૮ની કરવાનો ઇરાદો હતો. તે ખરડો નામંજુર કરવામાં આવ્યો હતો. સને ૧૮૯૨મા વેશ્યાવાડાવાળાઓએ ધારાસભામાં ફરીથી તે ઘટાડવાને માટે પ્રયત્ન કર્યો હતો, બીજાની સંમતિથી તે ખરડો પસાર થવાની તૈયારીમાં હતો, એટલામાં પ્રજાએ પ્રત્યેક વ્યક્તિના વિરૂદ્ધ તથા વર્તમાનપત્રોમાં મતો

ગણવાની સૂચના કરી કે જેથી જુદા જુદા દેશમાંથી સુંદર આવેલા પ્રતિનિધિઓના મતે કેવી રીતે અપાય છે, તે તેમને ચુંટી મોકલનારાઓ જાણી શકે. તેમ કરવાથી ખરેખ ઉડી ગએ. સને ૧૮૮૯માં કેનાડાના સભાગૃહમાં તે ઉમર ૧૮ થી ઘટાડી ૧૨ ની કરવા માટે ઠરાવ રજુ થયો હતો, તે વાતની પ્રજાને જાણ થઇ, વિરુદ્ધતાઓ પ્રદર્શિત કરવામાં આવી અને પરિણામે તે કાયદો જેમ હતો તેમજ રહ્યો.”

અમેરિકાના સહેલગાહે નીકળેલા મુસાફરો હિંદુસ્તાનની સ્ત્રીઓનાં દુ:ખોનાં સમાચારનો જે જથ્થો મેળવી પાછા ફરે છે, તેઓ ભુલી જાય છે કે તેઓના દેશમાં સ્ત્રીઓની સ્વતંત્રતા, એ એક થોડા કાળ પૂર્વનીજ વાત છે. ૧૯મા સૈકાના અંતમાંજ સ્ત્રીઓ માટેની ચળવળને વારતવીક ગણવામાં આવી. સન ૧૮૪૮માં ન્યુયોર્કમાં સેનેકાફોલ્સ આગળ પ્રથમજ સ્ત્રીઓના હકો સાબિત કરનારી સભા બોલાવવામાં આવી હતી. તેને અમેરિકાને પત્રકારોએ, તેને એક તલ્લાક અપાએલી, છોકરાં વગરની અને ઘરડી કુમારિકાઓની સભા હતી, એમ કહી હસી કાઢવામાં આવી હતી.

જે અરસામાં અમેરિકાની સ્ત્રીઓએ પોતાની સ્વતંત્રતા મેળવી. તે સમયમાં હિંદમાં સત્તાધીશો તરીકે હિંદુઓ હતા કે બ્રિટનો?

ગત સૈકાના મધ્યકાળ સુધીમાં યુરોપ તેમજ અમેરિકાની સ્ત્રીઓની જે સ્થિતિ હતી, તેથી જરાએ ઉતરતા દરજ્જાની હિંદ સ્ત્રીઓની સ્થિતિ હિંદના કોઇપણ સમયમાં હતી નહિ. આપણે આગળ બતાવી ગયા છીએ, કે વેદના કાળમાં હિંદુ સ્ત્રીઓનો દરજ્જો પુરુષો જેવો અને જેટલો હતો. બુદ્ધના સમયમાં હિંદુ સ્ત્રીઓનું કાંઇક અધ:પતન થયું, પણ કાયદાની દ્રષ્ટિએ તો તેના દરજ્જામાં જરાએ ફેર પડ્યો હોય એમ જણાતું નથી. યુરોપમાં વિક્ટોરીયન કાળના સમકાલીન હિંદુસ્થાનમાં સ્ત્રીઓની સ્વતંત્રતા પર મૂકાએલા પ્રતિબંધોમાં ઘણું

સામ્ય જણાય છે, તે અજ્ઞાનથી ભરેલી વાત છે. દાખલા તરીકે સ્ત્રીને હંમેશાં પુરૂષે સંબંધી તરીકે રક્ષણ આપવું પડતું હતું. આવો વિચાર ધરાવનારા થોડા ન્યાયશાસ્ત્રીઓ, હિંદમાં તે સમયમાં હતા, અને તે નિયમ સર્વમાન્ય ન હતો, તો પણ થોડે ઘણે અંશે તેમ કરવામાં આવતું એવું મંતવ્ય છે. હિંદુસ્તાનના ઇતિહાસના કોઇપણ કાળમાં હિંદુ સ્ત્રીઓને કરારો કરવાનો, મિલ્કતો વેચવાનો, પતિની સંપત્તિના વારસ થવાનો (જ્યાં સુધી તેણી જીવે ત્યાં સુધી) છોકરાઓના વાલી–પણાનો તેમજ પુત્રી, માતા, અને બેન તરીકે જે મિલ્કત પર કાયદેસર હક થાય, તેમાંથી દુર રાખવામાં આવતી નહિ. પોતાના પતિની હયાતી દરમિઆન તેણીની જે સ્થિતિ હોય, તેજ પ્રમાણે તેણીના પતિના મૃત્યુ પછી તેજ ઘરમાં રહેવા તથા ભરણપોષણના હકો તે સમયમાં તેણીના હતા, અને આજે પણ છે. વિદ્યાભ્યાસ કરવાના તેમજ ધાર્મિક ક્રિયાઓમાં ભાગ લેવાના તેણીના હકો હજુ સુધી કાયમજ છે. અને તે હકનો અસ્વીકાર થયોજ નથી.

ગત ૭૫ વર્ષમાં પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓનું સ્થાન ઉન્નત કરવાના પરિશ્રમના પરિણામે, વર્તમાન સ્થિતિ તેઓ પ્રાપ્ત કરી શકયા છે. તે પહેલાં યુરોપ અને અમેરિકામાં આ જમાનામાં હિંદુ સ્ત્રીઓનો જે દરજ્જો છે, તે કરતાં ગમે તે લક્ષ્યબિંદુથી જોઇએ તો પણ સામાજીક રીતે, કાયદાની રીતે, ગૃહ અધિકારમાં અને નીતિ વગેરે વિષયોમાં જરાએ ચઢિઆતો ન હતો. તેટલા સમયથી જો હિંદુસ્તાન સ્વતંત્ર હોત તો નિઃશંક આજે હિંદમાં સ્ત્રીઓને ઘણી ઉન્નત દશા ઉપર હિંદુઓ મુકી શકયા હોત. મીસ મેયોએ અન્ય દેશોની બેનોના હિતનો સવાલ ધ્યાનમાં રાખ્યો હોત તો વિવાહને માટે સંમતિની વય વધારવાને માટે જે વિરોધ આપણી વર્તમાન સરકાર પ્રદર્શિત કરે છે, તેના ગુણગાન ગાવાનું જરાએ ઉચિત ધારતે નહિ.

આ જમાનાના ભારતીય શાસન બંધારણ અનુસાર જુદીજુદી વ્યવસ્થાપક સભાઓના સભ્યોએ સ્વીકાર્યું છે, કે સ્ત્રીઓને મતાધિકાર

આપવો જોઇએ. જો કે તેવો અધિકાર હમણાં હમણાંજ અપાયો છે, તો પણ મોટી વ્યવસ્થાપક સભાઓએ તેનો પ્રયોગ શરૂ કરી દીધો છે. તેને પરિણામે મોટા પ્રમાણમાં પ્રાંતિક અને કેંદ્રિય વ્યવસ્થાપક સભાઓમાં મત આપવાને તેમજ સભ્ય તરીકે ચુંટાવવા સ્ત્રીઓ તૈયાર થઇ ગઇ છે. આપણી વ્યવસ્થાપક સભાઓમાં સ્ત્રીઓનું પ્રમાણ ઘણુંજ થોડું છે. એ મીસ મેયોની વાત સત્ય છે. પણ આપણે તેણીને પૂછી શકીએ, કે અમેરિકાની સેનેટની સભાઓમાં કેટલી સ્ત્રીઓ છે? સ્ત્રીઓને મતાધિકાર હમણાં હમણાંજ આપવામાં આવ્યો છે. તેથી પુર્ણાવસ્થાએ પહોંચતાં વખત લાગશે. બ્રિટનની આમની સભામાં ૬૦૦ સભ્યો છે. તેમાં ફક્ત ૪ સ્ત્રીઓ છે. પણ હિંદમાં ભણેલી સ્ત્રીઓને અત્યંત સન્માનનાં સ્થાનો પૂર્વે અપાઇ ચુકયા છે. ડો. મથુલક્ષ્મી રેડ્ડીને મદ્રાસની ધારાસભાની સભાધ્યક્ષની પદવી આપવામાં આવી છે. હિંદુસ્તાનની રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષ થવાનું મોટું માન શ્રીમતી એનીબીસેંટને તેમજ શ્રીમતી સરોજીની નાયડુને અપાઇ ચુકયું છે. બીન સરકારી હિંદ, મોટામાં મોટું સન્માન કોઇનું પણ કરી શકે, તેવું સન્માન તેઓનું થયું છે. અને તેમાંથી સ્ત્રીઓને વંચિત રાખી નથી. એ પ્રશ્ન પરથી રાષ્ટ્રવાદી હિંદુઓના પ્રગતિશીલ લક્ષ્યબિંદુની પ્રત્યભિજ્ઞા આપણને થાય છે.

## પ્રકરણ ૧૪.

### "ઝટ પરણવું અને ઝટ મરવું."

હિંદુઓના શરીર પર બાળ વિવાહથી ઘણો ખરાબ પ્રભાવ પડી રહ્યો છે. તે વાત નિઃસંદેહ છે. પુર્વકાળમાં હિંદમાં એ પ્રથા હતીજ નહિ. શ્રીયુત મેકડોનલ, કીથ, સર હર્બર્ટ રીસલે તેમજ બીજા ઘણા વિદ્વાનો જેઓએ એ પ્રશ્નનો અભ્યાસ કર્યો છે તેઓએ પ્રતિપાદન કર્યું છે, કે ભારતવર્ષમાં જ્યારે હિંદુઓનું રાજ્ય હતું, ત્યારે

નાની વયમાં નહિ, પણ યુવાવસ્થા પ્રાપ્ત થયા પછીજ લગ્ન ગ્રંથીથી બંધાતા હતાં, એનો અર્થ એજ થઇ શકે, અને તેમ કહેવું જ ઉચિત છે, કે મુસલમાનોના આક્રમણો પહેલાં હિંદમાં બાળ વિવાહની પ્રથા ચાલુ હતીજ નહિ. એ પ્રથા કયારે અમલમાં આવી, તથા પ્રચલિત થઇ તે નિશ્ચિતપણે કહેવું મુશ્કેલી ભરેલું છે. તો પણ આટલું તો સત્યજ છે, કે તેને લીધે રાષ્ટ્રનું જીવન અને શક્તિ બગાડી રહ્યાં છે.

આ જમાનાના હિંદના ભૌતિક અને આર્થિક દુઃખોનાં અનેક કારણો છે, તેને આપણે ભુલી શકતા નથી. બલ્કે ભુલવાં ન જોઇએ. 'કુતરાને નઠારૂં નામ આપો અને તેને ફાંસીએ ચઢાવીદો.' એ સર્વ-માન્ય સિદ્ધાંત રાજનૈતિક પ્રચારકારકોનો છે. મીસ મેયોનો હિંદમાં બાળ વિવાહ સંબંધી વિચાર એ સિદ્ધાંતને અનુસરી છે, જુદો છેજ નહિ.

પ્રાચીનકાળમાં જે પ્રજાઓએ મોટી મોટી સફળતાઓ પ્રાપ્ત કરી, તેવી ઘણીએ પ્રજાઓમાં બાળ-વિવાહની પ્રથા ચાલુ હતી. ગ્રીક લોકો જેઓ પુર્ણ મનુષ્યનો સુંદર વિકાસ અને તેની સર્વાંગ ઉન્નતિ આદર્શરૂપે આજ પણ માને છે, તેઓ અત્યંત બાલ્યાવસ્થામાં લગ્ન કરતા હતા. રોમન લોકો પણ, કે જેઓમાં ઉત્તમ રાજ્યાધિકારીઓ અને સૈનિકો ઉત્પન્ન થયા હતા, તેઓ પણ બાળ વિવાહને અનુમોદન આપતા. એવો રિવાજ હિન્દુ લોકોમાં પણ હતો. સ્ટુઅર્ટના સમય સુધી ઇંગ્લાંડમાં પણ બાળ વિવાહની પ્રથા ચાલુ હતી.

જો કેવળ બાળલગ્નથી પ્રજા બાયલી અને અસમર્થ થઇ જાય એવોજ સિદ્ધાંત હોય તો ઇતિહાસમાં ગ્રીક રોમન અને હિન્દુ જાતિ-ઓએ જે પ્રભાવશાલી વ્યક્તિઓના જે દાખલાઓ આપ્યાં છે, તેનું અસ્તિત્વ ન હોત.

સત્ય વાત તો એજ છે કે બાળવિવાહ જેવી ઘાતક પ્રથાને સમાજ તેના યોગ્ય પ્રતિકાર સિવાય પ્રચલિત નજ રહેવા દે. હિંદમાં

જે જ્ઞાતિઓમાં બાળ-વિવાહની પ્રથા ચાલુ છે, તેમાં લગ્ન થયા પછી ઘણા કાળ સુધી એટલે (વર વધુ ઉમર લાયક થાય ત્યાં સુધી) તેઓને દુર રાખી, આવી પડતાં દુઃખી પરિણામોમાંથી બચવાની વ્યવસ્થા રાખવામાં આવી છે. આ કારણથી વિવાહ એક પ્રતિજ્ઞા રૂપ લેખાય છે. અને "બાળ લગ્ન"નો અર્થ ફક્ત ઉપર જણાવ્યા પ્રમાણે પ્રતિજ્ઞા રૂપેજ છે. અને જેનો ખરેખરો દંપતિધર્મનો સ્વીકાર આગળ ઉપર કરાય છે.

બધા હિંદુઓમાં બાળ લગ્નની પ્રથા નથી. હલકી જાતિના લોકો ઘણું ખરું મોટી વયેજ પરણે છે. ઉચી જ્ઞાતિઓમાં પણ લગ્નની પરમાગતિને માટે તેનાથી ઉપજતાં દુષ્પરિણામોથી બચવાને માટે યોગ્ય વ્યવસ્થા જણાય છે બધાજ યોગ્ય નિરીક્ષણ કરનારાઓના ધ્યાન પર એ વાત આવી છે. તેમાંના એક હર્બર્ટ રિસલે અને બીજા સર એડવર્ડ ગેઇટ જે કહે છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. એ બંને મહાશયો મનુષ્ય ગણતરી (સેનસસ કમિશનર તરીકેના પદવીધરો હતા. તેથી તેઓએ જે ઉલ્લેખ કર્યો છે તે પર્યાપ્ત હોઇ શકે.

રીસલે અને ગેઇટ સને ૧૯૦૧ ના સેન્સસના વિવરણના ૪૩૩ મા પાને લખે છે કેઃ—

"જેણે પંજાબી વીરનરોનું કુચ કરતું સૈન્ય જોયું છે, અગર તો સુદ્રઢ બાંધાવાળી જાટની સ્ત્રીઓને ગામના કુવામાંથી પાણીના ઘડા ભરી લઇ જતી જોઇ છે, તેના હૃદયમાં એ વાત કેમ પેદા નથી થતી, કે "બાળલગ્ન" શરીર પર દુષ્ટ પ્રભાવ પાડે છે." ?

તેની પુર્વે પંજાબના સેનસસ રિપોર્ટમાં સર ડેનઝીલ ઇબેટસને લખ્યું છે, કે પંજાબમાં રજપુત લોકો ૧૬ વર્ષની વયે લગ્ન કરે છે. અને તરતજ દાંપત્ય ધર્મ સ્વીકારે છે, અને સહવાસ શરૂ કરી દે છે. જાટ લોકો તેથી વિરૂદ્ધ રીતે ઘણું ખરું પાંચમા કે છઠ્ઠા વર્ષના અંતરમાં વિવાહ કરે છે. અને પત્ની ઘણાં વર્ષો સુધી પતિને ઘેર

જતી નથી. આનું પરિણામ એજ આવે છે કે વ્યાવહારિક રીતે આટ લોકો રજપુતો કરતાં વૈવાહિકજીવન મોડું શરૂ કરે છે.

મીસ મેયો આ સર્વ વાતની ઉપેક્ષા કરે છે, અને પોતાની સ્વાભાવિક ધૃષ્ટતા પ્રમાણે નિષ્કર્ષરૂપે એજ બતાવે છે, કે ઘણું ખરૂં પ્રત્યેક હિંદુ બાળા રજોદર્શન પછી તરતજ ગર્ભિણી થાય છે. 'મધર ઇંડિઆ'માં ૩૦ માં પાનામાં તેણી લખે છે કેઃ—

"સાધારણ નિયમ અનુસાર હિંદુબાળા રજોદર્શન પછી નવ માસમાં માતા થાય છે. આઠ વર્ષથી ચૌદ વર્ષ સુધીની જીંદગી દરમિઆન લગ્નને માટે તત્પર રહે છે. તે પરથી આઠ વર્ષની ઉંમર લગ્નને માટે અંતિમ ઉંમર તરીકે સમજી શકાય છે. કન્યાને આઠ વર્ષે સંતાન ન થાય, તો આશ્ચર્ય નથી લાગતું, પણ જો ચૌદ વર્ષ સુધી તેણી માતા નજ બને તો, અવધિ થઇ ગઇ એમ માને છે."

આ વાતનું કંઇપણ પ્રમાણ મીસ મેયો આપતી નથી. તેના વિરૂદ્ધ મુંબઇની એક સ્ત્રી ડોકટર શ્રીમતી એમ. આઇ. બીલફ઼ે મીસ મેયોએ કરેલા નિષ્કર્ષો સિદ્ધ કરી આપવા તેણીને પડકાર આપ્યો છે. મુંબઇના એંગ્લોઇંડિઅનના એક અગ્રગણ્ય વર્તમાન પત્ર "ટાઇમ્સ ઓફ઼ ઇંડિઆ"માં તેણે તા. ૧૧ એકટોબર ૧૯૨૭ ને દિને એક પત્ર લખ્યો છે તે નીચે પ્રમાણે છેઃ—

"મારી પાસે ૩૦૪ હિંદુ માતાઓ હોસ્પીટાલમાં પ્રથમજ બાળકને જન્મ આપવા માટે આવેલી, તેના પુરાવાઓ તૈયાર છે. તેઓની ઉંમર સાધારણ રીતે સરેરાસ ૧૮.૭ વર્ષની હતી. તેમાંથી ૮૫.૬ સ્ત્રીઓની ઉંમર સત્તર અને તે ઉપરની હતી. ૧૪.૪ ની ઉંમર સત્તર અંદરની હતી. નાનામાં નાની બાળા ૧૪ વર્ષની હતી તેવી સ્ત્રીઓ ફ઼કત ત્રણજ હતી.

મદ્રાસમાં મેટરનીટી હોસ્પિટાલ છે, તેના સને ૧૯૨૩–૨૪ ના આંકડાઓની તુલાના મેં ઉપર જણાવેલા આંકડાઓ સાથે કરી છે.

ને હોસ્પિટાલમાં ૨,૩૧૨ સ્ત્રીઓ પહેલીજ વખતની પ્રસુતિ માટે આવી હતી. તેઓની ઉંમરનું પ્રમાણ ૧૯.૪ હતું. તેમાંની ૮૬.૨ સત્તર અને સત્તર વર્ષ ઉપરની હતી. ૧૩.૮ ની ઉંમર સત્તર વર્ષથી ઓછી હતી. સૌથી નાનામાં નાની ઉંમરની બાળા ૧૩ વર્ષની હતી. ૧૩ વર્ષની ૭ માતાઓ હતી અને ૧૪ વર્ષની ૨૨ માતાઓ હતી. મદ્રાસના આંકડાઓમાં ફક્ત હિંદુ સ્ત્રીઓજ નહિ પણ બીજી જ્ઞાતિઓનો પણ સમાવેશ થાય છે. હિંદુસ્તાનના બીજા ભાગો કે જેમાં ઉત્તર હિંદ આવી જાય, તેના આંકડા મને મળ્યા છે. અને તેની સંખ્યા ૩૯૬૪ની છે તેમાં ફક્ત દસ માતાઓજ પંદર વર્ષની અંદરની હતી. અને નાનામાં નાની વય તેર વર્ષની હતી.”

શ્રીમતી ડૉ. બાલ્ફોર પરિણામે નીચે લખેલો અભિપ્રાય દર્શાવે છેઃ—

હિંદમાં કોઇ કોઇ વખત ઘણી નાની વયમાં સંતાન પ્રાપ્તિ થાય છે. તે વાત નિઃસંદેહ છે. તેમજ દાંપત્ય સહવાસ ઘણો જલદી શરૂ થઇ જાય છે, અને તેથી પ્રજોત્પત્તિ વહેલી શરૂ થાય છે. તેથીજ તેને માટે કાયદો ઘડવો અવશ્યક છે, પણ.........જે આંકડાઓ મેં આપ્યા છે, તેથી એટલું તો સિદ્ધ થાય છે કે મીસ મેયોએ જે ઉદાહરણો આપ્યાં છે, તે પ્રથાઓ સર્વત્ર પ્રચલિત છે, એમ માનવાને કશુંએ પ્રમાણ મળતું નથી.

આટલી વાત પણ સ્મરણમાં રાખવા જેવી છે કે હિંદમાં બાળાઓનું સંભોગ સંબંધી જીવન લગ્નથીજ શરૂ થાય છે. એ વિષય પર આપણે આગળ વિચાર કરીશું, અને પાશ્ચાત્ય દેશોમાં જે પરિસ્થિતિ છે, તેની સાથે સરખામણી કરીશું.

આટલી વાત તો સત્યજ છે અને તેને ઘણા વિદ્વાનોનો ટેકો પણ છે, કે બાળ લગ્નની પ્રથા હિંદમાં મુસલમાનોના આક્રમણ પછીથી શરૂ થઇ, કારણ અપરિણીત સ્ત્રીઓને તે સમયમાં મુસલમાનો ગુલામ

તરીકે હરી જતા તે ભય હતો. આપણે એમ માની શકીએ કે હમણાં રાજદ્વારિ પરિસ્થિતિ બદલાઇ ગઇ છે તેથી લગ્ન કરવાની ઉમરમાં વધારો થવો જોઇએ. પણ વિદેશી રાજસત્તા નીચે આપણે હોવાના સબબે તેમજ જે કલ્પિત અને કૃત્રિમ કારણો આપણી આગળ રજુ કરવામાં આવે છે તેથી આપણે તેમ કરી શકતા નથી. કોઇપણ પ્રથા અનુચિત હોય છતાં એ સ્વાભાવિક શિથિલતાની તેને સહાય મળે તેમજ વિદેશી રાજશાસકો તરફથી તેને પોષણ મળે. જે પોષણ સરકાર પોતાની બાધક શિક્ષણ પદ્ધતિથી આપી રહી છે તે તેમજ જીવનના ઉચ્ચ આદર્શોમાં પણ પ્રતિબંધો નાખે જાય. અને ધારાસભા દ્વારા પણ સુધારકોને મદદ કરવામાં અંતરાયરૂપ રહે, તો પ્રગતિ થઇ નજ શકે એ નિર્વિવાદ છે.

ગત થોડાં સૈકાંઓથી યુરોપના જીવનમાં તેમજ શિક્ષાપ્રચાર પદ્ધતિઓમાં ઉન્નતિ થવાના સબબે લગ્નની સંમતિની વય ઘણી વધી ગઇ છે. આપણે એવું માનવાને કોઇપણ કારણ નથી કે હિંદ સ્વતંત્ર થયેથી બાળ લગ્ન દુર કરવામાં ઉપર જણાવેલી બાબતોની સહાય આપણને નહિ મળે. સેનસસના રિપોર્ટોના વિવરણથી એટલી વાત તો સિદ્ધ થઇ ચુકી છે કે જ્યાં જ્યાં બાળ લગ્નની ગણતરી કરવામાં આવી છે, ત્યાં ત્યાં બાળ લગ્નની વિરૂદ્ધ ભાવ પ્રદર્શિત થયો છે. અને બાળ વિવાહનો પક્ષ નિર્બળ પડી ગયો છે આંકડાઓ ઉપરથી આપણને સાફ સાફ સમજાઇ ગયું છે કે ભણેલા વર્ગમાં મુખ્યત્વે કરીને લગ્ન કરવાની વય મોટી થતી જાય છે. સેનસસના કમિશનરોએ પણ તે વાતનો સ્વીકાર કર્યો છે, વ્યક્તિગત ઉપાયોથી આખા હિંદભરમાં શિક્ષણ પ્રચારનું કાર્ય થઇ શકે, એ વાત અસંભવિત છે, તે બાબતને માટે જવાબદાર સાવકી માની જેમ બ્રિટનજ છે, કે જે સામાન્ય શિક્ષણ સરણીઓ તેમજ શિક્ષણનો અવરોધ કરી જુના કાળની દુષ્ટ પ્રથાઓને નવજીવન આપી રહ્યું છે.

ભારતના સુધારકોએ લગ્નની ઉંમર વધારવા માટે સતત પ્રયત્ન કર્યાથી તે ઉમર દશથી વધીને બારની કરવામાં આવી છે. સર હરીસીંગ ગોરે હમણા એક બીલ રજુ કર્યું છે જેનો ઉદ્દેશ બાળાઓની પરણવાની ઉંમર ૧૪ વર્ષની અને કેટલાક બીજામાં ૧૬ વર્ષની રાખવાનો છે. આ ખરડા સામે સરકારી અમલદારો ધારાસભામાં સખત વીરોધ કરી રહ્યા છે. બાળક બાળીકાઓના વીવાહની ઉંમર નિશ્ચિત કરવા માટે શ્રીયુત હરવીલાસ શારદા જે પ્રસ્તાવ ગઇ લેજીસલેટીવ એસેમ્બ્લીમાં લાવ્યા હતા, તે સામે સરકારે સખત વીરોધ પ્રદર્શિત કર્યો હતો. પરિણામે નિર્ધારિત કમીટીને તે પર વીચાર દર્શાવવા સુચવવામાં આવ્યું હતું. તેનું શું પરીણામ આવ્યું ? તેની જાણ થતાં ઘણો સમય વ્યતીત થઇ જશે. વડોદરા, માઇસોર, કોટા, અને બીજા દેશી રાજ્યોમાં કે જેના શાસકો હિંદુ ધર્મ અનુયાયી છે, તેઓએ શારદા બીલ પ્રમાણે અમલ કરવાનું શરૂ કરી દીધું છે. વિવાહની વય નક્કી કરવા માટે આજ વીશ વર્ષ થયાં વડોદરામાં કાયદો ઘડાઇ ચુકયો છે. પણ હિંદના બ્રિટીશ અધિકારીઓ હજુ પણ તેનો વીરોધ કરે છે.

## પ્રકરણ ૧૫.

## હિંદુ વિધવા.

વિધવાઓના પુનર્લગ્નનો નિષેધ બીજી કુપ્રથાઓમાંની એક અન્યાયી પ્રથા છે. હિંદુ વિધવાનું ભાગ્ય અવશ્ય બુરૂં છે, પણ તેના ધર્માચરણની વિરૂદ્ધ જે ભયાનક વાતો કહેવામાં આવી છે, તે દુષિત માનસનું મનસ્વી કલ્પવૃક્ષ કહી શકાય. સાધારણ રીતે હિંદુ-વિધવાઓ ત્યાગ અને સેવાવૃત્તિમાં જીવન વ્યતીત કરે છે. મીસ મેયોની કલ્પના શકિત પહોંચી શકે તે કરતાં, ઉંચી કક્ષાનું ધર્માચરણ વિધવાઓ પાળી રહી છે. તેણીના બ્રતક વ્રતઉપોતો પ્રકાશ કરીને, તેણી પોતાની

અજ્ઞાનતા અને નિર્બળ પ્રમાણો પરથી તેમજ તારવી કાઢેલા નિષ્કર્ષો પરથી આમાન્યોક્તિ કરે છે તે સ્પષ્ટ જણાઇ આવે છે.

પ્રથમ. વિધવાઓના પુનર્વિવાહનો નિષેધ સાર્વલૌકિક નથી. ઘણા મોટા ભાગમાં વિધવાઓના પુનર્વિવાહ કરવાની રીતી છે સૈનિક જાતિઓ જેવી કે જાટ, ગુર્જર, વગેરે તેમજ ગાયો ચરાવનાર જેવા કે આહીર, ગરેડીઆ વગેરેમાં પુનર્વિવાહ થઇ શકે છે નીચ જાતિઓમાં પણ વિધવા વિવાહ થઇ શકે છે. "સમાજનો મોટો ભાગ કે જેને હિંદુઓ નીચ જાતિના ગણે છે, તેમાં મોટી ઉંમરે લગ્ન તેમજ વિધવા વિવાહની પ્રથા છે." વિધવા વિવાહનો નિષેધ ફક્ત ઉચ્ચ જાતિના હિંદુમાં છે, કે જેની સંખ્યા કુલે ૩૦ ટકા જેટલી છે.*

*પંજાબમાં મનુષ્ય-ગણના પ્રમાણે ૩૦ વર્ષથી ઓછી ઉંમરની વિધવાઓની સંખ્યા ફક્ત ૧,૩૪,૬૪૫ હતી. તેમાં પણ ૦ થી ૯ વર્ષ સુધીની ૧૨૦૮, ૧૦ થી ૧૪ વર્ષ સુધીની ૬૭૭૮, ૧૫ થી ૧૯ વર્ષ સુધીની ૧૯૩૪૬, ૨૦ થી ૨૪ વર્ષ સુધીની ૪૧૬૮૬, ૨૫ થી ૨૯ વર્ષ સુધીની (કે જેમાંની કુ તો પુનર્વિવાહ કરી શકે) તેની સંખ્યા ૬૫૬૨૭ ની હતી. ત્યાર પછી ૩૦ થી ૬૦ વર્ષ સુધીની વિધવાઓ બાકી રહી. તેમાંની ઘણીખરી મોટા મોટા પુત્રોવાળી તેમજ પોતાનો ઘરકારભાર સ્વતંત્ર રીતે ચલાવનારી હોય. તેથી વિવાહિતા થઇ શકે એવી વિધવાઓનું પ્રમાણ ૧૦૪૭ની વસ્તીમાં ૧ નું છે. પંજાબમા કુલે સ્ત્રીઓની સંખ્યા ૮૦,૧૫,૨૧૦ ની છે. જબરદસ્તીથી તે સંખ્યામાંની કોઇ ને પણ બ્રહ્મચર્ય પાળવું પડતું નથી. તેથી એટલું તો સિદ્ધ જ છે કે વિધવાઓનું દુઃખ મીસ મેયો બતાવે છે એટલું કહેવું અને ખરાબ નથી." (પંજાબમાં પ્રચલિત પદ્ધતિનો ઇતિહાસ જી. ડબલ્યુ. લેઇટનર)

. એજ પ્રાંતમાં વસ્તીનું વિવરણ નીચે પ્રમાણે છે. "૦ થી ૯ વર્ષ સુધીની વિધવાઓની સંખ્યા ૬૦૫, ૧૦ થી ૧૪ વર્ષની ૪૦૭૦,

ચુસ્ત હિંદુધર્મમાં વિધવા-વિવાહ અસંભવિત છે. તે મીસ મેયોની વાત તદ્દન કઢંગી છે. આટલી વાત તો નિઃસંદેહ છે, કે ધર્મચુસ્તતા તો ધર્મચુસ્તતાજ હોઇ શકે. છતાં પણ ઘણાએ ધર્મચુસ્ત હિંદુઓએ પોતાની પુત્રીઓ તેમજ પુત્રવધુઓને પુનર્વિવાહ કરવાની છુટ આપી છે. "મધર ઇંડિઆ"ના ૮૬ મા પાનામાં મીસ મેયો જે કથન કરે છે, જેવું કે "હિંદુ વિધવાનો પુનર્વિવાહ, એ વાત કલ્પનાતીત છે" એ વકતવ્ય સાવ જુઠું છે.

બીજું:—બધાજ પ્રાંતોમાં અને બધીજ જાતિઓમાં વિધવાઓનું જીવન વ્યતીત કરવાના નિયમો એકસરખા નથી. ઉત્તર-પશ્ચિમ પ્રાંતમાં, પંજાબમાં, સંયુક્ત પ્રાંતમાં તેમજ રજપુતાનામાં વિધવાઓનાં માથાં બોડેલાં મેં કદી પણ જોયાં નથી.

ત્રીજું: વિવાહના સંબંધમાં તેણીનું ભાગ્ય કઠણ છે, પણ બીજી રીતે મીસ મેયો કહે છે તે પ્રમાણે વિધવાનું જીવન દુઃખમય નથી. અમેરિકાના ન્યુ ઇંગ્લાંડના એક સભ્ય પ્રોફેસર મી. પ્રેટે એ વિષય પર અત્યન્ત નિષ્પક્ષ વિચાર દર્શાવ્યો છે. તેઓશ્રી કહે છે કે:-

"જે કુટુંબમાં રહેવાનું સૌભાગ્ય અથવા દુર્ભાગ્ય વિધવાને પ્રાપ્ત થયું હોય, તે પ્રમાણે ભિન્ન ભિન્ન સુખ દુઃખોમાં તેણીને જીવન વ્યતીત કરવું પડે છે, તેમજ તેણીની સ્થિતિ અથવા જીવનચર્યા તેણીના કુટુંબ તથા વ્યક્તિત્વ પર આધાર રાખે છે. ડુબોઆસ જેવા

---

આમાંની કુ તો પુનર્વિવાહ કરી શકે છે. સન ૧૮૮૧ માં ૩૦ વર્ષથી ઓછી વયની વિધવાઓની સંખ્યા ૭૪૩૨૦ ની હતી. તેમાંની કુને પુનર્વિવાહ કરવાની મના હતી. મુસલમાન જાતિમાં ૩૦ વર્ષથી ઓછી ઉમરની વિધવાઓની સંખ્યા ૫૭૩૯૨ ની હતી. તેમાંની મોટે ભાગે નિઃસંદેહ પુનર્વિવાહ કરી શકે. [illegible] ઉમરની શોધ વિધવાઓની સંખ્યા ૯૦૪૫ ની હતી. [illegible] એવો તે [illegible] જેમાં હિંદુસ્તાન [illegible] પુનર્વિવાહની પ્રથા ક્યારે સારી હોય?

લેખકોથી એવું અનુમાન થાય કે વિધવા પર સદૈવ નિર્દયતા અને અત્યાચાર થાય છે, અને તેણી રાત દિવસ પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઉદાસીનતાથી કામમાં જકડાએલી રહે છે. બેન નિવેદિતા અને તેના સમકક્ષ મંતવ્યો વાળાઓથી આપણને એવું અનુમાન કરવાનું કારણ મળે છે. કે હિંદુ વિધવાઓ પર હરહમેશ સ્નેહથી વર્તવામાં આવે છે, તેમજ ઘણા પ્રેમથી તેનું પાલન પોષણ થાય છે, તેમજ તેણી સંન્યાસિની થઇને પોતાનું દુઃખમય જીવન સતકાર્યોમાં વ્યતીત કરે છે. આપણા પરિમિત ક્ષેત્રમાં બંને મંતવ્યો કેટલેક અંશે સાચાં છે, છતાં સુધારા વગર બંનેને આપણે માની શકતા નથી. આટલી વાત તો સત્યજ છે, કે વિધવાનું સ્વાભાવિક જીવન દુઃખમયજ છે. કઠોર હિંદુ સિદ્ધાંતોના અનુસાર તેણીએ દુઃખી જીવન વ્યતીત કરવું જોઇએ. કારણકે તેણી પ્રસન્ન રહે તે કરતાં વધારે ઉદાસીન તેણીએ રહેવું જોઇએ. જે વિધવાઓ આ સિદ્ધાંતમાં વિશ્વાસ રાખે છે, અને સ્વેચ્છાપુર્વક પોતાનું જીવન સર્વથા ત્યાગમય બનાવી સેવા કાર્યમાં જોડાઇ જાય છે તે અંતે અગ્નિમાં તપાવેલા સોનાની જેમ પ્રકાશિત થાય છે......કુટુંબના કર્તા પુરૂષની વિધવાને પ્રેમ અને આદર મળે છે, એટલુંજ નહિ, પણ અધિકાર અને શકિતનું સ્થાન પણ મળે છે. કુમળી વયની વિધવાને નિઃસંદેહ આવો અધિકાર મળતો નથી તો પણ ઇચ્છાથી કે અનિચ્છાથી એટલું કામ તો કરવુંજ પડે છે. જે સ્ત્રીઓ સતી (શુદ્ધ ચારિત્રવાળી) અથવા સન્યાસિની થઇ શકતી નથી તેનું જીવન ભારત વર્ષમા ખરેખર ઘણુંજ કઠણ બને છે.

દરેક લક્ષ્યબિંદુથી જોઇએ તો પણ હિંદુનું ઘર અત્યંત સંકુચિત અને પરિમિત દેખાશે, છતાંએ, એ પ્રેમ અને પવિત્રતાનું ધામ બની શકે છે. હિંદુ સંસારમા એવી સ્ત્રી, સૃષ્ટિનો સમાવેશ થાય છે, કે જેમા આઓને પ્રેમમય બનવું પડે છે, દુઃખ વેઠતાં શીખવું પડે છે, તેમજ પોતાના પ્રિયજનો સાથે એના તન્મય થવું

પડે છે, કે જેથી તેણી પોતાનાં કષ્ટો વિસારી શકે. વિધવાઓની આવી શ્રેણીની શક્તિઓ નિશ્ચે પરિમિત છે પણ મોટે ભાગે ઉચ્ચ સૌંદર્યથી તેઓ વંચિત નથી. આ જમાનાની લડાયક અને મતાધિકાર માંગનારી સ્ત્રીઓની સ્થિતિ કરતાં તેઓની સ્થિતિ વિપરીત છે, તે વાત સાથે આપણે સંબંધ નથી."

ચોથું:—વિધવા જો માતા હોય તો ખરેખર તેની પૂજા જ થાય છે. મિ. પ્રેટ કહે છે, કે "હિંદુસ્તાનમાં માતાઓને જે સન્માન અપાય છે, તેવું દુનિયામાં કોઇપણ ઠેકાણે અપાતું નથી."

"બેન નિવેદિતા લખે છે કે, "કોઇપણ મનુષ્ય મરી જાય, તેની સ્ત્રી તેના પુત્રની સંરક્ષિકા બને છે, તેમજ પતિની મિલ્કતનો, પુત્ર ઉંમર લાયક હોય, તો પણ પોતાની જિંદગી દરમિઆન વહીવટ કરવાનો હક પ્રાપ્ત કરે છે, અને પુત્ર તેવી મિલ્કતનો સ્વતંત્ર માલીક થઇ શકતો નથી. જો પુત્ર માતાની મરજી વિરૂદ્ધ સ્વચ્છંદી પણાથી કંઇપણ આચરણ કરે તો તે સંસારમાં ધિક્કારને પાત્ર થાય છે. તેમજ લેણદેણના સંબંધમાં ફ્રાન્સની સ્ત્રીઓની જેમ હિંદુસ્તાનની સ્ત્રીઓ એટલી કાબેલ ગણાય છે, કે મિલ્કત પર દેવાનો બોજો વધી ગયો હોય, તો તેને એક સારી વિધવાની દેખરેખની જરૂર છે, એમ કહેવાય છે."

લાહોર ગવર્નમેન્ટ કોલેજના પહેલા પ્રિન્સિપાલ ડો. જી. ડબલ્યુ. લીટનરે ગયા સૈકાના છેલ્લા ભાગમાં પંજાબના જીવનને માટે ઘણા પરિશ્રમથી અધ્યયન કર્યું હતું. તેઓએ હિંદુઓના વિવાહના ઉચ્ચ આદર્શો તેમજ હિંદુ વિધવાની સ્થિતિ વિષે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"દરેક દેશમાં બિચારી વિધવાઓની સ્થિતિ ઘણી શોચનીય છે, અને બધા તરફ સહાનુભુતિ આપવાનો અધિકાર તેઓએ પ્રાપ્ત કર્યો છે. પણ નીચે લખેલા લેખ પરથી જણાશે કે હિંદુ વિધવાનું દુ:ખ કેટલેક અંશે ઓછું થાય છે.

(૧) મુસલમાનો, શીખ લોકો, પહાડી જાતિઓ અને બધીજ નીચ જાતિઓમાં વિધવા વિવાહની પ્રથા ચાલુ છે. જાટ લોકોની વિધવાઓને ઉત્તરાધિકારની રક્ષાને લીધે પોતાના દીએરો સાથે વિવાહ કરવાજ પડે છે.

(૨) જે વિધવાઓને મોટા છોકરાઓ હોય અને જેની ઉંમર મોટી હોય તેઓ ગૃહ કારભારમાં ક્રિયાત્મક રૂપે પોતાના ગૃહમાં શાસન ચલાવે છે.

(૩) આ પ્રમાણે ફક્ત ઉંચી અને મધ્યમ શ્રેણીની જ્ઞાતિઓમાં વિધવાઓની નાની સંખ્યા રહી જાય છે, કે જેઓ પુનર્વિવાહ કરી શકતી નથી. તેમાં પણ જેઓ નિર્ધન હોય, સંબંધી વગરની હોય, અથવા તો જેના પર કોઇને દયા કે પ્રેમ ન હોય, તેઓનીજ દશા શોચનીય છે. આવી સ્થિતિ કોઇ વારજ ઉપસ્થિત થાય છે.

(૪) તેવી સ્થિતિમાં પણ નીચલા લેખ પરથી જણાશે કે તેઓનું દુઃખ ઓછું થાય છે.

(અ) વિવાહ બંધનના પવિત્ર આદર્શથી, સ્વર્ગમાં પતિને મળવાની આશાથી, તેવી યોગ્યતા પ્રાપ્ત કરવા સારૂ તેણી તપશ્ચર્યાથી જીવન વ્યતીત કરે છે, જેવું કે પથારી છોડી તેણી જમીન પર સૂએ છે. વગેરે, એ બધી તપશ્ચર્યાઓ એવી છે, કે જેને લીધે વિધવાઓનાં ચરિત્ર ઉચ્ચ અને દ્રઢ બને છે.

(બ) જે વિધવા પોતાનાં કર્મ અને આચરણથી મૃત—પતિને માટે આંતરીક શોક પ્રગટ કરે છે, તેની તરફ સમાજ માનથી જુએ છે.

(ક) પતિના મૃત્યુ પછી પિતાના કુટુંબની સહાનુભૂતિ તેને મળે છે, અને ઘણું ખરું તેણી પિતાના ઘરમાં બાકીનું જીવન વ્યતીત કરે છે.

(ડ) પતિના તેરમાને દિવસે તેણીના નિભાવને માટે ઉદાર સગવડ કરી આપવામાં આવે છે.

આ નિયમ અમે તેવો હોય તો પણ વિધવાને ચિંતામાંથી મુક્ત કરે છે. તેણીને સંતાન હોય તો તેના શિક્ષણ વગેરેની પણ ગોઠવણ કરી અપાય છે.

ઉપર લખેલું વર્ણન તદ્દન સત્ય છે. જ્યારે હું વકીલાત કરતો હતો ત્યારે, તેમજ વ્યક્તિગત રીતે પણ મને આવી ઘણી બાબતોનો પરિચય થયો છે. મારા પોતાના સ્વાનુભવ પરથી એ બધી વાતો હું સારી રીતે જાણું છું. નીચે આલેખેલું મીસ મેયોનું વર્ણન તદ્દન અતિશયોક્તિ-ભરેલું તેમજ પૈશાચિક છે:—

"કાયદેસર તેણીને પતિની મિલ્કતમાં કાંઇ હક ન હોવાને સબબે તેણીના પતિના મૃત્યુ પછી, તેના પતિના ગૃહમાં ઉપર કહી તે શરતોને અનુસરી તેણીને રહેવા દે છે. તે શરતો પ્રમાણે રહેવા તેણી નાખુશ કરે તો તેણીને કાઢી મુકવામાં આવે છે. તેમ થતાં તેણીને ભિક્ષા માગી જીવન વ્યતીત કરવું પડે છે, અથવા તો તેણી ઘણીવાર વેશ્યાવૃત્તિથી કાળ નિર્ગમન કરે છે, બલકે તેવી વૃત્તિથીજ જીવે છે. તેનું ચિથરેહાલ ગંદુ સ્વરૂપ, બોડકું માથું, દુઃખી જીંદગી ગુજારવાથી મ્લાન અને ફીકકું મુખ, ટોળાબાંધી મંદિરોમાં અગર તો જાત્રાના ધામમાં આપણા જોવામાં આવે છે, કે જ્યા મુઠી ચોખાના દાન ઉપર તેણી પોતાનો નિભાવ કરે છે.

ઉપર લખેલા કથનથી મીસ મેયો પોતાનું હિંદુ કાયદાનું અજ્ઞાન પ્રદર્શિત કરે છે. હિંદુ વિધવાને પોતાના મૃત પતિની મિલ્કત પર ભરણપોષણ તથા રહેઠાણનો હક્ક કાયદાની રૂએ પ્રાપ્ત થાય છે. તેણીના પતિની સ્થિતિને અનુસરી તેણીને નિર્વાહનું સાધન આપવામાં આવે છે

## પ્રકરણ ૧૬.

## દેવદાસી.

મીસ મેયો બીજી એક ભયંકર કુપ્રથા તરફ ધ્યાન ખેંચે છે તે "દેવદાસી"ની પ્રથા છે. નિઃસંદેહ એ પ્રથા અત્યંત દૂષિત છે પરંતુ તે

ભાવમાં પણ મીસ મેયો પોતાની કલ્પના શક્તિના ઘોડા પુર જોસમાં દોડાવે છે. તેણીના પુસ્તકના ૫૧ અને ૫૨ મા પાનામાં તેણી કહે છે કેઃ—

"દેશના કેટલાક ભાગોમાં અને ખાસ કરીને મદ્રાસ અને ઓરિસ્સા પ્રાંતમાં એવી એક પ્રથા પ્રચલિત છે, કે જેને અનુસરી માતાપિતા પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને તથા તેમાં દેવની સહાયતા મળે, તેટલા સારૂ એવી પ્રતિજ્ઞા કરે છે, કે જો ધારેલું કામ પાર પડશે તો પોતાનું પ્રથમ સંતાન, જો તે પુત્રી હશે તો, તેઓ દેવને સમર્પણ કરશે. અથવા તો કોઇ એક સુંદર બાલિકા કંઇને કંઇ કારણસર જો વધારા પડતી હોય, તો તેને દેવને ભેટ તરીકે સમર્પણ કરે છે. બીજી સ્ત્રીઓ કે જેઓ મંદિરમાં દાન સ્વરૂપે આવી હોય, તેવી સ્ત્રીઓ તેઓને નાચતાં તથા ગાતાં શીખવે છે. **પાંચ વર્ષની ઉમ્મર, કે જેને અતિશય યોગ્ય ધારવામાં આવે છે, તેટલી ઉમ્મરમાં તેણી પુજારીની વેશ્યા બની જાય છે.**

"ત્યારપછી જો તેણી જીવતી રહે તો દરરોજ પુજાના વખતે નાચ અને ગાનતાન તેણી કરે છે. તેમજ ભગત જનો જે અવસર પર મંદિરમાં આવે તે સમયે કંઇક આપ્યા પછી આજુબાજુના ઘરમાં જઇ તેણી સાથે વિષય ભોગ કરી શકે છે. તેણી દેવતાઓનાં આભુષણોથી અને સુંદર પોષાકમાં સજ્જ થઇને રહે છે. અને જ્યાં સુધી તેણીનું સૌંદર્ય નષ્ટ થતું નથી, ત્યાં સુધી તેણી ઘણુંજ ચંચળ જીવન વ્યતીત કરે છે. પછીથી જે દેવતાના મંદિરમાં તેણી રહેતી હોય તે દેવતાની છાપ તેણીના પર મારી તેણીને વિદાય આપવામાં આવે છે. તેના નિર્વાહને માટે તેને કાંઇક વેતન પણ આપવામાં આવે છે પણ તેનાથી તેણીનું પોષણ થઇ શકતું નથી, તેથી તેણી સમાજ પર ભાર રૂપે થઇ પડે છે, અને ભિક્ષાવૃત્તિથી પોતાનું જીવન વ્યતીત કરવાનો સ્વનિયોજીત અધિકાર પોતેજ ધારણ કરે છે. તેણીના

માતાપિતા ધનધાન્ય સંપન્ન હોય, તેમજ ઉચ્ચ કુટુંબના અને જાતિના હોય તો પણ, આ પ્રમાણે કરવામાં તેઓને જરાએ શરમાવા જેવું લાગતું નથી; ઉલટું તેઓનું એ કર્તવ્ય સન્માનીય ગણાય છે. તેવી સ્ત્રીઓની એક જાતિનો ઉપર જણાવ્યા પ્રમાણે ઉદ્‌ભવે થાય છે, અને તેને "દેવદાસીઓ" કહે છે. અથવા તો તેઓને "દેવતાઓની વેશ્યાઓનું" ઉપનામ અપાય છે. તેવી દેવદાસીઓ વિનાનું મંદિર ન્યુન ગણાય છે."

મીસ મેયોએ જાતે દેવદાસીઓના આલયોની તપાસ કરી છે કે નહિ તેનો પુરાવો અમારી પાસે નથી. એટલી વાત તો સત્ય છે કે એવા પ્રકારના વિષયોની તપાસ તેણીએ કરી હશે. વાચક વર્ગનું ધ્યાન હું સર જેમ્સ ફ્રેજરનું પુસ્તક "ગોલ્ડન બાઉ યાને સોનાની ડાળી" તરફ ખેંચું છું. ફ્રેજર જે વર્ણન કરે છે, તેથી મીસ મેયોના કરેલા એકરારો તદ્દન સત્ય જણાતા નથી. તે પુસ્તકમા નીચે પ્રમાણે લખ્યું છે:—

"હિંદુસ્તાનમાં તામીલ મંદિરોમાં સેવાને અર્થે જે બાળાઓની નાચનારી તરીકે ભેટ કરવામાં આવે છે, તેને તેઓ પોતે દેવદાસી તરીકે ઓળખાવે છે, પણ સાધારણ જન સમાજમાં તેઓ વેશ્યાના નામથી પ્રસિદ્ધ છે. દક્ષિણ હિંદમાં જેટલાં સુવિખ્યાત તામીલ મંદિરો છે, તેમાં ઘણું ખરૂં આવી સ્ત્રીઓનું સેનાબળ જોવામાં આવે છે. મંદિરને અંગે તેઓને એટલું કામ હોય છે કે, સવાર સાંજ તેઓ મૂર્તિ આગળ નાચ કરે, ચમ્મર ઢોળે, અને જ્યારે વરઘોડો નીકળે ત્યારે આગળ નાચે અને પવિત્ર દીવાઓ, કે જેને 'કુંભરતી' કહે છે, તે પકડી ચાલે. જે માતાઓનો પ્રસુતિકાળ નજીક હોય, તેઓ નિર્વિઘ્ને પ્રસવ થવાને માટે એવી પ્રતિજ્ઞા કરે છે, કે જો પુત્રી અવતરશે, તો તેને મંદિરમાં ભેટ તરીકે આપીશું. મદ્રાસ પ્રાન્તના એક નાના નગર ત્રિકુલી કુન્દ્રમના વણકરોનો એવો રિવાજ છે કે

ત્યેક કન્યાને તેઓ મંદિરમાંજ સમર્પણ કરે છે. આ પ્રમાણે જે કન્યાઓને દેવાર્પણ કરવામાં આવે છે, તેઓ પોતાનું કાર્ય શરૂ કરે તે પહેલાં, કાંતો દેવની મુર્તિ અગર તો કટાર સાથે પોતાનાં લગ્ન કરી નાંખે છે. તે પરથી એમ માલમ પડે છે કે તેઓ હરહંમેશ નહિ તો ઘણીવાર દેવતાની સ્ત્રીઓ તરીકે ઓળખાય છે.

દક્ષિણ હિંદમાં ચારે તરફ ફેલાયલી વણકરની કૈકોલિન નામની એક જાતિમાં એવી પ્રથા છે, કે દરેક કુટુંબમાંથી ઓછામાં ઓછી એક કન્યા તો સેવાને માટે અનિવાર્ય રૂપે ભેટ કરવામાં આવે છે. કોઇમ્બતુરમાં એવી બાલિકાના મંદિર પ્રવેશના અવસર પર જે ધાર્મિક ક્રિયા કરવામાં આવે છે, તેમાં એક પ્રકારના વિવાહ સંસ્કારનો સમાવેશ થઇ જાય છે.

"ટ્રાવનકોરના મંદિરોમાં જે કુમારિકાઓ નિયુક્ત હોય છે તેને દેવદાસી કહે છે.

"તેઓનું સમર્પણ તથા જીવનચર્યાનું વર્ણન ઉલ્લેખનીય છે. કારણકે તેઓનાં નીચ કૃત્યોની ઉપેક્ષા કરવામાં આવે છે. અને તેઓનાં લગ્ન દેવતાઓ સાથે શા કારણથી કરવામાં આવે છે, તે બતાવવામાં આવે છે. દેવદાસીઓના વિવાહનું મૂળ તાત્પર્ય એજ કે, તેઓ દેવમુર્તિ સાથે લગ્ન થવાથી પોતાનું બાકીનું બધુંજ આયુષ્ય ગૃહસ્થ જીવનનો ત્યાગ કરી દેવોની સેવા કરવામા ગાળે. આરંભકાળમા હિંદુ મંદિરોમાં દેવદાસીઓની સ્થિતિની તુલના, ધર્મપિતાઓની નનો તેમજ ઇસાઇઓની સ્ત્રી મંડળની બેનોની સાથે થઇ શકે છે. સમર્પણકાળની ધાર્મિક ક્રિયાઓ—જેવી કે દેવતાઓ સાથે તેઓના લગ્નની વિધિમાં આજદિન પર્યંત એવી બાબતો જણાઇ આવે છે કે તે પરથી આપણને માનવાને કારણ મળે છે, કે વર્તમાન સમયમાં તેઓનું જીવન એટલું કલંકમય છે, તેવું અને એટલું પૂર્વે ન હતું. જે બાલિકાના લગ્ન એ પ્રમાણે કરવામાં આવે છે, તેની ઉમર નવી આઠ વર્ષની હોય છે. સ્થાનિક મંદિરમાં

જે દેવ પ્રધાન હોય તેની સાથે લગ્ન કરવામાં આવે છે. પછીથી તેણીને દેવતાની પત્નિ તરીકે ગણવામાં આવે છે, અને જેમ એક વિવાહીતા સ્ત્રી પોતાના પતિની સેવા અને પરિચર્યામા નિયમાનુકુલ અને ગંભીરતાપુર્વક પોતાનું બાકીનું આયુષ્ય ગાળે, તેજ પ્રમાણે જે દેવની સાથે તેણી પરણે છે તેને પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. એવા બધા ગુણોથી યુકત હોઇ દેવદાસીનું જીવન નિશ્ચય પવિત્ર અને કલંક રહીત હતું. વર્તમાન સમયમાં પણ તેણીનું ભરણ પોષણ મંદિર તરફથીજ કરવામાં આવે છે. મંદિરોના ઉત્સવોના સમયમાં તેણી વ્રત ઉપવાસ કરે છે. અપામરાગમ સમારોહના સંબંધમાં સાત દિવસના ઉપવાસ તેણી કરે છે. તે પુરાવા રૂપે તેનું ઉદાહરણ છે. તે ઉપવાસના સમયમાં તેણીને કઠણ સંયમ પાળવો પડે છે. તેણી ફકત એકજ વાર મંદિરની અંદર ભોજન કરે છે. તાત્પર્ય એટલુંજ કે ઓછામાં ઓછા સાત દિવસ તેણીને પોતાનું જીવન એવી રીતે પસાર કરવું પડે છે. કે જેવું જીવન તેણીએ અંતપર્યંત ગુજારવું જોઇએ. તેણીનાં કેટલાક દૈનિક કાર્મો ઘણાં મનોરંજક છે. સંધ્યા સમયની આરતીને વખતે તેણી તેમાં સામેલ થાય છે. દેવતાઓનાં સ્તુતિગાન કરે છે. તેની સન્મુખ નાચ કરે છે, અને જ્યારે વરઘોડો કાઢવામાં આવે ત્યારે દીવો લઇ આગળ ચાલે છે. વરઘોડો ઉતરે કે પછી "જયદેવ ગોવિંદ"ના એક બે ગીત ગાય છે, પછીથી દેવતાનાં શયન માટે, મંત્ર ભણે છે. એટલેથી તેણીનું રાત્રીનું કામ સમાપ્ત થાય છે. જ્યારે તેણીનું શરીર કામ કરવા અશકત થાય છે, ત્યારે તેને એક બીજો સંસ્કાર "તોતુવૈકહુઆ (વૃદ્ધમાતા)" કરી કાર્યથી વિમુકત કરવામાં આવે છે. એવી સ્થિતિમાં પણ નિર્વાહને માટે કાંઇક વેતન તેણીને આપવામાં આવે છે. એટલુંજ નહિ. પણ તે મેળવવાનો તેણીનો હકક હોય છે. જ્યારે તેણી મૃત્યુને શરણ થાય. ત્યારે પણ મંદીર તરફથી તેણીને અગ્નિ સંસ્કાર કરવામાં આવે છે. જ્યારે તેણી મૃત્યુશૈયા પર પડે ત્યારે

પુજારી તેની સેવા કરવા આવે છે, અને મૃત્યુ પછી પણ કેટલીક ક્રિયાઓ કરી તેણીનાં શરીરને કેસરનો લેપ કરવામા આવે છે."

પ્રિય વાંચક તું પોતે વિચાર કરી લે, કે મીસ મેયોનો એકરાર "ઓલ્ડનુબાઉ"થી ભિન્ન નથી શું ?

દેવદાસીઓની પ્રથા નિશ્ચે એક પૈશાચિક પ્રથા છે, અને તેને માટે પ્રત્યેક દક્ષિણ દેશવાસી હિંદુને શરમાવા જેવું છે. પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે દક્ષિણ પ્રાંતોની બહાર કોઇ એ પ્રથાથી જાણીતું નથી. મીસ મેયોએ કહ્યુ છે કે "દેશના કેટલાક ભાગોમાં એ પ્રથા પ્રચલિત છે, તે વાત સાવ ભ્રમમુલક અને જુઠી છે. દક્ષિણ પ્રાંતમાં પણ મલબાર જેવા ખંડમાં એ વાત કોઇ જાણતું નથી. એમ કહેવું કે 'પાંચ વર્ષની ઉંમરમાં તેણી પુજારીની વેશ્યા બને છે," તે વાત સ્પષ્ટ રીતે અતિશયોક્તિ ભરેલી છે. એ પ્રથામાં નિંદવા લાયક છે, તે એટલુંજ છે, કે તેમા સ્ત્રીઓને મંદિરો સાથે સંબંધ રાખવો પડે છે. દક્ષિણ હિંદમાં કેટલાંએક એવાં મંદિરો છે, કે જેના સંચાલકો પુજારીઓ છે, અને જેને આપણે વેશ્યાગૃહ કહીએ તો ચાલે. યુરોપમાં કેટલાંક દેવળો અને મઠો એવાંજ હતાં, અને છે. એમ કહેવું અનુચિત નથી.

ડો. સેન્જરનું પુસ્તક "વેશ્યાવૃત્તિનો ઇતિહાસ" પરથી આપણને જાણવાનું મળે છે કેઃ--

"ધર્મગુરૂ પોપ ક્લેમેન્ટ બીજાએ એવી આજ્ઞા કરી હતી, કે જો વેશ્યાઓ પોતાની પેદાશનો અમુક ભાગ દેવળને સમર્પણ કરે તો તેઓનું અસ્તિત્વ કાયમ રાખવામાં વાંધો નથી.

"ધર્મગુરૂ સેક્યુઅસ ચોથા, નામના પાદરી પણ વ્યવહાર કુશળ હતા. ફક્ત એકજ વેશ્યાગૃહ, કે જે તેમણે પોતે સ્થાપિત કર્યું હતું, તેમાંથી ૨૦,૦૦૦ સોના મહોરોની આવક થતી હતી."

રૂશીયા અને અમેરિકાના ક્રાંતિકાર તથા સ્ત્રીઓના પક્ષપાતી

ઇમા ગોલ્ડમેને પોતાના એક પુસ્તકમાં ઉપર લખેલા સેંજરના વાક્યો ટાંકીને તેના ઉપર નીચે પ્રમાણે ટિપ્પણ કર્યું છે:—

"વર્તમાન સમયમાં એ દિશામાં અને દેવળોમાં ઘણી સાવધાનીથી કામ કાઢી લેવામાં આવે છે. ઉઘાડે છોગ તેઓ વેશ્યા પાસે દાન માગતા નથી, પણ તે ટ્રિનિટી ચર્ચ (દેવળ)ની માફક વ્યાપાર કરવાનું વધારે લાભદાયક માને છે. જેઓ વેશ્યાવૃત્તિદ્વારા જીવન વ્યતીત કરે છે, તેઓ પાસેથી મૃત્યુ શૈયા પર પડેલા હોય તે વખતે, ભારેમાં ભારે દાન લેવામાં આવે છે. આ એક દાખલો ઉદાહરણરૂપે આપ્યા છે."

બુરામાં બુરી પરિસ્થિતિની કલ્પના કરતાં દક્ષિણ હિંદમાં જે સ્થિતિ છે તેની સરખામણી યુરોપની સાથે કોઇપણ રીતે ચઢતી ઉતરતી નથી. એક મહાન દ્વિપકલ્પ કે જેમાં ૩૧૫૦૦૦૦૦૦ આત્માઓ વસે છે, તેનું દેવદાસી જેવા સુક્ષ્મદર્શક યંત્રથી નિરીક્ષણ કરી, આખી પ્રજાના ચારિત્ર પર જે આક્ષેપ કરવામાં આવ્યો છે તે, કોઇપણ ન્યાય પુર્વક છે એમ નજ કહી શકે.

સુધારક સમિતિઓ આ કુત્સિત પ્રથા મટાડવાને સક્રીય છે. વિશ્વાસ પુર્વક એવી આશા રાખી શકાય, કે જો સરકાર દેવદાસીઓના રક્ષણને માટે હથિયાર નહિ ઉપાડે તો, મદ્રાસ કોંસિલના નિર્વાચિત સભ્યો, તે પ્રથાને વધારે વખત જીવન્ત નહિજ રહેવા દે. મીસ મેયો લખે છે કે આપણે એવો સવાલ ઉપસ્થિત કરીએ, કે "અનુયોગ્ય શાસન આવી પ્રથાને કેમ ચાલુ રહેવા દે છે? તો તેનો ઉત્તર શોધવા દુર જવું પડે તેમ નથી. તેણી કહે છે, કે ધર્મચુસ્ત હિંદુઓના ધાર્મિક વિરોધને લીધે સરકાર તે વાતની ઉપેક્ષા કરે છે. પણ મ્હેસુર સરકારના કૃત્યથી તેણીનું તે કથન અસત્ય ઠરે છે. આ અને બીજી વાતો, જેવી કે ફરજીઆત પ્રાથમિક કેળવણી, બાળ-વિવાહની બંધી, વગેરેમાં, હિંદુ રાજ્યો આગળ ધપ્યાં છે, પણ બ્રિટિશ નોકરશાહી હજુ

પણ તે બધી કુપ્રથાઓને ચાલુ રાખવામાં પોતાની દૃઢ ભક્તિ ધરાવે છે.

## પ્રકરણ ૧૭.

## વગર પૈસે શિક્ષણ.

મીસ મેયોને ખબર હશેજ કે બીજા દેશોમાં સરકારી શાળાઓમાં મફત કેળવણી આપવામાં આવે છે, પણ હિંદમાં દરેક સરકારી શાળામાં પ્રત્યેક વિદ્યાર્થી પાસે ફી લેવામાં આવે છે.

મધર ઇંડિઆના ૧૨૯ અને ૧૩૦ મા પાનાઓમાં નીચે લખેલી બીના તેણી પ્રકટ કરે છે:—

સાધારણ રીતે હિંદુસ્તાનમાં પ્રત્યેક ધનવાન માણસ પોતાના હૃદયમાં એમ સમજે છે, કે 'જો પોતાની છોકરીઓને કેળવણી આપવી હોય તો તે માટે સરકારે મફત કેળવણી આપવાની સગવડ કરી આપવી જોઇએ.' મીસ મેયોએ પોતાના પુસ્તકમાં જે બીજી બીનાઓ લખી કાઢી છે, તેવીજ આ વાત પણ છે. તેમાં મુસ્કેલી ફક્ત એટલીજ છે કે તેણીની સામાન્યોક્તિના પક્ષના બચાવમાં, કાંઇપણ આધારભુત પ્રમાણ આપતી નથી. લાહોરની કેટલીક કન્યા–પાઠશાળાઓ અને છાત્રાલયોની નિયમાવલી મારી પાસે છે, તેમાંથી ફી વગેરેનું વિવરણ હું નીચે આપું છું:—

### મહીલા ગવર્નમેન્ટ કૉલેજ.

(શિષ્યોની સંખ્યા લગભગ ૬૦ ની છે. તેમાંની ૩૦ હોસ્ટેલ (છાત્રાલય)માં રહે છે).

ઇંટર મીડીએટ ફી ... ...રૂા. ૬૦) પ્રતિવર્ષ

ઇંટરમીડીએટમાં દાખલ થવાની ફી ...રૂા. ૨)

વિશ્વવિદ્યાલયમાં રજીસ્ટર કરવાની ફી ...રૂા. ૫)

ડીગ્રીની કક્ષા સુધીની ભણાવવાની ફી ...રૂા. ૧૪૪)
પ્રવેશ (બી. એ.) ફી ...રૂા. ૨)
વિશ્વ વિદ્યાલય બીજી ફી ...રૂા. ૩)

ઉપર જણાવેલી ફી ફક્ત દિવસના વિદ્યાર્થીઓ માટે છે.

હોસ્ટેલ (છાત્રાવાસ)માં રહેનારની ઉપર ગણાવી, તે ઉપરાંત પ્રત્યેક માસે રૂા. ૨૨) અને વાર્ષિક રૂા. ૨૬૪) આપવા પડે છે.

## ધી સેક્રેડ હાર્ટ સ્કુલ
## શાળા વિભાગ.

હોસ્ટેલ (છાત્રાલય) ફી. રૂા. ૪૦ માસિક, પ્રતિવર્ષ રૂા. ૪૮૦)
છાત્રાલયની પ્રવેશ ફી. રૂા. ૧૦)
દિવસનાજ ફક્ત ભણનારાઓની ફી. રૂા. ૫)
નાની બાલિકાઓને ભણાવવાની માસિક ફી રૂ. ૮) વર્ષના રૂા. ૯૬)

પ્રાથમિક ક્લાસ માસિક રૂા. ૮) વર્ષના રૂા. ૯૬)
માધ્યમિક ક્લાસ માસિક રૂા. ૮) વર્ષના રૂા. ૯૬)
ઉચ્ચી કક્ષાના ક્લાસ માસિક રૂા. ૧૦) વર્ષના રૂા. ૧૨૦)
સ્કુલની ગાડી માસિક રૂા. ૧૦) વર્ષના રૂા. ૧૨૦)
પિયાનો શીખવાની ફી માસિક રૂા. ૧૦) વર્ષના ૧૨૦)
દિવસના છાત્રો માટે ટિફિન રૂ. ૫)

હમણાં ઉપર જણાવેલી સ્કુલમાં ૬૮ છાત્રાલયમાં રહેતા એને ૩૦૦ બહાર રહેનારા વિદ્યાર્થીઓ છે.

આ સંસ્થાના કોલેજ વિભાગમાં ભણાવવાની માસિક ફી રૂ. ૧૫) અને છાત્રાલયમાં રહેનારાની ફી માસિક રૂ. ૪૦) સુધીની છે.

## ક્વીન મેરી કોલેજ.

(આ એક નિશાળ છે, કે જેને ફક્ત માનની ખાતર કોલેજ કહેવામાં આવે છે.)

પ્રવેશ ફી. રૂ. ૧૦)

છાત્રાલયની ફી રૂ. ૪૦) થી શરૂ,

દિવસના વિદ્યાર્થીઓ માટે.

માધ્યમિકથી નીચેના વર્ગો માટે માસિક ફી રૂ. ૫)

માધ્યમિક અને ઉંચા વર્ગો માટે માસિક ફી રૂ. ૧૦)

કીનીયાર્ડ કોલેજ નામની એક બીજી કોલેજ ઉપર જણાવ્યા પ્રમાણે ઘણી ભારે છે. તે કોલેજમાં છાત્રાવાસમાં રહેતા ૧૩૦ વિદ્યાર્થી અને બહારના ૧૨૦ વિદ્યાર્થીઓ છે.

ખરી રીતે કોઇપણ વ્યક્તિ કે જેને હિંદુસ્તાનની સ્થિતિનો પરિચય હોય, તે એમ હઠ કરી નજ કહે, કે ધનવાન ભારતવાસીઓ પોતાની બાલિકાઓને માટે મફત શિક્ષણ મેળવવાની આશા રાખે છે. તેમજ શિક્ષણ પાછળ દ્રવ્યનો વ્યય કરવા તૈયાર નથી. આવો આરોપ સાવ જુઠો અને પ્રમાણ રહીત છે.

મધર ઇંડિઆના ૧૩૨ મા પાને મીસ મેયો લાહોરની વિકટોરિઆ ગર્લ્સ સ્કુલની અધિષ્ઠાત્રી કુમારી બોઝે નીચે પ્રમાણે કથન કર્યું છે, એમ કહે છે. મીસ મેયોના કહેવા પ્રમાણે તે શાળામાં ૫૦૦ વિદ્યાર્થીઓ છે.

"ભણવવાની ફી? ઓહ! એ તો કેવળ નામનીજ છે. અમે ભારતવાસીઓ, અમારી પુત્રીઓ માટે ભણવા પાછળ કાંઇ વ્યય કરી શકતા નથી......આ શાળાનો નિભાવ સરકાર તરફથી તેમજ ઇંગ્લાંડથી આવતાં કેટલાંક ભરણાંથીજ થાય છે."

છેલ્લા એકરારમાં કેટલી સત્યતા રહેલી છે, તે દિવાન બહાદુર કે. પી. થાપર. ઓ. બી. ઇ. ના પત્ર પરથી જણાશેઃ—

પ્રિય લાલા લજપતરાયજી,

આપનો વિકટોરિઆ મર્સી સ્કુલ લાહોરના સંબંધનો પત્ર મળ્યો. એ સ્કુલને સરકારે પોતાના અધિકારમાં લીધી, અને તેને પ્રાંતિક રૂપ આપ્યું, તે પહેલાં એટલે ઇ. સ. ૧૮૮૭ થી ૧૯૧૪ સુધી તે શાળાના મંત્રી તરીકે હું હતો. તે દરમિઆન તે સ્કુલને આર્થિક સહાય નથી મળી ઇંગ્લાંડથી, કે યુરોપના કોઇપણ દેશ તરફથી.

પંજાબ એસોસિએશન-પ્રાંતિક સરકારની સહાયતા (વાર્ષિક ગ્રાંટ) તેમજ રજવાડા તથા જનસમુહ તરફથી મળતાં દાન તથા થાપણની આવકમાંથી તેનો નિભાવ થતો હતો.

લાહોર.

આપનો પ્રેમી,

કે. પી. થાપર.

ઉપરની વાતથી મીસ મેયો પર બીજું જુઠાણું ડોકાય છે.

## પ્રકરણ ૧૮.

### પાશ્ચાત્યોની કામોત્તેજના.

હિંદુઓના વિષયભોગ સંબંધી કલ્પિત પાપાચારોનું વિસ્તારથી વર્ણન કરવામાં મીસ મેયોને વિચિત્ર આનંદ આવે છે. સમસ્ત ચંચળ પત્રકારો જાણે છે, કે કેવી જાતની કથાઓથી રસ ઉત્પન્ન થાય. એવાં પુસ્તકોનો ઉદ્દેશ એજ હોય છે કે, એક તરફથી જનસમાજ 'ગમ'— એક પ્રકારની મિશ્રીત મિઠાઇ—ચુંસતા જાય, અને તેવાં પુસ્તકો વાંચતા જાય. અમેરિકામાં ઘણીએ પુસ્તકોની દુકાન પર એવો 'ગમ' રાખવામાં આવે છે. અને ખુબ વેચાય પણ છે. મીસ મેયોએ 'પોતે જાતે જેની શોધ' કરી છે તે ફકત હિંદુઓના જીવનમાં વિષય ભોગ સંબંધી છે. તેણીએ સરકારી અહેવાલો પરથી જે જે ટાંચણો અને

ઠખલાઓ આપ્યાં છે, તેમાંથી કોઇપણ વાત સિદ્ધ થઇ શકતી નથી, અને એ અહેવાલો સન્માનને યોગ્ય છે પણ નહિ. તેમાંનું એક પણ માનવા લાયક નથી; ભલે પછી તેણી એએ.કુમાંઇસનાં ટાંચણો તરફ માનની લાગણીથી જોતી હોય. તેણીએ મુખ્યત્વે સાંભળેલી વાતોને મહત્વ આપ્યું છે.—કોઇ કોઇ વખત પોતાની મનોદ્ભવ કલ્પના-સૃષ્ટિને મહત્વ આપ્યું છે. કેટલાંક ટાંચણો તો એવાં ટાંક્યાં છે, કે તે તદ્દન વ્યર્થ અને નકામાં પ્રતીત થાય છે. આટલું તો સિદ્ધ છે કે તેણી એક 'સાહસિક' સ્ત્રી છે. તેણીના પુસ્તક સાથે સહાનુભુતિ બતાવનાર એક અંગ્રેજ સમાલોચકે અમને એવું કંઇક સુચવ્યું પણ છે. તેણી સમસ્ત હિંદુ પ્રજા માટે સામાન્યોક્તિ કરતાં જરાએ અચકાતી નથી. તેણીને કીચડમાં લોટવાનું બહુ પસંદ પડે છે, ભલે તે કીચડ ખરેખર સાચોજ હોય કે કાલ્પનિક હોય.

આમ હોવા છતાં તેણીની પુસ્તક રચનામાંના હિંદુ વિષયભોગ સંબંધના ઉલ્લેખ વિષે હું કાણમાંજ જવાબ આપી આપણે મૌન ધારણ કરી શકતા નથી, કારણ તેણીના તર્કનું અત્યંત મહત્વપુર્ણ અંગ તેજ છે, અને જે લોકો હિંદુ જાતિઓની વિરૂદ્ધ મિથ્યા દોષારોપણ રૂપી આંદોલન કરી રહ્યા છે, તેઓ એ વાતને ઘણું ગાંભીર્ય આપે છે.

મીસ મેયો કહે છે કે "હિંદુઓના આર્થિક અને આધ્યાત્મિક દુઃખોનું મુળ કારણ તેઓના વિષયભોગ સંબંધી પાપાચરણજ છે." તેણીની સમજ પ્રમાણે હિંદવાસીઓની માનસિક ગુલામી, ગરીબી, મુર્ખતા, રાજનૈતિક લઘુતા, વેદના, અસફળતા વગેરે દુઃખોનું કારણ તેઓનું વિષયી જીવનજ છે.

પોતાની વાતને પુષ્ટિ આપવાને માટે તેણીએ ગુપ્ત ઉપરથી તેમજ હોસ્પિટાલોનાં બ્યાનો ચડી કાઢ્યાં છે. પરન્તુ જે હોસ્પીટલના બ્યાનો અને તેમાં પણ [illegible] બ્યાનો આધારભુત

ગણીએ તો પણ પાશ્ચાત્ય દેશો કરતાં હિંદ, આ બાબતમાં જરાએ ચઢતો કે ઉતરતો નહિ જણાય.

કિંવદંતીઓથી રસદાર અને ઇંદ્રિયોત્તેજક વાંચવાનું મળે, પણ ગંભીરતાથી વિચાર કરનારાઓ એવા કથનોને આધારભુત નજ ગણી શકે.

કલ્પના કરો કે કોઇ એક અજાણ્યું માણસ હિંદુસ્તાન જેવા એક વિશાળ ખંડ પર આવે, કે જેમાં ત્રીસ કરોડ માણસની વસ્તી છે, અને જેના જુદાજુદા ભાગોમાં જુદાજુદા રીતરિવાજો છે, અનેક ભાષાઓ બોલાય છે, અને જેમાંની એક પણ ભાષાનું જ્ઞાન તેવા માણસને નથી. તે માણસ જો બાર મહીનામાં ચારે તરફ ફરી વળી યાત્રા પુરી કરી પુસ્તક લખવા બેસી જાય, અને લોકોના જીવન કે જેનું ખરૂં તત્વ અનુભવથીજ જાણી શકાય, તે પર કાલ્પનિક પુરાવાનો પાયો રચી ચણતર ચણે, તેમજ પોતાના અલ્પ સ્વાનુભવો પરથી તેમજ 'બેધડક' રીતે સમસ્ત દેશને માટે ઘાતક સામાન્યોક્તિ કરે, ખરે, તેવા કાર્યને માટે 'સાહસ'ની જરૂર નથી, એમ કોણ કહી શકે? ઉપર જણાવેલા 'સાહસો'માં ખોટાં ટાંચણો આપવાની તેમજ નનામી વ્યક્તિઓના મુખમાં મૂકેલા કાલ્પનિક સંવાદોનો ઉમેરો કરીએ તો ખરેખર વાંચનાર તેણીના પુસ્તકનું શું મુલ્ય છે તે આંકી શકે.

પાશ્ચાત્ય દેશોપર દોષારોપણ કરવાની અમારી બીલકુલ ઇચ્છા નથી. પણ મીસ મેયોએ ભારતવર્ષના સ્ત્રી-પુરૂષો સંબંધી વ્યાખ્યાઓ કરી છે, તેની તુલના પાશ્ચાત્ય દેશોના ધર્માચરણ સાથે કર્યા સિવાય અમારો છુટકો નથી. તે કાર્ય અમને ગમે એટલું અપ્રિય હોય, તો પણ તે કર્યા સિવાય છુટકોજ નથી. હિંદુસ્તાનમાં વિષયભોગ અને તત્સંબંધી પાપાચાર માટે મીસ મેયોએ જે કંઇ લખ્યું છે, તેનું અસત્ય સાબીત કરવાનો માત્ર એકજ ઉપાય હોઇ શકે. અને તે એજ કે, આ દેશના સ્ત્રીપુરૂષ સંબંધી ધર્માચરણ તથા રિવાજોની તુલનાત્મક

દ્રષ્ટિથી સરખામણી પાશ્ચાત્ય દેશો સાથે આપણે કરવાની રહી. પણ સાંભળેલી વાતો પર અમે આધાર રાખીશું નહિ. તેના આધાર રૂપે પાશ્ચાત્ય વૈજ્ઞાનિક લેખકો તથા નિરીક્ષકોના પ્રમાણ અમે આપીશું.

આ કાર્ય શરૂ કરતાં પહેલાં આટલો તો સ્વીકાર અમે કરીજ લઈએ છીએ, કે હિંદુસ્તાનમાં બાળલગ્નની પ્રથાથી શારિરીક દુર્બળતા તથા કામોત્તેજના આવે છે. અને વિષયભોગની પ્રવૃત્તિને ઉત્તેજીત કરે છે. એ વાત આગલા પ્રકરણમાં અમે બતાવી ગયા છીએ. મીસ મેયોએ જે જે કહ્યું છે, તેમાં ભયંકર દ્વેષપુર્ણ અતિશયોક્તિ છે. તેનો વિચાર આપણે પાછલા પ્રકરણમાં કરી ચુક્યા છીએ. એટલું તો ખરૂંજ છે, કે હિંદમાં બાળલગ્નની કુપ્રથાનું અસ્તિત્વ તો છેજ.

ઉપર જણાવેલા એક દૂષણ સિવાય હિંદુસ્તાનની એક પણ નીતિ અને સ્થિતિ તે વિષયમાં એવી નથી, કે જે પાશ્ચાત્ય દેશથી ઉતરતી હોય અને જેમાં અતિશય કામોત્તેજનાનો આવિર્ભાવ હોય. ખરૂં કહીએ તો એક પગનો જોડો બીજા પગમાં પહેરાવી દીધો છે. વર્તમાન ઔદ્યોગિક અને રહેવાના ઘરોની સ્થિતિ અને તેથી ઉત્પન્ન થતી કામોતેજના, મોટા મોટા શહેરોના વ્યાપારિક સંઘોમાં વ્યાપારિક દ્રષ્ટિથી ઉત્પન્ન થતી દુર્વાસનાઓ વગેરે, એ બધાની તુલનાથી પાશ્ચાત્ય દેશોમાં જેટલી કામોતેજના છે, તેનું અસ્તિત્વ અને કલ્પના સરખી પણ હિંદમાં નથી.

પાશ્ચાત્ય દેશોમાં વિવાહ પહેલાં અને વિવાહ પછી વિષયવાસના તૃપ્ત કરવાનાં જેટલાં સાધનો છે. તેટલાં હિંદમાં મુશ્કેલીથી મળી શકે તેમ છે. પાશ્ચાત્ય દેશોમાં, ભલેને બાળવિવાહ ન હોય, તો પણ બાલ્યાવસ્થામાં વિષય વાસના અને સ્ત્રી–પુરૂષના સંભોગ સંબંધીના બધા અનુભવો થઈ જાય છે. સાધારણ રીતે હિંદમાં બાળવિવાહનો અર્થ એ નથી, કે તેટલી વયમાં તેઓ સંભોગ કરવા મંડી પડે; બલ્કે લગ્ન પહેલાં સંભોગથી બચાવી લેવામાં ઠીકઠીક સહાનુ–

ભુતિ મળી શકે છે. આપણા રિવાજની વિરૂદ્ધ પાશ્ચાત્ય દેશોમાં વિષય–ભોગ સંબંધી વાતો પર સ્વતંત્રતાથી વાતો કરનારા લોકો, પછી તે વિચાર બંધબેસતો હોય કે ન હોય, તો પણ લગ્ન ગ્રંથીથી બંધાયા પહેલાં વિષયભોગ કરી, અનુભવ લેવા સલાહ આપે છે. 'સ્વતંત્ર વિવાહનાં સંગઠનો'નો રિવાજ કેવળ સ્વતંત્ર વિચારકોમાંજ પરિમિત થએલો છે એમ નથી. આવાં સંગઠનો *હેવેલોક એલીસ કહે છે તેમ 'ઇંગ્લાંડના મોટા ભાગમાં અને ગામોમાં દ્રષ્ટિગોચર થાય છે.' એ લેખક આગળ લખતાં કહે છે, કે કેટલાક દેશોમાં આ પ્રથા એટલી બધી સર્વમાન્ય થઇ પડી છે, કે સ્ત્રી લગ્ન ગ્રંથીથી બંધાયા પહેલા સંભોગ સંબંધ સ્થાપિત કરી લે છે. કોઇ કોઇવાર એમ પણ બને છે કે પોતાને અનુકુળ પતિ મળે તે પહેલા તેણી ઘણા પુરૂષો સાથે વિષય–ભોગ કરી ચુકે છે. એ પ્રમાણે સ્ટેફોર્ડ શાયરના કેટલાક ભાગમાં તો એટલે સુધીનો રિવાજ છે કે એક સંતતી ઉપન્ન થવાનો સમય આવે, ત્યારેજ તેણી લગ્નગ્રંથીથી બંધાય છે. 'એલન કે'નું પ્રમાણ આપી, સ્વીડન દેશના સંબંધમાં એલીસ લખે છે, કે 'ત્યાંના લોકો મોટે ભાગે વિવાહીત જીવન એજ પ્રમાણે શરૂ કરે છે.' એ વ્યવસ્થાને લાભદાયક બતાવવામાં આવે છે, અને કહે છે, કે 'વિવાહ પહેલાં જેટલી સ્વતંત્રતા હતી તે અટકી વિવાહ પછી વૈવાહીક પવિત્રતા અત્યુત્તમ બને છે. ડેન્માર્કમાં કાયદેસર લગ્નગ્રંથીથી બંધાયા પહેલાં સ્ત્રીઓ અનેક ગર્ભધારણ કરી ચુકી હોય છે.'

સાચી વાત તો એજ છે, કે યુરોપમાં જ્યાં જ્યાં ટયુટોનિક જાતિના વંશજો છે, ત્યાં આવા સ્વતંત્ર સંબંધોની પ્રથા ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવી છે, અને ઉત્તરોત્તર સારી રીતે સ્થાપિત થતી રહી છે. એજ લેખક આગળ લખતાં કહે છે, કે જર્મનિમાં અનુચિત

---

*'વિષયભોગ અને સમાજ' એચ્—એ—ડેવીસ.
ફીલાડિલ્ફીઆ ૧૯૨૧. પા. ૩૮૦.

સંબંધોથી ઉત્પન્ન થએલાં બાળકોની સંખ્યા ૧૭ ટકા જેટલી છે... અને કેટલાંક શહેરોમાં તેથી પણ વધારે છે. તેમજ અડધા ઉપરાંત વિવાહિતા સ્ત્રીઓ પરણ્યા પહેલાં ગર્ભધારણ કરી ચુકી હોય છે. આ પ્રમાણે બર્લીનમાં જે છોકરાંઓ જન્મે છે, તેમાંના ૪૦ ટકા તો પરણ્યા પહેલાંજ જન્મેલાં હોય છે. પણ પ્રાંતોમાં (કે જ્યાં અનુચિત સંબંધોથી ઉત્પન્ન થએલાં બાળકોની સંખ્યા મુકાબલે ઓછી હોય છે) તો પણ ગર્ભાધાન થયા પછીથી થએલાં લગ્નોની સંખ્યા, બર્લીન શહેર કરતાં વધારે હોય છે. જર્મનીના પ્રાંતોમાં આ બાબતની તપાસ એક કમિટિદ્વારા કરવામાં આવી હતી. કેટલાક વર્ષ થયાં તેનો અહેવાલ બે પુસ્તકોદ્વારા પ્રકટ કરવામાં આવ્યો છે. આ પુસ્તકોમાં જર્મનીના ઇંદ્રિયગત ધર્માચરણ વિષે ખુબ ચર્ચા માલમ પડે છે. હેનોવર શહેરના સંબંધમાં આ ગ્રંથમાં લખ્યું છે, કે વિવાહ થયાં પહેલાં પરસ્પર સહવાસ કરવાની પ્રથાનો ઉલ્લેખ છે. એક બીજાની પરીક્ષા કરવા માટે સહવાસ આવશ્યક સમજવામાં આવે છે. કારણકે 'થેલામાં બાંધેલું સુવર ખરીદવાનું કોઇ પસંદ નથી કરતું.'

સેકસનીના એક જર્મન પાદરીએ કહ્યું હતું, કે 'આ દેશમાં અજમાયશ કર્યા વગર કોઇ એક પાઇની ચલમ પણ ખરીદ કરતું નથી.' બીજા જીલ્લા અને રાજ્યો માટે પણ એવીજ વાતો કહેવામાં આવે છે. 'કાયદા પ્રમાણે લગ્નગ્રંથીથી બંધાએલી સ્ત્રીઓમાં અક્ષતયોની કુમારિકાઓની સંખ્યા વધારે નથી હોતી. (આ વાત વિશેષે કરીને ગ્રેટ બ્રિટનના સંબંધમાં કહેવામાં આવી છે.) પણ આ બધી વાતો વૈવાહીક પવિત્રતાને અનુકુળ સમજવામાં આવે છે.

આ વાત માનવી એ યોગ્ય છે કે નહિ, અથવા તો સ્વતંત્ર વિચારકોની સંમતિ શ્રેષ્ઠ છે, કે મહાબિશોની, એ પ્રશ્ન આપણા વિષયની બહારનો છે. આપણા વિષયને બંધબેસતી આવે તે વાત એટલીજ કે જ્યારે હિંદમાં વિષયભોગ સંબંધ, લગ્ન પછી ઘણા કાળ પછી શરૂ

કરવામાં આવે છે, ત્યારે પાશ્ચાત્ય દેશોમાં લગ્ન પહેલાં સંભોગ–સુખનો અનુભવ થઇ જાય છે. હિંદુસ્તાન અને પાશ્ચાત્ય દેશોની લગ્નની વય નક્કી કરવાની તુલના કરતી વખત ઉપર જણાવેલી વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે.

આ નિષ્કર્ષ એલીસના નિરીક્ષણમાં પણ આપણને મળી આવે છે: —

"નિયમાનુસાર લગ્ન કરવાની અવધિમાં વૃદ્ધિ થતી જાય છે, તેથી ઉપર જણાવેલી વાત સિદ્ધ થાય છે, એટલું નહિ પણ સ્વતંત્ર સંબંધો બંધાયા પહેલાં તે ઉપરાંત, ક્ષમ્ય અને અક્ષમ્ય બધાજ પ્રકારના અનુચિત સંબંધોની સાર્વત્રિક વૃદ્ધિ પ્રકટ થાય છે.

*           *           *           *

જેઓ પોતે પવિત્ર હોય તેઓ બીજા પર દોષ મુકે તો તે ઠીક કહેવાય. મીસ મેયોને જો કંઇ રાજનૈતિક સ્વાર્થ નહિ હોત, તો તેણી અમેરિકામાં રહી બાલક–બાલિકાઓની કામ વિષયક વાતો પર ધ્યાન આપી પોતાના દેશની સારી સેવા બજાવી શકી હોત. અમેરિકાના એક સાચા અને ઉત્સાહી સુધારક શ્રીયુત બેન લીન્ડસે કે જેઓ બાળકોની અદાલતમાં ૨૫ વર્ષ સુધી ન્યાયાધીશ તરીકે હતા તેણે જે ઘટસ્ફોટ કર્યો છે, તે વાંચ્યા પછી સારૂં ચિત્ર દ્રષ્ટિગોચર થતું નથી, પણ લીન્ડસેએ જે કંઇ લખ્યું છે, તે આમતેમની વાતો પરથી લખ્યું નથી, પોતાના ન્યાયાધીશ તરીકેના ૨૫ વર્ષના અનુભવ પરથી સત્ય તારણો કાઢ્યાં છે. જજ લીડસેએ હાઇસ્કુલનાં બાળક–બાલિકાઓના જીવનમાંથી સામગ્રી લીધી છે. તે બાળક બાલિકાઓ જેવા તેવાં નહિ, પણ સુખી સંપન્ન કુટુંબનાં છે. જજ લીન્ડસેને એટલી હદ સુધી કહેવું પડે છે, કે "સાધારણ રીતે અમેરિકાની

---

*એલીસ ગ્રંથ. પા. ૩૬૮.

+રિવોલ્ટ ઓફ મોર્ડનયુથ. (જુવાનોનો બળવો.) ન્યુયોર્ક.

બાળાઓ પરિપક્વ બુદ્ધિની થાય, તે પહેલાં તેને કામોત્તેજનાનો અનુભવ થઇ જાય છે."

જજ લીન્ડસે કહે છે, કે "એવી શાળાઓમાં બાળક-બાલિકાઓના સંબંધમાં પહેલી વાત તો એ છે કે જેટલી યુવક યુવતીઓ સાથે બેસી ખાણું ખાય છે, અથવા તો નાચમાં ભાગ લે છે, અથવા તો મોટર ગાડીઓમાં બેસી સહેલગાહ કરે છે, તેમાંની ૯૦ ટકા તો એવી હોય છે, કે જેઓ આલિંગન અને ચુંબનમાં રસ લેતી હોય છે.......ઉપર જણાવેલા ૯૦ ટકાના સંબંધમાં જેટલાં પ્રમાણો મળ્યાં છે, તે બધાં એ વાતને પુષ્ટિ આપે એવાં છે......કેટલીક બાળાઓ જે બાળકો સાથે નીકળે છે તેમને આલિંગનો વગર ચાલતું નથી, અને જેટલા બાળકો આવી રોમાંચક ઉત્સુકતા માટે તત્પર હોય છે તેટલીજ તત્પર બાળાઓ પણ તે માટે હોય છે ' !"

આવી જાતના આલિંગન ચુંબન અને નાચ અત્યંત કામો દ્દીપન અને શરીરના તંતુઓ પર સારી એવી અસર કરે છે. જજ મહાશય કહે છે, કે બાળાઓમ [illegible] સંબંધી જેટલી બીમારીઓ તેમજ બીજી કેટલાંક બીમારીઓ [illegible] વે છે, તેનું કારણ 'ખાનગી'માં તેઓ મને જણાવે છે તેમ [illegible] તેજ હોય છે. આગળ લખતાં તેઓશ્રી કહે છે, કે 'આવા [illegible] અર્ધ સંભોગનો પ્રભાવ બાળાઓના શરીર અને મન પર [illegible] બધી અસર કરે છે, કે જેટલી અસર પુર્ણ સંભોગ કર્યા [illegible] શરીર પર થઇ શકે.

ચુંબન આલિંગન અને નૃત્યથી [illegible] આત થાય છે. તેટલેથી છેડો આવતો નથી. "જે લોકો ચુંબ[illegible] આલિંગનનો આરંભ કરે છે, તેમાંથી ૫૦ ટકા એટલેથી અટ[illegible], પણ તેનાથી આગળ વધી વિષયભોગ સંબંધી એટલી છુટ [illegible], કે જેના તરફ જનસમાજ ધૃણાની દ્રષ્ટિથી જુએ છે."

પુર્ણ રીતે એ વાતમાં નિમગ્ન થઇ જનારા પણ થોડા નથી. "જેઓ આલિંગન અને ચુંબનથી શરૂઆત કરે છે, તેમાંના ૧૫ થી ૨૫ ટકા સીમા ઓળંગી જાય છે." ખરૂં જોતાં આનો અર્થ એ નથી થતો કે દરેક બાળાઓ છોકરાઓ સાથે આવો સંબંધ જોડી દે છે, પણ સત્ય વાત તો એજ છે કે એવી ઘટના ચાલ્યાંજ કરે છે. આ દ્રશ્ય હાઇસ્કુલનાં છોકરો છોકરીઓમાં છે. અને તે વાતની સત્યતાનું પરિવર્તન નથી કરી શકાતું.

જજ લીંડસેને માતાઓ સાથે ઘણું કામ પડતું હતું. કારણ તેઓશ્રી જજ હોવાના સબબે બધીજ વિપરીત પરિસ્થિતિઓમાં તેમની સંમતિ લેવાને તેઓ આવતી હતી. ડેનવરમાં સને ૧૯૨૦—૨૧ માં હાઇસ્કુલમાં ભણનારી ઉંમરે પહોંચેલી '૭૬૯ બાળાએ પર યોન્ય ભ્રંશ કરવા માટે કેસો ચાલ્યા હતા......તેઓની ઉંમર ૧૪ થી ૧૭ વર્ષની હતી.'

ઉપર જણાવેલી ૭૬૯ બાળાઓના મુકર્દમામાં લગભગ ૨૦૦૦ કેસોનો સમાવેશ થઇ શકે. તેનું કારણ એજ કે દરેક છોકરાના પણ જવાબ લેવા પડતા હતા. ને ઉપરાંત તેઓના જાની મિત્રોનું એક ટોળું, કે જેમાંના મોટે ભાગે, એવા આનંદો અને અનુભવોમાં ગુપ્ત રસ લેનારા હતા. આ પ્રમાણે એ દુરાચાર એક બાલિકાથી બીજી અને એક બાળકથી બીજા બાળકમાં પ્રવર્તી રહેતો હતો. મેં એવી ઘણી માર્ગપ્રતિક્ષા કરી છે, કે જેથી એ દુરાચાર સુધારવા તેમજ તેની શોધ કરવા રસ્તો મળે; પણ એ એક એવી અંધારી ગુફા જેવી ઘટના છે, કે જેનો અંત નજ આવી શકે. તેથી તેના રહસ્યની શોધ કરતાં કરતાં અન્વેષકોનું ધૈર્ય છુટી જાય છે."

બીજી પણ ઘણી બાબતો છે, કે જેના પરથી જજ લીન્ડસે નીચે લખેલા અનુમાનો કાઢે છે:—

એક બાલિકાની વિષય-ભોગ સંબંધી અપરાધની ખટપટ જ્યાં ઊભી થાય છે, તેમાં ઘણી ખરી તો બચીજ જાય છે. દાખલા તરીકે હાઇસ્કુલમાં ભણાવવાને માટે યોગ્ય ઉંમરે પહોંચેલી ૪૯૫ બાલિકાઓ (જો કે બધીજ હાઇસ્કુલમાં ન હતી) એ મને કહ્યું હતું, કે તેઓએ બાળકો સાથે વિષયસુખ અનુભવી લીધું હતું. પણ તેમાં ફક્ત ૨૫ જ ગર્ભવતી થઇ હતી. આવી રીતે ગણતાં સેંકડે પાંચ ટકા અથવા તો ૨૦માંથી એકનું પ્રમાણ કહેવાય. બીજી બાળાઓને ગર્ભાધાન થયું ન હતું. કેટલીક સારે નસીબે અને કેટલીક કૃત્રિમ ઉપાયોથી બચી. આવી રીતે કૃત્રિમ ઉપાયથી ગર્ભાધાન ન થવા દેવાના ઉપાયો બાળાઓ ખુબ સારી રીતે જાણે છે. સાધારણ લોકો સમજે તે કરતાં તેઓ તે બાતમાં વધારે નિષ્ણાત છે.

"એ વાત ધ્યાનમાં લેવા જેવી છે, કે ઉપર જણાવેલી ૫૦૦ બાળામાંની ઘું આપોઆપ કાંઇને કાંઇ કારણસર મારી પાસે આવી હતી. તેમાંની કેટલીક ગર્ભવતી હતી. કેટલીક રોગગ્રસ્ત હતી. કેટલીકને પશ્ચાતાપ થતો હતો, કેટલીક સલાહ ઇચ્છતી હતી. તે પ્રમાણે તેઓને મારી પાસે આવવાનું કંઇને કંઇ પ્રયોજન હતું. બીજું કારણ એ હતું કે મારી પાસે આવવામાં કોઇપણ પ્રકારની સહાયતાની અનિવાર્ય આવશ્યકતા તેઓને હતી. એવા સહાયતાની જરૂર ન હોત, તો તેઓ મારી પાસે નજ આવત. મારી પાસે જે બાળા આવી તેવી બીજી ઘણીએ હશે, કે જે નહિ આવી હોય. અને જેને મારી સહાયની જરૂર નહિ હોય, અને તેમ હોવાથી તેણીની વાત તે પોતાના હૃદયમાં છુપાવી રાખી શકી હશે.

"બીજી રીતે કહું તો ઉપર જણાવેલી જે બાળાઓ બે વર્ષમાં મારી પાસે આવી, તે સમાજના દરેક વર્ગના માણસોમાંની હતી.... પણ એક મોટો સમુહ......જેને આ ઉપાયની ખબર નહિ હતી. અને તેથી મારી પાસે આવી ન હતી. મારો પોતાનો એ બાબતમાં

એવો અભિપ્રાય છે, કે દરેક બાલિકા જે મારી પાસે આવે, તે કાંતો ગર્ભિણી હોય, રોગગ્રસ્ત હોય, કે સુખ પ્રાપ્ત કરવાની શોધમાં હોય, પણ બીજી એવી ઘણીએ બાળાઓ હશે, અને જેની સ્થિતિ એવીજ હશે, કે જેઓ સંભોગના વિપરીત પરિણામમાંથી બચી હશે, તેમજ દરેક રીતે પોતે પોતાની વ્યવસ્થા કરવાને શક્તિમાન હશે. દાખલા તરીકે તેમાંથી સેંકડો ગર્ભપાત કરાવનારાની મદદ લે છે. આ ફક્ત મારું અનુમાનજ નથી, પણ એ વાત હું સારી રીતે જાણું છું.

જજ મહાશય વાંચનારને સાવધાન કરીને કહે છે, કે ઉપર જણાવેલી વાતમાં જરાએ અતિશયોક્તિ નથી, અને જે વાતનું વર્ણન કર્યું છે, તે ડેનવરને માટે આશ્ચર્યજનક નથી.

"હું આ અનુમાનોને ભોંય ભેગા કરવા ચહાતો નથી. જે નાનામાં નાનો આંકડો છે, તે પણ ભયંકર છે. ગયા વર્ષે સન ૧૯૨૪ માં મારા હાથે ૧૦૦ અનુચિત સંબંધથી ગર્ભવતી થએલી બાળાઓ માટે વ્યવસ્થા કરવી પડી હતી. એમાંની મોટા ભાગની માતાઓ તથા બાળકોની દેખરેખની સગવડ મારે કરવી પડી હતી. મોટે ભાગે બચ્ચાંઓના પાલન-પોષણનો ભાર પણ મારે વહેવો પડયો હતો. આમાંની દરેક બાળા મને સુચવતી હતી, કે "શું તેઓએ મારી પાસે આવી બાળકને જન્મ આપવો વધારે ઉચિત છે, કે કોઇ ગર્ભ-પાત કરાવનાર પાસે જઇ ગર્ભપાત કરાવવો ?"

"ઉપર જણાવેલી હકીકત કેટલીક હાઇસ્કુલોમાં ભણતી બાળા-ઓની છે. તેમાંની કેટલીક સ્કુલોમાં ભણે છે, અને કેટલીક નથી ભણતી. જે શહેરની આ વાત છે, તે શહેરની વસ્તી ૩૦,૦૦,૦૦૦ની છે."

અમેરિકાની બાલિકાઓ કેટલી જલદીથી યૌવન પ્રાપ્ત કરે છે, તે નીચે લખેલા જજ લીન્ડસેના લેખ પરથી જણાશેઃ—

"એમ પ્રતીત થાય છે, કે ૩૧૩માંથી ૨૬૫ બાળાઓએ ૧૧ અને ૧૨ વર્ષની ઉંમરમાં યુવાવસ્થા પ્રાપ્ત કરી. તેમાં પણ ૧૧

વર્ષની સંખ્યા વધારે હતી. એ ૩૧૩ બાળાઓના જો બે વિભાગ પાડવામાં આવે, તો તેમાં ૨૮૫ એવી જણાશે, કે જેઓ ૧૧–૧૨ અને ૧૩ વર્ષમાં યુવતી થઇ ગઇ, અને ફક્ત ૨૮ એવી રહી, કે જેને ૧૪–૧૫ અને ૧૬ વર્ષે યુવાવસ્થા આવી."

પુર્વ જર્મનીના સંબંધમાં હેવલોક એલીસ એક રિપોર્ટમાંથી નીચે પ્રમાણે ટાંચણ આપે છે.*

"જ્યારે પુરૂષ સંગ કરવાની આટલી પ્રવૃત્તિ બાળાઓમાં છે, તેથી ઘણા લોકો દૃઢતાથી એમ કહી શકે, કે કોઇપણ ૧૬ વર્ષની બાલિકા અક્ષત–યોનીની રહેતી નથી, તો તેમાં આશ્ચર્ય નહિ લાગે."

ઉપરના લેખનો અર્થ એટલોજ થઇ શકે કે યુરોપીય દેશોમાં બધીજ બાળાઓ ૧૬ વર્ષની વય પહેલાં યૌવન પ્રાપ્ત કરે છે, અને મોટે ભાગે તેટલી ઉંમરે પહોંચ્યા પહેલાં યૌવના થઇ જાય છે. આપણે ઉપર વર્ણવી ગયા તેજ વાતો જજ મહાશય અમેરિકાની બાળાઓને ઉદ્દેશી લખે છે.

* * * *

આ વિષય–વાસનાથી ભરપુર વાતાવરણમાં દામ્પત્ય પવિત્રતા કે સંયમના સ્વરૂપમાં સદાચારની ઉન્નતિની આશા કરવી તદ્દનજ અસ્થાને ગણાય. મોટે ભાગે યુરોપીય લેખકોના મત પ્રમાણે 'એક વિવાહ–વ્રત' લુપ્ત ગાથાજ સમજવી. એલીસ કહે છે કે "ઇસાઇ ધર્મ પાળનારા દેશોમાં જેટલી બહુ વિવાહની પ્રથા પ્રચલિત છે, તેટલી કોઇપણ બીજા દેશોમાં નથી. બહુ–વિવાહ કર્યા પછી તેમાંથી છુટકારો જેટલી સહેલાઇથી તે દેશોમાં કરવામાં આવે છે, તેવો સંસારમાં બીજા કોઇ દેશમાં નથી." સ્કોપનહેરનું મંતવ્ય ઉપર જણાવ્યું તે પ્રમાણેજ છે.

---

*પુસ્તક પાનું. ૩૮૭.

*તેજ પુસ્તક પાનું. ૪૬૩.

ઉપરથી જો આપણે તપાસીએ તો પાશ્ચાત્ય દેશોમાં વિવાહની જે પ્રથા છે, તે એક આનંદમય અને પુર્ણ-વિકસિત પ્રેમ-વિવાહની પ્રથા જણાશે, પણ મેકસ નોરડુ જેવા વિદ્વાન કહે છે કે "તેવાં લગ્નો અસત્ય લગ્નોજ છે." નોરડુનું મંતવ્ય એવું છે કે સેંકડે ૭૫ ટકા લગ્ન ફકત "સગવડને ખાતર" કરાએલાં લગ્નો છે, અને નહિ કે ખરા "પ્રેમ લગ્નો." એલીસ, જોર્જ હર્થનું ટાંચણ આપીને કહે છે કે તેવા લગ્નોની સંખ્યા વધારે હશે.

પ્રોફેસર બ્રુનોના પ્રમાણ પર આધાર રાખી એલીસ એમ કહે છે, કે ×"જેટલાં "વિષયભોગ-સંબંધો" થાય છે, તેમાંના અર્ધા ઉપરના નિયમાનુસાર લગ્ન-સંબંધની બહારનાંજ હોય છે." તે વાતથી આપણને જરાએ આશ્ચર્ય નજ થાય. ઉપરની વાતોનો સ્વીકાર કરીને યુરોપના સ્વતંત્ર-વિચારક લોકો વિવાહની અપેક્ષા નીચા દરજ્જાની ગણી. વિષય સંબંધ સ્થાપિત કરવાને અને એવાજ બીજા પરસ્પરના સંબંધો જોડવાને સલાહ આપી રહ્યા છે. આવા ઉદાર સુધારકો આ વાતને લીધેજ યુરોપ અને અમેરિકામાં વિવાહવિચ્છેદોનું પ્રમાણ વધતું જાય છે, તેને પોતાની દલીલ રૂપ રજુ કરે છે.

+એલીસ કહે છે કે "આજકાલના સ્વેચ્છાનુસાર કરેલાં સંતાન રહીત વિવાહો એજ બતાવે છે કે ધર્મ પ્રમાણે કરેલાં લગ્નોથી અતિરિકત એવાં સંબંધો સંભવિત છે. મીસીસ શ્રીમતી પારસનના મત પ્રમાણે આવા સ્વતંત્ર-સંબંધના વિવાહોએ, નિયમાનુસાર થતા લગ્નોનું સ્થાન લઇ લીધું છે."

પાશ્ચાત્ય દેશોના શહેરોમાં વિષય-ભોગ વૈજ્ઞાનિક રીતે એક અત્યંત સુસ્થાપિત વ્યાપાર થઇ પડયો છે, કે જે ઉત્તરોત્તર વધ્યો જાય છે. ફ્રાન્સના એક લેખક શ્રીયુત પોલ બ્યુરોએ 'સદ્દવર્તનનું

---

×તેજ પુસ્તક પાનું ૩૭૭.

+એજ પુસ્તકનું પાનું ૩૭૭-૭૮.

દેવાળું" એ નામના પુસ્તકમાં આ વ્યવસ્થાનું ભયંકર રૂપ અને પ્રચારનું વર્ણન કર્યું છે.* પેરીસના સંબંધ વિષે તેઓશ્રી જણાવે છે કેઃ—

"મહાન વિગ્રહ થયો તે પહેલાં કેટલાક સમયથી એક એજન્સિની સ્થાપના થઇ હતી. તેનો ઉદ્દેશ એ હતો, કે દરેક સ્ત્રી, તે ગમે તેવી સ્થિતિ અને દશામાં હોય, તેની આર્થિક સ્થિતિ ગમે તેવી હોય તેનો સ્વભાવ અને ધર્માચરણ ગમે તેવાં હોય, તો પણ 'નવા સંભોગને માટે દાખલ થઇ શકે છે.'

અથવા તો કોઇપણ પુરૂષ કે જેને બીજી સ્ત્રી સાથે સંભોગ કરવાની ઇચ્છા હોય તે ઉપર જણાવેલી એજન્સિ સાથે ફક્ત પત્ર-વ્યવહાર કર્યાથી તેનું કામ થઇ જાય છે. ફક્ત ખર્ચને માટે ૨૫ ફ્રાન્ક તેણે મોકલી આપવા. તેમજ જે સ્ત્રી સાથે તેને સંભોગ-સંબંધ બાંધવાની ઇચ્છા હોય તેને તે કેટલું આપી શકશે. તે જણાવવું. તે એજન્સિ આ પ્રમાણે તે કામી પુરૂષનો સંદેશો તે સ્ત્રીને પહોંચાડે છે. તેનો પ્રત્યુત્તર મળ્યા પછી તે પુરૂષને લખી દે છે, કે 'તમારે એ વિચાર હમણાં છોડી દેવો જોઇએ.' અથવા તો આથી વિરૂદ્ધનો, એટલે કે સ્ત્રીની સંમતિનો જવાબ મળે, તો પૂરૂષને જણાવે છે કે 'તમારી પ્રાર્થના ધન્યવાદ સાથે સ્વીકારાઇ છે.' મને એવી ખાત્રી થઇ છે કે બંને બાજુનો પત્ર-વ્યવહાર વાંચ્યાથી, અંદરથી ઘણું શીખવાનું મળે છે. ઉપર લખેલી વાતથી પેરીસની સંપૂર્ણ આર્થિક તેમજ સામાજીક સાંસારિક સ્થિતિનો પ્રસંશનીય પરિચય આપણને મળી જાય છે."

મી. બ્યુરો આ વાતમાં ખાત્રી આપે છે, અને કહે છે, કે આ વ્યાપાર મ્યુનિસપાલીટિ અને પોલિસના સંરક્ષણના ડંકાની નીચે ખૂલે દહાડે ચલાવવામાં આવે છે, અને ફ્રાન્સના બધી સ્થિતિના અને વિચારોના ઘણા પ્રામાણિક માણસો (?) આ વાત પર મૌન ધારણ કરી રહ્યા છે.' ઇ. સ. ૧૯૧૨ ના માર્ચ મહીનામાં ફ્રાન્સની બીજી

---

*સાહસ્તંનનું દેવાળું. લંડન કોન્સ્ટેબલ ૧૯૨૨". પાનું ૧૬.

'વ્યભિચાર વિરુદ્ધ' રાષ્ટ્રીય મહાસભા મળી હતી. તેનો રિપોર્ટ 'બે બિલન ડી લા પ્રોનોગ્રાફી'માંથી ટાંકયુ છે. મી. બ્યુરો નીચે પ્રમાણે જણાવે છે.

"ઉપર જણાવેલો ઉચ્ચ જ્ઞાતિઓનો વ્યભિચારવ્યવસાયની સાથે સાથે, અનેક સસ્તા અને સુગમ ઉપાયો કામ કરી રહ્યા છે. એક ઠેકાણે દિવસના વખતમાં સાર્વજનિક નૃત્યશાળાઓમાં નાચનારીઓના નામની ચિઠ્ઠીઓ, લોટરીના સ્વરૂપે મુકાય છે. નાચનારીઓ સ્વેચ્છાએ પોતાની જાતને અર્પણ કરે છે. દરેક પુરૂષને દરેક ચિઠ્ઠી માટે દસ સેન્ટ આપવા પડે છે. જેના નામની ચિઠ્ઠી નીકળે છે, તે નાચનારી તે રાતને માટે, તે પુરૂષ સાથે તે સ્થાનમાં રહેવા બંધાય છે. પછીથી તે સ્થાનની કુંચી વગર પૈસે મળી જાય છે. બીજા એક સ્થાન પર સંગીત-ભવનની મહીલાઓનું પ્રદર્શન કરવામાં આવે છે. તે સ્થાનનો સંચાલક જોવા આવનારાની ભીડની સન્મુખ દરેકનું મુલ્ય આંકે છે. આવા સોદા મહીનાને માટે, દિવસને માટે. અગર તો એક રાતને માટે કરવામાં આવે છે. આ એક જાતનું બજાર છે કે જેને 'સફેદ ગુલામોનો વેપાર' કહી શકાય."

મી. બ્યુરો બીજી એક ટિપ્પણમાં યુદ્ધના સમયની વાતો વિષે નીચે પ્રમાણે કહે છે:—

"યુદ્ધની દેવમાતાઓનો સંઘ સ્થાપ્યો તેઓને આવા વ્યભિચારની કદી કલ્પના પણ નહિ થઇ હોય. તેમાં એકદમ વેશ્યાવૃત્તિ દાખલ થઇ ગઇ. વેચનાર અને વેચાનાર બંનેની એકસરખી ચેષ્ટાઓ શરૂ થઇ ગઇ. કેટલાંક દૈનિક સમાચાર પત્રો કે જેના ગ્રાહકોની સંખ્યા ઘણી હતી, અને તેમાં ખાસ કરીને 'સાંટાસાઓ' અને 'વાઇ પેરીસીની' નામના બે સચિત્ર પત્રોને આવી 'દેવ માતાઓ' પુરી પાડવાની જાહેર ખબર છાપવા બદલ પુષ્કળ દ્રવ્ય-લાભ થયો હતો. ઇ. સ. ૧૯૧૭ની શરૂઆતમાં 'વાઇ પેરીસીની'ના ફક્ત એકજ અંકમાં એવી

૧૯૯ વિજ્ઞાપનાઓ હતી. **હિંદમાં જેવા પ્રકારનું જીવન ફક્ત વેશ્યાઓ અને દેવદાસીઓમાંજ પરિમિત છે, તેવું પશ્ચિમના સમાજમાં, પ્રમાણો સાથે આપણે કહી શકીએ કે, અત્યંત વિસ્તારમાં ફેલાએલું છે.** 'અર્ધ વેશ્યાની' વ્યાખ્યા જુવાન, ડુમા એક અચ્છા સાહિત્ય લેખક. નીચે પ્રમાણે કરે છે:—

"એ બધી સ્ત્રીઓ પહેલેથીજ પદચ્યુત થઇ ચુકી હોય છે. અને એ કલંકના પ્રભાવને કમજોર કરવાના ઇરાદાથી જન સમાજમાં ભળે છે. સારા સમાજની ઉત્પત્તિ, જેવી ઉત્પત્તિ, દેખાવ, દ્વેષ, અને જે વાતો હોય છે. તે સર્વ તેઓમાં હોય છે, ફરક માત્ર એટલોજ હોય છે, કે તેવી કલંકિત સ્ત્રીઓ તે સમાજમાંની ગણાતી નથી. તેવીઓનો જુદો સમાજ હોય છે, કે જેને અમે 'ડેમી—મોણ્ડી'નું ઉપનામ આપીએ છીએ. આ ડેમી મોણ્ડીનો સમાજ પેરીસના સમુદ્રમાં એક તરતા દ્વીપ જેવો છે. દરેક સ્ત્રી કે જેનું અધઃપતન થયું હોય છે, અથવા નીકળી ગએલી જેવી હોય છે, તેને આ સમાજ આકર્ષી લે છે. અને તેનો સ્વીકાર પણ કરી લે છે......આ જમાનામાં આ અનુચિત સમાજ પૂર્ણ રીતે વિકસિત થઇ ગયો છે. અને નવજુવાનોને આ સમાજ અત્યંત પ્રિય થઇ રહ્યો છે. કારણ ઉચ્ચ જ્ઞાતિઓમાં પ્રેમ કરવાની જેટલી મુશ્કેલીઓ હોય છે તેટલી આ સમાજમાં હોતી નથી. તેમજ નીચ જ્ઞાતિઓમાં પ્યાર જેટલો ખરચાળ નિવડે છે તેટલો તેમાં નથી નિવડતો."

બ્લોચ ટીકા કરતાં કહે છે, કે વર્તમાન સમયમાં 'ડેમા મોણ્ડીઓ'નું મુલ્ય બહુ વધી ગયું છે. "તેઓ ઉચ્ચ સ્થિતિના દશ હજાર માણસોની વેશ્યાઓ છે. અને આધુનિક જીવનની એક વિશેષતા છે" આ જમાનાના સમાજમાં આ અર્ધ વેશ્યાઓના ધણી વ્યાપકતાનું વર્ણન કરતાં બ્લોચ કહે છે, 'કે ગમે તો ઘોડાની સરતમાં જાઓ' પહેલી રાતના થીએટરમાં જાઓ, વિનોદને ખાતર સમુદ્ર તટપર જાઓ,

'મોન્ટીકાર્લો' તેમજ પુષ્પના ઉત્સવમાં જાઓ, તો સર્વત્ર આવી અર્ધ-વેશ્યાઓનું સૈન્ય તમારી નજરે પડશે, તેમજ તે સમાજની સદસ્યાઓ સૌંદર્યમાં, દેખાવમાં, સંસ્કૃતિમાં, અને વાતચીતમાં ઉચ્ચ સમાજની મહીલાઓ કરતાં જરાએ ઉતરતી નહિ જણાય. આગળ ચાલતા બ્લોચ કહે છે કે 'આવી અર્ધવેશ્યાઓ સાર્વત્રિક જીવનમાં ઘણો અધિકાર ભોગવે છે અને આપણા યુગની મોટામાં મોટી શક્તિ—સમાચાર પત્રોની શક્તિ—ની સાથે ડેમી મોણ્ડીઓનો ઘણો સારો સંબંધ છે. જે પત્રકારો આવી અર્ધ વેશ્યાઓની સેવામાં રહે છે, તેને જોર્જ ડાહલેન "પ્રેસે ફ્રી ડેલાઇન" કહે છે, કારણકે તેની લેખિનીનું મુલ્ય રૂપીઆઓથી નહિ, પણ સુસજ્જિત સ્થાનોમાં પ્રેમાલિંગનોથી ચુકાવાય છે, કે જેને માટે મોટા મોટા લોકો તલસતા રહે છે."

રાષ્ટ્રદક્ષતા સંઘના મિ. ડબ્યુ એ પુટ કહે છે, કે વર્તમાન લંડનની તુલના આજથી ૪૦ વર્ષ પહેલાના લંડન સાથે કરીએ તો એક ખુલ્લા મેદાનમાં ઉપાસના જેવી દેખાશે. પરંતુ આધુનિક અવસ્થા તદ્દન ખરાબ થઇ ગઇ છે. ઇ. સ. ૧૯૧૪ માં પોતાનો અભિપ્રાય દર્શાવતા ફ્લેક્સનર કહે છે, કે ટ્રેફાલ્ગર સ્કવેરની પાસે તેમજ તેમાંથી નીકળતી આજુબાજુની સડકો પર, ઓકસફર્ડ સરકસમાં, રીજેન્ટ સ્ટ્રીટમાં, તેમજ જુદાજુદા રેલ્વે સ્ટેશનો પર બહુ સહેલાઇથી સ્ત્રીઓની પ્રાપ્તિ થઇ શકે છે."

એજ લેખક કહે છે, કે "વર્તમાન સમયમાં વેશ્યાગૃહોની અવસ્થા શોચનિય છે, કે જ્યાં સ્ત્રીઓને છુપાઇને અસ્થાયી અને અશાંતિમય જીવન ગુજારવું પડે છે. કેટલાંક સ્થાનો, સંદેશો પહોંચાડનાર સંસ્થાઓમાં, સ્નાનગૃહોમાં, ભાષાઓનાં વ્યાખ્યાન શીખવવાના રૂમમાં પલટાઇ ગયાં છે. લોકોને આકર્ષિત કરવાને માટે સવાર અને સાંજના વર્તમાન પત્રોની અંદર, નાની નાની જાહેર ખબરો આપતાં રહે છે.

આવા આવા વેશ્યાગૃહો ઘણુંખરું ચિકિત્સાભવનોના નામથી પોતાનું કામ કરે છે. એમાં કામ કરવાના કલાકો દરમિઆન કેટલીક નર્સો અને તેની સહાયક સ્ત્રીઓ હોય છે. અને જો ઘરાક આમાંની કોઇને પસંદ ન કરે, તો એ ગૃહો સાથે સંબંધ રાખનારી બીજી સ્ત્રીઓનાં ચિત્રો તેઓને બતાવવામાં આવે છે. ચિત્રો જોઇને ગ્રાહક જેને પસંદ કરે છે, તેને બોલાવી મંગાવાય છે. આવા છૂપા વ્યભિચારે હમણાં ઘણું ભયંકર રૂપ ધારણ કર્યું છે. 'શોપ આસિસ્ટંટ' નામક લેખથી આ પરિસ્થિતિ તેમજ નીચે લખેલા ફકરાથી જનતાને સાવધાન રહેવા સુચવ્યું છેઃ—

"દુકાનોમાં કામ કરનારી હજારો કુમારિકાઓની શું સ્થિતિ છે? તેણી અસંત અલ્પ દરમાયા પર કામ કરે છે. એ દરમાયો તેણીના આત્મા અને શરીરનું રક્ષણ કરવા પુરતો પણ હોતો નથી. આવા પ્રકારનું કામ કરનારી જો કોઇ છોકરીઓ સારા ઘરોમાં રહેતી હોય તો નક્કી એનો અર્થ એજ, કે તેણે તેણીના માતાપિતાના વેતનમાંથી કાંઇપણ આર્થિક સહાયતા મળતી હોવી જોઇએ. પણ જે કુમારિકાને કોઇપણ સગું ન હોય, અગર તો જેને જીવનસંગ્રામમાં પોતાના નિર્બળ સાધનો પર નિર્ભર રહેવું પડતું હોય, તેને આવી અન્યાયી પ્રતિસ્પર્ધામાં ઘણી કઠણાઇ વેઠવી પડે છે, તેમજ ઘણુંખરું શરમનું જીવન વ્યતીત કરવાને લીધે, વિવશ થવું પડે છે. આ પ્રમાણે તેણીને પોતાનું જીવન ભારરૂપ લાગે છે. એ વાત તદ્દન સત્ય છે. અને તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. કોઇપણ માણસ જેને આપણાં મોટાં શહેરોની દુકાનનો અનુભવ હશે—તેને આ વાતનો સ્વીકાર કર્યેજ છુટકો." જુવાન કુમારિકાઓને ઘણાં જોખમો ખેડવાં પડે છે. તેમજ જે લોકો "સફેદ ગુલામનો વ્યાપાર કરી રહ્યા છે, તેના દુષ્ટ કૃત્યોને અવલંબી, આવી કુમારિકાઓને નોકરી રાખનાર દુકાનદારો ઉપર પણ ઘણી જોખમદારી રહે છે. સને ૧૯૧૩ માં બ્રિટિશ ગવર્નમેન્ટને આ

વાતનો સ્વીકાર કરવો પડ્યો, અને ટેલીફોન પર કામ કરતી કુમારિકાઓને આવો વ્યાપાર કરનારાઓથી સાવધાન રહેવાને માટે એક અસાધારણ વિજ્ઞપ્તિ પ્રકાશિત કરવી પડી. એ વિજ્ઞપ્તિની સાથે સાથે નીચે લખેલું ચોપાનીયું પણ વહેંચવું પડ્યું હતું, કે જેનો "માસ્ટર પ્રોબ્લેમ" નામના પુસ્તકમાંથી સવિસ્તર ઉતારો નીચે પ્રમાણે છેઃ—

## કન્યાઓને ચેતવણી.

### પૂર્વ પ્રબોધનં પૂર્વ સન્નાહ તુલ્યં.*

કુમારિકાઓએ સડકો પર, દુકાનોમાં રેલ ગાડીઓમાં, રસ્તાના નિર્જન માર્ગોમાં, અથવા તો વિનોદના સ્થાનોમાં, અપરિચિત માણસો સાથે વાતચીત કરવી ન જોઇએ. ભલે પછી તે પુરૂષ કે સ્ત્રી હોય.

કુમારિકાઓએ સરકારી પોલિસ, રેલવેના નોકરો અથવા તો ટપાલી સિવાય કોઇપણ માણસને રસ્તો પુછવો ન જોઇએ.

છોકરીઓએ કોઇપણ સડક પર એકલાં ફરવું ન જોઇએ તેમજ ઉભા પણ નજ રહેવું જોઇએ. અને જો કોઇ અપરિચિત એકાએક આવીને વાત કરવા લાગે—પુરૂષ અગર સ્ત્રી તો, તેણે જલદીથી પોલિસ પાસે દોડી જવું.

જો કોઇ સ્ત્રી મુર્છિત થઇ કોઇ પણ કુમારિકા પાસે સડક પર પડી જાય, તો તે કુમારિકાએ જાતે તેને સહાય ન કરવી જોઇએ, પણ તરત પોલિસને તેની સહાય માટે બોલાવવો જોઇએ.

કુમારિકાઓએ અપરિચિત માણસોના કહેવા ઉપર વિશ્વાસ રાખી રવિવારની શાળા અથવા તો બાઇબલ શાળામાં એકઠા થવું ન જોઇએ. ભલે પછી તેવા નિમંત્રકનો પોષાક ખ્રીસ્તિ ધર્મ-પ્રચારિકાનો હોય, કે દેવળના પાદરીનો હોય.

---

*અગમચેતી સુસજ્જતા છે.

કુમારિકાઓએ અપરિચિત માણસોની પ્રાર્થના પર વિશ્વાસ રાખી મોટર, ટેક્ષી. અથવા તો કોઇપણ ગાડીમાં બેસવું ન જોઇએ.

કુમારિકાઓએ અજાણ્યા માણસે બતાવેલા સરનામાવાળા ઠેકાણે જવું ન જોઇએ. તેમજ કોઇપણ ઘરમાં, વિશ્રામગૃહમાં, અથવા તો આનંદ–ભવનમાં દાખલ થવું ન જોઇએ.

કુમારિકાઓએ અપરિચિત માણસો સાથે કોઇપણ ઠેકાણે જવું ન જોઇએ. (હોસ્પિટાલની નર્સના જેવો તે સ્ત્રીનો પોષાક હોય તો પણ) અને તેણી કદાચ એમ પણ કહે, કે તમારું અમુક સગું અચાનક ઘાયલ થયું છે અથવા તો માંદું પડી ગયું છે, તો પણ તેની વાત પર વિશ્વાસ ન રાખવો જોઇએ. કારણકે આવા છળથીજ કુમારિકાઓનું હરણ કરવામાં આવે છે.

કુમારિકાઓએ અજાણી વ્યક્તિઓનું આપેલું મિષ્ટાન્ન, ભોજન અથવા તો પાણીનો પણ સ્વીકાર ન કરવો જોઇએ. તેમજ તેવી વ્યક્તિ તરફથી અપાએલું ફુલ પણ ન સુંઘવું જોઇએ. તેણીએ ફેરીવાળા પાસેની બીજી ચીજો પણ લેવી ન જોઇએ, કારણકે એ વસ્તુઓમાં કંઇને કંઇ દવા મેળવેલી હોવાનો સંભવ રહે છે.

કન્યાઓએ દેશમાં અગર તો દેશની બહાર ફક્ત જાહેર ખબર અથવા તો અજાણી વ્યક્તિ ઉપર ભરોસો રાખી, કોઇપણ નોકરીનો સ્વીકાર તે સંસ્થા વિષે બરાબર તપાસ કર્યાં વિના ન કરવો જોઇએ.

કુમારિકાઓને જ્યાં સુધી પોતાને માટે સુરક્ષીત નિવાસસ્થાન ન હોય ત્યાં સુધી લંડન કે કોઇપણ બીજા મોટા શહેરમાં એક રાત્રીને માટે પણ જવું ન જોઇએ.

**પ્રિય વાંચનાર, આ વાતો તે દેશની છે. કે જ્યાંથી ઉપદેશકો હિંદને ધર્મોપદેશ કરવાને આવે છે.**

એક ઘણા પ્રમાણિક લેખક ડૉ. આલ્ફ્રેડ બ્લાસ્કોએ ઘણા પરિશ્રમે વેશ્યાવૃત્તિના સંબંધમાં તપાસ કરીને નીચે લખેલી વાત કહી છે: —

"જો કે વેશ્યાવૃત્તિની પ્રથા બધા યુગોમાં અસ્તિત્વ ધરાવતી હતી, પરંતુ તેને એક મહાન સામાજીક સંસ્થાના રૂપમાં પરિપૂર્ણતાએ લાવવાનું શ્રેય, ફક્ત ઓગણીસમા સૈકામાં પ્રાપ્ત થયું. પ્રતિસ્પર્ધાના બજારમાં વિશાળ જન સંખ્યાની સાથે વ્યવસાયોની ઉન્નતિ; મોટા મોટા શહેરોની ઉન્નતિ; તેમજ થોડી વરતી, અરક્ષિત અને અનિશ્ચિત નોકરીનાં સાધનો, વગેરે વગેરે વાતોને લીધે વેસ્યાવૃત્તિનું ક્ષેત્ર એટલું મોટું થઇ ગયું છે કે જેટલું માનવ જાતિના ઇતિહાસમાં કોઇએ સ્વપ્નામાં પણ નહિ કલ્પ્યું હોય."

સાર્વજનિક તેમજ અર્ધવેશ્યાઓ સિવાય પણ આધુનિક નગરોમાં વ્યભિચાર ગુપ્ત રીતે ઘણા મોટા પ્રમાણમાં ફેલાયો છે. ડૉ. બ્લોચે આવા ગુપ્ત વ્યભિચારના જુદા જુદા સ્થાનો તેમજ રૂપોનાં વર્ણન કર્યાં છે. "સ્ત્રી સેવિકાઓ"વાળાં સાર્વજનિકગૃહો, નૃત્યગૃહો, તેમજ નાચની દુકાનો, થીએટરો, નીચી કોટિના સંગીતભવનો, મુસાફર ખાનાંઓ તેમજ સંગીત-વિદ્યાલયો વગેરેને વ્યભિચારના અખાડાજ સમજવા જોઇએ. આવાં સઘળાં સ્થાનો વેસ્યાગૃહો કરતાં જરાપણ સારાં હોતાં નથી.

આ અર્ધવેશ્યાગૃહો દ્વારા જે કામોદ્દીપન થાય છે, તેને અશ્લીલ સાહિત્ય વધારે વ્યાપક રૂપમાં ફેલાવવામાં ઘણી સહાય આપે છે.

મી. પોલ બ્યુરો કહે છે કેઃ—

"વિષયભોગ અને વ્યભિચારને આવી મોટી મોટી સંસ્થાના અશ્લીલ સાહિત્યથી ઘણી સહાય મળે છે, અગર તો ટુંકાણમાં કહીએ તો કામવાસનાની ક્ષુધા ઉત્પન્ન કરાય છે, અને તરતજ તૃપ્તિને માટે વ્યવસ્થા અગર સાધન કરી અપાય છે. આવા કારણથી તે સાહિત્યની માંગણી દિન પ્રતિદિન વધતી રહે છે." ગંદા સાહિત્ય અને ચિત્રો વગેરેને વર્તમાનપત્રોમાં ખુબ સ્થાન આપવામાં આવે છે, કારણકે

એવા ગંદા ઉત્તેજક સાહિત્યને પ્રચાર, વ્યાપારી દ્રષ્ટિએ અત્યંત લાભ-દાયક નિવડે છે.

મી. બ્યુરો કહે છે:—

"ફ્રાન્સમાં બિભત્સ ચોપાનીઆંઓ અને પુસ્તકોનું પ્રકાશન એટલા પ્રમાણમાં વધી ગયું છે, કે તે જોતાં, કોઇને એ વાતનો સંદેહ ન રહે. એમાંના કેટલાંએક પુસ્તકોની પહેલી પ્રતનો ફેલાવો લગભગ ૫૦૦૦૦ જેટલો હતો. અને હમણાં તેની સોળમી આવૃત્તિ ૯૫ સેંટિએ વેચાય છે. એવાં પત્રોની કિંમતનો આધાર તેના બિભત્સપણા પર રાખે છે. એ પ્રમાણે "ટ્રોઇસ ન્યુ ઇટ્સ ડેઅર" નામનું પુસ્તક ૩૦ સેન્ટે મળે છે. "લેસ પેસે રોઝીઝ" ૨૫ સેંટમાં, "લેસ એડવેન્ચરસ ડુરોઇ પો ઓલે," અથવા તો "મેરેટી" ૯૫ સેન્ટમાં "લા માર્ટ ડેસ સેકસસ અથવા એક્રોડીટ અથવા લેસ ડેમા વિરેજસ અથવા જર્નલ ડી ઉની ફેમીડે ચેમ્બર અથવા......તો બધા લેખકોના સમસ્ત બિભત્સ પ્રેમોપન્યાસ ત્રણ ફ્રેંક ૫૦ સેન્ટે, પ્રત્યેક નકલના ભાવે વેંચાતા મળે છે. બિભત્સ પુસ્તકો લખવામાં કોઇપણ પ્રકારની અપકીર્તી સમજવામાં આવતી નથી. તેની જેમ વધારે આવૃત્તિ નીકળે તેમ વધારે સારૂં ગણાય છે. તેવા પુસ્તકોની પ્રસિદ્ધિ દ્વારા લેખકને વિશ્વ વિદ્યાલયમાં સ્થાન મળે છે, અને ઓછામાં ઓછું 'ક્રોઇક્સ ડ ઓનર'નું માન તો મળેજ છે. કોઇ કોઇવાર તો એમ પણ બને છે, કે તે માનનીય લેખક મહાશય બાલ્યાવસ્થાની કુમારિકાઓને, કંઇ ઇજા થઇ હોય અગર તો ગર્ભપાતનો મુકદ્દમો તેણીની સામા હોય, તો તેના જજ તરીકે તેને બેસાડવામાં આવે છે, પણ એવી પરિસ્થિતિનું દેખાતું પરિણામ એજ આવે છે, કે તેવી અપરાધીનીને ફક્ત યુવાવસ્થાને લીધે ભુલો થઇ છે, એમ ગણી ઉદાર-વૃત્તિના જજ મહાશય અત્યંત સરળ-તાથી તેને ક્ષમા બક્ષે. શંકાશીલ કૃત્યો, તેવા સાહિત્ય લેખકને અબાધિત સ્થિતિમાં રહેવા દેવા પુરતાં ગણવામાં આવે છે, પણ રાજનીતિના

ક્ષેત્રમાં તેને શંકાસ્પદ ગણવામાં આવે છે. તેથી કોઇપણ વાંચકે આ વાતથી આશ્ચર્ય પામવું ન જોઇએ, કે મી. બ્યુરોના પુસ્તકમાં વર્ણવેલા, "આધુનિક સમાજની કુમારિકાઓ"ને અંતે એમ કહેવું પડયું કે "આ કેટલું કષ્ટાવહ છે? આટલું બિભત્સ સાહિત્ય વાંચ્યા પછી મને કોઇપણ એવી વસ્તુ વાંચવાને નથી મળતી કે જેને લીધે મારા ગાલ પર શરમ શેરડા પડે" આગળ લખતાં મી. બ્યુરો કહે છે કેઃ—

"આવાં ચોપાનીઆં અને પુસ્તકો સસ્તાં હોવાને લીધે પ્રત્યેક વ્યક્તિ તે સરળતાથી ખરીદ કરી શકે છે, અને વાંચી શકે છે. વાંચનારની સંખ્યા પણ ઘણી મોટી છે. તંબાકુવાળા અને વર્તમાન–પત્રો વેચનારની દુકાનોમાં, પુસ્તકાલયોમાં, તથા સ્ટેશનો પર પુસ્તકો વેચનારા પાસે, આવા પુસ્તકો ઢગલે ઢગલા હોય છે. આવા બિભત્સ સાહિત્યથી વધારે બિભત્સ સાહિત્ય પણ હોય છે. જે વ્યભિચારીઓ થોડામાં સંતુષ્ટ નથી થતા તે, તથા ખાસ કરીને આવી વસ્તુઓનો સંગ્રહ કરનારાઓને માટે તૈયાર કરવામાં આવે છે. 'લીઓન્સ' અને પેરીસના સૂચીપત્રોમાં ૧૧૪ જુદા જુદા પુસ્તકોને માટે જાહેર ખબર છે કે જે પ્રત્યેક પુસ્તકનું મુલ્ય ૨૦ ફ્રેન્ક જેટલું છે. બીજામાં ૨૨૯ પુસ્તકોની જાહેર ખબરો છે, કે જેમાં દરેક પુસ્તકની કિંમત ૫ થી ૧૦ ફ્રેન્ક સુધીની હોય છે. એ પુસ્તકો એટલાં બિભત્સ હોય છે, કે જેનાં નામ પણ આપવાં ઉચિત નથી. કેટલાંક પુસ્તકો એવાં પણ હોય છે, કે જેની કિંમત ૬૦, ૧૦૦, અને ૧૫૦ ફ્રેન્ક સુધીની હોય છે. એવાં અશ્લીલ પુસ્તકો એક લેખકે ૨૨ લખ્યાં છે. પરદેશીઓને માટે ફ્રાન્સમાં રચાતાં આવાં પુસ્તકોનો પ્રચાર ઇટલિ અને સ્પેનદ્વારા થાય છે. માડ્રિડમાં નં. ૧૦૮ નું સુચિપત્ર પ્રકટ થયું છે તેમાં અત્યંત ગંદા ૨૯૮ પુસ્તકોની જાહેર ખબર છે. તેવું દરેક દરેક પુસ્તક એક ફ્રેન્કના ભાવે ખરીદી શકાય છે. મોટાં પુસ્તકોની કિંમત ૧૦ થી ૧૫ ફ્રેન્ક સુધીની હોય છે. બાર્સેલોનાના એક પુસ્તક

વેચનારે એક સુચીપત્ર તૈયાર કર્યું છે તેમાં ૧૦૦ પુસ્તક–માળાઓની જાહેર ખબર છે, કે જેમાંના એકથી એક વધારે ગંદા અને બિભત્સ પુસ્તકનો સમાવેશ છે. તે પુસ્તકો ટ્યુરીનમાંથી ખરીદી શકાય છે. એ સુચીપત્રમાં ૧૧૩ અંગ્રેજી પુસ્તકો ભિન્ન ભિન્ન મથાળા હેઠળ જાહેરાતમાં મુકવામાં આવ્યાં છે, જે દરેકની કિંમત ૨૫ થી ૨૫૦ ફ્રેન્ક સુધીની હોય છે. એક આખું પુસ્તક ૬ ભાગમાં સમાપ્ત કરાયું છે જેનું મુલ્ય ૧૮૭૫ ફ્રેન્કથી ઓછું નથી." આવું ગંદુ સાહિત્ય વાંચનારને તેથી પણ વધારે ભડકાવનાર પ્રકાશનો, બિભત્સ ચિત્રો છે. આ વિષય એવો છે, કે જેનું વર્ણન અમે કરી શકતા નથી, કારણ તેમાં અત્યંત ગંદકીનો સમાવેશ છે.

"આ વેપાર એક શક્તિમાન અંતરજાતીય સંસ્થાના અધિકારથી ચાલી રહ્યો છે, તેમજ તેવાં બિભત્સ ચિત્રો તથા સાહિત્ય વેચવામાં તેને ઘણીજ સફળતા મળી છે. કારણ બીજી ચિત્રકળાઓ પ્રમાણે ફોટોગ્રાફીને પણ ભાષાની વિભિન્નતા સમજી રોકી શકાતી નથી. પોર્ટુગાલ, સ્પેન, ઇટલિ, હોલાંડ, હંગરી, જર્મની, બેલ્જીઅમ, સ્વીટઝર્લેંડ, ઇત્યાદિએ પોતાની બિભત્સતાથી ફ્રાન્સને ઘેરી લીધું છે. સાધારણ રીતે આપણો (અંગ્રેજોનો) દેશ બીજાને માટે ભયોત્પાદક કરતાં સ્વયં ભયભીત છે. પેરીસની આવાં પુસ્તકોની દુકાનો ઘણું ખરું ફ્રેન્ચ લોકોથી અગર તો વિદેશીઓથી ચલાવાય છે. એમસ્ટર્ડામમાં ફક્ત એકજ દુકાન ૬૦૦૦ જુદી જુદી જાતનાં પુસ્તકો વેચે છે. દરેકમાં ૨૫ ફોટોગ્રાફો હોય છે. ટ્યુરીનમાં કેટલીક દુકાનોમાં આવી જાતનાં પુસ્તકો ૫૦૦, ૨૦૦૦, ૩૦૦૦ અને ૭૦૦૦ ફ્રેન્ક સુધીની દરેકની કિંમતનાં હોય છે. ઘણાં પણ જલદીથી તે વેચાઇ જાય છે.'......મ. ફોર્સ્ત લખે છે કેઃ—'સાચું કહીએ તો દરેક અઠવાડિએ પેરીસનાં સચિત્ર સમાચાર–પત્રો ૩૦૦૦૦૦ થી વધારે પ્રતોમાં, આવાં સુચીપત્રો છાપી સહાય આપે છે, કે જેમાં અત્યંત બિભત્સ પુસ્તક–માળાઓની જાહેર ખબર

હોય છે. પોલિસ પણ આવા ગંદા સાહિત્યની સામે આંખ-મીંચામણાં કરે છે. તેનાથી એવી સ્થિતિ ઉપસ્થિત થાય છે, કે જેની ભયંકરતાનું અનુમાન પણ જનતાને નથી થતું. મ. હમાઇલ પોસ્તનું કહેવું છે, કે આવાં બિભત્સ ચિત્રોના પ્રભાવથી હૃદયમાં ઘણી અશાંતિ ઉત્પન્ન થાય છે, તેમજ જે અભાગીઆઓ તેને ખરીદ કરે છે, તે અત્યંત ભયંકર પાપાચારો કરવાને ઉત્તેજીત થાય છે. આવાં ચિત્રોની બાળક અને બાલિકાઓ પર એથી પણ ભયંકર છાપ પડે છે. આ કારણથી અનેક કોલેજના છાત્રો, શિષ્યાઓના શરીર તથા મનને બરબાદ થતાં અમે જોયાં છે. બાલિકાઓના સર્વનાશ કરવાનો આના કરતાં એક પણ બીજો ઉપાય નથી. વ્યભિચારમાં પોતેજ લિપ્ત થએલાં એવાં જુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષ પર આનો શો પ્રભાવ પડે છે? તે બાબતમાં કંઇપણ કહેવું અમે ઉચિત ધારતા નથી. તેઓને તો તે નિશાદ અને વનચર જેવા અનાચારના ખાડામાં ધકેલી દે છે."

આવા બિભત્સ પ્રકાશનોથી ફકત સદાચારને ધક્કો પહોંચે છે, એટલુંજ નહિ પણ તેનાથી મનુષ્યને દરેક પ્રકારના અનાચારની શિક્ષા મળે છે. મીસ મેયોએ કોઇ શિવમંદિરની નગ્ન મુર્તિઓ જોઇ ઘણો ઉહાપોહ કરી મુકયો છે, પણ યુરોપની ચિત્રકળા તેમજ મુર્તિ-નિર્માણ કળાનાં નગ્ન પ્રદર્શનો કંઇ જુદાં નથી. લીઓનાર્ડો દા ડોવીન્સી જેવો મહાન ચિત્રકાર અને, જાગ્રતિકાળનો સર્વોત્તમ ચિત્ર-કાર--ના સંબંધમાં કહેવાય છે, કે તેણે ચીતરેલાં ચિત્રોમાંથી એક ચિત્રમાં વિષય-ભોગનાં ગાઢ આલિંગનનું એક ચિત્ર ચીતર્યું હતું. પણ આ જમાનામાં વ્યાપારની દૃષ્ટિએ જે અશ્લીલતાનું પ્રદર્શન થઇ રહ્યું છે, તેનું કળાની દૃષ્ટિથી પણ તે વખતમા થઇ શકતું ન હતું. લેખકે આવાં બિભત્સ પ્રકાશનોનું વર્ણન આપતાં આવા વ્યવસાયના કેન્દ્રોનું પણ વર્ણન કર્યું છે.

"આવા મોટા મોટા બિભત્સ ગ્રંથોની સાથે સાથે નીચકોટિનાં પ્રકાશનો પણ થઇ રહ્યાં છે. તે ચિત્રો તેમજ લેખો ગંદકી અને

બિભત્સતામાં સીમા કુદાવી ગયાં છે, તેમજ અત્યંત નીચ કોટિનાં અને અરૂચિપૂર્ણ હોય છે. પોસ્ટ કાર્ડો પર જે ચિત્રો હોય છે, અગર તો નાચના જે ફોટોગ્રાફો હોય છે, તેમાં સંભોગના સમસ્ત બિભત્સ દેખાવોનાં ચિત્રો તેમજ વર્ણનો હોય છે. બધીજ વાતોનો ઉલ્લેખ કરવાનો અમારો ઇરાદો નથી. (જેણે તે વાતો જાણવી હોય તેણે બ્લોચનું પુસ્તક જોવું.)......આવાં ચિત્રો અને ફોટોગ્રાફો ફ્રાન્સ, બેલ્જીઅમ, અને સ્પેઇનમાં તૈયાર થાય છે. (મોટે ભાગે બાર્સેલોનામાં થાય છે.)"

વ્યભિચાર કરવાને માટે રબરનાં પુતળા બનાવાય છે. તેમજ બીજી રબરની ચીજો બનાવવાનો વ્યવસાય એવાજ પ્રકારનો હોય છે.

આવા દરેક વ્યાપારની પુષ્કળ જાહેરાત થાય છે. મીસ મેયોએ હિંદમાં સમાચાર પત્રોમાં નપુંસકતા વગેરે દૂર કરવાની જે જાહેર ખબરો આવે છે, તે પરથી હિંદવાસીઓની દશા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ પાશ્ચાત્ય દેશોમાં જે જાહેર ખબરો પ્રકાશિત થાય છે, તે વધારે નિંદ્ય હોય છે. ડો. બ્લોચે પોતાના પુસ્તકમાં તેના નમુના આપ્યા છે તે નીચે પ્રમાણે છે:—

મોટે ભાગે વિવાહ સંબંધી વિજ્ઞાપનો, અર્થલાભ સ્વાર્થને ઉદ્દેશીને હોય છે. પણ ખરું જોતાં તે વિજ્ઞાપનો "વ્યભિચારનાં વિજ્ઞાપનો" સમજવાં જોઇએ, કારણ ભિન્ન ભિન્ન શિર્ષકોના અંદરના ભાગમાં જુદો હેતુ સમાયલો હોય છે.

"સત્તાવીસ વર્ષની એક યુવાન વિધવા, કોઇ એક સારા પદવીધર સાથે દોસ્તી બાંધવા ચાહે છે, કે જેણી પોતાનાં કર્મ તેમજ વચનથી તેને સંતુષ્ટ કરશે."

"એક વિદેશી યુવતી એવી વ્યક્તિ સાથે પરિચય કરવા ઇચ્છે છે, કે જે તેણીને તેણીના અલ્પ દુઃખના સમયમાંથી છુટકારો આપી શકે."

"એક આધેડ ઉંમરનો વ્યાપારી ફક્ત દોસ્તીના સંબંધ ખાતર એવી એક સ્ત્રીનો પરિચય કરવા ઇચ્છે છે, કે જે દેખાવમાં સુંદર હોય. (કામલાંગી હોય તો વધારે સારૂં)

"એક દુકાનદાર યુવતી કે જેની ઉંમર ૨૦ અને ૩૦ ની અંદરની છે, તેણી કોઇ એક સારા કુળવાન યુવાન સાથે મૈત્રી કરવા ઇચ્છે છે."

"એક પ્રશંસા-પત્ર પ્રાપ્ત, ૨૪ વર્ષનો વિર્યવાન સ્વીટઝર્લાંડનો યુવક કોઇ એવી સુંદરીને ત્યાં નોકરી કરવા ચાહે છે, કે જે એકલી રહેતી હોય."

"એક બુદ્ધિમાન, ધનાઢ્ય, તેમજ સુંદર યુવક એક કુલીન, ધનવાન, તેમજ સુંદર સ્ત્રીના રક્ષણ હેઠળ રહેવા ચાહે છે."

આવી અનેક જાહેર ખબરો જેમાં જુવાન કુમારિકાઓ, સ્ત્રીઓ, વિધવાઓ, 'એકલા રહેનાર ધનવાન' વ્યક્તિઓનાં ઘર સંભાળનારી તરીકે અથવા તો તેની સાથે રહેવાની ઇચ્છા પ્રકટ કરે છે. **ઘણું ખરૂં વ્યભિચારના ઉદ્દેશથીજ આવી જાહેરાત કરાય છે.** ભાષા શીખવવાની જાહેર ખબરો પણ ઘણું ખરૂં એવાજ ઉદ્દેશને અવલંબીને હોય છે.

"જાહેર ખબરનાં સ્થાનો જેવાં કે "સગવડ ભરેલી જગા" અથવા "જુદે રસ્તેથી દાખલ થવાની જગા" 'વિદ્યાર્થી' માટે એકાન્ત સ્થાન' વગેરે જાહેર ખબરો આપણા જોવામાં આવે છે. ઘણું ખરૂં આવી જાહેર ખબરો પુરૂષોને સંબોધીને કરવામાં આવે છે. સ્ત્રીઓએ જાતે તેની તપાસ કરી લેવી જોઇએ. નીચે લખેલી જાહેર ખબર પરથી તે વાત સ્પષ્ટ થાય છે.

"ફક્ત દિવસને માટે: ભાડે આપવાનાં સ્થાનોની જાહેર ખબર 'મુખ્યત્વે બધી જાતનાં સાધનો—સ્ત્રી-સુખ-ભોગ વગેરેને માટે અપાય છે."

"ખાનગી પુછપરછનાં સ્થાનો" આવા મથાળા હેઠળ વર્તમાન પત્રોમાં, પુરસ્કાર સ્વરૂપ, કાંઇક બદલો જો કે–તે ઘણો મોટો હોય છે, તે લઇ એવી જાહેર ખબરો અપાય છે. "કે ગુપ્ત રીતથી કોઇપણ વ્યક્તિ પર દ્રષ્ટિ રાખવાનું કામ હાથ લેવાશે, તેમજ ખાસ કરીને તેનું લક્ષ્યબિંદુ તેવી વ્યક્તિઓનાં વિષયભોગ સંબંધી જીવન તેમજ ઉદ્યોગોની શોધ કરવામાં આવશે." આવી જાહેર ખબરને અનુસરી નિયોજીત કરેલી વ્યક્તિ, નીચ જાસુસના બધા ઢોંગોનું અવલંબન કરે છે...... એવી જાતની જાસુસી જાહેર ખબરનો નમુનો નીચે પ્રમાણે છે: —

## ખાનગી પુછપરછ.

અપ્રકાશ્ય ! જ્ઞાતવ્ય ! સદા સફળ ! સત્ય ! વ્યાપક ! અસાધારણ રીતે સંતોષપ્રદ તપાસ; જીવનચર્યા, પરિવાર સંબંધ, સંભોગ, ચારિત્ર્યનું વિશેષપણું, વ્યવસાય, આધુનિક દશા, ભુતકાળનો દુરાચાર, ભાવિલક્ષણ, આર્થિક સ્થિતિ, ગુપ્તસંભોગ વગેરે વગેરે" ઉપરના પરેગ્રાફમાં ડૉ. બ્લોચે જે "ઉચ્ચકોટિ"ની બિભત્સતાનું વર્ણન કર્યું છે, તે સાહિત્ય તેમજ નાટકોમાં સમાએલી બિભત્સતાનોજ ભાગ છે. ફ્રાન્સમાં નાટકો વગેરેના સંબંધમાં મ. બ્યુરો લખે છે:

"ફ્રાન્સ તેમજ ફ્રાન્સની બહાર કોણ નથી જાણતું, કે આપણા નાટયકારો છેલ્લાં વીસ વર્ષથી વ્યભિચાર, સ્વતંત્ર પ્રેમ, બિભત્સકલ્પના તેમજ વિવાહ–વિચ્છેદનાં અત્યંત દુષિત દ્રશ્યોનો ખરો રંગ લાવવાને માટે ખુબ મહેનત કરી રહ્યા છે ? વર્તમાન સમયના રિવાજોને અંકિત કરવાને બહાને કોઇ એમ કહી શકે છે, કે ફ્રાન્સમાં વિશ્વાસઘાતી પત્નિઓ સિવાય પત્નિઓ નથી; જંગલી તેમજ મુર્ખ પતિઓ સિવાય કોઇ પતિ નથી, તેમજ કોમળ તથા સન્માનને પાત્ર ભાવોની અધિકારીણી માત્ર અર્ધવેશ્યાઓજ છે ? નાટકની રંગભુમિ પર ફક્ત પતિતોના હાવભાવ તેમજ ઘોર કામોત્તેતાનેજ આદર અપાય છે.

"કેટલેક ઠેકાણે ઉપાખ્યાનો તેમજ ગાનો અત્યંત બિભત્સ હોય છે. નાટકમાં બતાવવામાં આવતા ઐતિહાસિક પુરૂષ તેમજ બીજા દશ્યો પણ વિષયભોગની વ તોમે ચાતરે છે. પ્રેક્ષક વર્ગ—કે જેમાં હજાર કરતાં વધારે પ્રસિદ્ધ પરૂષો હોય છે. (પ્રસિદ્ધ પુરૂષો જેવા તેઓ દેખાવમાં તો હોય છેજ) તેઓ અત્યંત પ્રસન્નતા પ્રકટ કરે છે. કેટલેક ઠેકાણે નાનાં ગીતો તેમજ ઉપાખ્યાનો ઘણાજ ગંદા હોય છે. તેમજ હાવભાવ એવા કરવામાં આવે છે, કે સાર્વજનિક સદાચારનો સંહારજ થાય છે. એવા દેખાવો જોઇને નાનાં બચ્ચાંઓ પણ ખુબ પ્રસન્ન થાય છે, અને માતાપિતાની નજર આગળ તાળીઓ ઠોકી પોતાની પ્રસન્નતા જાહેર કરે છે. કેટલેક ઠેકાણે પ્રેક્ષક વર્ગની એક મોટી ઠઠ અત્યંત બિભત્સ ગીત અને તેનો પાઠ ભજવાઇ રહ્યા પછી પાંચ પાંચ વખત ગાનારને પાછો બોલાવી ફરી ફરી તે ગીત સાંભળવામાં મોજ માણે છે. જે નાટકોમાં ગુપ્ત અને અનુચિત પ્રેમ હોય છે, તેની ઘણીજ પ્રશંસા થાય છે. કારણકે તે પ્રત્યેક પદમાં વધારેને વધારે ગંદકીનો સ્વાદ કરાવવામાં આવે છે.

યુદ્ધ પછીના સમયમાં આ વાતનો પ્રચાર અધિક અને અધિક વધતો ગયો છે. જે નાટકનો મુખ્ય વિષય "મા અથવા બેન સાથે વ્યભિચાર"નો હોય છે, તેની ઘણીજ પ્રશંસા થાય છે. નોયેલ કાવર્ડના એ નાટકમાં, માતા અને પુત્ર પરસ્પર સંભોગ કરતા હોવાનું બતાવવામાં આવ્યું છે. ઘણા લોકો એવા છે કે જેનામાં મી. કાવર્ડની જેમ, કલાત્મક ગુણ નથી, પણ કુરૂચીના પ્રચારમાં ખુબ સફળ થતા રહ્યા છે. આંગ્રેજી નાટક સાહિત્યના ટીકાકાર શ્રીયુત જેમ્સ એગેઇટ પોતે ગયા વર્ષમાં પ્રકાશિત કરેલા એક પુસ્તકમાં લખે છે. કે મી. સોમરસેટ મોઘામ, જેને "નટખટ નાટ્ય" કહે છે તેવા નાટ્યકારોને લખવાની બુદ્ધિ નથી હોતી, પણ તેવાઓથી લખાએલું "અવર બેટર્સ" યાને આપણાથી સારાઓ" નામના પુસ્તકે લોકોને માટે ફક્ત એક જાતની

ફેશન પેદા કરી છે. આજકાલ લંડનની રંગભુમિ પર "આવા નટખટ નાટયો"નું સામ્રાજ્ય છે. પણ મી. એગેથ્ટને વિશ્વાસ છે, કે એ ફક્ત આ જમાનાની ફેશનરૂપે છે. અને લાંબો વખત નહિજ ટકે. પરમાત્મા કરેને એ લાંબો વખત ન ટકે. હિંદી સરકારે સીનેમા સંબંધી તપાસ કરવાને માટે એક કમિટિ નીમી છે. કારણકે તે સરકાર અમેરિકાની ફીલમો વિરૂદ્ધ બ્રિટીશ ફીલમોને પ્રોત્સાહન આપવા માગે છે. અમેરિકાની ફીલમો વિરૂદ્ધ જે વાતો કહેવાય છે, તે એ છે કે, તે અત્યંત કામોત્તેજક હોય છે. તેથી સરકાર હિંદના નવજુવાનોને તેનાથી બચાવવા તત્પર છે. અમેરિકાની વિરૂદ્ધની આ ભેદનીતિમા હિંદુ એકમત નથી. કારણ હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમાં બ્રિટન તરફથી તેમજ સામ્રાજ્ય તરફથી કૃતજ્ઞ રહેવાનું કંઇપણ કારણ નથી. "જુવાનોના સદાચારની રક્ષા કરવાની વાત" ફક્ત એક વાકછલનજ છે. નીતિ-શાસ્ત્રની દ્રષ્ટિએ પણ ઢોંગ છે. બર્નાર્ડ શોએ પોતાના પુસ્તકની એક ભૂમિકામાં ઉપર જણાવેલ બહાનાંને તોડી નાખ્યું છે, તે વાત કોઇ ભુલી શકે એમ નથી.

ફીલમ ઉપર ટીકા કરતી કમિટિએ, જે લેખકોએ સારી રચના તથા સદાચારના ઉદ્દેશથી ફીલ્મો રચી હતી, તે સઘળી જપ્ત કરવાનું સુચવ્યું છે એમ માલમ પડયું છે. દાખલા તરીકે શો, ટોલસ્ટોય અને ઇબ્સનની રચેલી ફીલમોને, હિંદમાં આવતી તેમજ રંગભુમિ પર આવતી અટકાવવામાં આવી છે. શો'ની લખેલી તેમજ રચેલી. "મીસીસ વોરન્સ પ્રોફેશનની" ફીલમની પણ એજ દશા થઇ છે. અને રંગભુમિ પર વર્ષો સુધી આવી શકી નથી. નાટકની પ્રસ્તાવનામાં મી. શોએ ઘણીજ દ્રઢતાથી કહ્યું, તેમજ બતાવ્યું છે, કે મારા નાટકના પ્રદર્શનની અટકાયત પુરતું તેમા બિભત્સપણું હતું નહિ.

* * * *

ઉદાર તેમજ સ્વતંત્ર વિચાર આ સમસ્યાનો ઉકેલ કરશે, કે દ્રઢ નિયમબ્ધુકુલ વિચાર ? જેઓ નિયમ પાળવાનો ડોળ કરે છે,

તેઓજ નિયમભંગ કરવામાં પ્રખ્યાત છે:—આજકાલ એ સવાલ એક મહાન સમસ્યારૂપ બની રહ્યો છે.

દક્ષતાવાળા નિરીક્ષકોએ, આટલી વાત તો ચોકસ રીતે બતાવી છે, કે આ જમાનામાં પાશ્ચાત્ય જીવનમાં કામોત્તેજના સ્વાસ્થ્યની સેવાનું ઉલ્લંઘન કરી ગયાં છે. બ્લોચ કહે છે, કે "એક મહાન વૈદે કહ્યું છે કે 'આપણે ત્રણુવાર—બહુ ભોજન કરીએ છીએ.' આ કથનને વધારે સ્પષ્ટ કરવાને માટે એમ કહીએ છીએ, એમજ નહિ, પણ બાજી બધી ઇંદ્રિયોનાં સુખો અધિકાધિક ત્રણ ગણાં વધારે ભોગવીએ છીએ. તેનો સ્વાદ અધિક રાખીએ છીએ—ટુંકાણમાં સંભોગ કરવામાંજ લાગ્યા રહીએ છીએ."

આ 'જરૂર કરતાં વધારે' કામી જીવન ગુજારવાથી આપણા મનોભાવ પર ઘણો બુરો પ્રભાવ પડે છે. "આપણા એક અત્યંત બુદ્ધિમાન મનો-વિજ્ઞાનવેત્તા" વિલિ હેલપાથ, નીચે લખેલા લેખમાં બ્લોચ સાથે સંમત થાય છે, અને જેનું ટાંચણ નીચે પ્રમાણે છે:—

"આપણા નવજુવાનોની એક મોટી સંખ્યાને લીધે સ્ત્રી-સંભોગ એક સાધારણ વાત, જેવી કે પાનાં રમવાં, સાંજના કલબમાં જવું, શરાબ પીવો, વગેરે જેવી થઇ ગઇ છે. તેમાંની અલ્પ સંખ્યાના માણસો કે જેઓ જુદા પ્રકારથી રહે છે, તેમાં મોટે ભાગે એવા હોય છે, કે જેઓ ભયને વશ થાય છે, તેમજ તેઓમાં મોજ ઉડાવવાની શકિત ઓછી હોય છે.

એક લોકપ્રિય અંગ્રેજ લેખક "એક ગંદકી સાફ કરનાર સજ્જને" "ધી મેસ ઓફ-ફેશન" નામના પોતાના એક લોકપ્રિય પુસ્તકમાં પોતાના વિચાર નીચે પ્રમાણે દાખવ્યા છે:

"જન સમાજમાં જે વાતાવરણુ આજકાલ વિશ્વવ્યાપક બની રહ્યું છે, તેને માનવજાતિના ઉચ્ચ જીવનને માટે હું ઘાતક સમજુ છું. તે સમાજે, પ્રેમને જીવનની એક ગંદકી, હાસ્ય તેમજ ગુફતગોનો

વિષય, બિભત્સ દેખાવોનો વિષય, ગપ્પાબાજી, ચાર માણસની ટોળીમાં દુષિત ટોળનો વિષય બનાવી દીધો છે. આ વાતાવરણ સંહારક છે. ગર્ભપાત કરાવનારો વૈદ્ય જેટલી ત્વરાથી ભાવિ મનુષ્યનો નાશ કરે છે, તેટલી ત્વરાથી પ્રેમ નષ્ટ થઇ જાય છે." વિષયભોગને ફક્ત કાળ–નિર્ગમન કરવાના સાધનરૂપે ગણવામાં આવે છે. ડો. બ્લોચના શબ્દોમાં કહીએ તો 'કાળ નિર્ગમન' કરવો એ પણ એક મહાન આધુનિક રોગ છે. 'કાળ નિર્ગમન કરવો' અથવા તો 'સુખમાં સમય કાઢવો' એ આ જમાનામાં એક રોગ સમાન છે. 'ધી ગ્લાસ ઓફ ફેશન'ના રચનારે તદ્દન સત્ય રીતેજ લખ્યું છે, કે મોટે ભાગે આ જમાનાના પાપાચારમાં 'સુખમાં સમય કાઢવો' એ માન્યતા, એજ લાલસાનું કુપરિણામ છે."

"આપણા સાવર્જનિક રસ્તાઓ પર જે પાપાચારો થતા હતા, તેમાં ઘણું પરિવર્તન થઇ ગયું છે. અધમ સ્ત્રીઓની એક નવી જાતિ ઉત્પન્ન થઇ છે. તેવી સ્ત્રીઓ ઓફિસો તેમજ દુકાનોમાંથી શિક્ષણ મેળવી નીકળેલી હોય છે. એ યુવતીઓ શિખર પરના ચળકાટથી મુગ્ધ બની જાય છે. તેઓ ફેશન, સદાચારને ભાંયભેગા કરનારા પોષાકો, ઝળકતાં વિશ્રામગૃહો, તેમજ રાત્રીના વિનોદ ભવનોનું જીવન ચહાય છે."

"તેઓ દુષ્ટાઓ હોતી નથી. તેઓના સ્વભાવ વેશ્યાઓ જેવા પાપી હોતા નથી, તેમજ વેશ્યાઓ જેવી સ્પર્ધા તેમજ કુત્સિત ભાવો તેઓમાં હોતા નથી. આપણે જો તેઓને પૂછીએ, કે તમારે શું જોઇએ છે ? તો તેઓ તરત જવાબ આપે છે, કે 'દીલ–ચ મન ક તેવો સમય.' બસ એટલુંજ તેઓને જોઇએ છે. બીજું કાંઇ નહિ. તેઓ જીવનમાં રહેલો આનંદ લેવા ચાહે છે. આપણા સમાજની શ્રેષ્ઠ સ્ત્રીઓના જીવનને તેઓ આદર્શરૂપે માને છે. અને પોતાનાં અલ્પ સાધનોમાંથી પણ તેનુંજ અનુકરણ કરે છે. આ કારણથી પ્રથમ તેઓ

પોતાની શરમ છોડે છે, અને ... છળથી સદાચારને પણ વેચી નાખે છે. પોતાનો સદાચાર વેચીને ...ી 'દીલચમનનો સમય' ખરીદ કરે છે."

* * * *

આ વાતનો એટલે ... છેડો આવતો નથી. એવી જાતની કુવ્યવસ્થાથી, મહાન ભયંકર ...પાપાચારો કરાય છે. તેમજ ભયંકર ...ંદ્રિય રોગોનો સરા... પ્રમા...માં પ્રચાર થાય છે. મીસ મેયોએ 'હિંદુઓમાં ...ંદ્રિય રોગો ઘણા પ્રમાણમાં છે એમ કહ્યું છે.' આવી સામાન્યોક્તિનું સમર્થન કરવાને તેણી પાસે આંકડાઓ નથી, વૈદ્યોનાં પ્રમાણો નથી. તેણી કેટલીક ...હોસ્પિટાલોની ઘટનાઓ પરથી વર્ણન કરે છે. વાંચકને તેણી એટલું પણ નથી કહી શકતી, કે એ બધી ઘટનાઓનું પ્રમાણ અને જ્ઞા... તેણીને ક્યાંથી પ્રાપ્ત થયું? કેવી રીતે થયું? તે છતાં તેણી સામાન્યોક્તિ કરે છે. એટલું તો ચોકકસ છે, કે ...ંદ્રિય રોગોનો ... વિસ્તાર પાશ્ચાત્ય દેશોમાં છે તેટલો હિંદમાં નથી. ઇતિહાસ ... વાતનું પ્રમાણ આપી શકે છે. **અને યુરોપ, દુનિયાને દુઃ...પ છે તે વાત સિદ્ધ થઇ શકે છે.** એશિયાના બીજા દેશોની સાથે ...થે હિંદને પણ "ચાંદીના" રોગો, ચાર પાંચ સૈકાઓ પુર્વે 'પો...ગીઝ' લોકો તેમજ યુરોપની બીજી જાતિઓ તરફથી મળ્યા હતા. ...જ પ્રમાણે આ જમાનામાં યુરોપવાસી સભ્યતાના પ્રચારના આદેશવા... પ્રજાઓ, તરફથી, આફ્રીકાવાસીઓને પણ તે રોગોનીજ, લહાણી થઇ રહી છે. હિંદમાં 'ચાંદી' તથા 'ગરમી'ના રોગને 'ફીરંગીનો રોગ' કહે છે ...રણ એ રોગ 'ફીરંગી' યુરોપવાસીઓ તરફથી વારસામાં મળ્યો છે. ... વિદ્વાન બ્લોચે 'ગરમીના રોગનો ઇતિહાસ' એ નામના પુસ્તકમાં તે વિષયનું સંપુર્ણ વર્ણન કર્યું છે. અને નિશ્ચયસહીત લખ્યું છે, કે ૧૫ મા સૈકા સુધી દુનિયાના સભ્યતાવાળા સંસારમાં આ દુષ્ટ રોગનું અસ્તિત્વ હતુંજ નહિ. એ પ્રસિદ્ધ

અને પ્રમાણિક લેખકે નીચે લખેલા લેખમાં સંક્ષેપમાં, તેનો ઇતિહાસ આપ્યો છે.

"શરૂઆતમાં 'ગરમી' તથા 'ચાંદીનો' રોગ સને ૧૪૯૩-૯૪માં કોલંબસના વહાણવટીઓ સાથે સ્પેઇનમાં આવ્યો હતો. તે લોકો. એ રોગ મધ્ય અમેરિકામાંથી તેમજ ખાસ કરીને 'હેતી' નામના ટાપુમાંથી લાવ્યા હતા. ચાર્લ્સ આઠમાના સૈન્ય દ્વારા, એ રોગ ઇટલિમા પ્રવર્ત્યો: તેમજ ત્યાં તે ખુબ પ્રમાણમાં ફેલાયો. તે સૈન્ય વિખેરી નાખવા પછી, તે માણસોદ્વારા, આખા યુરોપના દેશોમાં તેનો પ્રચાર થયો. પોર્ટુગીઝ લોકો તે રોગને, પુર્વ તરફના દેશો, જેવા કે હિંદ. ચીન તેમજ જાપાનમાં લઇ ગયા. ઇતિહાસકાર આપણને બતાવે છે. કે ૧૬ મા સૈકામાં આ રોગ આખા યુરોપમાં ફેલાએલો હતો. અને ખાસ કરીને સુખ-સંપન્ન લોકોમાં તે ઘણા પ્રમાણમાં પ્રવર્ત્યો હતો.

ડો. બ્લોચ કહે છે. કે હમણાં યુરોપમાં 'ગરમી'ના રોગનો પ્રકોપ, પ્રમાણમાં પહેલાં કરતાં કંઇક ઓછો છે. કારણકે યુરોપવાસીઓના પુર્વજોમાં એ રોગ એટલો ફેલાએલો હતો, કે વર્તમાન સંતતિના લોહીમાં તેનો પ્રભાવ ઓછો કરવાની શક્તિ પેદા થઇ ગઇ છે. બ્લોચ કહે છે કે:-"અમારા પુર્વજોએ ગરમીના રોગ સામે ઘણી ટક્કર લીધી હતી. પોતેજ તે રોગથી પીડિત થઇને, તે રોગના જોરને બચાવી લીધું. ડો. બ્લોચ આલ્બર્ટ-રીબ્બેરનું ટાંચણ આપતા નીચે પ્રમાણે કહે છે:—

"આ સમયમાં જે લોકો યુરોપમાં વસે છે, તેમાંના દરેકના ગયા ૪૦૦ વર્ષમાં ૪૦૦૦ પુર્વજો થઇ ગયા હશે. તેમાંની એક મોટી સંખ્યાને 'ગરમી'ના રોગ સામે ટક્કર લેવી પડી હશે. આ વાત ગમે તેટલી અરૂચિકર હોય, તો પણ તે વાત સત્યજ છે."

જુદા જુદા પાશ્ચાત્ય દેશો અને નગરોમાં ઇંદ્રિય રોગના સંબંધમાં જે તપાસ થઇ છે, તે પરથી નિમ્નલ દૃશ્ય આપણી આગળ

બહું થઇ શકતું નથી. પાશ્ચાત્ય રાજ્યો આ રોગ સામેનાં આંદોલન તેમજ એ રોગમાંથી ઉગરવાના ઉપાયોનો પ્રચાર કરવામાં. પુષ્કળ પૈસા ખરચી રહ્યા છે. હિંદની સરકાર એ વાત માટે સાવકી મા જેવા પ્રયાસો કરી રહી છે. તો પણ આટલું તો દેખીતુંજ છે, કે હિંદ કરતાં પાશ્ચાત્ય દેશોની સ્થિતિ તે વાતમાં સારી તો નથીજ.

ઇ. સ. ૧૯૦૦માં પ્રશીયામાં જે સંશોધન થયું, તે વાતમાં ડૉ. બ્લોચ, લોર્ડ કિચનર સાથે સંમત થતાં કહે છે કે "પ્રશીયામાં ચેપી ઇંદ્રિય રોગથી દરરોજ પિડાતાં ૧૦૦૦૦૦ મનુષ્યો હોય છે. બ્લાસેકાની તપાસ વિષે કહેતાં બ્લોચ આપણને જણાવે છે, કે એવું માલમ પડે છે કે ૩૦ વર્ષની ઉંમર ઉપરનો કોઇપણ મનુષ્ય, પહેલીવાર લગ્નગ્રંથીથી બંધાય તે પહેલાં, બે વખત 'ગોનોરીઆ'ના વ્યાધિથી પિડાત થએલો હોય છે. અને દરેક ચાર કે પાંચમાંથી એકને 'ચાંદી'નો રોગ થઇ ગએલો હોય છે.

ડૉ. બ્લોચના પ્રમાણભુત ગ્રંથમાંથી કોપનહેગનના આંકડાઓ નીચે પ્રમાણે છેઃ—

"૨૦ વર્ષથી ૩૦ વર્ષની ઉંમરના દરેક યુવકો, પ્રતિવર્ષ ૧૦૦ માંથી ૧૬ અને ૨૦ સુધી, ઇંદ્રિયરોગથી જકડાએલા હોય છે. દરેક આઠમાંથી એકને 'ચેપી' રોગ હોય છે, અને ૫૫ માંથી એકને ચાંદીનો રોગ લાગુ પડેલો હોય છે. ગયા દસ વર્ષમાં સેંકડે ૧૧૬ માણસોને ઇંદ્રિયરોગો થઇ ગયા હતા. તેનો અર્થ એજ કે, દરેક મનુષ્યને એકથી વધારે વાર એ રોગથી પીડાવું પડયું હતું.

બીજા યુરોપીય દેશો કરતાં ડેન્માર્કની સ્થિતિ ઘણી સારી કહી શકાય. ડૉ. બ્લોચ કહે છે કેઃ—

"ડેન્માર્ક, જર્મનિ, જર્મન ઓસ્ટ્રિયા, અને સ્વીટઝરલેંડની સ્થિતિ અત્યંત સારી દેખાય છે. તેથી ઉતરતી બેલ્જીઅમ, ફ્રાન્સ, સ્પેઇન, પોર્ટુગાલ. ઉત્તર અને મધ્ય ઇટાલિની છે. દક્ષિણ ઇટાલિ.

ફ્રાંસ, ટર્કી, રૂશિઆ અને ઇંગ્લાંડની સ્થિતિ તે વાતમાં તદ્દન ખરાબ છે."

હૅવલોક એલીસના પુસ્તકમાં નીચે પ્રમાણે લખ્યું છે: —

"આ પ્રશ્નનો વિચાર કરવાને માટે, અમેરિકામાં ન્યુયૉર્કના વૈદ્યોની એક સંશોધક કમિટિ નીમવામાં આવી હતી. આ કમિટિએ પુષ્કળ સંશોધન કરીને એવું જણાવ્યું હતું, કે ન્યુયૉર્ક શહેરમાં દર વરસે ઓછામાં ઓછા ૨.૫૦.૦૦૦ માણસો ઇંદ્રિયરોગના શિકાર થાય છે. તેમજ ન્યુયૉર્કના એક મહાન ચામડીના રોગોના ચિકિત્સકે કહ્યું હતું, કે "ઉંચા કુટુંબના માણસોમાં ઓછામાં ઓછા ⅓ એવા છે, કે જેનાં છોકરાંઓને 'ગરમી'નો રોગ લાગુ પડી ગયો હોય છે. આ વાત હું મારા જાતિ અનુભવ પરથી જાણું છું. એક પ્રમાણિક લેખકના અનુમાન પ્રમાણે જર્મનીમાં દર વર્ષે ઓછામાં ઓછા ૮૦૦૦૦૦ માણસો ઇંદ્રિયરોગના ભોગ થઇ પડે છે. મોટા વિશ્વ વિદ્યાલયોમાં સેંકડે ૨૫ ટકા વિદ્યાર્થીઓ આ રોગથી પિડાતા હોય છે. આ લખવાનું કારણ એ નથી, કે વિદ્યાર્થીઓમાં ઇંદ્રિયરોગ વધારે પ્રમાણમાં જણાય છે. ફ્રાન્સ અને પ્રશીઆના યુદ્ધમાં જેટલા માણસો ઘાયલ થયા હતા, તેના ⅓ ઇંદ્રિયરોગને લીધે દર વરસે, જર્મન સેનાને માટે અયોગ્ય ગણી, જુદા કાઢવામાં આવ્યા હતા. તો પણ જર્મન સેનાની સરખામણી આપણે ઇંગ્લાંડની સેના સાથે કરીએ, તો નિશ્ચ એમ માલમ પડે, કે જર્મન સેનામાં ઇંગ્લાંડની સેના કરતાં "ચાંદીના" રોગનું પ્રમાણ ઓછું હોય છે."

ઉપર લખેલા ફકરા સાથે ટિપ્પણ તરીકે ડો. બ્લોચ નીચેનો લેખ આપે છે:—

"હિંદમાં જ્યાં અંગ્રેજી લશ્કર છે (એચ. સી. ફ્રેન્ચ લિખીત સેનામાં ગરમીનો રોગ ૧૯૦૭) તેમાં ઇંદ્રિયરોગ વિષે અન્વેષણ કરતાં માલમ પડયું છે, કે દેશી સિપાઇઓ કરતાં ઇંદ્રિય વ્યાધિઓ અંગ્રેજ

સિપાઇઓમાં દસ ગણુા વધારે છે. રાષ્ટ્રીય લશ્કરોથી અતિરિકત, ઇસ્પિટાલોનાં જે રોગી સિપાઇઓની ભરતીની સંખ્યા તેમજ એ રોગથી નિપજતાં મૃત્યુની સંખ્યા, જોતાં માલમ પડે છે, કે ઇંદ્રિય રોગોમાં અમેરિકાના લોકોનો નંબર પહેલો છે. બીજો અંગ્રેજોનો છે, તે પછી ફ્રાન્સ, ઓસ્ટ્રિયા હંગરિ, રૂશિયા અને જર્મનિ વગેરે વગેરે દેશોનો છે.

ઇ. સ. ૧૯૧૪માં ઇંદ્રિયરોગોના સંબંધમાં શાહી કમિશન આગળ જુબાની લેતાં ડો. ડગલસ વ્હાઇટે કહ્યું હતું, કે મારા અનુમાન પ્રમાણે પ્રતિવર્ષ એકલા લંડનમાં ૧,૮૨,૫૦૦ નવા માણસોને ઇંદ્રિયરોગ થઇ જાય છે. તેમજ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં ૮૦૦૦૦૦ નવા માણસને તે રોગ થાય છે. તેમાંથી ૧૧૪૦૦૦ માણસોને તો ગરમીનોજ રોગ થાય છે. આ આંકડા ઉપરથી તેઓશ્રીએ એવું અનુમાન કર્યું છે, કે યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં ૩૦૦૦૦૦ માણસો ગરમીના રોગથી પિડાતા હોવાજ જોઇએ. જો આ આંકડાઓમાં તે લોકોની મોટી સંખ્યા જોડી દઇએ, કે જેઓને જીવન દરમિઆન કોઇ નહિ તો કોઇ સમય પણ "ગોનોરીઆ" નો રોગ થયો હશે, તો એમ જણાય, કે મીસ ક્રિસ્ટાબેલ પેન્કહર્સ્ટનું અનુમાન જેવું, કે સેંકડે ૭૫ ટકા સમાજની જન સંખ્યાને કોઇ નહિ તો કોઇ વખત પણ, ઇંદ્રિયરોગો થઇ ગયા હશેજ; તો તે અનુમાન અતિશયોક્તિ ભરેલું નહિજ લાગે. ગોનોરીઆ વિષે એલીસના એક બે ટાંચણો આપી ઇંદ્રિયરોગોના વિષયની આપણે સમાપ્તિ કરીશું:—

"અમેરિકાના સંબંધમાં બુડ રેગીન્સે લખ્યું છે, (જેવું નોગેરથે પહેલાં ન્યુયોર્કને માટે પણ લખ્યું હતું) કે જુવાન પુરૂષોમાંથી સેંકડે ૭૫ થી ૮૦ ટકાને "ગોનોરીઆનો વ્યાધિ થઇ ગએલો માલમ પડયો છે."

ઇંગ્લાંડના સંબંધમાં લખ્યું છે, કે "લેન્સેટ પત્રના એક ઇંગ્લાંડના લેખકે થોડાં વર્ષ પુર્વે પોતાના અનુભવ અને તપાસ પરથી

લખ્યું હતું, કે ઉંમરે પહોંચેલમાંના સેંકડે ૭૫ ટકા પુરૂષોને ગોનો-રીઆનો વ્યાધિ એક વખત થઇ ગએલો માલમ પડયો હતો. ૪૦ ટકા એવા હતા, કે જેને એ વ્યાધિ બે વખત થયો હતો, અને ૧૫ ટકા એવા હતા, કે જેને એ વ્યાધિ ત્રણ કરતાં પણ વધારે વખત થઇ ચુકયો હતો.

ચાહે હિંદુસ્તાન દુનિયાને દુઃખકર્તા હોય કે ન હોય, પણ યુરોપ તો દુનિયાના દુઃખ કરતા તરીકે આવા દુષ્ટ વ્યાધિઓ દ્વારા સાબીત થઇ ચુકયો છે. આજ પણ યુરોપ, મુળ જાતિઓ, કે જે જાતિઓને સભ્યતામાં લાવવા તે નીકળી પડયું છે, તેને માટે આવા દુષ્ટ વ્યાધિઓના ભંડાર. તેઓની વચ્ચે ઠાલવતુંજ રહે છે.*

---

*રૂશિયા દુનિયાને દુઃખરૂપ છે, એવી નિંદા જે કરવામાં આવી છે, તેવી કોઇપણ દેશની થઇ નથી. નિઃસંદેહ રૂશિયા તે લોકોને માટે ભય-પ્રદ છે, કે જે લોકો તેની નિંદા કરી રહ્યા છે. ગમે તેમ હોય પણ એક વાત તરફ ધ્યાન ખેંચવું આવશ્યક જણાય છે. "ગરમીના રોગે ભયંકર પ્લેગનું રૂપ ધારણ કર્યું છે. તેને લીધે શહેરોની દશા બુરી છે. કોઇપણ ગામ એવું નથી, કે જે તદ્દન બચ્યું હોય. આમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી. આ વાત મને ડો. સ્કીમરકોએ પોતે કહી છે. તેમજ મેં બોલ્શેવિક સમાચાર-પત્રોમાં પ્રકાશ થતી જાહેર ખબરો પરથી પણ જાણ્યું છે. ગરમીનો રોગ બહુ બુરી રીતે ફેલાએલો છે. સાધારણ માણસ ધારી શકે તેના કરતાં પણ તેનો ફેલાવો અધિક છે. આપણે જોઇએ છીએ, કે ૧૩ કરોડ મનુષ્યનું રાજ્ય રોગગ્રસ્ત છે. ભાવિ સંતતિ તેમજ તેની સાથે સંબંધ રાખતી બીજી જાતિઓ પર તેનો પ્રભાવ કેટલો પડશે, તેનો વિચાર કરતાં આત્મા કંપી ઉઠે છે." (જુઓ પાનું ૨૩૮ રૂશિયાની રાજક્રાંતિ ૧૯૧૭-૧૯૨૬ લેન્ડ સેલોટ લોટન લિખીત મેકમિલન) આ વર્ણન જો સાચું હોય તો રૂશિયા "સંસારને દુઃખકર્તા છે" એમ કહેવું ક્ષમ્ય છે.

યુરોપીઅન સમાજના સમસ્ત વર્ગોમાં ગર્ભનો અવરોધ કરવાના ઉપાયોનો ખુબ પ્રચાર છે, છતાં વર્તમાન સમયમાં ગર્ભપાતની સંખ્યા વધતીજ રહી છે. મ. પાલ બ્યુરો લખે છે. કે "સને ૧૯૦૫ માં ડો. ડોલેરીસે પ્રસવ કરાવનારી સંસ્થાની સન્મુખ કેટલાક આંકડા રજુ કર્યા હતા. ત્યાર પછી સાત વર્ષ પછીથી બોસીકટ હોસ્પિટાલમાં ગર્ભપાત તેમજ જીવતાં જન્મેલાં બચ્ચાંની સંખ્યાનું પ્રમાણ, ૧:૧ હતું. હમણાં તેની સંખ્યા ૧૭:૭ છે."

એક ટિપ્પણમાં તેઓ કહે છે, કે:—

"મ. લ્યુકાસ એમ્પોનિરી (સરજન) એ પડકાર (ચેલેંજ) આપી કહ્યું છે, કે આ આંકડાઓ સંપુર્ણ નથી."

વળી તેઓ કહે છે કે લીઓન્સ શહેરના રહેવાસી પ્રોફેસર લેકસેગને. પોતાના પુસ્તક "પ્રેસીસ ડે મેડીસીઅન લીગેલ"માં કહ્યું છે, કે લીઓન્સમાં દર વરસે ૧૦૦૦૦ ગર્ભપાત થાય છે. આ વાત તેઓશ્રીએ ઘણું વિવરણ કરી, તેના આધાર પર લખી છે. સ્થળ સંકોચને લીધે તેનું વિસ્તારથી વિવરણ કરવું અસંભવિત છે. તે શહેરની વસ્તી લગભગ ૫૫૦૦૦૦ ની છે. અને જન્મ પ્રમાણ ૮૦૦૦ થી ૯૦૦૦ છોકરાઓનું છે. તે ડાકટરના મત પ્રમાણે દર વરસે ગર્ભપાતની સંખ્યા ૫૦૦૦ છે, એટલે જન્મ પ્રમાણનો ⅔ ભાગ છે. પેરિસને માટે લખતાં ડો. મેનીન કહે છે કે:—

"દર વર્ષે ગર્ભપાતની સંખ્યાનું ૧૦૦૦૦૦ નું અનેમાન થઇ થઇ શકે છે. છતાં એટલી વાત તો નક્કી છે, કે આ સંખ્યા વાસ્તવિક રીતે ઘણી થોડી છે. પ્રોફેસર બોર્ડાનનું અનુમાન એવું છે, કે આખા દેશમાં દરરોજ ૫૦૦ ગર્ભપાત થાય છે. તેનો અર્થ એજ કે, એક વર્ષમાં ૧૮૨૦૦૦ ગર્ભપાત થાય છે. વૈદ્યસંઘના પહેલાંના અધિપતિ ડો. પોલ લેન્ડ ડ્રોય દ્રઢતાથી કહે છે, કે આજકાલ જન્મ પ્રમાણ કરતાં ગર્ભપાતનું પ્રમાણ મોટું છે. આ બધાં અનુમાનો એક

બીજા સાથે મળતાં નથી. જો મારો પોતાનો અભિપ્રાય આપું, તો હું કહી શકું, કે આ સંખ્યા લગભગ ૨,૭૫૦૦૦ અથવા તો ૩,૨૫૦૦૦ની વચમાંની છે. આ આંકડાઓ સને ૧૯૦૦ સુધીના ફ્રાન્સના પ્રસુતીગૃહોની સંસ્થાઓ સાથે મળતા છે. એ સંસ્થાનું અનુમાન એવું છે, કે ગર્ભપાતની પ્રથાને લીધે, ગર્ભાધાનનો ⅓ ભાગ નષ્ટ થાય છે.

"ડો. ઓસ્રયોર્ડના મત પ્રમાણે (જર્નલ ડ પ્રેક્ટીસીન ૧૯૦૮), લીઓન્સમાં ૧૫૦ દાયણો હતી. તેમાંની ઓછામાં ઓછી ૧૦૦ ગર્ભપાત કરવનારી શંકાશીલ વ્યક્તિઓ હતી. તેમાંની એકે કબુલ કર્યું છે, કે અઠવાડિયામાં ત્રણ અથવા તો એક વર્ષમાં ૧૫૦ ગર્ભપાત તે કરાવતી હતી. એવી શંકાશીલ દાયણોની સંખ્યા ૧૦૦ માનીએ તો ૫,૫૦૦૦૦ ની વસ્તિવાળા નગરમાં દર વર્ષે ૧૦,૦૦૦ ગર્ભપાતની સંખ્યાનો આંકડો આપણને મળે. આ વાતથી એટલું સિદ્ધ થાય છે, કે લીઓન્સ શહેરમાં જન્મ પ્રમાણ કરતાં ગર્ભપાતનું પ્રમાણ મોટું છે."

મ. બ્યુરો કહે છે, કે:—

"ફ્રાન્સમાં બાળહત્યાનો પ્રભાવ જનતા પર પડતો નથી, તેથી મેજીસ્ટ્રેટો તેમજ અદાલતો પર પણ તેનો કાંઇ પણ પ્રભાવ પડતો નથી." 'પાર્લામેન્ટ સિવાય પરિવર્તન થઇ ન શકે, પણ રિવાજના કાયદાએ એવું પરિવર્તન, રદ કરી દીધું છે.' આવી સ્થિતિમાં સોવિ-એટ રૂશિઆએ ગર્ભપાત કરાવવાને માટે બધાં સાધનોથી ભરપુર, ઔષધાલયોની સ્થાપના કરીને એક પ્રશંસાપાત્ર કામ કર્યું છે. તેથી સત્ય વાતનો સ્પષ્ટ રીતે સ્વીકાર કરી લીધો છે, અને નઠારી વસ્તુમાથી સાર ગ્રહણ કર્યો છે. બોલ્શેવિકોના વ્યભિચાર તરફ યુરોપની સુધરેલી પ્રજા એક મોટી ભયંકરતા બતાવે છે, તેમજ દર વરસે મોટી સંખ્યામાં

ગર્ભપાત થતા હિંદના સજ્જને આશ્ચર્ય દાખવે છે. પણ અમેરિકાના લોકોની જેમ, રશિયન લોકો પોતાના ગર્ભપાત છુપાવતા નથી.

ગર્ભપાત પછીનું પગલું બાળહત્યા છે. બાળહત્યાનું પ્રમાણ કેટલેક અંશે ઓછું નથી. જે સમયે હિંદમાંથી બાળહત્યા જતી રહી છે, તે સમયમાં પાશ્ચાત્ય દેશોમાં તેની વૃદ્ધિ થઈ રહી છે. તેમજ તે વૃદ્ધિનું કારણ પણ તદ્દન જુદું જ છે ફ્રાન્સને વિષે મ. બ્યુરો કહે છે કે:—

“ગર્ભપાતની સાથે સાથે બાળહત્યા, માતા તથા બેન સાથે વ્યભિચાર તેમજ એવા એવા પાપાચરણો થાય છે, કે તેથી કુદરત પણ ધ્રુજી જાય. બાળહત્યાના સંબંધમાં વધારે કહેવાનું નથી. અવિવાહિતા માતાઓ માટે બધી જાતની સગવડ છે. ગર્ભના અવરોધ તથા ગર્ભપાતના અંતરમાં પુષ્કળ સાધનો મળે છે. તો પણ બાળ-હત્યાનું પાપ વધતું જાય છે. ઉચ્ચકોટિના માણસોના હૃદયમાં પણ પહેલાંની જેમ દયાનો ભાવ પેદા થતો નથી, અને અદાલતોમાં પણ જ્યુરી (પંચ) તેવા મુકદ્દમાઓમાં, સાધારણ રીતે નિર્દોષ ઠરાવી છોડી મૂકે છે.”

બાળહત્યાના સંબંધમાં ફ્રાન્સની અદાલતોનું વર્ણન વિચિત્ર છે. તે બતાવવાને મ. બ્યુરોએ નીચે લખેલાં બે ઉદાહરણો આપ્યાં છે:—

“સન ૧૯૧૮ ના ફેબ્રુઆરિ મહિનામાં, લાયર જીલ્લાને માટે સ્થપાએલી એસાઈઝ (કોર્ટ)ની અદાલતે એફ. અને ડી. નામની બે કુમારિકાઓને બાળહત્યાના જુદા જુદા અપરાધમાં નિર્દોષ ઠરાવી છોડી મુકી હતી. પહેલી સ્ત્રીના કુટુંબીઓએ તેણીના, પહેલા છોકરાની જેમ બીજા છોકરાને પાળવાનું વચન આપ્યું હતું, છતાં તે વાત પર ધ્યાન નહિ આપતાં, તેણીએ બાળકને પાણીમાં ડુબાવી મારી નાંખ્યું હતું. ડી, નામની કુમારિકાએ પોતાના છોકરાને ગળામાં ફાંસી નાખી જમીન પર પછાડી મારી નાંખ્યું હતું.”

"સન ૧૯૧૮ ના માર્ચ મહીનામાં, સીન પ્રાન્તની પંચે, જે ન્યાય આપ્યો તે ઉપર જણાવેલા ન્યાયને કુદી જાય તેવો હતો. લા સ્કેલાની, મેરિઆ એમ. નામની, ૨૧ વર્ષની નાચનારીને છોડી મુકી હતી: એ નાચનારીએ પોતાના બાળકની જીભ બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો, તેની ખોપરી કોડી નાંખી હતી, તેમજ તે બાળકનું ડોકું કાપી નાંખ્યું હતું. ત્યારપછી તે બચ્ચાંના મૃત દેહને કબાટમાં સંતાડી દીધું હતું. આ ઘટના સન ૧૯૧૮ ના માર્ચ મહીનામાં ફ્રાન્સના પાટનગરમાં થઇ રહી હતી. કે જ્યારે ફ્રાન્સને જીવતું રાખવાને માટે હજારો નવજુવાનો પોતાનું લોહી રેડી રહ્યા હતા, અને મરવાને તૈયાર થઇ રહ્યા હતા.

એક જુના રિવાજને માન આપીને નહિ, પણ સચિંત્ય રીતે બાળહત્યા થાય છે. આ વાત પર વિચાર કરતાં બચ્ચાઓ તરફ કઠોર ભાવ અને પાપાચારો, તેમજ અત્યાચારોથી કોઇ આશ્ચર્યચકિત નહિ થાય. આ વાતનો વિચાર આગળના પ્રકરણમાં કરીશું:—

યુરોપ તેમજ અમેરિકામાં બીજાં આથી પણ ભયંકર પાપો, માતા તેમજ બેન સાથે વ્યભિચાર—પશુ પ્રસંગ સાથે વ્યભિચારનું—વર્ણન અત્યંત ધડકાવનારૂં તેમજ બિભત્સ લાગશે. તે બાબતમાં જેને વધારે જાણવાની જીજ્ઞાસા થાય, તેણે ડો. બ્લોચ ફ્રેટ્ર ક્રાફ્ટ એબનિંગ તેમજ થાસ. બીજા ડોકટરોના ગ્રંથો જોઇ લેવા.

* * * *

મીસ મેયોએ એંગ્લો ઇંડિઅનોની ગણના સંત પુરૂષોમાં કરીછે. તેણી કહે છે કે તેમાં ઘણા સાધુ પુરૂષો છે. એ 'સાધુ' લોકો પોતાના ઉંડા અંતઃકરણમાં, તેણીના ગંદકીના સંગ્રહ પર ઘણા પ્રસન્ન રહેતા હશે. કારણકે તેઓનાથી વિરૂદ્ધ, રાજનીતિજ્ઞ પુરૂષોને ગંદા તેમજ અતિશય કામી ચીતરે છે. તેણીના સમાજ પર આક્ષેપ કરવાની અમારી જીજ્ઞાસા નથી, પણ એટલું બતાવી દેવું

તો ઉચિતજ છે, કે જેમ એક અમેરિકાની યાત્રીએ, હિંદુના ધર્માચરણનું વર્ણન કરવાને માટે, કાળા ડામરમાં પીંછી બોળી કાળું ચિત્ર દોર્યું છે; તેજ પ્રમાણે બીજાએ પણ એંગ્લો ઇંડિયનોનાં ચરિત્રો ચીતરવામાં તેવીજ પીંછીનો ઉપયોગ કરી શકે; બલ્કે કર્યો પણ છે. મીસ મેયોના પુસ્તકના અંગ્રેજ પ્રકાશક, જોનાથાન કેપે, ફક્ત પાંચ વર્ષ પહેલાં, "બારબેરા વિંગરીલ સ્ટેફોર્ડ" નામની એક અંગ્રેજી મહીલાનું પુસ્તક પ્રકાશિત કર્યું હતું. તે પુસ્તકમાં એંગ્લો ઇંડિયન સમાજ વિષે નીચે પ્રમાણે લખ્યું છે: —

"આ પૃથ્વી પર એંગ્લોઇંડિયનો સિવાય કોઇપણ ખરાબ સમાજ નહિ હતો. કળા, સાહિત્ય તેમજ સંગીત તો તેઓને માટે છેજ નહિ. લડાઇ દરમિઆન તેઓના સુખ—ભોગની ઇચ્છા, તેમજ ગંભીર પરિસ્થિતિઓમાંથી નાસી છુટવાની પ્રવૃત્તિઓ, ખાસ કરીને સ્પષ્ટ જણાઇ આવતી હતી. યુદ્ધના આરંભના દિવસોમાં ઇંગ્લાંડના અંધકારમય અને દુ:ખી જીવનમાંથી નીકળી, સીધા હિંદુસ્તાનમાં, એવાં સુખોમાં મગ્ન તથા વિચાર રહીત સમાજમાં પ્રવેશ કરી દે, તો તેથી અચંબો ન થાય. દુનિયામાં કોઇપણ ઠેકાણે યુદ્ધ ચાલી રહ્યું છે, તેની કોઇને હિંદમાં સુજ નહતી. આટલી વાત નિ:સદેહ છે, કે સરકાર તરફથી થતા ઉત્સવો—જેવા કે નોકરશાહીના તેમજ રેજીમેન્ટના નૃત્યના ઉત્સવો, થોડા વખતને માટે બંધ કરવામાં આવ્યા હતા. (જો કે થોડા ઘણા પ્રમાણમાં તો "બોલપાર્ટી" ચાલુજ હતી) કલબોમાં દરેક અઠવાડિએ એકવાર અગર તો બે વાર, બોલપાર્ટિ થતી હતી. રમતના મેદાનોમાં તેમજ વ્યાયામશાળાઓમાં (જીમખાનાઓમાં) ઠીક ઠીક ભીડ થતી હતી. ગાર્ડન પાર્ટીઓ તેમજ સરતના મેદાનોમાં પણ, સારી ઠઠ રહેતી હતી. છુટીછવાયી મીજબાનીઓ પણ સારા પ્રમાણમાં ઉડતી હતી. લડાઇને મોખરે શું થઇ રહ્યું છે, તેની કોઇને પરવા પણ ન હતી. તેમજ લડાઇના શા સમાચાર આવે છે, વગેરે વગેરેની, ટુંકમાં લડાઇની ચર્ચા વિષે કોઇને કાંઇ પણ ચિંતા હતી નહિ.

એંગ્લો ઇંડિયન સમાજના સ્ત્રી–પુરૂષના સદાચારના સંબંધમાં તે અંગ્રેજ મહીલાએ નીચે પ્રમાણે લખ્યું છેઃ —

"એંગ્લો ઇંડિઅન સમાજ વિરૂદ્ધ ઘણું ખરૂં, એવો આક્ષેપ કરવામાં આવે છે, કે તેઓનાં ચારિત્રો ઇંગ્લાંડમાં વસનારાઓ કરતાં નીચી કોટિના છે. પણ તે સમાજના સમર્થ માણસોએ તે વાત સામે સખત વિરોધ દર્શાવ્યો છે. ત્યાંની પરિસ્થિતિ તદ્દન જુદીજ છે. તેમજ આ વાત ધ્યાનમાં રાખી, અસ્થાયી નોકરોનું જીવન, સુખનું જીવન મનાય છે, તે વાત સાથે અમે અનુમત થઇએ છીએ. ગમે તેમ હોય, પણ આટલી વાતમાં તો આશ્ચર્ય નથીજ, કે જો કોઇ મીસીસ સ્મીથ બ્રોમ્લે, પીનર અથવા તો પશ્ચિમ હેમ્પસ્ટેડમાં વિલાયતમાં રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરે, તો તેણી પોતાના નાના ઘરમાં નિષ્કલંક, યોગ્ય ગૃહીણી તેમજ માયાળુ માતા જેવી. પોતાનાં છોકરાંઓ પર હેત રાખનારી પોતાના ઘરમાં જોડાએલી, પોતાની સાહેલીઓની નાની સંખ્યામાં હળતી મળતી રહી આનંદ માનનારીજ રહે છે. પણ જો દુર્ભાગ્યે તેણી ભારતવર્ષમા આવી પડે તો સંસારની વાસનાઓમાજ ફસાઇ પડે–ફક્ત સુખભોગની વાતોમાંજ મસ્ત રહે. તેમજ દરેક મહીને નવો "યુવક" પોતાની પાસે રાખનારી થાય. હિંદમા ઘણું ખરૂં એવી પ્રત્યેક સ્ત્રી, કે જેની ઉંમર ૫૦ વર્ષની અંદરની હોય, તેણી ખાસ કરીને એક "બોય યાને યુવક" રાખે છે. તે બોયની સાથે ઘોડા પર બેસીને સહેલગાહે જાય છે, નાચ કરે છે, તેમજ પહાડી પ્રદેશમાં ફરવા નીકળી પડે છે. ક્લબમાં પણ તેજ બોય તેની સેવામાં હાજર રહે છે. ખરૂં કહીએ તો લોર્ડ બાયરનના પ્રખ્યાત "પ્રેમી નોકર" જેવુંજ કામ સાધારણ રીતે તે બોય કરે છે. નિઃસંદેહ આવી ચંચળ મિત્રતાનું પ્રમાણ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પ્રદર્શિત થાય છે. કેટલાંકમા ફક્ત સાધારણ મિત્રતાનું સ્વરૂપ અને કેટલાંકમાં ગંભીર પ્રેમનું સ્વરૂપ થઇ રહે છે. પણ તેમાંથી મોટે ભાગે તેઓમાં પ્રેમની

ચેષ્ટાઓ સમાયલી હોય છે. જુવાનીના મદનો ક્ષણિક સંતોષ તેમજ જે સ્ત્રીઓ પોતે, અનુરક્ત પત્નિઓ નથી, એટલીજ વાતથી ભયભીત થાય છે. તેજ સ્ત્રીઓ આવી સ્હેલ સપાટીમાં મોજ માણે છે.

તે પુસ્તકમાં આગળ એવી વાતો આવે છે કે જેનો ઉલ્લેખ અમે અહીં કરી શકતા નથી. હિંદમાં વસતી બ્રિટીશ સમાજને નિંદવાનો અમારો જરાએ ઇરાદો નથી. પરંતુ મીસ મેયોના સુરમાં જેઓ સુર મીલાવે છે, તેઓને આટલું સ્મરણ કરાવવાની જરૂર છે, કે હિંદવાસીઓ માટે મીસ મેયો જે કાંઇ જાણી શકે, તે કરતાં અંગ્રેજ વીંગ ફીલ્ડ સ્ટ્રેટફોર્ડ, મીસ મેયો હિંદુઓને ઓળખે છે તે કરતાં હિંદમાં વસતા, તેના પિતરાઇઓને વધારે સારી રીતે ઓળખે છે.

મીસ મેયોએ હિંદુઓના વિષયભોગ માટે જે ગંદા વર્ણનો કર્યાં છે, તેના આધારને માટે એબેડુબોઇઝના શંકાસ્પદ પ્રમાણો આપ-વાનું આવશ્યક લાગ્યું નથી. આપણે આગળ બતાવી ચુક્યા છીએ, કે હિંદુ સ્ત્રીઓ હિંદુ પુરૂષો પાસે જઇ શકતી નથી, એ મીસ મેયોનું મંતવ્ય એબેડુબોઇઝ જેવાને પણ મંજુર નથી. તેણીનો ફક્ત એકજ પુરાવો માર્શાલોના સમયનો એક સુચના-પત્રજ છે. કે જેની અતિશય નિંદા થઇ ચુકી છે. તે વાતનું અન્વેષણ કોંગ્રેસ તપાસ કમીટી, કે જેમાં સભ્ય તરીકે મ. ગાંધી તથા સ્વર્ગસ્થ મી. સી. આર. દાસ હતા. તેઓએ પોતાના રિપોર્ટમાં સંપુર્ણ વિવરણ કર્યું હતું. સત્ય માત્ર એટલુંજ છે. કે એ બાબતમાં હિંદુઓ ખાસ કરીને ઘણીજ ઉંચી કક્ષા પર છે.

એ વાતનો ઉલ્લેખ મીસ મેયો કોઇપણ ઠેકાણે કરતી નથી. ડો. કાર્ને લિઅસે, કરંટ હિસ્ટરી (ચાલુ ઇતિહાસ)ના લેખમાં-કે જે પરિશિષ્ટના પ્રકરણમાં છે તેમાં મીસ મેયોએ કરેલાં આક્ષેપ પર ટીકા કરતાં કહે છે, કે "જે કિલ્લાઓ અગર તો છાવણીઓમાં બ્રિટીશ સિપાઇઓ રહે છે. તેની પાસે જવું સ્ત્રીઓને માટે સુરક્ષિત નથી." મીસ વીંગ ફીલ્ડ

સ્ટ્રેડે, તેણીના "હિંદ અને અંગ્રેજ" નામના પુસ્તકમાં હિંદુ સદાચાર વિષે લખતાં, નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"આટલી વાત કોઇપણ સિદ્ધ કરી શક્યું નથી, કે બળવાના સમયમાં એક પણ અંગ્રેજ સ્ત્રીનું સતિત્વ નષ્ટ કરાયું હોય. કાનપુરમાં પણ લશ્કરી સિપાઇઓએ સ્ત્રીઓ તેમજ છોકરાંઓની હત્યા નહિ કરવાનું પણ લીધું હતું. તેથી કતલ કરવાને માટે બજારમાંથી મુસલમાન કસાઇઓને બોલાવવા પડયા હતા. ઇ. સ. ૧૮૨૪માં બરાકપુરમાં જે બળવો થયો, તેના નેતાઓએ પોતે, એવી પ્રતિજ્ઞા કરી હતી, અને જે વાત અંગ્રેજી લખાણો પરથી સિદ્ધ થાય છે, કે ગમે તે થાય તો પણ અંગ્રેજ સ્ત્રીઓ તથા છોકરાંઓને કોઇપણ જાતનું કષ્ટ આપવું નહિ, તેમજ સ્ત્રીઓની પવિત્રતા પર તરાપ નજ મારવી. બળવાના છેલ્લા દિવસો સુધી, એક અંગ્રેજ ઓફિસર પોતાનાં છોકરાંઓને સિપાઇઓના ઘરમાં જવા દેતો હતો, તેમજ તેની સાથે રમવા દેતો હતો. જ્યાં સુધી બંદુકોનો અવાજ કાન સુધી ન પહોંચ્યો ત્યાં સુધી સ્ત્રીઓએ પોતાનું ઘર છોડીને બીજે ઠેકાણે જવા જેટલું પણ દુઃખ ઉઠાવ્યું ન હતું. સર એન્ડ્ ફ્રેજર કહે છે, કે "સ્ત્રીઓ–ભલે પછી તેઓ અંગ્રેજ સ્ત્રીઓ હોય અગર તો હિંદુ સ્ત્રીઓ હોય, તો પણ તેના તરફ વીર–કાળના સમય જેટલું માન અને પ્રશંસા રાખવામાં આવે છે."

## પ્રકરણ ૯૯.

## મિ. વિન્ડસેન ચર્ચીલને માટે લહાણી.

"હિંદુ"ના નવા વાર્ષિક અંકમાં લખતાં કર્નલ જે. સી. વેજવુડ આપણને બતાવે છે, કે બ્રિટીશ કોશાધ્યક્ષે (ચેન્સેલર ઓફ એક્સચેકરે) પાર્લામેન્ટની એક ઓસરીમાંથી નીકળતાં, કેવા પ્રકારથી મધર ઇંડિઆની એક પ્રત તેને બક્ષીસ આપવાની ઇચ્છા પ્રકટ કરી હતી. પણ કર્નલ મહાશય વેજવુડને તો, તે પુસ્તક બક્ષીસ તરીકે

મગી ચુકયું હતું, તેમજ તે પુસ્તક તેઓ વાંચી ચુકયા હતા. મિ. ચર્ચીલે પુછયું અરે ! વાંચી કાઢયું ? આપ આપના મિત્રોને વિષે કેવો વિચાર ધરાવો છો ? એટલું કહ્યા પછી પોતાનો ક્રોધ અને ઘૃણા પ્રદર્શિત કરતાં કહ્યું કે:—

"બાળકો પર જે ઘોર અત્યાચારો થાય છે, તે સિવાયનું હું બધું સહન કરી શકું છું.'

મીસ મેયોના પુસ્તકમાં શીશુઓ પર અત્યાચારના જે દાખલાઓ આપ્યા છે, તે વાંચીને મી. ચર્ચીલ ઘણા ભયાકુલ થઇ ગયા છે. મી. વિન્ટસેન ચર્ચીલ એવા રાજનીતિજ્ઞ પૂરૂષ છે, કે જો તેની ઇચ્છાનુસાર રાજતંત્ર ચલાવાય, તો કોઇપણ જગાએ શાંતિ રહેજ નહિ. તે સામ્રાજ્યને દુર્ભાગી સમજવું કે જેની લગામ આવાના હાથમાં પડે !

સન ૧૮૯૧ માં હિંદુસ્તાનની સ્ત્રી-ડાકટરો તરફથી વડી ધારાસભા આગળ શીશુઓ પર થતા અત્યાચારને માટે એક પ્રાર્થના પત્ર લાવવામાં આવ્યો હતો. તેના પર આધાર રાખી મીસ મેયોએ આક્ષેપો કર્યા છે. તેમાં કુલ ૧૩ ઘટનાઓનો ઉલ્લેખ કર્યો હતો. તેમાંના નઠારામાં નઠારા ૭ ને વિષે મીસ મેયોએ ઉલ્લેખ કર્યો છે. હિંદુસ્તાન ૩૧,૫૦,૦૦૦૦૦ મનુષ્યનો દેશ છે. અને જેનો વિસ્તાર લગભગ ૨ મિલિઅન ચોરસ માઇલનો છે. આવા દેશમાં દસબાર દાખલાઓને આધારભુત ગણી લઇ, કોઇપણ સામાન્યોકિત કરી શકતું નથી. પણ આટલીજ વાતમાં મહત્વ સમાયલું છે, કે પોતાનો મત સિદ્ધ કરવાને મીસ મેયોને ત્રીસ વર્ષના જુના કાગળની શોધ કરવી પડી છે. મી. ચર્ચીલના પોતાનાંજ દેશના સંબંધમાં, તેજ દેશના એક લોકપ્રિય લેખકે—'એક ધુળ ઝાટકનારો સજ્જન' નામના પુસ્તકમાં નીચેની બીના લખી હતી:—

"આપણા મોટા શહેરોમાં આધુનિક બાળજીવનની શું અવસ્થા છે ! તે સમજવાને માટે ૧૬ વર્ષ તેમજ ૧૪ વર્ષથી ઓછી ઉમરનાં

બાળકો માટે કાયદા ઘડવાની આવશ્યકતાનો પહેલાં વિચાર કરવો જોઈએ. આ છોકરાંઓની માતાઓ ક્યાં છે? તેમના ગૃહજીવનની શી દશા છે? શું દેશના સ્ત્રીત્વના સંબંધમાં કંઇ પુછવું ઉચિત છે કે નહિ? આર્થિક પરિસ્થિતિથી ઉપજતાં ગૌણ પરિણામો તપાસવા જવામાં મુખ્યતા સમાએલી છે શું?"

કાલ્પનિક કથાઓની લેખિકા મીસ કલે જોન્સ ડેએ. શિશુઓ તરફ ચાલતી નિર્દયતાનો પ્રશ્ન ઉઠાવ્યો છે. "આવી ભયંકર તેમજ વર્ણનાતીત નિર્દયતા આપણાં બધાં મોટાં શહેરો અને કસ્બાઓમાં જોવામાં આવે છે. અને સમજી શકાતું નથી, કે શા કારણથી મેજીસ્ટ્રેટ વર્ગ, તેને માટે ઘણો હલકો દંડ આપે છે."

તેણીએ 'શિશુઓ' પર નીચમાં નીચ અને અતિશય ઘાતકી-પણાથી થતા પાપાચારોનું વર્ણન કર્યું છે' નીચેનું ટાંચણ હું તેણીના લેખના આધાર પરથી આપું છું.

"શિશુઓ પર વર્ણનાતીત અપરાધ કરનારાઓની સાથે ઘણું ખરું શું વ્યવહાર થાય છે, તે બીના કેટલાંક સમાચાર-પત્રોમાંથી ચુંટી કાઢેલા ઉદાહરણો આપવાથી પ્રકટ થશે. બહુ વિસ્તારથી વર્ણન કરવાનું હું છોડી દઉં છું, કારણકે તેવી ગંદી બીનાઓ આપી શકાતી નથી.

"ચાર વર્ષના એક બાળક પર, આપાત કરવાની ચેષ્ટાને માટે. તે પુરૂષની ચાલચલગત સારી હોવાને લીધે, છોડી દીધો."

"સાત વર્ષના બાળક પર અભિયોગ કરવાને માટે. છ માસની સજા કરી."

"તેજ મુકર્દમામાં ચામડું ચોરવા બદલ છ માસની સજા."

"ચાર વર્ષના બાળક પર આપાત કર્યો. ૨ પાન્ડ દંડ."

"સાત વર્ષના બાળક પર અભિયોગ કરવા માટે તથા ચેપ લગાડવાના ગુનાંમાંથી, છોડી દીધો."

"તેજ દીવસે, બે બાળાઓ પર અભિયોગ કરવાને માટે, છોડી મૂક્યો."

"કુમળી વયના ત્રણ બચ્ચાંઓ પર આક્રમણ કરવાના અપરાધ માટે—પુરાવા ગંદા હોવાથી રજુ કરી શકતા નથી, પાંચ પાઉન્ડ દંડ થયો."

"બાર વર્ષના બાળક પર આક્રમણ કરવાના અપરાધ માટે (જેના પર આગળ એવા ૭ ગુનાઓ કર્યાનો આરોપ આવી ચુક્યો હતો.) ત્રણ માસની સજા કરી."

"એક ધુળ ઝાટકનાર સજ્જન, વાંચક વર્ગને સ્મરણ કરાવે છે, કે 'આપણે સર્વિઆ વિષે વાંચી રહ્યા નથી—આપણે તો આ દુનિયાના મોટામાં મોટા દેશને માટે તેમજ મોટાં શહેરોને વિષે વાંચી રહ્યા છીએ. આર્થિક પરિસ્થિતિના ગૌણ પરિણામોની બહાર કલ્પના દોડાવવી, એ મુર્ખતા નથી શું ? જાતીઓ પતિત થઇ રહી છે; નૈતિક અધઃપતન થઇ રહ્યું છે, અર્થશાસ્ત્રને એ વાત સાથે કાંઇપણ સંબંધ નથી. પુષ્કળ ધનવાન હોય કે ગરીબ હોય; પણ તેમાં આવીજ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. ગૃહજીવન અને શિક્ષણના પ્રબંધો કર્યાથી આનો ઉકેલ નહિ થઇ શકે. સમાજના દરેક વર્ગમાં અને દરેક શાખાઓમાં સદાચારને સ્થાનજ નથી. પ્રત્યેક સ્ત્રી જુદી જુદી રીતે આ યુગના પ્રમાદ રૂપેજ છે.

મી. વિન્ટસેન ચર્ચીલ બ્રિટીશ કેબીનેટના સભાસદ છે. તેઓ શ્રીએ ડિપાર્ટમેન્ટલ કમિટિનું એ વિવરણ જોયું હશેજ. કે જે બાદશાહના ફરમાનથી નિમાઇ હતી. અને જે જે નાનાં નાનાં છોકરાંઓ પર કામવાસના પુર્ણ કરવાના અપરાધોની તપાસ કરી, તેનો અહેવાલ પાર્લામેન્ટમાં રજુ કરવાનો હુકમ થયો હતો. આ વિવરણની તા. ૨૭ ડિસેંબર ૧૯૨૫ ની છે. તેની સદસ્યાઓ તરીકે ઘણું બ્રિટીશ મહીલાઓ હતી. એ કમિટિ લેબર ગવર્નમેન્ટે ઇ. સ. ૧૯૨૪ ના જુલાઇ

મહીનાની તા. ૨૮મીએ નીમી હતી. અને ઇ. સ. ૧૯૨૫ના ફેબ્રુઆરિ માસમાં ટોરી સરકારે (સામ્રાજ્યવાદી સંઘે) પણ તે કમિટિનો સ્વીકાર કર્યો હતો. તે કમિટિએ કરેલ વિવરણના કેટલાક ફકરાઓ અને ઘટનાઓની મી. ચર્ચીલને ભેટ આપીએ છીએ.

એ વિવરણોમાં જે વર્તન પર પોલિસે કોર્ટમાં દરેક વ્યક્તિ પર કેસો ચલાવ્યા હતા, તેનોજ સમાવેશ થાય છે. વિવરણને અંતે—ઉપસંહાર ૩માં—એ. થી માંડીને દા. સુધી આંકડા આપ્યા છે. તે આંકડાઓનો ટુંકો ચિતાર અમે નીચે આપીએ છીએઃ-

| | વાર્ષિક સામાન્ય પ્રમાણ ૧૯૦૯ થી ૧૯૧૩ સુધી | વાર્ષિક સામાન્ય પ્રમાણ ૧૯૨૦ થી ૧૯૨૪ સુધી. |
|---|---|---|
| કુદરત વિરુદ્ધ વ્યભિચાર... ... | ... ૬૨... | ... ૬૨. |
| કુદરત વિરુદ્ધ વ્યભિચાર કરવાના પ્રયત્નો | ... ૯૬... | ...૨૧૫. |
| પુરૂષ વર્ગ સાથે કુત્સિત સંબંધ ... | ...૧૩૨... | ...૧૭[illegible]. |
| બળાત્કાર ... ... | ...૧૬૫... | ...૧૨[illegible]. |
| વ્યભિચાર માટે સ્ત્રીઓ પર આપાત | ...૧૧૨૯... | ...૧૫૧૫. |
| ૧૩ વર્ષથી ઓછી ઉંમરની બાળાઓ પર આક્રમણ... | ...૧૩૭... | ... ૧૯૮. |
| ૧૬ વર્ષથી ઓછી ઉંમરની બાળાઓ સાથે ભ્રષ્ટાચાર... | ...૨૧૪... | ...૧૮૭. |
| મા, બેન વગેરે સાથે વ્યભિચાર ... | ... ૫૬... | ... ૮૯. |
| | ૧૯૯૧. | ૨૪૩૫. |

*બાદશાહની સ્ટેશનરી ઓફિસ તરફથી પ્રકાશિત સને ૧૯૨૬. સી. એમ. ડી. ૨૫૬૧. થોડા વખત પર લેડી એસ્ટરના પ્રતિનિધિત્વ નીચે એક ડેપ્યુટેશન સર વિલિઅમ જોનસન હીકસ પાસે ગયું હતું. અને તે કમિટિએ સુચવેલા સુધારાને અમલમાં મુકવા તથા સંમતિની વય ૧૪ થી વધારી ૧૬ સુધી કરવા અરજ ગુજારી હતી.

જો ઉપર આપેલા આંકડાઓની છુટક છુટક તપાસ કરીએ તો જણાશે, કે ગ્રેટ બ્રિટનમાં પોલિસે જેની તપાસ લીધી, એવા બાળકો સાથેના વ્યભિચારના અપરાધોનો આંકડો ૧૯૦૯ થી ૧૯૧૩ સુધી ૨૯૦, પ્રતિવર્ષ થયો, તેમજ ૧૯૨૦ થી ૧૯૨૪ સુધી ૪૫૧ પ્રતિ-વર્ષ થયો. ઉપલા આંકડાઓમાં પહેલા ત્રણ પ્રકારના અપરાધોની સંખ્યા મ. સ. ૧૯૨૪ સુધી ૭૦, ૨૬૫ અને ૧૮૫ મળી કુલે ૫૨૦ની હતી. ૧૩ વર્ષથી ઓછી ઉંમરની બાળાઓ સાથેના ભ્રષ્ટાચારનો આંકડો પણ મહત્વવાળો છે.

પોલીસે જેટલા કેસની જાણ લીધી તે આંકડા વાસ્તવિકપણે ઘણાજ ઓછા હોવા જોઇએ. કેટલીક કુદરતી કઠણાઇઓને લીધે એવા પ્રકારના અપરાધોની સંખ્યાનો સમાવેશ ઉપરના આંકડાઓમાં નથી. પણ એટલું તો નિશ્ચે છે, કે તેવા ગુનાઓ ઘણા પ્રમાણમાં થતા હશે. અને પોલિસની નજર તે પર નહિ પડતી હોય અને તેવાઓને યોગ્ય શિક્ષા નહિ મળતી હોય. વિવરણના ૧૬ મા પ્રકરણમાં નીચે પ્રમાણે લખ્યું છે: —

"સ્વજનોની સાથે વ્યભિચાર કુટુંબની અંદર અપરાધો થતા હોવાથી તેમજ કુટુંબી માણસોના અંદર અંદરના સંબંધને લીધે, તેવા ગુનાઓની તપાસ કરવાનું પોલીસને માટે ઘણું કઠણ થઇ પડે તે સ્વાભાવિક છે. મા, બેન અથવા તો પુત્રી સાથે વ્યભિચાર કરનાર વ્યક્તિ કદી પકડાઇ જાય, તો કુટુંબીઓ, પિતા તથા ભાઇઓના સહાયથી તેવી વ્યકિત બચી જાય છે. અને તેની ફરિયાદ પોલિસને કરવામાં આવતી નથી; કારણ તેવી ફરિયાદના પરિણામે કોઇ પિતા અથવા ભ્રાતા કે જે કુટુંબના આધાર રૂપ હોય, તેને સજા થવાથી કુટુંબના ભરણ પોષણનો મોટો સવાલ વચ્ચે આવી પડે છે. તેમજ તે પોષણને માટે ગરીબના નિભાવ માટે અપાતા ફંડનું અવલંબન કરવું પડે છે. તેથી આ વાતનો પોલિસ અમલદારો તથા બીજા

અનુભવી સજ્જનો સ્વીકાર કરે છે, કે કુટુંબની અંદર જે વ્યભિચારો થાય છે તેનો આંકડો વાસ્તવિક રીતે મોટો હોવો જોઇએ."

તે કમિટિના વિવરણના દસમા ભાગમાં તેઓ લખે છે, કે નાનાં બચ્ચાંઓ સાથે વ્યભિચાર કરવાના જે દાખલાઓ બને છે, તેની તપાસ કરવામાં નીચે લખેલી મુશ્કેલીઓ નડતર રૂપ થાય છે:—

"પોલિસને જેટલા કેસની જાણ થાય છે તેના કરતાં ઓછા કેસોની નોંધ લઇ, તેઓના પર કામ ચલાવાય છે, તે આશ્ચર્યજનક વાત છે. પણ એવું અનુમાન થઇ શકે છે, કે તેવા અપરાધોની સુચના પોલિસને મળ્યા પછી, બને તેટલી તાકીદથી પોલિસ કામ કરે છે, તે વાતનો અમને સંતોષ છે.

"પુરતા પુરાવા ન મળે, તે પણ એક મુશ્કેલી છે. તેના અભાવે ગુનો સાબિત ન થઇ શકે. તેમજ કેટલાક કેસો કોર્ટ સમક્ષ લાવતાં પહેલાં તેની પુરતી તપાસ અને પુરતો પુરાવો કર્યા પછી, તે સપ્રમાણ ન જણાય તો, જો કે તેને ગુનાની જાણ હોય તો પણ પોલિસ કેસ નોંધાવી શકતી નથી. એવી ઘટનાઓ પણ અમે બતાવી છે. કંઇને કંઇ કારણસર કાયદેસર કામ ચલાવી શકાયું નથી. ભલે પછી પોલિસને તેવા ગુનાઓની ખાત્રી થઇ હોય."

"અમારી સમજ પ્રમાણે અપરાધીઓની એક મોટી સંખ્યા છુટી જવાના ઘણાં કારણો છે. દાખલા તરીકે પુરાવામાં બચ્ચાંઓની સાક્ષી તેમજ તેવા સાક્ષીઓએ આપેલા પુરાવાનું એક બીજા સાથે મળતાપણું વગેરે વગેરે."

એક મોટી મુશ્કેલી તો એજ છે, કે કોર્ટ, જ્યાં સુધી કોઇ સમર્થન કરનાર ન હોય ત્યાં સુધી બચ્ચાંએ કસમ પર આપેલી સાક્ષીના આધાર પર પગલા લઇ શકતી નથી."

ઘણું ખરું 'કોર્ટ ૧૦ કે ૧૧ વર્ષના છોકરાંએ કસમ પર આપેલી જુબાની પર આધાર રાખી શકતી નથી.' સમર્થનને માટે જે મુશ્કે-

લાગ્યો છે, તેનું સમર્થન રિપોર્ટના ૬૮મા પેરેગ્રાફમાં કરવામાં આવ્યું છે. તે નીચે પ્રમાણે છેઃ—

"અપરાધનું સમર્થન પ્રાપ્ત કરવું, ઘણુંખરૂં અસંભવિતજ હોય છે. કારણ જે લોકો અપરાધ કરે છે, તેઓ ઘણી સાવધાની રાખે છે. અને એવા પ્રકારના અપરાધ કરવાની હદ સુધી નથી પહોંચતાં, કે જેથી તેઓ કાયદેસર ગુનેગાર બને. તેનું પરિણામ એવું આવે છે, કે નાની ઉંમરના શીશુ પર જે અત્યાચાર થાય છે, તેના સમર્થનના અભાવે કાયદાની રૂએ ગુનો થયાની ખાત્રી હોવા છતાં, કાંઈ થઈ શકતું નથી, અને અપરાધીને છોડી મુકવો પડે છે. અમારી તપાસમાં એવા ઘણા દાખલાઓ આવ્યા છે, તેમજ અમારી પાસે ઘણા આધારભુત પ્રમાણો છે. ઘણાએ કેસો ફકત બાળકના કસમ પરજ આધાર રાખતા હોવાના સબબે, જો કે બાળકોએ આપેલી જુબાનીથી સત્ય વાત તરી આવતી હોય, તો પણ આખરે કોર્ટે દીલગીરી સાથે કાઢી નાંખ્યા છે. તેવો એક દાખલો અમે નીચે આપીએ છીએ. કે જેમાં એક વ્યકિત નાનાં બચ્ચાં પર આક્રમણ અને વ્યભિચારના પ્રયત્નો અને ગુનાઓ માટે ૭ વખત કોર્ટ સમક્ષ રજુ કરવામાં આવી હતી.

૨૭ માર્ચ ૧૯૨૨—પાંચ વર્ષની બાળા પર અત્યાચાર કરવાના પ્રયત્ન માટે–કેસ પાછો ખેંચી લેવાયો હતો.

૨૭ માર્ચ ૧૯૨૩—સાત વર્ષની બાળા પર આપાત કરવા માટે અપરાધીને છોડી મુકવામાં આવ્યો હતો.

૨૭ જુન ૧૯૨૩—ત્રણ વર્ષની બાળા પર અત્યાચારનો પ્રયત્ન, કેસ કાઢી નાંખ્યો.

૧૯ નવેંબર ૧૯૨૩—સાડા ત્રણ વર્ષની બાળા પર વ્યભિચાર કરવાનો આક્રમણ, અપરાધીને છોડી મુકયો.

૨૪ જુન ૧૯૨૪—ચાર વર્ષની બાળા પર વ્યભિચાર કરવા માટે–બાર મહીનાની સખત મજુરી સાથે [illegible]

"આટલી વાત તો સંભવિત છે, કે જુદા જુદા બાળકો ઉપર આટલા અપરાધ કરનારાઓ તો પહેલા અપરાધમાં સમર્થનના અભાવે છૂટી જાય છે. પણ તેવીજ વ્યકિત ફરીથી તેવોજ ગુનો કરે, તે વાત સમજી શકાતી નથી. તે એટલે સુધી કે, જ્યાં સુધી જોઇતો પુરાવો અને સમર્થન ન મળે ત્યાં સુધી તે છુટોજ રહે છે. અને કાયદો તેને કંઇ કરી શકતો નથી. અંતે તે પાપનું એવું પરિણામ આવે છે, કે કોઇ એક બાળકના આપેલા અહેવાલનું કોઇ સમર્થન કરનાર મળી જાય છે. અને તેને કાયદેસર સજા કરવામાં આવે છે." ૧૩ થી ૧૬ વર્ષની કન્યાઓના સંબંધમાં તે કમિટિની સંમતિ છે, કે જેટલા કેસોની જાણ પોલિસે લીધી, તેના કરતાં વધારે ઘટનાઓ થઇ હોવીજ જોઇએ. તે કમિટિના સભ્યો લખે છે કે: —

"આવા પ્રકારના અપરાધોમાં એવી ઘટનાઓનો સમાવેશ હોય છે. કે તે કુંવારિકા અને તેને ભ્રષ્ટ કરનાર વ્યકિત સિવાય તેના દુરાચાર અને કૃત્યની માહીતી કોઇને પડી શકતી નથી. એવા અપરાધોનો પતો ફક્ત ગર્ભધારણ થાય છે, ત્યારેજ જણાય છે. તેવી પરિસ્થિતિમાં બાળા--સંરક્ષણ ગૃહો, પ્રસુતિકા--ગૃહોમાં છુપી રીતે જઇ બાળકને જન્મ આપી આવે છે. અને એવો કાંઇ અપરાધ થયો છે તેની ગંધ પોલિસને જરા પણ આવતી નથી.

સ્વાસ્થ્ય વિભાગના મંત્રીઓ (મિનિસ્ટ્રી ઓફ હેલ્થ)ની સહાયતાથી માતાઓ અને શિશુઓને માટેના ૭૨ આલયોની તપાસ કરી હતી. ૧૬ વર્ષથી ઓછી ઉંમરની કેટલી કુમારિકાઓ તા. ૧ જુન ૧૯૨૫ સુધીમાં ગર્ભવતી થઇ હતી અને તે આલયમાં પ્રસવ કરવા આવી હતી, તેની તપાસ પરથી જણાયું છે, કે ૩૫ પ્રસુતિ-ગૃહોમાં તે વર્ષે તેવી કુમારિકાઓ આવી હતી નહિ. ૩૭ બીજાં પ્રસુતિ-ગૃહોમાં ૧૬ વર્ષથી ઓછી ઉંમરવાળી કુમારિકાઓની સંખ્યા ૭૮ ની હતી; કે જેઓ પ્રસવ કરાવવા આવી હતી. ઉપર જણાવેલી ૭૮ કુમારિ-

કાઓમાંથી ૪૪ પર કાંઇપણ કાયદેસર કામ ચલાવવામાં આવ્યું ન હતું. આ પ્રમાણે ૫૬ ટકા ગુનેગાર કુમારિકાઓ પર કામ ચલાવવામાં આવ્યું નજ હતું, તે વાત સિદ્ધ થાય છે.

"આ વાત તો સ્મરણમાં રાખવા જેવી છે, કે ૧૬ વર્ષની વયથી ઓછી વયની કુમારિકાઓ વ્યભિચાર કરે, તેમાંની થોડીજ ગર્ભધારણ કરે છે. એવા અપરાધોની કુલ સંખ્યા પરથી જાણી શકાય છે, કે ૧૬ વર્ષથી ઓછી વયવાળી કન્યાઓના વિષય–ભોગ સંબંધી ગુનાઓ પ્રતિવર્ષ ૨૦૦ થયાની જાણ પોલિસને થાય છેજ. ઉપરના ૨૦૦ ના આંકડામા "વ્યભિચાર કરવાના મિથ્યા હુમલાઓનો" પણ સમાવેશ થાય છે. જ્યારે કેવળ અવિવાહીતા માતાઓને માટે ૩૭ પ્રસુતિગૃહોમા ૭૮ ગર્ભધારણની ઘટનાઓનો પત્તા મળે, તેમજ એવા માતાઓ તથા શિશુઓને માટે બીજાં ગૃહોની સંખ્યા ૧૦૧ની છે. (ગરીબ લોકોના કાનુનને અનુસાર ગૃહો, હૉસ્પિટાલો, તેમજ બીજાં પ્રસુતિગૃહો પણ કે જેઓ એવી સ્ત્રીઓને સહાય આપે છે, તે જુદાં સમજવાનાં છે) તો પણ સ્પષ્ટ થાય છે, કે જો દરેક અપરાધની જાણ પોલિસને થાય તો ૧૩ થી ૧૬ વર્ષ સુધીની બાલિકાઓના અપરાધોનો સરકાર તરફથી પ્રકટ થએલો ૨૦૦ નો આંકડો ઘણો ઓછો છે, અને વાસ્તવિક રીતે તે આંકડો ઘણો મોટો હોવો જોઇએ. આવા ગૃહના સંચાલકો કુમારિકાની નાદુરસ્ત તબીયતને લીધે તેમજ કેસ પુરવાર ન થઇ શકે તેની બીકથી, ઘણાજ કેસોનો રિપોર્ટ પોલિસને કરતા નથી.

એક પ્રસુતિગૃહમાં સોળ વર્ષની અંદરની ઉંમરની કુમારિકાઓના પાંચ દાખલાઓ બન્યા હતા, અને પાંચની જાણ પોલિસને કરવામાં આવી હતી. તેનાંથી બે કુમારિકાઓ પર કેસ ચલાવવાની પોલિસે રજા આપી હતી. બાકી બેના સંબંધમાં કેસ પુરવાર થઇ શક્યો ન હતો. છેલ્લા કેસમાં અપરાધીને એસાઇઝોઝમાં (કોર્ટમાં) સજા કરવામાં

આવી હતી. પણ અપીલમાં તેને છોડી મુકવામાં આવ્યો હતો. બીજા પ્રકરણમાં કે જેમાં ૧૧ કન્યાઓ સોળ વર્ષથી ઓછી ઉંમરની ગર્ભવતી થઇ હતી, તેમાંથી ત્રણ પર કોર્ટમાં કેસ ચલાવાયો હતો. પણ એ ત્રણમાં તો કોઇપણ અપરાધી પકડાયો ન હતો, તેમજ કેસ પણ પુરવાર થઇ શકયો ન હતો.

આવા અપરાધોની વૃદ્ધિના સંબંધમાં એ કમિટિએ પોતાના અનુસંધાનોને અનુસરી જે પરિણામો પર મત દર્શાવ્યો હતો તેનું વિવરણ ૧૮મા ભાગમાં નીચે પ્રમાણે આપ્યું છે:—

"કુમળી વયના સાથે કરેલા ભ્રષ્ટાચારોના વિષયમાં અમે સરકારી સ્થાનિક આંકડાઓ તથા સાધારણ સાક્ષી પર વિચાર કર્યો છે, તેમજ તેમાં અમારો અભિપ્રાય નીચે પ્રમાણે છે:—

૧. જેટલા પ્રમાણમાં અપરાધોની જાણ પોલિસને થાય છે. તેના કરતાં વધારે પ્રમાણમાં બાળકો પર વ્યભિચારની ઘટનાઓ બને છે.

અમે આશા રાખીએ છીએ, કે આ તપાસના પરિણામ રૂપે એવું થવું જોઇએ, કે જે અપરાધો થાય તેની સુચના જનતાએ પોલિસને તત્પરતાથી કરવી.

૨. જે મુકદ્દમાઓ કોર્ટ પાસે લવાય છે, તેમાં મોટે ભાગે ઘણાને છોડી મુકાય છે.

૩. બળાત્કારપૂર્વક વિષયભોગના અપરાધોના આંકડામાં ઘટાડો થયો છે.

૪. સોળ વર્ષથી ઓછી ઉંમરની બાલિકાઓ પર વ્યભિચાર માટેના આક્રમણોની સંખ્યા વધી છે. આ વાત આગળ આપેલા આંકડાઓથી સાબિત થઇ ચુકી છે. સરકારી રિપોર્ટમાં આવા અપરાધોની વૃદ્ધિ જે બતાવવામાં આવી છે, તે કેટલે અંશે ખરી છે? તે વાતમાં જે પ્રમાણો અમને મળ્યાં છે, તે વિવાદગ્રસ્ત છે. પંચ જ સાક્ષીઓના પ્રમાણોની ગંભીરતાપુર્વક પરીક્ષા કર્યા ઉપરાંત અમે એ નિશ્ચય પર આવ્યા છીએ, કે

કુમળી વયના ઉપર કરેલા ગંદા આક્રમણોની સંખ્યામાં વૃદ્ધિ થઇ છે.

૫. કુમળી વયના બાળકોને હલકી સજા કરવાનું પરિણામ એ આવ્યું છે, કે જે ગંદા આક્રમણો થતા હતા, તેમાં બળાત્કારથી વ્યભિચાર કરવાના ગંભીર અપરાધોનો સમાવેશ થતો જાય છે. આવા અપરાધોની વૃદ્ધિના સંબંધમાં ગંભીરતાપુર્વક વિચાર કરવો જોઇએ તેનું એક, એ પણ કારણ છે."

ઘણા સાક્ષીઓએ કમિટિ આગળ સૂચના તેમજ ભલામણ કરી છે, કે કાકા અને ભત્રીજી વચ્ચેના વ્યભિચાર માટે, મ તા અને બ્હેન સાથે વ્યભિચાર બદલ જે જે શિક્ષા થાય છે, તેવી શિક્ષા થવી જોઇએ, તેમજ તેવો કાયદો તેને પણ લાગુ પડવો જોઇએ. તે ઉપરાન્ત પિતા અને પુત્રી વચ્ચે થતા વ્યભિચારને માટે વિશેષ ભલામણ કમિટિને કરવી પડી છે.

પુરા પાંચ પેરેગ્રાફ (૮૪ થી ૮૮) "વૃદ્ધો" ના અપરાધો—મોટી ઉંમરના માણસોનો કુમળી વયના ઉપર ગંદા આક્રમણો—માટે વિવરણમાં ભર્યા છે, ૮૪ મા પેરેગ્રાફમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"વૃદ્ધ માણસો નાના બચ્ચાંઓ ઉપર ગંદા આક્રમણો કરે છે, તે વાતના ગંદા ઉદાહરણો તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તેની વિરૂદ્ધ કામ કરનારાઓની મુશ્કેલીઓ પણ અમને બતાવવામાં આવી છે. અને ખાસ કરીને અપરાધી જ્યારે કોઇ માનસિક અગર તો શારીરિક દુર્બળતાવાળો હોય, તેવા દાખલઓ સામે કામ કરતાં ઘણી મુશ્કેલીઓની સામે ઝુકાવવું પડે છે. અમને ખાત્રી છે, કે જો કોઇ વૃદ્ધ માણસ પર આવા કોઇ અપરાધનો અભિયોગ કરાય, તો તેને દંડ કરવાનો સાથી સરસ ઉપાય એ છે, કે જ્યાં તેના સંબંધીઓ હોય તેમજ તેને માટે જવાબદાર રહેવા તથા તેનું ચારિત્ર સુધારવા તૈયાર હોય, તેની દેખરેખ નીચે તેને રાખી દેવો જોઇએ. અથવા તો

તેવા અપરાધી પાસે, તે પાતે તેવા માણુસ અને સંબંધીઓ સાથે રહેશે એવું જામીન—ખત લખાવી છોડી મુકવો જોઇએ.

"અમારી પાસે એવા પુરાવાઓ આવ્યા છે, કે જેમાં ૮૦ વર્ષની ઉપરની વયના વૃધ્ધો કે, જેઓ બીજી રીતે પ્રતિષ્ઠિત ગણાતા હતા, તેઓ આવા ગંદા અપરાધો માટે જેલ માત્રએ જઇ આવ્યા હતા. અમારો નિશ્ચય છે, કે આવી વ્યકિતઓને સુધારવાનો સાથી સારો ઉપાય એ છે, કે તેને જેલમાં ન મોકલતાં તે જ્યાં સુધી સુધરે ત્યાં સુધી ખાસ સ્થાનમાં મોકલી આપવો જોઇએ."

"વૃધ્ધોના અપરાધોના" સંબંધમાં જે છેલ્લો પેરેગ્રાફ લખ્યો છે, તે તેવા અપરાધોના ફક્ત થોડા દાખલા બતાવે છે, કે જેનો રિપોર્ટ તપાસ દરમિઆન અમને કરવામાં આવ્યો હતો. પણ તે ઉદાહરણો મીસ મેયો તેમજ ચર્ચિલેનું મોઢું બંધ કરવાને પુરતાં છે, કે જેઓ હિંદને માટે હાસ્પિતાલો તેમજ ફોજદારી અદાલતોમાથી દાખલાઓ આપી આવા ઘટનાઓ તરફ મશ્કરીની નજરથી આપણી તરફ જૂએ છે. કમિટિના વિવરણમાં લખ્યું છે કે: —

"ગમે તેમ હોય પણ જે વાતો અમારી આગળ રજુ કરવામાં આવી છે, તેના ઉપર ગંભીરતાથી વિચાર કર્યા પછી અમે એવા નિશ્ચય પર આવ્યા છીએ, કે અપરાધીને જે શિક્ષા થાય છે, તે ગુનાના પ્રમાણમાં ઘણી થોડી છે. તેમાંના ઘણા કેસો પર પાર્લામેન્ટમા ટીકા કરવામા આવી છે, અને અમને ખાત્રી છે, કે જે ટીકાઓ થઇ છે, તે યોગ્ય છે. દાખલા તરીકે અમારી આગળ બે કેસો રજુ કરવામાં આવ્યા હતા, જેમાં પિતાઓએ પુત્રીઓ પર ગંદા આક્રમણો કર્યાં હતાં, અને તેઓને એક માસની કેદની સજા થઇ હતી. બીજા એક કેસમાં કુમળી વયની બે બાલિકાઓ પર ગંદા અને ભયંકર આક્રમણો કરવામા આવ્યાં હતાં, કે જેમાં ગુનેગારને બંને ગુનાઓ બદલ ચાર ચાર મહીનાની સજા કરવામાં આવી હતી. પણ બંને સજા સાથે સાથે

ભોગવવાની હતી. બીજો પણ એક કેસ અમારી આગળ રજુ કરવામાં આવ્યો હતો. એક માણસને વ્યભિચારની ચેષ્ટા કરવાના કારણસર એક જગા પર તેનું ચારિત્ર સુધરે ત્યાંસુધી રાખવામાં આવ્યો હતો. તે સમય દરમિઆન તેજ સ્થાનમાં તેણે પાછું એવુંજ ગંદુ પાપાચરણ કર્યું હતું. તેના પરિણામે તેના ચારિત્ર સુધારવાના કાળમાં વધારો કરવામાં આવ્યો હતો. બીજા એક મુકર્દમાની સુનાવણી એસાઇઝ જજ પાસે થઇ હતી, તેમાં ૨૪ વર્ષની ઉંમરના એક યુવકે ૧૪ વર્ષની બાળા સાથે વ્યભિચાર કરવાનું જણાયું હતું, કે જે બાળા શારીરિક દુર્બળતાવાળી હતી. યુવક તે બાલિકાના ઘરમાં રહેતો હતો. તે બાલિકા તદ્દન છોકરવાદ હતી. એ બાલિકા ગર્ભવતી થઇ, ત્યારે સઘળી વાત જણાઇ ગઇ. તે યુવકે પોતાનો ગુનો કબુલ કર્યો હતો, અને કહ્યું હતું કે ગર્ભ ન રહે, તેની સાવધાની તેણે રાખી હતી. તે યુવકને ચાર માસની સજા કરવામાં આવી હતી”

યુરોપીય વિષયભોગ સંબંધના જીવનના પ્રસિદ્ધ અને પ્રમાણિક લેખક ડૉ. બ્લોચે “વૃદ્ધ માણસોના સંભોગ સંબંધી પાગલપણાનું વર્ણન કર્યું છે. તે વર્ણન પ્રમાણે ૮૦ વર્ષ પહેલાં ઇંગ્લાંડમાં તેવી પરિસ્થિતિ પ્રચલિત હતી, અને તેને લીધે બચ્ચાંઓનું જીવન ઘણું સંકટમય થઇ રહેતું.

આ પ્રકરણ આપણે સમાપ્ત કરીએ તે પહેલાં એક અંધશ્રદ્ધા કે જે યુરોપના બધા સુધરેલા દેશોમાં ફેલાઇ રહી છે—જેવી કે કુમળી વયની બાલિકાઓ સાથે સંભોગ કરવાથી ઇંદ્રિયરોગ દુર થઇ જાય છે—તે વાત તરફ ધ્યાન ખેંચવું આવશ્યક છે. કારણકે બચ્ચાંઓ પર જે આક્રમણો થાય છે, તેને માટે મોટે ભાગે એ અંધશ્રદ્ધાજ જવાબદાર છે. ડૉ. બ્લોચે તેનું એક અતિ 'શોચનીય ઉદાહરણ આપ્યું છે.' 'એક ખેડુતને ગરમીનો રોગ થયો હતો તેને એવી સુચના કરવામાં આવી હતી, કે જો કોઇ કુમળી વયની બાલિકા

સાથે સંભોગ કરશે તો રોગ સારો થઇ જશે. તે માણસે પોતે પોતાની છોકરી સાથે સંભોગ કર્યો, અને રોગમાંથી મુક્ત થયો હતો!!

જે બ્રિટીશ કમિટિના વિવરણનો ઉલ્લેખ આપણે આગળ કરી ગયા છીએ તેણે પણ આ અંધશ્રદ્ધા સામે પોકાર કર્યો છે. એક વર્ષથી પાંચ વર્ષ સુધી તેમજ ૫ થી ૧૪ વર્ષ સુધીની ઉંમરની છોકરીઓને ગોનોરીઆ (પ્રમેહ) તેમજ સીફીલીસ (ગરમી) ના વ્યાધિઓને વિષે કમિટિ નીચે પ્રમાણે લખે છે:—

"કોર્ટની તેમજ ડાક્ટરોએ આપેલી જુબાનીઓ પર પુરતો વિચાર કર્યા પછી અમે એજ નિરાકરણ પર આવ્યા છીએ, કે બાળ-કીઓમાં પ્રમેહનો રોગ થવાનું કારણ એજ અંધ વિશ્વાસ છે, કે જેને લીધે બચ્ચાંઓ સાથે સંભોગ કરવામાં આવે છે."

કમિટિ આશા રાખે છે, કે આ અંધ વિશ્વાસ એકદમ નષ્ટ થવો જોઇએ. અમે પણ અંતઃકરણથી ઇચ્છીએ છીએ, કે 'એવંભવતુ.'

મીસ મેયોએ લીબર્ટિ નામના પત્રમાં જે લેખ પ્રકાશિત કર્યો હતો, અને જેનો ઉલ્લેખ આપણે ઓળખતા પ્રકરણમાં કરી ચુક્યા છીએ, તેમાં એવાજ આક્ષેપો તેણીએ કર્યા હતા. તે આક્ષેપોના જવાબરૂપે આ પ્રકરણ લખ્યું છે. મહાત્મા ગાંધીજીએ મધર ઇંડિઆને 'ગટર નિરીક્ષકનું બયાન' એવું ઉપનામ આપ્યું હતું, તે ખરેખર બંધબેસતુંજ હતું. મ. ગાંધીજીએ કહ્યું છે કે: —

"જો હું લંડન શહેરની બધી મોરીઓ ઉઘાડી મુકીને કહું, કે 'જુઓ આ લંડન' તો મારી વાતનું કોઇ ખંડન કરી શકતું નથી; પણ સાથે સાથે મારા નિર્ણયની સત્યતાનો ઉપહાસ થશે, અને તેની નિંદા થશેજ. મીસ મેયોનું પુસ્તક એ કરતાં જરાએ સારું નથી, તેમજ જરા જુદું એ નથીજ."

આનો જવાબ મીસ મેયો ન્યુયોર્કના 'આઉટ લુક' નામના પત્રમાં 'સાચી અને યથેષ્ટ ટિપ્પણીમાં' નીચે પ્રમાણે ટાંચણ કરે છે: -

"સંભવિત છે ! પણ એવું કોઇએ બતાવ્યું નથી, કે લંડનમાં લોકો નાની બાલિકાઓને ગટરમાં કેદ કરી રાખે છે."

દુનિયાનાં બધાં સ્થાનો કરતાં ચિકાગો અને ન્યુયોર્ક આવા વાકછલનમાં આનંદ નજ લઇ શકે. પણ દુનિયામાં આવા પાપકેન્દ્રોમાં એવીજ વિશેષતાનો સમાવેશ થાય છે. આ પ્રકરણમાં અમે જે પ્રમાણિક સાક્ષીઓ મુકી છે, તેથી એટલું તો સિદ્ધ થાય છે, કે લંડનની ગટરો બચ્ચાંઓ માટે આનંદદાયક તો નથીજ. અમેરિકાના શહેરો તો ખાત્રીપુર્વક સારાં નથીજ. આ સમયે અમારી પાસે અમેરિકાનું એવું સરકારી વિવરણ તો નથી, કે જેવું બ્રિટીશોના સંબંધમા અમારી પાસે હતું, અને જેનું વર્ણન અમે આ પ્રકરણમાં કર્યું છે. ન્યુયોર્ક અને ચિકાગોના દૈનિક 'વિશ્વનિંદકોને સાક્ષી તરીકે ઉપસ્થિત કરવાથી અમેરિકાને ન્યાય મળશે નહિ, પણ સાથે સાથે આપણે એમ કહીએ, કે અમેરિકાના 'નેવાડા' રાજ્યમાં નાનાં બચ્ચાંઓ સાથે વિષયભોગ કરનારા અપરાધીઓને, તેમજ ન સુધરે એવા અમેરિકાના લોકોને માટે, વિજળીના પ્રયોગથી 'અવીર્ય' બનાવવાના 'વૈજ્ઞાનિક દંડ' કાઢવામાં આવ્યા હતા. આ સુંદર દંડને એકદમ સરકારી ચોપડામાંથી કાઢી નાંખવો પડયો હતો, કારણકે કોઇ કાળે પણ સુધરે નહિ એવા અમેરિકા-વાસીઓએ, એ દંડને, દંડ રૂપે સમજવાનો અસ્વીકાર કર્યો હતો !

## પ્રકરણ ૨૦.

## પરિચિત-મલ-લંપટો.

જેને અમેરિકાના પત્ર સંપાદકોની—કે જે જાતિમાં મીસ મેયોનો આવિર્ભાવ થયો છે,—નીતિના સંબંધમાં જાણવાની ઇચ્છા હોય, તેઓને માટે સૌથી સરળ ઉપાય એજ છે, કે તેણે ઉપટોન સીંકલેરની 'પિત્તળની કુંડી' નામના, સાહિત્યિક પુસ્તકનું અવ-

સોકન કરવું. ઉપટોન સિંક્લેરે પોતાના બાળપણમાં એક જીલ્લાના અધિકારી તરીકે થનાર કોઇ ઉમેદવારને ભાષણ કરતો સાંભળ્યો હતો. તે ઉમેદવાર વાવાઝોડાની જેમ, આંદોલન કરવામાં નિમગ્ન હતો. તે ભાષણ કર્તા પ્રતિવર્ષ નગર પોલિસને લાખો રૂપીઆ આપનારી વેશ્યાવૃત્તિ પર ક્રોધ કરી રહ્યા હતો. તેમજ મીઠું મરચું ભભરાવી પોતાના ભાષણને અતિશય મનોરંજક અને પ્રભાવશાળી બનાવી રહ્યા હતો. તે તેવા સ્થાનોના ચિત્રો આપી રહ્યા હતો કે જેમાં સુંદર સ્ત્રીઓ ચુંટાવવાને માટે ભેગી કરવામાં આવતી હતી, અને ચુંટનારને પોતાને પસંદ આવે, તેવી સ્ત્રીને માટે ફક્ત ત્રણ અથવા પાંચ ડોલર આપી, બારણા આગળ બેઠેલા એક ખજાનચી પાસેથી એક પિત્તળની હુંડી ખરીદી લેતો હતો. પછી તે માણસ માળ ઉપર જઇ, તે સ્ત્રીની કૃપા મેળવા, તેણીને તે હુંડી આપી દેતો હતો. એટલું કરી રહ્યા પછી તે વ્યાખ્યાનકારે પોતાના ગજવામાંથી એકાએક ધાતુનો એક કકડો કહાડ્યો અને કહ્યું, "જુઓ એક મહીલાની પ્રતિષ્ઠાનું મુલ્ય આ છે." આ વ્યાખ્યાન સાંભળ્યા પછી સિંક્લેરનું એવું મંતવ્ય થઇ ગયું, કે આ પિત્તળની હુંડી દુનિયામાં મોટામાં મોટી અને ભયાનક દુષ્ટતાનું ચિન્હ છે. આ સૌથી મોટી ભયાનક દુષ્ટતા તેને અમેરિકાની પત્ર સંપાદન કળામાં, એટલા મોટા પ્રમાણમાં દેખાઇ, કે તેણે તેનું દિગ્દર્શન કરાવનારી પોતાની ચોપડીનું નામ પણ 'પિત્તળની હુંડી' રાખી* દીધું.

અમેરિકાના સંપાદકોમાં બધાજ એવા નથી, એ વાત નિઃસંદેહ છે. આવી નીતિના અપવાદ રૂપે કેટલાએક છે, પણ અમેરિકાના મોટા લેખકોમાં કુપ્રથાઓનો વિરોધ કરનારા ઓછા નથી, એ વાત પણ ઘણી મહત્વની છે. એચ. એલ. મેનકીન. ઉપટોન સિંક્લેર, જેક લંડન

---

*ધી બ્રાસચેક (પિત્તળની હુંડી) અમેરિકાની સંપાદન કળાનું અધ્યયન. ઉપટોન સિંક્લેર લિખીત. પાસ્સાડેના. કેલીફોર્નિઆ ૧૯૨૦.

સિંક્લેર લુઈ વગેરે એવાજ લેખકો છે. સર્વોત્કૃષ્ટ અર્થાત અમેરિકાના અત્યંત સાચા અને સ્વતંત્ર સમાચાર પત્ર ધી નેશન, ન્યુ રીપબ્લીક, અમેરિકન મર્ક્યુરિ, ન્યુ મીસીસ વગેરે સમાચાર-પત્રો આવી કુપ્રથાઓના આધારે, વિરોધી છે, પણ મધર ઇંડિયા પર વિચાર કરતી વખત ઉપર જણાવેલા ઉત્તમ અપવાદો પર આપણે વિચાર ન કરીએ.

સિંક્લેરના એક પ્રકરણનું મથાળું 'નિંદાનું દફ્તર', છે. તેમજ અમેરિકાની પત્રસંપાદન કળા, નિઃસંદેહ પરનિંદામય છે. અમેરિકાનાં કેટલાંએક શહેરો, પાપકેન્દ્રના નામથી પ્રસિદ્ધ છે. આવી પરિસ્થિતિ હોવા છતાં અમેરિકાના એ નિંદકવૃંદો, ઘણી સારી રીતે જાણે છે, કે કોઇપણ માણસને નીચો ઉતારી પાડવો હોય, તો બધાથી અધિક પ્રભાવોત્પાદક રસ્તો એજ છે, કે તેના સંબંધમાં એક નિંદાજનક વિષયભોગ સંબંધી કથાનો, પ્રચાર કરી દેવો. પવિત્રતાનો ઢોંગ કરનાર, આ પાખંડી સમાજ, હંમેશાં આશ્ચર્ય ચકિત થઇ જવાના સ્વભાવને લીધે, ઉત્સુક રહે છે તે કથાને મીઠું મરચું ભભરાવી રસદાર બનાવી દે છે, કે જેવો રસ લેવા જનતા તત્પર રહે છે. ઉપટોન સિંક્લેરને ઉપરોક્ત નિંદાના દફ્તરને હાથે કષ્ટ ભોગવવું પડયું છે. એકવાર તો આ વિશ્વનિંદકોએ તેનું જીવન એટલું દુઃખી બનાવી દીધું હતું, કે તેને અમેરિકા છોડવું પડયું હતું; તેમજ તે પાછા ફરી અમેરિકા ન આવે તેવો નિશ્ચય આપવો પડયો હતો. તે ઉપરાંત સાધારણ રીતે એવો અનુભવ થયો હતો, કે જ્યારે સંપાદન કળાની દુર્નીતિઓ વિરૂદ્ધ કોઇ આંદોલન કરતું કે તરત તે વૃંદ, તેની વિરૂદ્ધ આંદોલન કરવા મંડી જતું હતું. સિંક્લેરે સમાજ-સુધારક નામનો એક સંઘ સ્થાપ્યો હતો. તે સંઘને 'નિંદાના દફ્તરે' "સિંક્લેરની પ્રેમલીલા" એવું ઉપનામ આપ્યું હતું. તેમજ તેની સામા પોકાર ઉઠાવી તેના વિરૂદ્ધ એક જાતની નિંદાજનક વાતો ફેલાવી હતી. તે ડેનવરના હડતાલીઆઓને સહાય કરવા ગયો તે વખત પણ તેની વિરૂદ્ધ નિંદા

શરુ તાત્કાલિક છોડી દીધું. તે ઉપરાંત એવા પણ દાખલાઓ બનેલા કે જ્યારે જ્યારે મૂડીવાદીઓ પોતાના માની લીધેલા જન્મ સિદ્ધ હક અનુસાર તેવા વર્તમાનપત્રોને પોતાના દાબમાં રાખતા, અને જ્યારે સિંકલેર તે વિરુદ્ધ કંઇપણ વિરોધ કરતો, ત્યારે નિંદા સિવાય બીજા કશાની લહણી તેને થતી નજ હતી. રશિયા અને જાપાનના યુદ્ધ પછી ગોર્કી રશિયાની ક્રાંતિને માટે ધન-સંગ્રહ કરવાના ઉદ્દેશથી અમેરિકા ગયો, ત્યારે પણ આ સમાચાર પત્રોએ પોતાની નીતિનો પ્રયોગ અજમાવ્યો હતો. તેના પરિણામે ગોર્કી ધનસંગ્રહ નજ કરી શક્યો. સંજોગવશાત ગોર્કીનાં લગ્ન ખ્રિસ્તી ધર્મ અનુસાર થયાં નહતાં. તેથી તે 'નિંદાના દફતરે' બરાડા પાડી કહ્યું હતું, કે જે સ્ત્રી સાથે ગોર્કીએ વિવાહ કર્યો છે, તે સ્ત્રી વ્યભિચારી અને કલંકિત નારી છે. સમાચારપત્રોમાં સભાપીઠો પર તેમજ ધર્મ—વેદીઓ પર ગોર્કીની ખુબ નિંદા કરવામાં આવી હતી. તેને નૈતિક કોઢીઓ પણ કહી નાંખ્યો હતો. પાછલા પ્રકરણમાં અમે ન્યાયાધીશ લિન્ડસેના સંબંધમાં લખી ચુકયા છીએ. તે ન્યાયાધીશ મહાશય એક દૃઢ અને સ્વતંત્ર વિચારના સુધારક છે. તેથી તે 'નિંદાના દફતરે' તેની વધારે અવગણનાં કરી છે. ન્યાયાધીશ લિંડસેના સંબંધમાં અત્યંત નીચ ઉદ્યમો યોજવામાં આવ્યા છે. 'બાળકોની કોર્ટના' તેઓ ન્યાયાધીશ હોવાના સબબે તે કોર્ટને આધારભૂત બનાવી ઘણીજ નિંદા કરવામાં આવી છે. સિંકલેર કહે છે, કે આ નિંદાના દફતરે પોતાની નિંદાજનક વાતો સિદ્ધ કરવાને માટે જુઠાં શપથપત્રો (એફીડેવીટો) તેમજ જુઠો સુધારક—સંઘ પણ સ્થાપિત કર્યો હતો.

અમેરિકાવાસીઓની દ્રષ્ટિમાં એક આખા રાષ્ટ્રને પતિત ઠેરવવાને માટે ઉપર જણાવેલા 'નિંદાના દફતરના' ઉપાયોનું અવલંબન કર્યું છે. સમસ્ત દુર્વ્યસનાઓ અને મહાપાપો કે જે ધાર્મિક હૃદયમાં રાષ્ટ્ર માટે ઘૃણા ઉત્પન્ન કરે એવા આક્ષેપો કર્યા છે.

અમેરિકાના પત્રસંપાદકો આવી ઘટનાઓની સૂચનાઓને 'સંવાદ કથાઓ' અથવાં તો ફક્ત 'કથાઓ'જ કહે છે. પરસ્પર થએલી મંત્રણાઓને પણ 'કથાઓ' કહે છે—અને તેમાં પણ સત્યતા નહિ, કાલ્પનિક કથાજ હોય છે. મીસ મેયોએ મધર ઇન્ડિઆમાં એવીજ કાલ્પનિક કથાઓનો સમાવેશ કર્યો છે. પણ તેણીની કેટલીક કથાઓ તો એટલી મુર્ખતા ભરેલી છે, કે કદાચ તુલનાત્મક દ્રષ્ટિથી આપણે તેની સરખામણી અમેરિકાના ઉપર વર્ણવેલા સમાચાર-પત્રો સાથે કરીએ, તો તે પત્રોની પ્રથાને પણ કુદી જાય એવી છે. તેમજ મનઃપુષ્પ કપટના વર્ણન જેવી દેખાશે.

તે કથાઓ તરફ એવી માનની દ્રષ્ટિ રાખવી જોઇએ, કે જેવી એક મૃતકથાને તેમજ એક નિરસ અને શુષ્ક ફળ તરફ આપણે રાખી શકીએ. મધર ઇંડિઆની તે કથાઓમાં એક રાજા પર એવું કલંક મુકવામાં આવ્યું છે, કે જો કદાચ અંગ્રેજો હિંદ છોડી ચાલ્યા જાય તો તેઓના ગયા પછી, એક પણ કુંવારિકા તેમજ એકપણ રૂપીઓ રહેજ નહિ.

કલકત્તાના કેપિટલ નામના પત્રમાં લખતાં 'ડીચર' (સ્વર્ગસ્થ મા. પેટ લોવેટ) નીચે પ્રમાણે કહે છેઃ—

"એમ જણાય છે, કે મીસ મેયોને પોતાની પરિમિત શકિતઓનું ભાન છે, કારણ પોતાનું સડી ગએલું ધાન પકાવવાને ચંડુખાતાનાં ગપ્પાઓ માટે પોતાની રૂચિઓ પ્રદર્શીત કરે છે. પણ જેઓએ તેણીને એવું એવું કહ્યું છે, તેઓએ તેણીની ટાંગ અતિશય ખેંચી છે. દાખલા તરીકે નીચેનો ફકરો જુઓઃ—

"એક એવા મનુષ્યના મોઢામાંથી નીકળેલી વાત હું લખી રહી છું, કે જેની સત્યતા પર મને ખાત્રી છે, અને જેનો કોઇ પણ સંદેહ નહિ લાવે. આ વાત તે તોફાની સમયની છે, કે જ્યારે સને ૧૯૨૦માં નવા સુધારાના કાનુનોને લીધે, લોકોએ ખળભળાટ કરી મુકયો હતો,

લોકો ભ્રમિત થઇ ગયા હતા, અને એવી અફવાઓ ઉડી રહી હતી, કે અંગ્રેજો હિંદ છોડી ચાલ્યા જાય છે. આ વાત મને એક હિંદમાં રહેનાર અમેરિકન તરફથી કરવામાં આવી હતી. તે સમય દરમિઆન તેઓશ્રી એક એવા અત્યંત આકર્ષક, ભણેલા અને પ્રભાવ શાલી રાજાને મળ્યા હતા, કે જે રાજાએ પોતાના રાજ્યનો સર્વોત્તમ પ્રબંધ કરી રાખ્યો હતો. તે વખતે રાજાના દિવાન પણ હાજર હતા. આ ત્રણે સજ્જનો ગાઢ પરિચયવાળા હોવાના સબબે ખુબ છુટથી વાતચીત થઇ હતી.

"દિવાને કહ્યું,—અંગ્રેજો હિંદ છોડી ચાલ્યા જાય, તે વાત રાજા માનતા નથી, છતાં પણ જો ઇંગ્લાંડનો હાલનો નવિન શાસન પ્રબંધ, અંગ્રેજોને એવી ગલત સલાહ આપતો હોય, તો તે સલાહ તદ્દન ભુલભરેલી છે. તે કારણથી રાજાએ પોતાનું સૈન્ય સંગઠિત કરી રાખ્યું છે. હથિયારો એકઠાં કરવાં માંડયાં છે. તેમજ નવા સિક્કાઓ ઢાળી રાખ્યા છે. જો અંગ્રેજો ચાલ્યાજ જાય, તો ત્રણ મહીના પછી આખા બંગાળામાં એક પણ કુંવારિકા અગર તો એક પણ સિક્કો તિજોરીમાં રહેશે નહિ.

કલકત્તાથી હિંદની અડધી પહોળાઇ જેટલે છેટે બેઠેલા તે નરેશ, તે વાત સાથે સંમત હતા. તે નરેશના પુર્વજો મરાઠાના વખતથી પેઢી દર પેઢી લુટારાના સરદારો હતા.

ઉપરોક્ત કથા મેં ચાળીસ વર્ષ પુર્વે જે શબ્દોમાં તે કહેવામાં આવી છે, તે કરતાં સારી રીતે સાંભળી હતી. એ કથાના નાયક, લોર્ડ કર્ઝન અને વીર રજપુત સર પ્રતાપસિંહ, કે જેઓ જોધપુરના રાજ્ય-પ્રતિનિધીનું કાર્ય કરતા હતા, તેઓ હતા.

વાઇસરોયે પુછ્યું—"જો બ્રિટીશો હિંદ છોડી જાય તો શું થાય ?

રજપુત યોદ્ધાએ જવાબ આપ્યો —શું થાય ? ' ' હું જુવાનોને હથિયાર લઇ નીકળી પડવાનો હુકમ આપી દઉં, અને એક મહીનાની અંદર બંગાળામાં એક પણ રૂપીઓ અગર તો એક પણ કુંવારિકા નજ રહે ' '

હું, સર પ્રતાપસિંહને સારી રીતે ઓળખતો હતો. અને લોર્ડ કર્ઝનના દરબાર વખતે મેં તેમને પુછી ખાત્રી કરી હતી. ગુસ્સે થઇ તેમણે જવાબ આપ્યો:—

'મિત્ર, જુઠું, સાવ જુઠું ' ' અમે રજપુતો નિર્દોષને જરાપણ કનડતા નથી. જ્યારે અમે અમારા શત્રુનું અપમાન કરીએ છીએ, ત્યારે પણ તલવાર આપી તેની પાસે બદલાની રાહ જોઇએ છીએ. અમેરિકાવાસીઓની કપટજાળના સંબંધમાં અત્રે મેરી સિડની સ્મીથનું, એક ટાંચણ આપવાની ઇચ્છા થઇ જાય છે. દીલગીરી માત્ર એટલીજ છે, કે એક પાગલ-સ્ત્રીના પ્રલાપ બદલ સંપુર્ણ રાષ્ટ્રનું અપમાન શા માટે કરું ?

મધર ઇંડિઆના ૨૪ મા પ્રકરણમાં મથાળું 'પરાળમાં અગ્નિ કાંડ'નું છે. એ પ્રકરણમાં મીસ મેયોએ અસહકારના દિવસોનું અશાંતિપુર્ણ વાતાવરણનું એક તરફી અને પક્ષપાતી વર્ણન કર્યું છે, કે જે સમયની જાણ બધાને છે. અસહકારીઓએ તેવા આક્ષેપોનો જવાબ આપ્યો છે. તે ઉપર જરાએ વિચાર કરવાની મીસ મેયોએ તકલીફ લીધીજ નથી, તેમજ પોતાના પુસ્તકમાં તેનો જરાએ ઉલ્લેખ કર્યો નથી. પોતાના પુસ્તકના ૨૯૪મા પાના પર સાવધાની રાખ્યા સિવાય ચોરીચોરા અત્યાચારોને મોપલા-કાણ્ડ પહેલા લખી નાંખ્યાં છે. તેણી કહે છે કેઃ—

" મોપલા કાણ્ડ પહેલાં છ મહીના અગાઉ ઘણે દુર સંયુક્ત પ્રાંતમાં ચારીચોરાની ઘટના થઇ હતી, " આ વાત જુઠી છે. ૨૯૫મા પાના પર કહે છે, કે- સને ૧૯૧૯ ના, પંજાબના અશાંતિના સમયમાં

સરકાર વિરૂદ્ધ કાર્ય કરનારાઓએ, વિદેશી સ્ત્રીઓના અપમાન ખાતર એક જુદું આંદોલન કરવાનું શરૂ કરી દીધું હતું" આ રાક્ષસી અપવાદનો આધાર માત્ર એક દિવાલ પર ચોઢેલી જાહેર ખબરનું ચોપાનીઉંજ છે. પણ તેનો પણ, પંજાબના નેતાઓએ તેઓને ખબર પડતાની સાથે વિરોધ દર્શાવ્યો હતો. મહાત્મા ગાંધીએ પણ પોતાના વિવરણમાં તેના પર ટિપ્પણ કર્યું હતું. મીસ મેયોએ આ વિરોધ દર્શાવનારાઓ પર જરાએ ધ્યાન આપ્યું નથી.

"એક બીજી વાત, કે જે મધર ઇંડિઆના ૨૭૩–૨૭૪ પાનામાં લખી છે તે નીચે પ્રમાણે છે: —

સને ૧૯૨૬–૨૭ ના શિઆળાના વખતમાં, શહેરના સાર્વજનિક રસ્તા પર વાત કરતા, હિંદુઓને એક હિંદુસ્તાનથી પરિચિત એવા ન્યુયોર્કના પત્રકારે પૂછ્યું—'હિંદની સ્થિતિના સંબંધમાં તમે આવા પ્રકારની ઘોર અસત્ય વાતો કેમ કરી રહ્યા છો? તેમાંના એકે બધાને બદલે પ્રત્યુત્તર આપ્યો, કે તમે અમેરિકાવાસીઓ હિંદ વિષે કંઇ જાણતા નથી. તમારા ઇસાઇ ધર્મ પ્રચારક લોકો, વધારે પૈસાને માટે અહીં આવે છે, અને અમારૂં અભિમાન તોડવાને માટે ઘણું સત્ય કહે છે: તેથી ત્રાજવું સમતોલ રાખવાને માટે અમે જુઠાણું ચલાવીએ છીએ.

તે ન્યુયોર્કના ખબરપત્રીનું નામ તેણી આપતી નથી તેમજ આવી અસંબદ્ધ વાત, જે વ્યક્તિ પાસે કહેવડાવે છે તેનું નામ દેતી નથી.

બીજી એક વાત લો. (પાનું. ૩૦૫–૬.)

એક બીજી ઘટનામાં, હિંદુઓની આ પ્રવૃત્તિ સ્વાભાવિક રૂપમાં પ્રકટ થાય છે. કે જે ઘટના ઇ. સ. ૧૯૨૬ ના ફેબ્રુઆરિ મહીનામાં બની હતી. એક વૃદ્ધ મુસલમાન આસિસ્ટંટ ઇંજીનીઅર એક બ્રિટીશ અફસરના હાથ નીચે ઇરિગેશન (ખાઇઓ ખોદવાનું કામ) ખાતામાં કામ કરી રહ્યા હતો. પછીથી એવી પરિસ્થિતિ ઉભી થઇ, કે તેને

હિંદુના તાબામાં રહેવું પડયું. એ હિંદુ જુવાન અધિકારી, કોલેજમાંથી નવો-સવો નીકળેલો તેમજ નવા વિચારોથી ભરપુર હતો. તેણે પેલા જુના નોકરને દુઃખ દેવાનું શરૂ કર્યું. અંતે તેનો દમ-દમ-કાઢી નાંખ્યો, તે એટલે સુધી કે વૃદ્ધ મુસલમાનથી સહન ન થઇ શકયું. તેથી તે વૃદ્ધ મુસલમાન પોતાના છોકરા સાથે એક મહાન બ્રિટીશ અમલદાર પાસે સલાહ લેવાને ગયો. પોતાની વાત પુરી કરી રહ્યા પછી છોકરાએ કહ્યું:—'સાહેબ, આપ મારા પિતાને સહાય નહિ કરી શકો ? આટલા વર્ષ નોકરી કર્યા પછી તેની સાથે આવું વર્તન ચલાવવું, એ ઘણી શરમની વાત છે.' પણ અંગ્રેજ લોક દાવ આવે સોગટી મારવા કોઇ દિવસ ચુકયા છે ? સાહેબે કહ્યું,—મહંમદ, તું હંમેશાં સ્વરાજ્ય માગે છે ? આ ઘટનાથી તને ખબર પડી હશે, કે સ્વરાજ્યથી તમને શું લાભ થશે ? બોલ, હવે તને કેમ લાગે છે ? છોકરાએ જવાબ આપ્યો 'ઓહ ! પણ હમણા તો મને ડેપ્યુટિ કલેકટરની પદવી મળી ગઇ છે. હમણાંજ હું કાર્યનો આરંભ કરી દઉં છું. અને જ્યારે હિંદુઓ પર હાથ પડશે, ત્યારે પરમાત્માજ તેમને બચાવી શકશે.' એક પણ વ્યકિતનું નામ આપવામાં આવ્યું નથી. કયા સ્થાન પરથી તેણીને આ ખબર મળી, તે પણ મીસ મેયો જણાવતી નથી. એવી વાતો મહાન બ્રિટીશ ઓફિસરના મોઢામાંથી અગર તો મુસલમાન ડેપ્યુટિ કલેકટરના મોઢામાંથી નીકળી શકતી નથી. શું કોઇ વ્યકિત, કે જેનું મગજ ઠેકાણે હોય, તે વિશ્વાસ સાથે માની શકે ? કે એક ભણેલો મુસલમાન, કે જેને ડેપ્યુટિ કલેકટરની પદવી મળી હોય, તે કોઇ મહાન બ્રિટીશ અફસર આગળ આવી વાત કહીને પોતાની પદવી તેમજ ભવિષ્યની ઉન્નતિને ભોંય ભેગી કરે ? કારણ, તેમ કરે, તો તેનો રિપોર્ટ બ્રિટીશ અફસર કર્યા વિના નજ રહે, અને તેથી શું તેની નોકરીને ધોકો ન પહોંચે ? અથવા શું આપણે એમ માનીએ, કે ઉચ્ચ બ્રિટીશ અફસર, પોતાને આધીન નોકરોને એવી વાતો કરવાને પ્રોત્સાહન આપી રહ્યા છે ?

મીસ મેયોના કથનમાં જેને થોડો પણ વિશ્વાસ હશે, તેને ૨૦૪ મા પાનાનું મધર ઈંડિઆનું ટાંચણ વાંચ્યા પછી તેણીના કથનમાં જરાએ વિશ્વાસ નજ રહે:—

"એક ધર્મચુસ્ત હિંદુ નરેશ, યુરોપીઅન લોકોના સમાજમ જાય; ત્યારે ખસુસ હાથમાં મોજાં પહેર્યા સિવાય જતો નથી. તેને વિષે કહેવામાં આવ્યું છે, કે એકવાર, લંડનમાં તેણે ખાણાં વખતે પોતાન હાથનાં મોજાં ઉતાર્યાં હતાં. તે વખતે તેની પાસે બેઠેલી એક અંગ્રેજ મહીલાએ તેના હાથ પરની વીંટી જોઇ હતી. તે મહીલાએ કહ્યું:—રાજા સાહેબ, આપની વીંટીમાં કેવું સુંદર નંગ જડેલું છે? આપ મને જરા જોવાને આપશો? રાજાએ ઉત્તર આપ્યો 'ઘણી ખુશીથી.' પછી તેણે પોતાના આંગળા પરથી વીંટી ઉતારી તેણીની રકાબી પાસે મુકી. તે મહીલા એક ઉચ્ચ કુળની હતી. તેણે વીંટીને ઉલટાવી સુલટાવીને જોઇ. પ્રકાશમાં લઇ જઇ જોઇ, સમયોચિત તેની પ્રશંસા કરી, અને પાછી માલિકની રકાબી પાસે મૂકી દીધી. રાજાએ ઇશારાથી પોતાની ખુરશી પાછળ ઉભેલા પોતાના નોકરને સુચના કરી કે:—'એને ધોઇ લાવ.' ત્યારપછી વાર્તાલાપમાં અબાધિતરૂપે નિમગ્ન થઇ ગયા."

એ રાજા કોણ? એ ઘટના લંડનમાં ક્યારે બની? આ વક્તવ્યનું પ્રમાણ મીસ મેયો પાસે શું છે? નિઃસંદેહ આ પ્રશ્નનો જવાબ કોઇ આપી શકતું નથી. મીસ મેયો આટલી સ્પષ્ટ વાત તરફ પણ આંખ આડા કાન કરે છે, કે આવો ધર્મચુસ્ત રાજા લંડનના ખાણામાં જાયજ નહિ. આ આખી વાત એક જોડી કાઢેલી વાત પ્રતીત થાય છે. કોઇ ભાટ—ચારણે એ વાત તેણીને કહી હશે.

## પ્રકરણ ૨૧.

## હિંદુઓનું શારીરિક—શાસ્ત્ર.

મીસ મેયોનું પુસ્તક વાંચ્યા પછી જે એક બીજી છાપ રહી જાય છે, તે હિંદુઓના શારીરિક શાસ્ત્ર સંબંધી છે. તેમજ તેઓ

ગંદા અને રોગી છે, એવી છાપ મગજ પર પડે છે. ઠીક. મીસ મેયોને ન્યાય મળે તેટલા ખાતર આટલો અમે સ્વીકાર કરી લઇએ છીએ, કે જે કોઇ વિદેશી યાત્રી હિંદના શહેરો અગર ગામડામાં જાય, તેના મગજ પર એવી છાપ પડે ખરી. તેવો યાત્રી હિંદવાસી-ઓની આંતરિક દશા વિષે કાંઇ જાણતો નથી. તેમજ તે હિંદની જનસંખ્યાના ભિન્ન ભિન્ન સમુદાયો અથવા તો, એક ઉપમહાદ્વીપના ભિન્ન ભિન્ન ભાગોમાં પણ કંઇ ભેદ લક્ષિત કરી શકતો નથી. એક વખત પડેલી છાપ અને મંતવ્ય ગમે તેટલી સમજણ કર્યા છતાં નષ્ટ થઇ શકતી નથી. પણ આટલી વાત તો સત્યજ છે, કે દુનિયામાં કોઇપણ જાતિ (જાપાન સિવાય) સ્વચ્છતા, એ સારા માણસનો ગુણ હોવો જોઇએ, એવું હિંદુ કરતાં વધારે દ્રઢતાથી માનતી નથી. સ્વચ્છતા, એ ધર્મનું એક આવશ્યક અંગ છે. કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયના એક પ્રોફેસર લુઇ ડાકીનસન, પોતાની ચોપડી 'એપીઅરન્સ' 'દેખાવ'માં લખ્યું છે, કે દુનિયાભરમાં હિંદ, એક એવો દેશ છે, કે જેમાં ધર્મ, એક જીવીત અને સત્ય વસ્તુ મનાય છે, અને જેનું મુલ્ય શું હોઇ શકે ?

સ્વચ્છતા, ભિન્ન ભિન્ન પ્રકારની હોઇ શકે છે. શારીરિક આજુબાજુની તેમજ કપડાંની. જે પ્રાંતોમાં હિંદુઓની વસ્તી વધારે હોય છે, ત્યાં શારીરિક સ્વચ્છતા તો સંપૂર્ણ હોય છે. તેમજ દરેક પ્રકારની સ્વચ્છતા એવી અને એટલી હોય છે, કે તે નિંદાજનક નજ કહી શકાય. બીજા પ્રાંતોમાં કે જ્યાં સખત ઠંડી હોય અગર ગરીબાઇ મોટા પ્રમાણમાં હોય, ત્યાં ભિન્ન સ્થિતિ દ્રષ્ટિગોચર થાય છે. ઠંડા પ્રદેશમાં સ્વચ્છતાને રૂપીઆ સાથે ગાઢ સંબંધ હોય છે. જે વ્યક્તિને બે વખત પુરતું ભોજન પણ ન મળી શક્તું હોય, તેને કપડાંને માટે પુરતા પૈસા ક્યાંથી મળે ? આજુબાજુની સ્વચ્છતાનો પ્રબંધ વ્યક્તિત્વ કરતાં સ્થાનિક-શાસન પર વધારે આધાર રાખે છે. દક્ષિણ

હિંદ–વિંધ્યાચળ પર્વતની દક્ષિણે, કે જ્યાં ઠંડી બહુ સખત નથી પડતી, ત્યાં હિંદુઓ પોતાનાં કપડાં તથા આજુબાજુનાં સ્થાનો ઘણાં સ્વચ્છ રાખે છે. તેના આજુબાજુના સ્થાનો એટલાં તો સ્વચ્છ રહે છે, કે જેટલાં એક વિદેશી શાસન પ્રબંધમાં–કે જેના નિયમો, ઉદ્દેશો અને સિદ્ધાંતો પણ વિદેશી હોય છે, તેઓના હોય છે. તેથી ઉલટું ઉત્તર હિંદમાં, કે જ્યાં છ મહીના સખત ઠંડી રહે છે (પંજાબ, ઔંધ. બિહાર અને આસામના કેટલાક ભાગની જેમ સખત ઠંડી પડે છે) ત્યાં પરિસ્થિતિ સર્વથા ભિન્ન હોય છે; તે પણ શારીરિક સ્વચ્છતાની બાબતમાં પ્રત્યેક હિંદુજાતિ, ભલે પછી તે ગરીબ હોય કે તવંગર, તો પણ ઘણીજ સ્વચ્છતા જાળવે છે.

આ સંબંધમાં હિંદુઓના ધાર્મિક ગ્રંથો જોવાથી સમજાય પડે તેમ છે. તેમાંથી વ્યકિતગત તેમજ સાર્વજનિક સ્વચ્છતાનું મૂળ સમજી શકાશે. હિંદુઓનાં ધર્મશાસ્ત્રો તેમજ વૈદકશાસ્ત્રોમાં સ્વચ્છતાનો જે આદર્શ રાખવામાં આવ્યો છે, તેવો આદર્શ પુર્વકાળની દુનિયામાં બીજે ઠેકાણે બહુ થોડો જોવામાં આવે છે. ઑંડળના હીઝ હાઇનેસ ઠાકોર સાહેબે (જે લંડનના એમ. ડી. છે. તેમજ એ ડી. સી. એલ. એફ. આર. સી. પી. ઇ. વગેરે પણ છે.) પોતાના મહત્વપુર્ણ પુસ્તક 'આર્યવૈદક શાસ્ત્રના'–એક પ્રકરણમાં આ વિષયનું વર્ણન કર્યું છે. તે ગ્રંથમાં સ્નાન આદિ ધાર્મિક કર્તવ્યને વિષે નીચે પ્રમાણે લખ્યું છે:–

"હિંદુઓમાં સ્નાનને ધાર્મિક કર્તવ્યનું એક અંગ માનવમાં આવ્યું છે. મનુ મહારાજની આજ્ઞા છે, કે સવારમાં ઉઠી માણસે હાથ, મોં ધોવા. દાંત સાફ કરવા, સ્નાન કરવું, પોતાના શરીરને શણગારવું, આંખોમાં કાજળ લગાડવું તેમજ દેવતાઓનું પુજન કરવું. (અધ્યાય ૪. શ્લોક ૨૦૩) યાજ્ઞવલ્કય મુનિ પણ સ્નાનને ધાર્મિક કર્મનું આવશ્યક અંગ ગણે છે. (અધ્યાય. ૩. શ્લોક ૩૧૪.)

આ આજ્ઞા ફક્ત ધર્મશાસ્ત્રોના પાનાઓ પરજ નથી. નિયમેજ એવો છે, કે પ્રત્યેક હિંદુ દિવસમાં એકવાર સ્નાન કરે છે. ઠાકોર સાહેબ લખે છે, કેઃ – નિયમાનુસાર પ્રાતઃકાળમાં ભોજન લીધા પહેલાં, નાહવું આવશ્યક છે. કોઇ કોઇ ઉચ્ચ શ્રેણીના હિંદુઓમાં સાંજના ભોજન પુર્વે પણ, નાહવાનો રિવાજ છે. તેમજ કોઇપણ અપવિત્ર વસ્તુથી છોવાઇ જાય તો પણ નાહવાનો રિવાજ છે. આવી ટેવોના કારણથી હિદુ લોકો મગરૂરીથી કહે છે, કે દુનિયામાં હિંદુજાતિ સર્વથી શ્રેષ્ઠ છે.

યુરોપની જાતિઓમાં શારીરિક–શાસ્ત્રના સંબંધમાં કંઇ પણ જ્ઞાન થયું, તે પુર્વે, ઘણા સમય પહેલાં તેમજ તેઓ દાંત સાફ કરવાને માટે બ્રશ અને દૈનિક સ્નાનની કિંમત સમજતા થયા, તે પહેલાંના સમયથી નિયમાનુસાર બંને આચરણો હિંદુઓ કરતા આવ્યા છે. આજથી ફક્ત વીસ વર્ષ પહેલાં, લંડનના ગૃહોમાં નાહવાના ટબ હતાં નહિ. અને દાંત સાફ કરવાનાં બ્રશ તો ફક્ત એક ઐશ્વર્યજ ગણાતું હતું. ગ્રેટબ્રિટન અને અમેરિકા બંને દેશોમાં, લોકો હિંદુઓના દાતની સ્વચ્છતાને માટે તેઓનાં વખાણ કરતા હતા.* આ જમાનામાં પણ સમસ્ત વૈજ્ઞાનિક ઉન્નતિ થયા છતાં, યુરોપવાસીઓને શારીરિક સ્વચ્છતાના વિષયમાં હિંદુઓ પાસેથી ઘણું શીખવાનું બાકી છે. યુરોપીઅન લોકોના શૃંગારના ઢંગ, સર્વથા અવૈજ્ઞાનિક અને ગંદા છે. સ્નાન કરવાનાં ટબ, રોગ અને મેલનાં ઘર છે. હિંદુઓની સ્વચ્છતા, સ્નાન તેમજ શૃંગારના રિવાજો સર્વોત્તમ છે. એવો હિંદુ કોઇકજ જણાશે, કે જે સ્વચ્છતાને ખાતર પાણીનો ઉપયોગ નહિ કરતો હોય, અને જે દરરોજ સ્નાન કે દાંત સાફ નહિ કરતો હોય.

હિંદુઓના વૈદક ગ્રંથોમાં દિનચર્યાના સવિસ્તર નિયમો આપ્યા

---

*પ્રસિદ્ધ દંતમંજન બનાવનાર અંગ્રેજ મી. કોલગેટ જેઓ શિઆળામાં હિંદની યાત્રાએ આવ્યા હતા, તેઓ આ દેશના લોકોના સ્વચ્છ દાંત જોઇને ચકિત થઇ ગયા હતા.

છે, તેમ પ્રાતઃકાળમાં ઉઠીને દંતમંજન અથવા તો તાજા દાતણથી દાંત સાફ કરવાના રિવાજનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રાચીન હિંદુ-ધર્મગ્રંથોમાંથી નીચે લખેલું ટાંચણુ ડાક્ટર સાહેબ આપે છે.—

"તંદુરસ્ત માણસને માટે પ્રાતઃકાળ એટલે સૂર્યોદય પહેલાં એક કલાકે ઉઠવું અત્યંત લાભદાયી છે. ઉઠીને તેણે નિત્ય ક્રિયાથી નિવૃત્ત થવું જોઇએ......ત્યાર પછી દંતમંજનથી દાંત સાફ કરવા જોઇએ. મંજન ઘણુંખરું તંબાકુની ભુકી, મીઠું, બાળેલી સોપારીનું બનાવેલું અથવા તો મિશ્રિત ઔષધી, જેવી કે સુંઠ, પીપર અથવા ફટકડી વગેરે ઔષધો મેળવી ચુર્ણ કરવું જોઇએ. સારામાં સારું દાંત સાફ કરવાની સાધન બાવળ છે. પણ વૈદકગ્રંથો બીજાં વૃક્ષનાં દાતણ બાવળ કરતાં વધારે સારાં ગણે છે. જેને કોઇ રોગનો ઉપદ્રવ હોય, તેને દાતણ કરવાની મના છે. દાંત સાફ કર્યા પછી એક પાતળી ચપટી સાહીકડીથી જીભ સાફ કરવી, (ઉલ ઉતારવી.) તે પટ્ટી, સોના, ચાંદી અથવા તો તાંબાની બનાવેલી હોય છે. દસ આંગળ લાંબું દાતણ ચીરીને, તેનાથી પણ જીભ સાફ કરવાનું સુચના છે. પછી ઠંડા પાણીના કોગળા કરવા તેમજ મોઢું ધોવું. આવા પ્રયોગથી મોઢામાં કોઇ જાતનો રોગ ઉપસ્થિત થતો નથી. ઠંડા પાણીથી મોઢું ધોવાથી મોઢાનું આવી જવું, ગળાનું સુકાવું, શોષ પડવો, અથવા અંદર અગન ઉઠવાના રોગો દુર થઇ જાય છે. ગરમ પાણીએ મોઢું ધોવાથી વાયુ તેમજ કફના વિકારો શાંત થઇ જાય છે, તેમજ ગળું સુકાતું નથી. નાકના રોગોથી બચવાને માટે અંદર દરરોજ કડવા તેલનું ટીપું મુકવામાં આવે છે. આ ક્રિયાથી મોઢાનો સ્વાદ ઠીક રહે છે. કંઠ ખુલે છે, તેમજ વાળ સફેદ થઇ જતા નથી. સીસું કે જસત અગર તો કલાઇના સળીયાથી આંખમાં શ્વેતસુરમો લગાડવાથી આંખો સુંદર થાય છે, તેમજ જોવાની શક્તિ વધે છે. સિંધુ પર્વતનો કાળો સુરમો સાફ કર્યા વગર આંખમાં લગાડી શકાય છે. તેનાથી ખજવાળ, બળતરા,

ચોપડા વગેરે દોષો નીકળી જાય છે. તાપનો ચકચકાટ તેમજ પવનના સપાટા સહન કરવાની આંખમાં શક્તિ આવે છે. નખ દાઢી અને વાળ સાફ રાખવામાં આવે છે, અને તેને કાપકુપ કરી ઠીક રાખવામાં આવે છે. દરેક પાંચ દિવસના અંતરે વાળ તથા નખ કાપવાનો રિવાજ છે. તેનાથી બળ, સ્વાસ્થ્ય, સ્વચ્છતા તેમજ સૌંદર્યની વૃદ્ધિ થાય છે......દરરોજ નિયમ પ્રમાણે વ્યાયામ કરવો જોઇએ વ્યાયામથી શરીર હલકું તેમજ કામ કરવાને લાયક બને છે. શરીરનાં અંગો ચાટદાર રહે છે, પુષ્ટ બને છે, અને પાચનશક્તિ એટલી પ્રબળ થાય છે. કે માણસ જે કંઇપણ ખાય, તે જલદીથી પચી જાય છે. આળસમાંથી છુટવાને ઉત્તમ ઉપાય વ્યાયામ છે......ભોજન કર્યા પછી વ્યાયામ કરવો હાનિકારક છે. જેને દમ, ક્ષય અથવા બીજા કોઇ ફેફસાંના રોગ હોય, તેણે વ્યાયામ કરવો ઉચિત નથી. અતિશય શ્રમ કરવો પણ વર્જીત છે. ઘરની અંદર તેમજ બહાર વ્યાયામ કરવાની અનેક રીતિઓ છે:—

"સ્નાન કર્યા પછી શરીરને ટુવાલથી બરાબર સાફ કરી લેવું જોઇએ, તેમજ સમયોચિત વસ્ત્ર ધારણ પણ કરવાં જોઇએ...."

ભોજનને માટે પણ સવિસ્તર વર્ણન કર્યું છે. પુખ્ત ઉંમરના માણસોને ફક્ત બે વાર ભોજન કરવાની ભલામણ છે. વિશેષમાં કહ્યું છે. કે "ઘણીવાર ભોજન કરવું ન જોઇએ."......જમતાં પહેલાં કઇ જાતનું ભોજન છે, તેનો વિચાર કરવો જોઇએ. કારણકે 'પિંડ તે બ્રહ્માંડ'ના નિયમાનુસાર પ્રત્યેક મનુષ્યનું માનસ ઘડાય છે. અને તેનેજ આધારે મનુષ્ય સારો નરસો, મુર્ખ અથવા તો દુષ્ટ બને છે."

ઠાકોર સાહેબ કહે છે, કે 'શયનગૃહમાં ડોકાઉ કરવું અનુચિત છે. પરંતુ પ્રાચીન વૈદક તેમજ ધાર્મિક વિષયોના લેખકોએ દાંપત્ય-સંભોગના નિયમો પણ ઘડેલા છે.' તે નિયમાનુસાર હિંદુ વૈદકશાસ્ત્ર

સુશ્રુતમાં સંભોગ વિષે નિયમો લખેલા છે.*

મનુ જેવા ધર્મશાસ્ત્રીએ પણ ઉપર જણાવેલા આવશ્યક વિષયની અવહેલના કરી નથી. અતિ સંભોગના દોષો પર તેણે ઘણા ભાર સહિત લખ્યું છે, કે જે કોઇ પણ વ્યકિત હિંદુ સાહિત્યનું અવલોકન કરશે, તેને તરત જણાશે. કે મીસ મેયોનો આક્ષેપ, જેવો કે, હિંદુઓને બ્રહ્મચર્ય પાળવાનું શિક્ષણ અપાતું નથી, તે તદ્દન જુઠો છે. સાચી વાત તો એજ છે, કે બ્રહ્મચર્ય વિષે એટલી હદ સુધી શિક્ષણ આપવામાં આવતું હતું, કે ઘરબાર છોડી યોગી બનવાની દિક્ષા લેવાનું મુનાસબ ગણાતું હતું.

ડાકોર સાહેબ બીજાનાં વાપરેલાં બગરખાં, કપડાં તેમજ માળાઓ' નહિ પહેરવાની આજ્ઞાઓનું ટાંચણ આપી તેમાં પોતાની સંમતિ પ્રકટ કરતાં કહે છે, કે 'એ ઉપદેશથી જણાય છે, કે ચેપી રોગોથી બચવાને હિંદુઓ અસાવધ ન હતા.'

શારીરિક સ્વચ્છતામાં હિંદુ આદર્શ અત્યંત ઉચ્ચ કોટિનો હતો, તેમજ આજે પણ સર્વોત્તમ છે. સર વિલિયમ હંટર જેને હિંદુઓની શૈલીનો પુષ્કળ અનુભવ હતો, તેણે સ્વચ્છતાની વૃત્તિઓ વિષે, ગત અર્ધા સૈકામાં પોતાની સંમતિ પ્રકટ કરી હતી. તે નીચે પ્રમાણે છે:—

---

*સુશ્રુતમાં લખેલું છે, કે ગરમીની ઋતુમાં પંદરમે દિવસે અને બીજી ઋતુઓમાં ચોથા દિવસના અંતર સિવાય સંભોગ ન કરવો જોઇએ. જેણે ઘણું ખાધું હોય, ભુખ્યો હોય તરસ્યો અગર અધીરો હોય, જે તદ્દન બાળક હોય, અથવા અતીવૃદ્ધ હોય, જેના શરીરમાં કંઇ પીડા હોય, અગર તો શૌચ જવાનો અગર તો પિશાબ કરવાનો થયો હોય, તેણે સંભોગ સુખ ઇચ્છવું ન જોઇએ.

(તેજ પુસ્તક પાનું. ૭૧.)

"કહેવાની જરૂર નથી, કે એશિયાની જાતિઓમાં ભાવતરષના હિંદુઓના સમાન સ્વચ્છતાનો ભાવ કોઇપણ દેશમાં નથી. એશિયા વાસીઓમાં તે બાબતમાં, હિંદુઓ ઘણા આગળ પડતા છે. હિંદુઓની સ્નાનાદિ ક્રિયા, એક કહેવત રૂપ થઇ પડી છે. તેવા નિયમોનું પાલન કરવું શાસ્ત્ર લિખીત છે, તેમજ સ્નાનને યુગો થયાં દૈનિક જીવન તરિકે આરંભિક આવશ્યકતારૂપ બનાવી રાખ્યું છે."

"સાર્વજનિક સુઘડતાની દ્રષ્ટિએ પણ હિંદુઓમાં કોઇ જાતની કમીના હતી નહિ. તેઓના રાજનીતિગ્રંથોએ પણ, એક એવા પૃથક રાજકીય વિભાગનો સ્વીકાર કર્યો છે, કે જેને આધારે શુદ્ધ જળનો પ્રબંધ થતો હતો. મોટા રસ્તાઓ, શેરીઓ તેમજ સાર્વજનિક ઉપયોગનાં સ્થાનોની શુદ્ધતા પર, ધ્યાન આપવામાં આવતું હતું. તેમજ જનતાને નુકશાન થાય એવા વિરૂદ્ધ આચરણ કરનારાઓને દંડ કરવામાં આવતો હતો. મદ્રાસના ગવર્નર લોર્ડ એમ્પથીલે સને ૧૯૦૫ ના ફેબ્રુઆરિ માસના મદ્રાસનું રાજકીય વૈદ્યક વિદ્યાલય ખુલ્લું મુકવાની ક્રિયા કરતી વખતે લંબાણ ભાષણ આપ્યું હતું, તે ભાષણમાં નીચે પ્રમાણે કહ્યું હતું: -

"હવે અમને ધીમે ધીમે એ વાતની ખબર પડવા માંડી છે, કે હિંદુધર્મશાસ્ત્રમાં સ્વચ્છતા સંબંધીનું વર્ણન કરવામાં આવ્યું છે. એ નિયમોના સિદ્ધાંતોમાં કોઇ જાતની ત્રુટિ નથી. તેમજ ધર્મશાસ્ત્રના રચનાર. મનુ મહારાજ દુનિયાના સ્વચ્છતા સંબંધી સુધારકોમાંના એક મોટા સુધારક હતા."

એક ક્ષેત્રમાં હિંદુઓની સફળતાના સંબંધમાં ગવર્નર સાહેબે પોતાની સંમતિ નીચેના શબ્દોમાં પ્રકટ કરી હતી.

"જ્યારે આપણે મ્યુનિસિપાલિટિઓથી તેમજ યંત્રો દ્વારા પાણી પહોંચાડવાની વ્યવસ્થા કરી રહ્યા છીએ; જ્યારે આપણે પ્લેગ વગેરે મહામારીઓનો ફેલાવો અટકાવવા માટેના નિયમો ઘડી રહ્યા

છીએ, તેમજ સ્થાનિક સંસ્થાઓને જનતાની સુઘડતા પર દ્રષ્ટિ રાખવાનું કામ સોંપી રહ્યા છીએ, ત્યારે આપણે કંઇ નવી પ્રવૃત્તિઓ અગર તો કંઇ યુરોપીય ચમત્કાર કરી બતાવતા નથી. આપણે ફક્ત એટલુંજ કરીએ છીએ, કે જે સૈકાઓ પહેલાં કરવામાં આવતું હતું. ઇતિહાસ–કારો તેમજ પુરાતન તત્ત્વવેત્તાઓ સિવાય, બધા લોકો એ વાત ભુલી ગયા છે. આ પ્રશ્નનું અધ્યયન કરવાથી ઉપર જણાવેલી પ્રાચીન વાતોની સચ્ચાઇ આપણને જણાય છે, જેનું તાત્પર્ય એટલુંજ છે, કે દુનિયામાં કોઇ પણ વસ્તુ નવી નથી, તે પરથી આપણે જાણીએ છીએ, કે વ્યાધિઓને આગળ વધતા અટકાવવાની બાબતમાં પણ કેટલીક ઘટનાઓ પુર્વે અસ્તિત્વ ધરાવતી હતી. આટલાં તથ્યો હોવા છતાં કેટલીક માન્યતા એવી છે, કે આ બધી વિદ્યા ફક્ત આ જમાનાની ઉત્પત્તિ છે. કર્નલ કીંગે આ વાતને સિદ્ધ કરીને બતાવ્યું છે, કે પ્રાચીન હિંદુઓની જાતિ વ્યવસ્થા, એજ સિદ્ધાંત પર સ્થાપિત કરવામાં આવી હતી, કે જેને લીધે ચેપી રોગનો ફેલાવો થતો અટકે, અને હિંદુઓ તેમજ મુસલમાનો શિતળાના રોગથી બચે એ સિદ્ધાંત પુરવાર કરવાને માટે તેઓશ્રી ધન્વંતરીમાંથી એક ટાંચણ આપે છે. પ્રાચીન હિંદુ વૈદ્યોમાં ધન્વંતરીનું સ્થાન સર્વથી શ્રેષ્ઠ હતું. વર્તમાન સમયને માટે તે વાતનું સ્મરણ કરાવવું સમયોચિત છે.... ...ધન્વંતરી કહે છે કેઃ—

'આંચળ સ્થાનમાંથી અથવા તો મનુષ્યના ખભા અને કોણીના વચલા ભાગમાંથી એક તીક્ષ્ણ ચપ્પુદ્વારા શીતળાની રસી લેવી જોઇએ. તેમજ માણસના હાથ પર ખભા અને કોણીના વચલા ભાગ પર બીજા ઝીણા ચપ્પુ વડે લોહી બહાર આવે ત્યાંસુધી છેદ કરી, રસી મુકવી જોઇએ. આ જમાનામાં પણ એજ પ્રમાણે રસી મુકવામાં આવે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થઇ જાય છે, કે શીતળાની રસીની જે મહાન શોધ જેનરે કરી તે પહેલાંના પ્રાચીન સમયમાં વાસ્તવિક રીતે હિંદુઓને તે પ્રયોગની જાણ હતી.'

ગવર્નર સાહેબે આગળ ચાલતાં નીચે પ્રમાણે પણ કહ્યું છે:—

"કર્નલ કીંગે બીજી પણ જે એક મનોરંજક શોધ કરી છે તેનો ઉલ્લેખ કર્યા સિવાય રહી શકતો નથી. તે એ કે પ્લેગને શાંત કરવાને તેમજ તેનો ફેલાવ રોકવાને માટે વર્તમાન પદ્ધતિની જાણ પ્રાચીન હિંદુશાસ્ત્રોના મત પ્રમાણે હમણાં છે, તેથી જરાએ ભિન્ન ન હતી." વૈદકશાસ્ત્રના ઇતિહાસના સંબંધમાં લોર્ડ એમ્પથીલ નીચે પ્રમાણે લખે છે:—

"ભારત વર્ષના લોકોએ તેનો (કર્નલ કીંગનો) ઉપકાર માનવો જોઇએ, કારણકે તેમણે હિંદુઓનું ધ્યાન એ વાત પર ખેંચ્યું છે કે જેમાં, એમ બતાવી આપે છે, કે યુરોપ જ્યારે મહાન અજ્ઞાનતા અને અસભ્યતામાં નિમગ્ન હતું, ત્યારે રોગ-નિવારક અને રોગાવરોધક સંબંધની વિધિઓની જાણ હિંદમાં હતી. હું નથી ધારતો કે ઔષધિ વિજ્ઞાનની ઉત્પત્તિ ભારતવર્ષમાં જ થઇ હતી, એ વાતની ખબર બધાને હોય. પણ સત્ય વાત તો એજ છે કે હિંદમાંથી એ વિદ્યા આરબો શીખ્યા. અને આરબો પાસેથી યુરોપીઅનો શીખ્યા. સત્તરમા સૈકાના અંત સુધી યુરોપના ચિકિત્સકો આરબોના ચિકિત્સક ગ્રંથો ભણી એ વિષયનું જ્ઞાન મેળવતા હતા. અને આરબ વૈદ્યોએ સેંકડો વર્ષ પહેલાં એ જ્ઞાન ધન્વંતરી, ચરક અને સુશ્રુત જેવા ભારતીય વૈદ્યોના ગ્રંથોમાંથી મેળવ્યું હતું."

હિંદની વર્તમાન રુગ્ણાવસ્થા તેમજ ગંદકીનું કારણ તેની સાધારણ દરિદ્રતા છે. પોતાની આજુબાજુ સ્વચ્છતા રાખવાને માટે પૈસા ખરચવાના તેઓ પાસે નથી. દરિદ્રતાનાં કારણને લીધે તેઓનાં નિર્બળ શરીરો તાત્કાળિક મહામારીઓમાં તેઓને ફસાવી દે છે. 'હિંદ દુનિયાને દુ:ખકર્તા છે,' એ વાતમાં સત્ય હોય તો તેમાં દોષ સરકારનોજ છે. કારણકે શિક્ષણ પાછળ તેમજ આરોગ્ય પાછળ સરકાર ઘણી કંજુસાઇથી વ્યય કરે છે. નવીન પરિસ્થિતિઓથી હિંદની ઉન્નતિ

થઇ શકતી નથી, પણ બીજા સ્વાધીન દેશોના થઇ ચુકી છે. તેથી રોગની સમસ્યા ઘણી જટિલ થઇ રહી છે. રેલ્વેથી મહામારીઓનો ફેલાવો જલદી અને સરળ રીતે થઇ જાય છે, તેથી સરકારનું એજ કર્તવ્ય છે, કે આવા રોગો સામે યુદ્ધ કરવાને માટે તેણે યોગ્ય પૈસાનો વ્યય કરવો જોઇએ. નહેરોને લીધે મૅલેરિયા ઘણો ફેલાય છે. પણ મૅલેરિયાને રોકવાને માટે જે ઉપાય પાનામાની નહેરની આજુબાજુમાં તથા બીજા સ્થાનોમાં કરવામાં આવ્યો છે. તેવોજ ઉપાય હિંદ માટે હજુ પણ સરકારે કરવાનો બાકી છે.

હિંદના આરોગ્ય તરફ સરકાર કેટલું ધ્યાન આપે છે, તેનું અનુમાન તે પર કેન્દ્રિય અને પ્રાન્તિક ફાળામાંથી કેટલો ખરચ કરવામાં આવે છે, તેના આંકડા તપાસવથી જણાઇ શકશે. ઇ. સ. ૧૯૨૮ની જાનેવારી મહીનાની ૯ મા તારીખે સરકારે એક પત્ર, હિંદ સરકારના આરોગ્ય અને શિક્ષણ વિભાગના અમલદાર તરફથી મને લખવામાં આવ્યો હતો. તેમાં મને સુચવવામાં આવ્યું હતું કે 'સન ૧૯૧૬-૧૭ સુધી સામાજિક આરોગ્ય પાછળ થતો ખરચ વૈદકના મથાળા નીચે લખવામાં આવતો હતો.' હિંદુસ્તાનમાં નિરક્ષરતા તેમજ રોગની પ્રધાનતા છે. તો જે રાજ્યમાં અક્ષરજ્ઞાન ઘણાને હોય, તે કરતાં તેમજ જે રાજ્યોમાં શિક્ષણનો પ્રચાર વધારે પ્રમાણમાં હોય, તે કરતાં આરોગ્ય પાછળ સરકારે વધારે નાણું ખરચવાં જોઇએ. હિંદ સરકારે શિક્ષણ તેમજ સાર્વજનિક આરોગ્ય માટે વધારે પૈસા ખરચવા જોઇએ. પણ ખરી સ્થિતિ શું છે? જે પત્રનો ઉલ્લેખ મેં ઉપર કર્યો, તેમાં મને જણાવવામાં આવ્યું છે, કે સને ૧૯૧૬-૧૭ માં સરકારે કેન્દ્રિય તેમજ પ્રાન્તિક ખજાનામાંથી કુલ ૧૨૯૮૨૪૯૮ રૂપીઆ એક વર્ષમાં ખરચ્યા હતા. સન ૧૯૧૮-૧૯ માં કે જ્યારે હિંદમાં ફક્ત ઇન્ફ્લુએન્ઝાના રોગથી ૬૦,૦૦૦૦૦ મનુષ્યો મરી ગયા હતા ત્યારે સરકારે ખરચ ફક્ત ૧૬૬૪૦૫૩ રૂપીઆનો કર્યો હતો, અને સને ૧૯૨૪-૨૫ને

માટે નાનામાં નાનો આંકડો કેન્દ્રિય ખજાનામાં ૨૬૦૭૨૭૧ રૂપીઆનો હતો. તેમજ પ્રાન્તિક ખજાનાનો આંકડો ૩૦૪૨૦૧૬૯ રૂા. નો હતો. સને ૧૯૧૦-૨૦ માં નવા સુધારાના નિયમો અનુસાર ભારતીય મંત્રીઓ નિયુક્ત થયા પછી કંઇક સુધારો થવા લાગ્યો છે.

## પ્રકરણ ૨૨.

### ગાયો કેમ ભૂખે મરે છે ?

મીસ મેયોના પુસ્તકમાં ૧૭ થી ૨૦ પ્રકરણ સુધી ગાયોના સંબંધી વિચાર કરવામાં આવ્યો છે. ૧૭ માં પ્રકરણનું મથાળું 'મુક્તિફોજનું પાપ' એ વિષે છે. પણ એ પ્રકરણમાં છેક છેડે એક યાદ ટિપ્પણ સિવાય મુક્તિફોજનું નામ કોઇપણ ઠેકાણે નથી. યંગ ઇંડિઆનું એક ટાંચણ કે જેને માટે આપણે આગળ વિચાર કરીશું. તે વીષે થોડો ઉલ્લેખ છે. તેનો આપણે તરત વિચાર કરીશું. એ પ્રકરણનો નાદ એજ છે, કે હિંદુઓ પોતાને માટે અન્ન ઉત્પન્ન કરે છે, પરંતુ પોતાની ગાય માતાને માટે ભોજન ઉત્પન્ન કરતા નથી, તેથી ગાયો ભુખે મરે છે.

મુક્તિફોજવાળા પ્રકરણમાં મુક્તિફોજનો ઉલ્લેખ ફક્ત ૨૦૬ મા પાને કરેલો જણાય છે, જેમાં મીસ મેયોએ મહાત્મા ગાંધીના એક સંવાદદાતા શ્રીયુત દેસાઇએ નીચે પ્રમાણે કહયાનુ તેણી સુચન કરે છે.

'પ્રાચીન કાળમાં અને મુસલમાનના અમલ દરમિઆન પશુઓ ને ચરવાને માટે જુદી જમીનનો પ્રબંધ હતો નહીં. તેમજ જંગલો માં પણ તેઓને સ્વતંત્ર રીતે ચરવાને અવરોધ હતો નહિં. જે લોકો ગાયો પાળતા હતા. તેઓને ગાયોને ખવડાવવ ને માટે જે ખરચ કરવો પડતો હતો, તે તદ્દન નજીવો હતો, પણ બ્રિટીશ સરકારની લોભ દ્રષ્ટિ તેના પર પડી, અને ઉપર જણુ વેલા પ્રાચીન માનનીય પશુઓની મિલ્કતો ઉપરના હકો પર તરાપ મારી કે જેઓ બોલી શકતા નથી, અને જેઓને માટે કોઇ બોલતું પણ નથી એવાં મુગાં પ્રાણીઓની

મિલ્કત જપ્ત કરી, તેમ કરવામાં કેટલેક અંશે મહેસુલી આવક વધારવાનો અને કેટલેક અંશે પાદરીઓને ઉપકૃત કરવાનો સરકારને ઇરાદો હતો.' આગળ લખતાં મીસ મેયો લખે છે, કે 'તે લેખક ઉપરના પેરેગ્રાફમાં આલેખેલું સિદ્ધ કરવાને વધારામાં જણાવે છે, કે ગુજરાતમાં સરકારે ૫૬૦ એકર ગોચર ભૂમિ મુક્તિફોજને ખેતી કરવાને માટે આપી દીધી હતી.'

હિંદુસ્તાન સાથે અમેરિકાની તુલના કરતાં મીસ મેયો લખે છે, કે:—

'એ વાત સાચી છે, કે અમારા દેશમાં ચરવાને માટે મોટા જમીનના ટુકડાઓ રાખવામાં આવે છે, પણ અમે તે ટુકડાઓ બદલતા રહીએ છીએ, અને વધારે વખત ચરાવવાથી બગડે નહિ તે પર ધ્યાન આપીએ છીએ. આ એક એવો વિષય છે, કે કલ્પના સરખી પણ હિંદુઓને નહિ હોય. એ ભાગોમાં પશ્ચિમ પહાડી પ્રદેશ કે જ્યાં ચરણનું ક્ષેત્રફળ ઘણું વિસ્તૃત હોય તેમાં પણ ⅘ ભાગ જમીન પશુઓને માટે ચારો ઉત્પન્ન કરવા માટે વાપરવામાં આવે છે. અમે ૨ ઉત્પન્ન કરનારી જમીનનો ૫૩ ટકા ભાગ પશુઓને માટે ચારો ઉત્પન્ન કરવામાં ખપ લગાડીએ છીએ. તેમાં ઢોરો માટે અનાજ ગુવાર, ઉગાડવામાં આવે છે. ફક્ત સેંકડે ૧૦ ટકા જમીન માણસો માટે ખાદ્ય સામગ્રી ઉત્પન્ન કરવાના કામમાં લેવાય છે. અમારા દેશમાં અનાજ તેમજ શિઆળાનો પાક તેમજ ઘઉં ઉત્પન્ન કરવાની જમીનનો ૭૫ ટકા ભાગ ચારો ઉત્પન્ન કરવામાં વપરાય છે. ધાન્ય ઉત્પન્ન કરનારી ભૂમિના ૮૪ ટકા ભાગમાં પશુઓને માટે ચારો વાવવામાં આવે છે. અને ૧૬ ટકા મનુષ્ય માટે અનાજ ઉત્પન્ન કરવામાં આવે છે. ઉત્તર અને પુર્વ ભાગમાં ૭૦ ટકા જમીન ચારાને માટે વપરાય છે. અમારા દેશની સંપુર્ણ ઉપજાઉ ભૂમિનો ૭ ભાગ પશુઓને માટે ખાદ્ય સામગ્રી ઉત્પન્ન કરવાના કામમાં વપરાય છે. મનુષ્યો માટે અમારા દેશમાં ૨૫૦૦૦૦૦૦૦ એકર

જમીન ખોરાક ઉત્પન્ન કરવામાં વપરાય છે, તેમજ 'દરેક પાંચ માણસ વચ્ચે એક ગાય હોય છે.'

હિંદુઓની ગોભક્તિના સંબંધમાં મીસ મેયોએ એબેડુબોઇસના પુસ્તકનો આશય લઇ એવું ટાંચણુ આપ્યું છે, કે 'અત્યંત ધર્માત્મા લોકો પ્રતિદિન ગોમૂત્ર પીએ છે.' આ વકતવ્ય સાવ જુઠ્ઠું છે, અરાઢમાં સૈકાના અંતમાં મદ્રાસમાં લોકો એ પ્રમાણે કરતા હોય તો તે વિષે અમે કંઇપણ ચોકસ કહી શકતા નથી, પણ અમારી જિંદગી દરમિઆન (મારી ઉંમર ૬૩ વર્ષની છે) અમે એવો એક પણ ધર્માત્મા પુરૂષ જોયો નથી, કે જે ગોમુત્ર પીતો હોય. અસ્તુ......એબે૦ ના વકતવ્ય ઉપર આધાર રાખી મીસ મેયોએ સાથે સાથે પોતાની સંમતિ નીચે પ્રમાણે પ્રકટ કરી છેઃ---

'આ વાતોમાં ધર્મચુસ્ત હિંદવાસી એબે૦ ના સમયમાં જેવા હતો, તેવોજ આ જમાનામાં પણ છે.' આવી વાતોથી એ વિષય તદ્દન અસંગત થઇ જાય છે.

પશુઓને માટે ચારો નહિ ઉત્પન્ન કરવાની બે-પરવાઇને લીધે હિંદુઓને ધિક્કારી મીસ મેયોએ ભારતીય કૃષિની પોતાની અજ્ઞાનતા અમેરિકા સાથે સરખામણી કરીને દાખવી છે. પહેલી વાત તો એ છે, કે અમેરિકાનું ક્ષેત્રફળ ભારતવર્ષ કરતાં બમણું છે. પણ તેની જનસંખ્યા હિંદની જનસંખ્યાનો ⅓ ભાગ છે. બીજી વાત એ છે. કે તે દેશમાં વાર્ષિક કર જેવું કાંઇ નથી. ત્રીજી વાત એ છે કે પશુ-પાલકોને તે દેશમાં સરકાર તરફથી તેમજ બીજી પણ સહાય મળે છે. કારણકે તે દેશમાં ભુમિ વધારે છે, અને જનસંખ્યા ઓછી હોવાથી. તે વાતની આવશ્યકતા પ્રતીત થાય છે. ચોથી વાત તો એ છે, કે તે દેશના નિવાસીઓ એટલા ગરીબ નથી હોતા, કે તેઓને સરકારને કર આપવાને તેમજ પોતાના કુટુંબનો નિભાવ કરવાને માટે વધારે ઉપજ આપે એવો પાક કરવાની જરૂર પડતી હોય. હિંદમાં ખેતીના ઉપયોગમાં આવતી પ્રત્યેક વાંધા જમીન પર કર નાંખવામાં આવ્યો છે.

હિંદની અમેરિકાના સંયુકત રાજ્યો સાથે કોઇપણ રીતે તુલના ન થઇ શકે. સંયુક્ત રાજ્યમાં લાખો એકર જમીન એવી છે, કે જે પશુઓને માટે ચારો ઉત્પન્ન કરવા ઉપરાંત બીજા કોઇપણ કામમાં આવી શકતી નથી. મીસ મેયોને એ વાતની ખબર હશે, કે સંયુક્ત રાજ્યોમાં પશુઓની એક મોટી સંખ્યામાં પાલનપોષણ ફક્ત માંસને માટે કરવામાં આવે છે. લાખો પશુઓ જેમાં ગાયો પણ આવી જાય છે—તે દેશમાં માંસને માટે કાપી નાંખવામાં આવે છે. તો પણ સ્વતંત્ર રીતે અમે સ્વીકાર કરીએ છીએ, કે યુરોપ અને અમેરિકામાં દુધ દેનારી ગાયોની દેખરેખ હિંદ કરતાં સારી રીતે રાખવામાં આવે છે. હિંદમાં ગાયોની જે અવલેહના કરવામાં આવે છે, તેનાં ઘણાં કારણો છે. મુખ્યત્વે આર્થિક દુર્બળતા, એક મોટું કારણ છે, દુનિયાના સમસ્ત રાજ્યોમાં દુધ પહોંચાડવાના પ્રશ્ન પર કાર્યશીલતા તેમજ ગંભીરતાથી વિચાર કરાયો છે. બાળકોની તંદુરસ્તી સુધારવા તેમજ રાષ્ટ્રનું સ્વાસ્થ્ય જાળવવા દુધ—સારા દુધની આવશ્યકતા છે. તે રાજ્યોએ કાયદાઓ ઘડયા છે. કે જેથી ગાયોની સારી રીતે રક્ષા કરવામાં આવે. તેમજ લોકોને યથેષ્ઠ સારૂં તેમજ સસ્તું દુધ મળે, આ સંબંધમાં વ્યવાહારિક રીતે હિંદી સરકારે કાંઇપણ કર્યું નથી, કેવળ આ દેશના નિવાસીઓ તેમજ બાળકોની અપેક્ષા સેના તેમજ પોતાને માટે યુરોપીઅન નોકરોની અધિક આવશ્યકતા સમજે છે. હિંદ સરકાર આ દેશના નિવાસીઓની તંદુરસ્તી તરફ ધ્યાન આપવું એ વાત તદ્દન ગૌણ માને છે અમેરિકાના સંયુકત રાજ્યોમાં સરકાર (ફીડરલ અથવા નગર સંબંધી)નું પ્રથમ કર્તવ્ય એજ છે. પોતાના પુસ્તકના એક છેડાથી બીજા છેડા સુધી મીસ મેયોએ આ પ્રધાન વિષયની અવલેહના કરી છે, અને અમે દાવા સાથે કહી શકીએ છીએ, કે તેણીની એ અવલેહના અન્યાયયુકત તેમજ પક્ષપાતપુર્ણ ઉદ્દેશને અવલંબી છે.

તેણીના પોતાના પુસ્તકના ૨૧૦ મા પાનામાં લખે છે, કે— મહાત્મા ગાંધીના સંવાદ દાતાએ ગાયો ભુખે મરે છે તેનો દોષ

બ્રિટીશ શાસકો પર મુકયો છે તે સંબંધમાં બ્રિટીશ-શાસનનું ઉત્તરદાયીત્વ વિષેનું તાત્પર્ય આગળ ચાલતાં તેણી ખુલાસારૂપે નીચે પ્રમાણે કરે છેઃ—

"આ શાસન પ્રણાલિકા (પ્રાચીન શાસનપ્રણાલિકા)નું સ્થાન **બ્રિટીશ લોકોને સોંપવામાં આવ્યું.** આવી રીતે સોંપનારાઓનો ઉદ્દેશ એવો હતો, કે દેશમાં લુટફાટ, યુદ્ધ તથા બરબાદીથી રક્ષણ થાય, તથા શાંતિ સ્થાપિત કરવામાં આવે. આ કાર્ય ઘણું ખરૂં અમેરિકાવાસીઓને માટે જેવું ફીલીપાઇનમાં હતું, તેવું જ હતું. જે સફળતા અમને (અમેરિકનોને) ફીલીપાઇનમા મળી; તેવીજ અંગ્રેજોને હિંદમાં પ્રાપ્ત થઇ. ફરક માત્ર એટલોજ કે અંગ્રેજોનું ક્ષેત્રફળ અને જનસંખ્યા વધારે તેથી વધારે વખત લાગ્યો. બ્રિટીશે પોતાનું કાર્ય, કે જેમાં બધા પ્રકારની શક્તિઓની અપેક્ષા હતી, તે કાર્ય આજ ૫૦ વર્ષ થયાં પુરૂં કરી નાખ્યું છે. બ્રિટીશના શાસન નીચે જીવ અને જીવન-ગાળાનું સંરક્ષણ થઇ રહ્યું છે. મહામારીઓ રોકવામાં આવી છે. તેમજ દુકાળથી પણ લોકોનું રક્ષણ થઇ રહ્યું છે. તેથી પહેલાં જે શત્રુઓદ્વારા ધન અને જાનમાલની ક્ષીણતા થઇ રહી હતી, તેની સારી રીતે રક્ષા થવાથી મનુષ્યો તેમજ પશુઓની સંખ્યામાં સમાનરૂપે વધારો થઇ રહ્યો છે. મનુષ્યોને ભોજન અવશ્ય મળવું જોઇએ, તેથી સરકારે આવશ્યકતા પ્રમાણે પટે જમીનો આપી છે, કે જેમાંથી લોકો ખાદ્ય પદાર્થો ઉત્પન્ન કરે છે અને મૃત્યુથી બચે છે.

આટલી વાત સમજાતી નથી કે 'ગાય' અને 'મુક્તિફોજને' પરસ્પર શું સંબંધ હોઇ શકે. આ ટુંકો ફકરો પણ અસત્ય વક્તવ્યોથી પરિપુર્ણ છે. (૧) 'આ પ્રણાલિકાનું સ્થાન બ્રિટીશ લોકોને સોંપવામાં આવ્યું.' કોણે સોંપ્યું ? હિંદમાં શાંતિ સ્થાપિત કરવાને માટે કોણે તેઓને નિમંત્રણ કર્યું ? તેઓ ફક્ત પોતાના લાભને માટેજ અહીં લાગ્યા રહ્યા છે. (૨) 'બ્રિટીશ લોકોએ પોતાનું એ કાર્ય......૫૦ વર્ષ થયાં

પરિપુર્ણ કરી નાંખ્યું છે.' મીસ મેયોએ એ જાણવું જોઇતું હતું, કે સરકારે જે રાજ્ય જીતી છેલ્લું ખાલસા કર્યું, તેને પણ ૭૫ ઉપર વર્ષ થયાં છે. અર્થાત ૧૮૪૯માં જીતી ખાલસા કરાયું હતું. મહેસુલનો કર નાંખી બંગાળ, બિહાર અને સંયુકત પ્રાંતોનો નાશ તે પહેલાં કરી નાખવામાં આવ્યો હતો. (૩) બ્રિટીશ શાસન નીચે જાનમાલની સલામતી' આ જમાનામાં પણ નથી. (સરહદ પરના પ્રાંતોના યુધ્ધો, આક્રમણો તેમજ બળવા આદિનું વર્ણન વાંચો.) (૪) 'મહામારીના ઉચ્છેદ કરનારા રોગો' હમણાં પણ દેશમાં પ્રવર્તેલા છે. તેમજ દુકાળની ગણનાઓ પણ ઓછી નથી. રેલવે તેમજ દરિદ્રતાને લીધે મહામારીઓનો પ્રકોપ જલદીથી તેમજ અધિકાધિક વેગથી પ્રસરી રહેલો છે. જન-સમાજની દરિદ્રતા તેમજ મુર્ખતાને લીધે રોગોનું પોષણ થાય છે, તેમજ દુકાળ પણ પડે છે. 'હિંદ દુનિયાને દુઃખકર્તા છે' એ મીસ મેયોના પોતાના પુસ્તકના પ્રકરણથી ઉપર લખેલી વાત સિદ્ધ થાય છે.

*શ્રીયુત આર્નોલ્ડ લુપ્ટને મીસ મેયોના ઉપરોકત કથનનો ઘણો સુંદર ઉત્તર આપ્યો છે. હિંદની ખાદ્ય સામગ્રી પર વિચાર દર્શાવતાં તેઓશ્રી લખે છે કેઃ—

"આ સિવાય આ આંકડાઓમાંથી અન્નનો એટલો ભાગ ઓછો કરવો જોઇએ, કે જે પશુઓ માટે કામમાં આવે છે. પશુ-ઓની સંખ્યા લગભગ મનુષ્યો જેટલી છે. અર્થાત નાનાં મોટાં મળીને ૨૦,૬૦,૦૦૦૦૦ પશૂઓ છે. એ બધા લગભગ ૧૭૦૦,૦૦,૦૦૦ બળદો બરાબર છે. આમાં મરઘાં, કબુતર આદિ પાળેલાં પશૂઓની ગણુતરીનો સમાવેશ નથી. આ વાત નિઃસંદેહ છે, કે આ પશૂઓને ચારો, ઘાસ, પાંદડાં, અનાજનાં કણુસલાં, મુળીઆં, કપાસીઆ, ભુસું તેમજ તે ઉપરાંત કંઇક પૌષ્ટિક ખોરાકની આવશ્યકતા હોઇ શકે.

---

*આર્નોલ્ડ લુપ્ટન 'હેપી ઇંડિઆ ૧૯૨૨. પાનું. ૧૪૪-૮.

"આ વાતમાં જરાપણ સંદેહ નથી, કે પશૂઓને ચારા ઉપરાંત અન્નનો પણ મોટો ભાગ મળે છે, એ બાબતમાં અમારું અનુમાન એવું છે, કે અન્ન ફક્ત મનુષ્યો માટેજ પર્યાપ્ત છે, અને એમ પણ સંભવિત છે, કે આવી રીતે પશૂઓને અન્ન આપ્યાથી તેટલું અન્ન મજુરોને ઓછું મળે છે. પૈસાદાર લોકો જેઓ ઘોડા રાખે છે, તેઓ એમ ચાહે છે, કે તેઓની ગાય ખુબ દૂધ આપે અને બળદો ખુબ કામ કરે. તેવા ઇરાદાથી તેઓને માટે અન્ન ખરીદે છે. અને આમ થવાથી અનાજના ભાવો વધી જાયછે, અને નિર્ધન પાડોશી-ઓને માટે અનાજનો જથો ઘટાડી નાંખે છે.

"અનાજનો કેટલોક ભાગ ગાયો અગર તો બળદોના તેમજ ઘોડાના પ્રતિદિન પૃથક પૃથક ખોરાકને માટે અલગ રાખવામાં આવે છે. તેનું મારા ધારવા પ્રમાણે એ પરિણામ આવે છે, કે ગંગાના મેદાન, પંજાબ તેમજ બીજી ઘાડી વસ્તીવાળા પ્રદેશમાં જે અનાજ મનુષ્યો માટે આવશ્યક છે, તેનો એક મોટો ભાગ પશૂઓને ખવડાવી દેવામાં આવે છે. અને તેથીજ ઘણાં નિર્ધન લોકોને અર્ધા-ભુખ્યા રહી જીવન વ્યતીત કરવું પડે છે.

"જો અન્નની ઉત્પત્તિ ૫૦ ટકા વધારવામાં આવે, તો પશુ-ઓનાં હિત અને ઉન્નતિમાં ઘણી સહાય મળે, અને લોકોને પણ સહાય મળે; કારણ પશુઓના પરિશ્રમ આવશ્યક છે, તેમજ તેઓનું દૂધ મનુષ્યોને માટે ઘણું કીમતી છે. જે લોકો માંસાહારી છે, તેમને માટે કંઇપણ કહેવું યોગ્ય નથી.

મીસ મેયોની જેમ મી. લુપ્ટન સોગન નથી ખાતા, કે આ અધ્યયનમાં તેનો કંઇ રાજનૈતિક ઉદ્દેશ નથી. પણ તેઓ 'પક્ષપાત રહીત વર્તમાન હિંદના સંબંધમાં સત્યની કસોટી પર કસ કરેલી વાતો'નો ઉલ્લેખ કરે છે. હિંદમાં જે દુર્ઘટનાઓ છે, તેની સામાં આંખ મીંચામણાં કરતા નથી, પણ તે સંબંધમાં વ્યાહારિક રીતે

સહાયતાની દ્રષ્ટિથી પોતાના વિચાર દર્શાવે છે. જે વિષય પર આપણે વિચાર કરી રહ્યા છીએ તેને ઉપર આપેલાં ટાંચણોથી ઠીક સહાય મળે છે. તેથી એ વિષે વધારે વિચાર કરવો આવશ્યક નથી.

આ વકતવ્યોમાં શ્રીયુત લુપ્ટને દુષ્કાળના વર્ષમાં પણ દેશ બહાર ખાદ્ય અન્ન મોકલવાના કુપ્રભાવ પર વિચાર કર્યો નથી. એવી રીતે અનાજ બહાર મોકલવાથી જમીનદારોને લાભ થાય છે, તે વાત તો સત્યજ છે, પણ જનસમાજ આ નીતિથી એટલું ઓછું ભોજન અન્ન પામે છે, તેમજ ભુખે મરે છે, કે જેનો વિચાર શ્રીયુત લુપ્ટને ઉપરના ફકરામાં દર્શાવ્યો છે.

આપણે એમ કહેવું પણ યોગ્ય નથી, કે જે ઉપર ઉપરથી જોનાર વ્યક્તિઓ કહી રહી છે, કે હિંદમાંના અર્ધા પશુઓનો નાશ કરવો જોઇએ. હિંદમાં જેટલાં પશુઓ છે, તેની તુલના બીજા દેશોની દરેક એકર જમીન સાથે કરીએ, તો આપણને તરતજ સમજ પડી શકે છે. હિંદની જનસંખ્યામાં જે પ્રમાણમાં વૃદ્ધિ થઇ છે, તે પ્રમાણમાં પશુઓની વૃદ્ધિ થઇ નથી. તેમજ બાગની સંખ્યા જે પ્રમાણમાં ખેતીની જમીન છે, તે પ્રમાણમાં પુરતી નથી. તો પછી વર્તમાન જનસંખ્યાને માટે અનાજ કેમ ઉત્પન્ન થઇ શકે ?*

ઉપર જણાવેલી આર્થિક સમસ્યાઓથી એ વાત સ્પષ્ટ થઇ જાય છે, કે શા કારણથી ગાય માતા જે પુજનીય છે, તે આ દેશમાં ભુખે મરે છે. પરંતુ આટલી વાત નિઃસંદેહ છે, કે હિંદમાં મૂર્ખ તેમજ સ્વાર્થી ગવલીઓ ગાયો ઉપર અત્યંત નિર્દયતા વાપરે છે. હિંદુઓ ઘણી સરળતાથી મીસ મેયોને કહી શકે છે, કે બકરાના જીવતા ચામડાં ઉતરવાને માટે ઉપદેશ આપવાનો તેણીને અધિકાર નથી, કારણકે તેણી જાણે છે કે પોતાના દેશમાં તેમજ બીજા યુરો-

*એન. ચેટરજી 'હિંદના પશુઓની સ્થિતિ' (અખીલ ભારત વર્ષીય ગોરક્ષીણી સભા કલકત્તા.) ૧૯૨૬. પા. ૧૪.

પીઅન દેશોમાં સ્ત્રીઓની ફેશનને માટે પક્ષીઓનાં રૂવાં તેમજ પાંખો વગેરે ખેંચી કાઢવામાં આવે છે. ઉપલો ઉત્તર આપવાથી હિંદના ગવલી લોકો 'ફુકા'ના જેવા નિર્દય વ્યવહારના પાપમાંથી મુકત કરાયલા કહી શકાય નહિ. અમારૂં એમ કહેવું અત્યંત ઉચિત છે, કે હિંદમા આટલા વધારે પ્રમાણમાં ગોહત્યા થવી એ એક તદ્દન નવીન વિષય છે. હિંદમાં વિદેશી લુંટારાઓનું શાસન અને સ્વર્થ મુળ હિંદવાસીઓને અત્યંત વિરોધી પ્રતીત થાય છે. સરકારે માંસ તેમજ ચામડાં વિદેશ મોકલવાના વ્યવસાય માટે ફ્રાંસ તેમજ બીજા દેશોના વિદેશી વેપારીઓને ઘણી સ્વતંત્રતા આપી છે. પશ્ચિમના યુદ્ધ પછીથી ગામડાની સંખ્યા ઘટી ગઇ છે, અને તેને લીધે હિંદમા દુધાળા ઢોરોના જબરી આફત આવી પડી છે. વિદેશી ખરીદનારાઓના પ્રલોભનમાં પડીને ગવલીઓ થોડાક વ્યાપારી લાભ માટે 'ફુકા' જેવી નિર્દય યાતનાઓ કામે લગાડી એક અથવા બે ચાર બચ્ચાંએ જન્મ્યા પછી દુધ દેનારી ગાયોનો નાશ કરી નાંખે છે. મહાશય ચેટરજી લખે છે કેઃ—*

"જે દેશોના નિવાસીઓ માંસાહારી હોય છે, ત્યા તેઓ માંસને માટે એક બીજા પશુને પાળે છે......તેઓ દુધાળાં ઢોરોના કોઇપણ કાળે હત્યા કરતા નથી. પરંતુ આપણા દેશમાં એવી કોઇપણ વ્યવસ્થા નથી. તેમજ સારામાં સારી ગાયો શહેરોમાંથી મોકલવામાં આવે છે......તેમજ મોટી સંખ્યામાં તેઓની હત્યા કરાય છે."

મહાશય ચેટરજી આગળ લખતાં કહે છે કેઃ —

"દેશી પશુ પાળકોની દરિદ્રતા તેમજ મુર્ખતાનો લાભ લઇ વિદેશમાં માસનો વ્યવસાય કરનારા વેપારીઓ ઉત્તમ પશુઓ ઘણી થોડી કિંમતમાં ખરીદી લે છે. જો અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ વિચારીએ તો' તેઓના વાસ્તવિક મુલ્યનો અર્ધો ભાગ પણ આપવામાં આવતો નથી."

*ચેટરજી કૃત પુસ્તક પા. ૨૦.

મીસ મેયો એમ કહે છે કે 'પશુઓની દેખરેખનું કાર્ય હિંદુઓને અપાયલા અધિકારોમાં સંમિલીત કરી બુદ્ધિશાળી પગલું ભર્યું નથી; કારણકે તેનાથી બિચારાં પશુઓ અંગ્રેજોની કૃપામાંથી વંચિત થઇ ગયાં.' પણ શું જ્યારે બ્રિટીશ શાસકોની અધિનતામાં પશુઓ હતાં ત્યારે શું તેઓની સ્થિતિ સારી હતી? એ વિષય પર આ જમાનાના પ્રમાણિક લેખક એન. એટરજી પ્રમાણો સાથે પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

સમસ્ત હિંદમાં પશુઓની સ્થિતિ અત્યંત શોચનીય થઇ રહી છે. કોઇપણ ગેઝેટીઅરના પાના ઉથલાવો અને પશુઓના સંબંધમાં સરકારી અને બીન સરકારી વિવરણો જુઓ તો આપને માલમ પડશે, કે સર્વત્ર એકજ ફરિયાદ છે, કે પશુઓ કદમાં નાનાં થઇ ગયાં છે. તેઓની દુધ દેવાની શક્તિ ઘણી ઓછી થઇ ગઇ છે, તેમજ ખેતી અગર તો ખેંચવાના કામમાં તેઓ ઘણાં નબળાં થઇ ગયાં છે."

વળી: —

"તેઓની જાત ઘણી શીઘ્રતાથી ઠુંકી (ઠીંગણી) થઇ રહી છે. જે પ્રકારે તેઓની શક્તિ ઘટે છે, તેજ પ્રકારે તેઓની દુધ દેવાની શક્તિ પણ ઘટી રહી છે. અકબરના શાસનકાળમાં દિલ્હીમાં ઘણી ગાયો વીસ વીસ શેર દુધ આપતી હતી, અને દસ રૂપીઆમાં વેચવામાં આવતી હતી."

"તે ગાયો ઘોડા કરતાં જલદીથી ચાલી શકતી હતી, તેમજ સિંહ તેમજ હાથી સાથે લડી શકતી હતી. આજથી ફક્ત પચીસ વરસ પહેલાં બંગાળાની ગાયો ત્રણથી પાંચ શેર દુધ આપતી હતી; પણ, વર્તમાન સમયમાં એ પ્રમાણ ઘટી ગયું છે, અને ગાય દીઠ ફક્ત એક શેર દુધ મળે છે, એટલુંજ નહિ, પણ આ અવસ્થા આખા ભારતવર્ષમાં પ્રત્યેક દુધાળાં ઢોરની થઇ ગઇ છે."

"મનુષ્યની દયા" આર્થિક સમસ્યાથી બીલકુલ સ્વતંત્ર હોતી નથી, તેમજ સરકારની કાર્યશીલતા અથવા અકર્મણ્યતાના પ્રભાવોથી વંચિત રહી શકતી નથી."

# પ્રકરણ ૨૩.

## હિંદ—વૈભવનું ઘર.

મધર ઇંડિઆની લેખિકા મીસ મેયોને વર્તમાન સમયમાં નહિ, પણ હંમેશને માટે હિંદ 'દરિદ્રતાનું' ઘર દેખાયું છે, આ વાત તેણી ઘણી ગંભીરતાથી કહે છે. તેમજ ઐતિહાસિક ઘટનાઓનો ઢોંગ પોતાની સંમતિ સાથે રજુ કરે છે. પરંતુ પોતાના ઇતિહાસનું અજ્ઞાન શીઘ્ર સામાન્યોક્તિ કરીને તેણી પ્રદર્શિત કરે છે. તેણીના ઉપરચોટીઆ જ્ઞાનનો પરિચય '૧૮૪૫ મા શીખનો બળવો' એ વાત આલેખી પ્રદર્શિત કરે છે. (પાનું. ૨૫૯) શ્રીયુત એડવર્ડ એમ્પસન મોન્સન તેણીને પ્રશ્નમાં પુછે છે, કે 'શીખ લોકોએ કોની વિરૂદ્ધ બળવો કર્યો'? તે સમય સુધી અંગ્રેજોએ શીખનો મુલક ખાલસા કર્યો ન હતો, તો શું તેઓએ પોતાનીજ સત્તા વિરૂદ્ધ બળવો કર્યો? આ કાંઇ એક બહુ અગત્યની વાત નથી; પરંતુ વાંચનાર એનો એટલોજ અર્થ કરે કે મીસ મેયોનું ભારતીય ઇતિહાસનું જ્ઞાન ભરોસાપાત્ર નથી.

કેવળ એ ધૃષ્ટ—અર્થાત મુર્ખ અને અવિચારી—પરિણામ કાઢનારાજ એવા હોય છે, કે જેઓ એમ કહે છે, કે હિંદમાં ગ્રામ્ય શાસન પદ્ધતિનો વિકાસ કોઇપણ કાળે અસ્તિત્વ ધરાવતો ન હતો. મીસ મેયો લખે છે, કે:—

"આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે, કે હિંદનો ઇતિહાસ—ઉત્તર તેમજ દક્ષિણનો ફક્ત અગણિત યુધ્ધો તેમજ એક વંશને હઠાવી બીજા વંશનું શાસન ગ્રહણ કરવાની ઘટનાઓનો ઇતિહાસ છે. આ દેશના નિવાસીઓમાં મ્યુનિસિપાલીટી, સ્વતંત્ર નગર પ્રબંધ,

પ્રજાતંત્ર તેમજ રાજનૈતિક જ્ઞાન વગેરેનો ભાવ કોઇ વખતે પણ ઉત્પન્ન થયો નથી." મીસ મેયોએ પોતાના "હિંદ દરિદ્રતાનું ઘર" નામના પ્રકરણમાં આવા પ્રકારની અનેક સંમતિઓ પ્રકટ કરી છે. તેનું કાંઇપણ ઐતિહાસિક પ્રમાણ આપ્યું નથી. તેમજ તેણી આપી પણ શકતી નથી. તેણીએ પોતાના પુસ્તકના ૨૫૧ મા પાનામાં લખ્યું છે, કે:—"આ દેશમાં એક સ્થળેથી બીજે સ્થળે જવાને માટે સડકો એવી હતી, કે જેવી સડકો બળદો ચાલવાથી તેઓની ખરીઓથી તેમજ કીચડ અને ધુળથી બનેલી હોઇ શકે, એવીજ જાતના થોડા પુલો પણ હતા." આ વાતનું ખંડન મીસ મેયો પોતેજ પોતાના પુસ્તકની વિષય સુચીમાં કરે છે. તેણીના પુસ્તકના એક ભાગનું મથાળું—'ગ્રાન્ડ ટ્રંક રોડ'નું છે. જો તેણીને જરા પણ જ્ઞાન હોત, કે 'ગ્રાન્ડ ટ્રંક રોડ' શી વસ્તુ છે, તો તેણી એટલું તો અવશ્ય સમજી શકી હોત, કે આ સડક ન કોઇ બળદોએ બનાવી હતી; અગર ન કોઇ અંગ્રેજ બહાદુરે. સાચી વાત તો એજ છે, કે અંગ્રેજોનું આગમન થયું, તે પહેલાં હિંદની કેટલીક સડકો એવી હતી કે જેની લંબાઇની ગણતરી આ આંકડાથી માઇલોમાં થઇ શકતી હતી. તેમજ રેલ્વે થઇ, તે પહેલાં એક શહેરથી બીજે શહેર જવાને માટે યાત્રીઓને મહીનાઓ સુધી તે સડકો પર ચાલવું પડતું હતું.

પોતાના પુસ્તકમાં 'દરિદ્રતાનું ઘર' નામના પ્રકરણમાં મીસ મેયોએ દુકાળના સમયમાં મુસાફર યાત્રીઓના વિશાળ દેશ માટેના અભિપ્રાયોનો સમાવેશ કરી નાખ્યો છે, પણ વીતી ગએલા યુગનો સાચો ઐતિહાસિક ચિતાર આપવો કઠણ છે. એમ માનવું સંભવિત છે કે વીસમી સદીના અમેરિકા જેવો વૈભવશાળી દેશ હિંદ નહિ હોય, પરંતુ ગતયુગને ઉપર્યુક્ત આદર્શોથી પરિપુર્ણ વિચાર કરીએ તો પણ હિંદ નિઃસંદેહ ધનધાન્યથી ભરપુર અને સમુન્નત દેશ તો હતોજ,

શ્રીયુત બી. એ. સ્મીથના મતાનુસાર હિંદનો જે ભાગ દારાના સામ્રાજ્યમાં સંમિલીન હતો, તે ભાગ આખા રાજ્યમાં સર્વથી વધારે ધનવાન પ્રાંત હતો.*

થોરટન કૃત બ્રિટીશ હિંદના ઇતિહાસનો પ્રથમ પેરેગ્રાફ નીચે પ્રમાણે શરૂ કરેલો છેઃ—

"જ્યારે નાઇલ નદીની ઘાટી પર તુચ્છતાનો દ્રષ્ટિપાત કરનાર મિનારાઓની સૃષ્ટિ ન હતી, જ્યારે યુરોપીઅન સભ્યતા પાળનાર અને જાણનાર યુનાન તેમજ રોમ બીલકુલ અસભ્ય અવસ્થામાં હતાં, ત્યારે ભારતવર્ષ ધન તેમજ વૈભવનું સ્થાન હતું. આ દેશમાં વ્યવસાય—કુશળ લોકોની વસ્તી હતી. આ પવિત્ર ભુમિ પર તેવા લોકોના પરિશ્રમ અંકિત થઇ રહ્યા હતા, ખેડુતોના પરિશ્રમના બદલામાં કુદરત તેઓને પ્રતિવર્ષ ધન—ધાન્ય પુષ્કળ આપતી હતી. ચતુર વણકરો મુલાયમ તેમજ સુંદર વસ્ત્રો તૈયાર કરતા હતા કારીગરો—એ એવા એવા ચમત્કાર—પુર્ણ ભવનોની રચના કરી હતી કે આજે હજારો વર્ષની સભ્યતાનો પ્રચાર થયા છતાં તેના સમાન કાંઇ પણ થઇ શક્યું નથી............હિંદની પ્રાચીન સ્થિતિ અવશ્ય અસાધારણ રીતે મહત્તાપુર્ણ હોવીજ જોઇએ." ×બૌદ્ધકાલીન હિંદ વિષે કહેતાં રીસ ડેવીડસ કહે છે. કેઃ —

'બધા લોકો સુરક્ષિત હતા. બધા લોકો સ્વતંત્ર હતા. જમીન—દારો પણ ન હતા, અને ભિખારીઓ પણ ન હતા. જનસમાજ મજુરી બદલ કામ કરવામાં અપમાન સમજતો હતો. મોટી મોટી આપત્તિઓ આવી પડવા છતાં હિંદ આ પ્રમાણે કરવા શક્તિમાન હતું."

પરંતુ મીસ મેયોને એટલી ધીરજ ક્યાંથી રહી શકે, કે તેણી પ્રાચીન ઇતિહાસ અને વાતોની તપાસ કરે. તેથી અમે ફક્ત મુસલમાન

---

*હિંદનો આરંભિક ઇતિહાસ. ત્રીજી આવૃત્તિ. પા. ૩૩

×બૌદ્ધકાલિન ભારત. લંડન. ૧૯૦૩. પાનું. ૪૯.

શાસનકાળ તથા બ્રિટીશ શાસનકાળની આગળના સમયની વાતો વિષે ટાંચણુ આપીશું.

હિંદ સુધારા સમિતિ જેમાં પાર્લામેન્ટના ૩૭ સભ્યો હતા, તેઓએ 'હિંદ માટે સુધારા પત્રિકા' નામના પત્રમાં લખ્યું છે, કેઃ—

"એમ કહેવામાં આવે છે, કે હિંદના લોકો નીચ, પતિત તેમજ અત્યંત જુઠા છે......જો હિંદના મોટામાં મોટા રાજાઓને આપણે તપાસીએ તો આપણા જડ અને સ્વાર્થી ગવર્નર પણ અત્યંત યોગ્ય અને ઉદાર જણાશે. મોગલ બાદશાહોની વિલાસોની પુર્ણ સ્વાર્થપરાયણતાએ હિંદવાસીઓને નિર્બળ અને દરિદ્રિ બનાવી મુકયા હતા. તેના પૂર્વજો કયાં તો અત્યાચારીઓ હતા, કાંતો જડ વ્યભિચારીઓ હતા. આ દેશના સમાચાર–પત્રો તેમજ જનતાની સહાનુભુતિના બળ ઉપર આપણે માટે એ વાત તદ્દન સરળ થઇ જાય છે, કે આપણે આપણાથી પુર્વના શાસકોને નીચ કહી આપણી શ્રેષ્ઠતા ઘોષિત કરીએ છીએ. આપણે આપણાં પ્રમાણોને તેમજ આપણી વાતોને સર્વથા સત્ય કહીએ છીએ. પણ જો કોઇવાર આપણા પુર્વ શાસકોના સંબંધમાં કોઇ સારી વાત મળે છે, તો તેના સંબંધમાં સંદેહ પ્રકટ કરવા લાગી જઇએ છીએ. આપણે ચૌદમી સદીના મોગલોના આક્રમણોની પુર્વમાં ઓગણીસમી સદીના બ્રિટીશ સેનાના વિજયી, નમ્ર તેમજ દયાપુર્ણ ચઢાઇઓની સાથે તુલના કરીએ છીએ. પણ જો આપણો ઉદ્દેશ ન્યાયયુકત હોય તો આપણે હિંદ પર મુસલમાનોના આક્રમણોની તુલના ઇંગ્લાંડ પર તે સમયના નોરમનોના આક્રમણો સાથે કરવી જોઇએ.—મોગલ બાદશાહોનાં ચારિત્ર્યોની તુલના પશ્ચિમના તે સમયના બાદશાહોનાં ચારિત્રની સાથે કરવી જોઇએ.—૧૪ મા સૈકાના હિંદનાં યુધ્ધોની તુલના ફ્રાન્સનાં યુધ્ધો અથવા તો ક્રુઝેડ (ધર્મયુધ્ધો)ની સાથે કરવી જોઇએ. હિંદુઓ પર મુસલમાન રાજ્યકર્તાઓનાવ પ્રભાની તુલના એંગ્લો સેક્સનો પર નોરમન રાજ્યકર્તાઓના સમયના પ્રભાવ

સાથે કરવી જોઈએ, કે જે વખતે 'અંગ્રેજ' એમ કહેવું, ગાળ બરાબર સમજવામાં આવતું હતું. જ્યારે મેજીસ્ટ્રેટ કે જેમનું કર્તવ્ય ન્યાય કરવાનું હતું, તેઓ અત્યંત નિર્દય તેમજ સાધારણ ચોર તેમજ લુંટારાઓ કરતાં પણ દુષ્ટ હતા, જ્યારે મોટા લોકો એટલા ધન-લોલુપ હતા, કે જેઓ આ ધન કેવી રીતે પ્રાપ્ત કરવામાં આવે છે એ વાતનો વિચાર પણ કરતા ન હતા.—જ્યારે ઇંદ્રિયાસક્તિ એટલી બધી હતી, કે સ્કોટલેંડની એક રાજકુમારીને વિષયી લોકોના હુમલાથી બચવાને માટે ધાર્મિક જીવન તેમજ પોષાકનું શરણ લેવું પડ્યું હતું.' (હિસ્ટ્રી ઓફ હંટીંગડન એંગ્લો સેક્સન ઇતિહાસ અને એડમન)

એમ કહેવામાં આવે છે કે હિંદના મુસલમાન રાજવંશીઓનો ઇતિહાસ આરંભિક વિજેતાઓની નિર્દયતા અને લોલુપતાથી ભરપુર છે. પણ તત્કાલિન ક્રિશ્ચિયનનો ઇતિહાસ પણ એવાંજ ઉદાહરણોથી પરિપુર્ણ મળે છે. અગિઆરમી સદીના અંતમાં જ્યારે પ્રથમ ક્રુઝેડરોએ જેરૂસલેમ પર અધિકાર પ્રાપ્ત કર્યો હતો, ત્યારે વિરૂદ્ધ પક્ષની સેનાના ૪૦૦૦૦ મનુષ્યો કાંઇ પણ ભેદ વગર કતલ કરવામાં આવ્યા હતા. હથિયારોથી વીરોની રક્ષા ન થઇ તો શત્રુનું શરણ લીધાથી કાયરોની થઇ. આયુ, સ્ત્રી અગર પુરૂષ જાતિનો વિચાર પણ કરવામાં આવ્યો ન હતો. છોકરાંઓ અને માતાઓને એકજ તલવારથી કાપી નાંખવામાં આવ્યાં. જેરૂસલેમની સડકો મૃતદેહોથી પથરાઇ ગઇ. દરેક ઘરમાંથી પીડા અને દુ:ખના નાદ સંભળાવા લાગ્યા.' બારમી સદીમાં જ્યારે ફ્રાન્સના બાદશાહ સાતમા લુઇએ વિત્રી નામના નગર પર અધિકાર મેળવ્યો હતો ત્યારે તેણે 'તે નગરમાં આગ લગાડવાની આજ્ઞા આપી હતી.' આ સમયે ઇંગ્લાંડના સ્ટીવનના અમલ દરમિઆન એટલા વેગથી યુદ્ધ થયું હતું કે જમીન ખેડયા વગર છોડી દેવામાં આવી હતી. અને ખેતીના ઓજારોનો કોઇ ભાવ પુછતું નહતું.' ચૌદમી સદીમાં ફ્રાન્સમાં જે યુદ્ધ થયું હતું, 'તેનું પરિણામ અત્યંત ભયાનક

અને વિનાશક હતું. કોઇપણ દેશને કોઇ સમયમાં એવો અનુભવ થયો નથી.' કહેવામાં આવે છે, કે મુસલમાન વિજેતાઓની અત્યંત નિર્દયતાનાં પણ ઘણાં પ્રમાણો હયાત છે, પણ શું તેઓની ઉદારતાનું પ્રમાણ કોઇપણ ઠેકાણે મળે છે ?

"આ પ્રમાણે મોટા મોટા ગ્રંથો લખાવીને રાજ્ય વ્યવસ્થાઓ તેમજ દેશી નરેશોનાં ચરિત્રો પર દુષ્ટ આઘાત કરવામાં આવે છે, કે જેથી તેઓને આપણા અધિકારમાં રાખવાનું આપણને ઠીક ઠીક બહાનું મળે છે. આવી પરિસ્થિતિમાં એટલું બતાવી આપવાની આવશ્યકતા છે, કે પ્રત્યેક દેશી 'ઓલિવરના સ્થાન પર આપણે ત્યાં ઇસાઇ રોલેન્ડ' હાજર છે. અર્થાત જો હિંદના મુસલમાન રાજાઓ નિર્દય તેમજ લોલુપ્ત હતા, તો તેઓના સમકાલિન ઇસાઇ શાસકો પણ તેઓ કરતાં જરાએ સારા ન હતા. આપણા લોકોની એ ફેશન થઇ ગઇ છે, કે આપણે પંદરમી અગર તો સોળમી સદીના હિંદની તુલના ઓગણીસમી સદીના ઇંગ્લાંડ સાથે કરીએ છીએ. તેમજ પરિણામમાં આપણી પ્રશંસા આપણે કરીએ છીએ. એક બુદ્ધિમાન સમાલોચકનું કહેવું છે, કે 'જ્યારે આપણે ઇંગ્લાંડ સાથે કોઇપણ બીજા દેશની સરખામણી કરીએ છીએ ત્યારે આધુનિક ઇંગ્લાંડ વિષે આપણે વિચાર દર્શાવીએ છીએ. આપણે રેફર્મેશનના પુર્વકાળનો વિચાર કરતાજ નથી. જે દેશ કોઇપણ અંશે આપણાથી પછાત હોય, તેને આપણે અસભ્ય સમજીએ છીએ ભલે પછી તે દેશની સ્થિતિ આપણા દેશ કરતાં થોડા કાળ પુર્વે સારી હોય. ઓગણીસમા સકામાં ઇંગ્લાંડ સાથે સોળમી સદીના હિંદની તુલના કરવી એટલેજ અંશે ઉચિત છે, કે જેટલા અંશ સુધી ઇસાઇ સનની પ્રથમ સદીના બંને દેશોની સ્થિતિની તુલના કરવી.—કે **'જયારે હિંદ સભ્યતાના શિખર પર હતું, તેમજ ઇંગ્લાંડ તેની તળેટીમાં હતું.'***

---

*એશિયામાં સામ્રાજ્ય સ્થાપના. લંડન. પાનું. ૧૦૦.

ગત અંકમાં પાર્લામેન્ટના સભ્ય શ્રીયુત ડબલ્યુ. એમ. ટોરેન્સે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"પ્રાચીન હિંદ શાસન પદ્ધતિને પતિત સ્વેચ્છાચારી તેમજ લોકમત વિરુદ્ધ કહેવી, એ એક એવી ભુલ છે, કે જેનો કાંઇપણ આધાર નથી. તેમજ એવી ભુલ કદી પણ સાંભળવામાં આવી નથી. એવું બહાનું કાઢવું, કે તે શાસનપદ્ધતિએ જેઓનું અહિત કર્યું, તેઓ ધર્માંધ દાસો હતા. તેમજ તેઓ તેવી સ્થિતિમાં પડી રહી વિદેશી સભ્યતા તલવારના બળથી તેઓમાં હસ્તાક્ષેપ કર્યા સિવાય નજ લાવી શકત.—એ વાત પોતાના અત્યાચારો છુપાવવા તેમજ પોતાના રાષ્ટ્રીય આત્મપ્રેમના ઢોંગરૂપે છે. આવા ઢોંગી સિદ્ધાંતોનું એવા માણસોએ ખંડન કર્યું છે, કે જેને માટે કોઇપણ સંદેહ ન લાવી શકે, તેમજ જેની પ્રમાણિકતાનો કોઇપણ અસ્વીકાર નજ કરી શકે." મીસ્ટર ટોરેન્સ વાચકને હિંદના શાસકોની અપહરણ નીતિ, નિંદા તેમજ ધર્માંધતાની તુલના વિષે બોર્જીઅસ, નવમા લુઇ, બીજા ફિલિપ, ત્રીજા રિચર્ડ, મેરિ ટયુડર, તથા છેલ્લા સ્ટુઅર્ટના કર્તવ્યો માટે કહે છે. તેમજ તેણે ભુતકાળની કેથેરીન મેડીસીથી માંડીને લુઇ લે ગ્રાંડ સુધી—નિર્દય ફિલિપથી માંડીને મુર્ખ ફર્ડીનાન્ડ સુધી—વિશ્વાસઘાતી જોનથી માંડી ધુર્ત ચાર્લ્સ સુધી (તથા મુસકકો વિના પિતૃઘાતી પિટર તેમજ નોપોલિટન બોરબોન્સને પણ તેઓ ભુલ્યા નથી.) ના અનુચિત શાસન પર વિચાર કરવાનું સુચવે છે. ત્યાર પછી તેઓ એવા અભિપ્રાય પર આવે છે, કે આ વાત દક્ષિણ એશિયાને માટે સત્યપુર્ણ નથી, કે જેટલી પશ્ચિમ યુરોપના સંબંધમાં મેં કહી છે. તે ભાગના મુખ્ય અથવા તો આશ્રીત શાસનનું દરરોજનું કાર્ય અર્ધ—પાશવિક, ક્રુર, સ્વાર્થમય તેમજ લોલુપતાપુર્ણ અવશ્ય રીતે થઇ રહેતું હતું.

સુધારા માટે પત્રિકા નં. ૯ માં ફરીથી તેનો ઉલ્લેખ કરતાં આપણને જણાય છે કેઃ—

"હિંદુ તેમજ મુસલમાન બંને જાતિઓના લેખકો એક સ્વરે કહે છે, કે મુસલમાનોનાં પ્રથમ આક્રમણો પહેલાં હિંદ ઘણી ઉન્નત દશામાં હતું. બંને લેખકો વિસ્તારથી કનેજ રાજ્યની રાજધાનીની વિશાળતા તેમજ સુંદરતા તથા સોમનાથના મંદિરની અક્ષય વિભુતિનું વર્ણન કરે છે." હવે આપણે જરા બ્રિટીશ શાસકો તેમજ ઇતિહાસકાર એલ્ફીન્સ્ટનની વાતો તરફ આપણું ધ્યાન ખેંચીએ: - *

સાધારણ સમયમાં લોકોની જે સ્થિતિ હતી, તેઓને શું દુ:ખ વેઠવું પડતું હતું, તેનો કંઇ પત્તો મળી શકતો નથી. ફીરોઝશાહ (સન. ૧૭૫૧ થી ૧૩૯૪) ના ઇતિહાસ લેખકે વિસ્તારથી વર્ણન કર્યું છે, કે તે સમયમાં પ્રજા સુખી હતી. લોકોનાં ઘર સુંદર હતાં, ઘરમાં રાજવાટનો ખોટ નહતી, તેમજ સ્ત્રીઓ ચાંદી તથા સોનાનાં ઘરેણાં પહેરતી હતી."

બીજા ઇતિહાસકારો તથા યાત્રીઓએ જે વર્ણન કર્યું હતું, તેનો બધાનો ઉપયોગ એલ્ફીન્સ્ટને કર્યો છે. અમે નીચે સંક્ષેપમાં કેટલાંક પ્રમાણો આપીએ છીએ:—

"એ વાતમા સંદેહજ નથી, કે દેશની સાધારણ સ્થિતિ ઉન્નતિ પર હતી. નિકલો ડી કોંટી જેણે લગભગ ઇસ્વીસન ૧૪૨૦માં હિંદની યાત્રા કરી હતી, તેણે ગુજરાતની ઘણી પ્રશંસા કરી છે. તેણે ગંગા કિનારાનાં નગરો ભરપુર જોયાં હતાં. તે નગરો સુંદર પુષ્પો તેમજ મેવાના બગીચાઓથી ઘેરાએલાં હતાં. મહારાજ્યના માર્ગમાં તે ચાર સુંદર શહેરોમાંથી પસાર થયો હતો. મહારાજ્યને વિષે લખતાં તે કહે છે, કે તે નગર ઘણું ધન સંપન્ન હતું. તેમાં ચાંદી, સોનું અને અઢળક અમૂલ્ય રત્નો હતાં. બારબેરા તેમજ વારતેમાએ તેણે કરેલાં વર્ણનનું સમર્થન કર્યું છે. તેઓએ સોળમા સૈકાના આરંભકાળમાં હિંદની યાત્રા કરી હતી."

---

*એલ્ફીન્સ્ટન ભાગ ૨. પા. ૨૦૩.

"સીઝર ફ્રેડરીકે એજ પ્રમાણે ગુજરાતનું વર્ણન કર્યું છે. ઇબન બાંટુટાએ પંદરમા સૈકાના મધ્યભાગમાં મહમદ તઘલખના અત્યાચારી તેમજ ક્રાંતિકારી રાજ્યમાં જ્યારે દેશમાં મોટે ભાગે વિપ્લવ મચી રહ્યો હતો, તે સમયમાં તેણે હિંદની યાત્રા કરી હતી. તે મોટાં મોટાં શહેરો અને કસ્બાઓની ગણના કરે છે, તેમજ બતાવે છે, કે આ અશાંતિ પુર્વે દેશની ઘણી ઉત્તમ દશા હોવી જોઇએ."

સુધારા માટેની પત્રિકામાં મોગલોના વખતના હિંદનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે,—*

"તૈમુરલાંગનો પોતાનો રાજદુત અબ્દુલ રીયાજે ઇ. સ. ૧૪૪૨ માં દક્ષિણ હિંદની યાત્રા કરી હતી. બીજા નિરીક્ષકોની જેમ એ પણ સંમત છે, કે તે વખતમાં આ દેશ ઘણો ઉન્નત દશામાં હતો. ખાનદેશનું રાજ્ય તે વખતમાં ખાસ અધિકારીઓના હાથ નીચે ઘણીજ ઉન્નત દશામાં હતું. તે વખતમાં ખેતીનું સિંચન કરવાને માટે પાણીની અનેક ધારાઓનાં મુખ પત્થરના બંધોથી બાંધી લેવામાં આવ્યાં હતાં. આ કાર્ય ભારતવર્ષની કોઇપણ ઔદ્યોગિક યોગ્યતાના કાર્યની પુરતી રૂપે છે."

"બાબર હિંદને ધનવાન તેમજ ઉચ્ચકોટિનો દેશ કહે છે. તેની ગાઢી વસ્તી તેમજ દરેક રીતે અનેક કારીગરો જોઇને પોતાનું આશ્ચર્ય પ્રકટ કરતો રહે છે."

એલફીન્સ્ટનના નીચે લખેલા ટાંચણથી મીસ મેયોના વક્તવ્યનું ફરીથી ખંડન થઇ જાય છે, કે જે વક્તવ્ય અંગ્રેજોના આગમન પહેલાં હિંદુસ્તાનની સડકો માટે તેણીએ કર્યું હતું.+

"શેરશાહે બંગાળાથી સિંધુ નદીની પાસે પશ્ચિમ રોહતાસ સુધી ચાર મહીનાની યાત્રાની લાંબી સડક બનાવી હતી. તે સડક પર પ્રત્યેક પડાવ નાંખવાના સ્થળે ધર્મશાળા તેમજ પ્રત્યેક દોઢ માઇલ પર

*પાનું. ૧૦.

કુવા ખોદાવ્યા હતા......સડકની બંને બાજુ પર યાત્રીઓને છાયા મળે તેવા આશયથી વૃક્ષોની હાર રોપવામાં આવી હતી. ૮૨ વર્ષ પછી પણ તેજ લેખકને ઘણે ઠેકાણે તે રસ્તાની સ્થિતિ જેવી હતી, તેવીજ જણાઇ હતી."

સુધારા માટેની પત્રિકામાં જે પ્રમાણિક લેખકોના વકતવ્યોનું ટાંચણ આપ્યું છે, તેમાં પિટરો ડલ બેલિ નામના એક ઇટલિના યાત્રીનું પણ નામ છે. ઇ. સ. ૧૬૨૩ માં તેણે નીચે પ્રમાણે લખ્યું હતું.+

"ઘણું ખરૂં લોકો શાંતિમય જીવન વ્યતીત કરે છે. કારણકે રાજા પોતાની પ્રજાને દુઃખ તેમજ દંડ કરતો નથી, અને લોકો ધનાઢ્ય તેમજ સુખી તથા સંપત્તિવાળા છે."......ઔરંગજેબના સંબંધમાં નીચે પ્રમાણે લખ્યું છે."

"ઔરંગજેબ તેમજ તેની પછીના ક્રમવાર નિર્બળ અને દુષ્ટ રાજાઓના શાસન, તથા નાદીરશાહ કે જે દિલ્હી છોડીને જતી વખતે પોતાની સાથે અઢળક પૈસો લઇ ગયો હતો, તેવાઓનાં આક્રમણો થયાં છતાં દેશની ઘણી સારી દશા હતી."

અંગ્રેજોના રાજ્ય પહેલાં જુદાજુદા પ્રાંતોની આર્થિક સ્થિતિ શું હતી? એ વિષે પણ અત્રે કેટલાંક પ્રમાણો આપવા ચાહીએ છીએ. જેમ્સ મીલ તત્ત્વવેત્તા મીલના પિતાએ—અયોધ્યા અને કર્ણાટક વિષે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"સરકારની અધીનતા તથા કુરાજ્યને લીધે અયોધ્યા અને કર્ણાટક હિંદના બે સર્વોત્તમ પ્રાંતોના નિવાસી લોકોની એટલી બુરી દશા થઇ ગઇ છે કે એવી દશા હિંદના કોઇપણ ભાગના નિવાસીની નથી. બલ્કે દુનિયાના કોઇપણ ભાગના નિવાસીની સ્થિતિ એવી નહિ હોઇ શકે."

---

+એલફીન્સ્ટન ભા. ૨. પા. ૧૫૧ સુધારા માટેની પત્રિકા ૧૦-૧૨ સુધારા માટેની પત્રિકા પા. ૧૨.

કર્નલ ફુલરટરનું 'હિંદનું હિત' નામનું પુસ્તક છે. તેમાં હૈદરઅલીનું ચરિત્ર તથા તેના શાસનકાળમાં મ્હેસુરની સ્થિતિ વિષે વર્ણન છે. સુધારા માટેની પત્રિકાના લેખકે નીચે પ્રમાણે લખ્યું છે.

"કારીગરો તેમજ વેપારીઓની ઘણી ઉન્નત દશા હતી...... ખેતીનાં કામમાં વૃદ્ધિ હતી. નવા નવા કારખાનાઓ સ્થપાતાં હતાં, અને રાજ્યમાં પૈસો બહારથી આવતો હતો......મહેસુલી અધિકારીઓના ગુના માટે સત્વર શિક્ષા કરવામાં આવતી હતી."......મુરે ટીપુના શાસનના સંબંધમાં જે લખ્યું છે, તેનો સારાંશ અમે નીચે આપીએ છીએ:

"જ્યારે કોઇ વ્યક્તિ કોઇપણ અજ્ઞાત દેશની યાત્રા કરે છે, તેમજ તેમાં ઉત્તમ ખેતી જનસમાજની ગાઢી વસ્તી, નવાં શહેરો, વિસ્તૃત વ્યાપાર તથા નગરો તેમજ પ્રત્યેક વસ્તુની ઉન્નત દશા જુએ છે, ત્યારે એજ અનુમાન બાંધી શકે, કે પ્રજા સુખી છે. તેમજ દેશની શાસનપદ્ધતિ પ્રજાને અનુકુળ છે. આ વર્ણન ટીપુના રાજ્યનું છે."

ઉપર જણાવેલી ઉન્નતિ હૈદર કે તેના પુત્રની રચના હતી નહિ. તેઓનું રાજ્ય ૫૦ વર્ષ સુધી પણ ટક્યું નહતું. આની સંપન્ન દશાનું માપ કાઢવાને તે પહેલાંના રાજવંશની તપાસ આપણે કરવી જોઇએ. તે રાજ્યો એવાં હતાં. કે જેણે મ્હેસુરના એક છેડાથી બીજા છેડા સુધી લાંબી નહેરો ખોદાવી હતી, અને જેથી પેદાશવાળી જમીનમાં પાકતાં અન્નની અપરિમિત અન્ન સંપત્તિ લોકોને પ્રાપ્ત થતી હતી.

હોલ વેલ પોતાની 'હિંદના માર્ગ' નામની ચોપડીમાં બંગાળાનાં સંબંધમાં નીચે પ્રમાણે લખે છે:—

"આ પ્રાંતમાં જનસમાજની સંપત્તિ નથી. સ્વતંત્રતા સુરક્ષિત છે. બધાજ યાત્રીઓનું રક્ષણ કરવું, એ કર્તવ્ય રાજ્ય પોતાની પહેલી ફરજ સમજે છે. તે યાત્રી પાસે વેપારને માટે સામાન હોય કે ન હોય,

---

*મીલકૃત હિંદનો ઇતિહાસ ભાગ ૬. પાનું. ૫૧—૫૨.

તો પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં સુધી તેને માર્ગરક્ષક પુરા પાડે છે.... "આ પ્રાતમાં જો કોઇની રૂપીઆ અગર મુલ્યવાન થેલી પડેલી જડે છે, તો તેને એક ઝાડ સાથે લટકાવી દે છે. અને તેની ખબર પડોશના ચોકીદારોને કરવામાં આવે છે."

ઢાકાના સંબંધમા નીચે પ્રમાણે લખ્યું છે:—

"ઢાકાના ધનવાન પ્રાંતમાં પ્રત્યેક ભાગમાં ખેતી કરવામાં આવતી હતી......ન્યાયમાં કોઇપણ જાતનો પક્ષપાત કરવામાં આવતો ન હતો......જશવંતરાયને પવિત્ર દીક્ષા આપવામ આવી હતી. તેનામાં સત્યનિષ્ઠા તેમજ કાર્યદક્ષતા વગેરે ગુણો ઘણા હતા. તેને પ્રાંત પર શાસન કરવાનું એવી રીતે શીખવવામા આવ્યું હતું, કે જેથી પ્રજાની સુખ અને શાંતિમાં અધિકાધિક વૃદ્ધિ થતી જતી હતી. તેણે અનાજના વ્યાપારને માટે છુટ આપી હતી, ને તે પરથી કર તથા એક હથ્થુ વેપારની રીત કઢી નાંખી હતી.'

બંગાળાના સંબંધમાં એક બીજો ફકરો નીચે આપીએ છીએ:— તેમાં અંગ્રેજો આવ્યા પહેલાં બંગાળાનું ઠીક ઠીક વર્ણન કરવામાં આવ્યું છે:

"અલિવર્દીખાને જ્યારે બંગાળાની લગામ હાથમાં લીધી ત્યારે બંગાળાની આવી સ્થિતિ હતી. તે રાજ્ય દરમિઆન......પ્રાંતની ઉન્નતિ થઇ હતી. તે રાજ્યની કૃપા પ્રાપ્ત કરવાને માટે ફક્ત બે વાતનીજ અવશ્યક્તા હતી. યોગ્યતા તેમજ સદાચાર મંત્રીઓ ચુંટવામાં અથવા તે સેના કે પ્રબંધ વિભાગને માટે અધિકારીઓ ચુંટતી વખતે જેટલું ધ્યાન તે મુસલમાનો પર રાખતો તેટલુંજ હિંદુઓ પર પણ રાખતો હતો. રાજ્યની જે પેદાશ થતી હતી, તે દિલ્હીના નહિ મોકલતાં તેજ પ્રાંતમાં તેનો વ્યય કરવામા આવતો હતો." મીસ મેયો એ કંપનિ સરકારની અત્યંત પ્રશંસ કરી છે. પરંતુ કંપનિના શાસનકાળ દરમિઆન બંગાળાની શી દશા હતી તે વાત નીચે આપેલા લોડ મેકોલના વર્ણનથી સ્પષ્ટ થશે.—

"ક્લાઇવે બંગાળા જીત્યા પછી પાંચ વર્ષમાં અંગ્રેજોનું શાસન ઘણુંજ બગડી ગયું હતું. એવું શાસન કોઇપણ કાળે કોઇપણ સમાજને અનુકુળ નજ આવી શકે. રોમન વોઇસરોય જે એક અથવા તો બે વર્ષમાં કોઇપણ [illegible] બેઠેલો ચુસી લેતા, કે કેમ્પેનીઆના કિનારા પર સંગે-મરમરના મહેલ તથા સ્નાનાગાર બનાવી રહેતા હતા, અંબરનો દારૂ પીતા [illegible] તથા અસકોડા, યુદ્ધ, તથા જીરાફોનાં ટોળાંના સમુહનું પ્રદર્શન [illegible] હતા, તથા સ્પેઇનના વોઇસરોયો જેઓ મેક્સિકો અને [illegible] નામ-નવાસીઓને શાપ આપી છોડી દઇ સોનાની ગાડીઓ [illegible] હાર તેમજ ચાંદીથી સુસજ્જિત ટટ્ટુઓ સાથે માદ્રિદમાં પ્રવેશ કરતા હતા, તે પ્રમાણે હિંદમાં થઇ રહ્યું હતું. સંપુર્ણ [illegible] વ્યાપાર કંપનિના નોકરોએ પોતાને હાથ કર્યો હતો. તેઓ [illegible] નિવાસીઓને સસ્તો માલ ખરીદવા તથા સસ્તો વેચવાને [illegible] હતા. તેઓ દેશી અદાલતો, પોલિસ તથા પ્રાંતિક સુબા [illegible] ન કરતા હતા......બ્રિટીશોની દુકાનનો દરેક [illegible] પુરેપુરા શક્તિથી સુસજ્જિત રહેતો હતો. આ પ્રમાણે [illegible] શોષણથી વિપુલ સંપત્તિ પ્રાપ્ત કરવામાં આવતી હતી. [illegible] ત્રણ કરોડ માનવ પ્રાણીઓ દરિદ્રતાની પરાકાષ્ઠાએ [illegible] જતા હતા.

પ્રાચીન [illegible] અત્યાચારો જ્યારે અસહ્ય જણાતા હતા, ત્યારે પ્રજા [illegible] શકતા હતા, તેમજ રાજાને ખેંચીને પાડી નાંખવામાં [illegible]. પણ અંગ્રેજના રાજ્યને ઉખેડવાનું સરળ ન હતું [illegible] નિર્દય, પાશવિક એકહથ્થુ શાસન પદ્ધતિની જેમ [illegible] તેમજ [illegible] ન બળનો ઢોંગ સમસ્ત સભ્યતા પર નિર્ભર હતો."

કંપનિની [illegible]પદ્ધતિના સંબંધમાં લખતાં વોરન હેસ્ટીંગ્સને પણ કઠણ શબ્દો વાપર્યા સિવાય ચલાવી શકાયું નથી. તેણે લખ્યું હતું, કે: —

"મને ભય છે, કે આપણી બીજાને આપણાં અધિકારમાં દબાવી રાખવાની પ્રવૃત્તિ તથા દંડ દેવાના પ્રયોગને લીધે હિંદુસ્તાનની સમસ્ત વ્યક્તિઓ આપણે માટે એવી શંકાશીલ થઇ ગઇ છે, કે જેવી આપણા સત્ય માટે સશંક પહેલાં હતી. આપણી આવી અધિકાર પ્રવૃત્તિ તથા વ્યક્તિઓની અનિયંત્રિત વ્યભિચાર લીલાથી આપણા રાષ્ટ્રીય સન્માનને ઘણો આઘાત પહોંચ્યો છે. હિંદમાં પ્રત્યેક વ્યક્તિ આપણી સાથે જોડાતાં ડરે છે."

"નવાબની તિજોરી પર આપણા નોકરોના પગાર તથા પેન્સનનો ભાર તેમજ કંપનિની સૈનિક પ્રબંધ સબંધી સેવાઓના વ્યયનો એટલો ભાર પડે છે, કે તે ભાર તેનાથી સહી શકાતો નથી. દેશી નોકરો તથા વજીરના માણસોને સેવાનો કંઇપણ બદલો ન મળવાથી સમસ્ત દેશ આપણી તરફ દ્વેષ તથા ઘૃણાની દ્રષ્ટિથી જુએ છે. મને ભય છે, કે મ[illegible]ર આશયને ઘણા થે[illegible] લોકો સમજે છે. જો કોઇપણ વ્યક્તિને હું પુછું, કે "શા કારણથી નવાબ વઝીર પર અમે કર નાંખીએ છીએ?" તો તેનો પ્રત્યુત્તર [illegible] આપી શકતું નથી. કારણ ખરો હેતુ સમજી શકતું નથી. તેમજ આપણે એમ નથી કહી શકતા, કે નવાબ વઝીરની ઇચ્છા હોય, કે ન [illegible] તોપણ તેણે કંપનિને કર આપવોજ પડશે... ...અયોધ્યામાં [illegible] અંગ્રેજ, અધિકાર પ્રાપ્ત હતો, કે જેવો અધિકાર ફક્ત બ[illegible]જ હોઇ શકે.. ...લાખો રૂપીઆનો [illegible]ર લેવાનો અધિકાર તેઓ [illegible]જતા [illegible], તેમજ તેઓ એકી વખતે લાખ કરતાં વધારે રૂપી[illegible] જુગાર [illegible]લી શકતા હતા. (આ વાત હું સત્ય રીતે પુરવાર કર[illegible] [illegible])"*

મર[illegible] ઓના રાજ્ય વિષે અ[illegible] સ[illegible] શું. એંકવેટીલ ડુ પેરન નામના યાત્રીએ પોતાની "[illegible]ત્રનું સંક્ષિપ્ત વર્ણન" નામના પત્રમાં જે સન ૧૭૬૨ [illegible]લમેન મેગેઝીન' નામના પત્રિકામાં [illegible]શિત કર્યું હતું, તેમ[illegible]ણું લખેલું જણાય છે:—

*સુ[illegible]રા માટેની પત્રિકા પ[illegible]—૬.

"સુરતથી હું ઘાટ તરફ ગયો......પ્રાતઃકાળનો દશ વાગ્યાનો સમય હતો. જ્યારે મેં મરાઠાના દેશમાં પ્રવેશ કર્યો ત્યારે મને એવું જણાયું કે જાણે સુવર્ણયુગના સરળ તેમજ આનંદમય પ્રદેશમાં હું કેમ પહોંચ્યો હોઉં ! તે પ્રદેશમાં કુદરતનું કાંઇપણ પરિવર્તન થયું ન હતું. લોકો પ્રસન્ન, તેમજ યુદ્ધ અને દુકાળનો તદ્દન અભાવજ હતો. લોકો પુરૂષાર્થી અને બહુ સ્વસ્થ હતા, અને અતિથિ સત્કારનો ભાવ ચારે તરફ વિદ્યમાન હતો. પ્રત્યેક દ્વાર ઉઘાડું હતું, અને મિત્રો પાડોશીઓ, અને અપરિચિત લોકોનો પણ એકસરખો સત્કાર થતો હતો.

સર જોન માલ્કમે મરાઠાના શાસક નાનાફડનવીસના સંબંધમાં પોતાની સંમતિ નીચે પ્રમાણે પ્રકટ કરી હતીઃ—

"મેં કોઇપણ દેશ એવો જોયો નથી, કે જેમાં આવી સારી ખેતી થતી હોય, તેમજ ખાદ્ય સામગ્રી તથા વ્યાપારની વસ્તુઓ આટલા મોટા પ્રમાણમા ઉત્પન્ન થતી હોય......જેટલી મેં દક્ષિણ મરાઠાના જીલ્લામાં જોઇ......પેશ્વાની રાજધાની પુના અત્યંત ધનસંપન્ન અને મહાન વ્યાપારી નગર હતું. તેમજ દક્ષિણ હિંદમાં પણ એટલી ખેતી થતી હતી, કે જેટલી ખેતી કદાચ મરૂ પ્રદેશમાં થતી હશે.

"માળવાને મેં ઉજ્જડ દશામાં જોયો હતો. તેનું કારણ એજ હતું, કે હિંદના લુટારૂઓનાં ટોળેટોળાં તે પર ઉતરી પડયાં હતાં. તેવા સમયમાં પણ જોઇને મને આશ્ચર્ય થયું કે મોટા મોટા શહેરોમાં રૂપીઆનું લેણદેણ મોટી મોટી રકમોમાં ચાલુ હતું. સાહુકારોની ઉન્નત દશા હતી. તેમજ બીજા પ્રાંતો સાથે વ્યાપારનો માલ આવજા થતો હતો......વીમાનું કામ જે સમસ્ત હિંદમાં હતું, તે ચાલુજ હતું. હું એમ નથી માનતો, કે માળવામાં આપણા સીધા શાસનથી કૃષિ તેમજ વ્યાપાર સંબંધી એટલી ઉન્નતિ થઇ શકત, કે જેટલી પુરાના રાજાએ તથા સરદારોના યોગ્ય સંશનની પુનઃ સ્થાપનાથી થઇ શકી છે. દક્ષિણ મરાઠા જીલ્લાઓના સંબંધમાં પણ જેઓની ઉન્નતિ થઇ છે, તેઓનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે. મારૂં એવું માનવું

નથી કે આપણા શાસનમાં કોઈપણ દેશ અગર પ્રાન્તની ઉન્નતિ સંભવિત હોઈ શકે. તેઓની શાસનપદ્ધતિ કોમળ અને પિતૃવત છે. હું સમજું છું, તે પ્રમાણે તેઓની ઉન્નતિનું કારણ કૃષિ સંબંધી જ્ઞાન તથા કૃષિ પ્રેમ છે. તેઓનું એ વિષયનું જ્ઞાન આપણા કરતાં અધિક છે. અને ગામડાં તથા નગરોની ઉન્નતિ કેવી રીતે કરવી, તે તેઓ બહુ સારી રીતે સમજે છે. તેવા લોકોથીજ ધનાઢ્ય લોકો પ્રોત્સાહન આપે છે. તેમજ પોતાની પુંજી વ્યાપારમાં રોકે છે...... પરંતુ ઉન્નતિનાં બધા કારણોમાં સર્વ શ્રેષ્ઠ કારણ એજ છે, કે લોકો ગ્રામ્ય તથા અન્ય દેશીય સંસ્થાઓને ખૂબ સહાય આપે છે. તેમજ દરેક શ્રેણીના લોકોને એ કર્તવ્ય પરિપૂર્ણ કરવા માટે વ્યવસ્થા રાખવામાં આવી છે. આપણી શાસન પદ્ધતિમાં એ બાબતમા પ્રગતિ ઘણી થોડી છે."

અયોધ્યાના સંબંધમાં પણ અમે મિ૦ પડિબરના 'જનરલ'માંની કેટલીક બીના છે, તે આપીશું. બીશપે ભરતપુરના સંબંધમાં નીચે પ્રમાણે લખ્યું છે: –

"બીજા કૃષિ પ્રધાન અને સુસિદ્ધ દેશો જે અમે જોયા તેમાં હિંદ સર્વોત્તમ છે. જમીન પર જે ફસલ તૈયાર હતી. તે ખરેખર અતિ સુંદર દેખાતી હતી. શેરડીના ક્ષેત્ર તો ઘણાં સુંદર હતાંજ. મેં ઘણાંએ સાકર બનાવવાના કારખાનાં જોયા, તેમજ મોટા મોટા જમીનના ભાગો જોયા, કે જેમાંથી શેરડી કાપી લાવવામાં આવતી હતી. આ એક પ્રકૃતિ દેશને ધનવાન બનાવવાનું ઉત્તમ પ્રમાણ છે .. ...જનસંખ્યા ઘણી જણાતી ન હતી, પણ ગામોની સ્થિતિ ઘણી સારી હતી બધી વાતો મળી, ખાંગો આગળ વ્યવસાયનું જે દ્રશ્ય ખડું થતું હતું, તે મેં જે રજપુતાનામાં જે જોવાની આશા રાખી હતી, તે તેમજ કંપની સરકારના રાજ્યમા જે જોયું હતું, કે –મેં એજ અનુમાન કર્યું, કે શાંતો ભરતપુરના રાજા એક આદર્શ નરેશ

હતા તેમજ પ્રજાનું પુત્ર–સમાન પાલન કરતા હતા; ક્યાં તો બ્રિટીશ પ્રાંતોમાં જે શાસનપદ્ધતિનો અમલ લેવામાં આવતું હતું, તે દેશીરાજ્યો કરતાં તેમજ દેશીઓની અવ્યવસ્થા લાવવા પુરતું નહતું."

સન ૧૮૨૭ માં ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટીંગ્સે જાહેરનામું બહાર પાડયું હતું. (પાલ ... સંબંધી પત્રો પાનું. ૧૫૭) કે:—

"આપણા શાસન દરમ્યાન એક નવા વંશની ઉત્પત્તિ થઇ છે. આપણા કાયદાઓની છત્ર નીચે પાલન થતા એ વંશની બે મુખ્ય વિશેષતા એક તો એ, ... એની પ્રવૃત્તિ વધી છે કે જેને આપણી અદાલતો પુરી પડી શકતી નથી; તથા બીજું વાસ્તવિક રીતે ધર્માચરણનું અધઃપતન થયું છે."

ક્લાઇવ માટે પણ આ જમાનાના એક ઇતિહાસકાર લખે છે કે: —*

"બંગાળામાં સારી રીતે રાજ્ય કરવા માટે ક્લાઇવને જવાબદાર રહેવાની પરવાહ હતી નહિ તેની તો માત્ર એકજ ઇચ્છા હતી, કે નવાબ તેમજ પ્રજાને નિર્બળ બનાવી કંપનિ સરકારની રાજનૈતિક પ્રધાનતા સ્થાપિત અને સુરક્ષિત કરવી." પણ બ્રુકસ એડમના શબ્દોમાં "ક્લાઇવે પોતાને માટે અથવા તે સરકારને માટે જે કાંઇ લુંટ કરી, તે સંપૂર્ણ રીતે થતી લુંટના પ્રમાણમાં કાંઇ હતી નહિ. અને તે પણ ખાસ કરીને તેના ગયા પછી જે લુંટ ચલાવાઇ તેના પ્રમાણમાં કાંઇ હતી નહિ. તે સમય અસહાય બંગાળા પર લાખો લાલચુ નોકરો તુટી પડયા હતા, કે 'જેએ કાનને પણ જવાબદાર ન હતા, તેમજ અસંત લોલુપ્ત હતા, અને વ્યકિતગત સંપત્તિને પણ સ્વાહા કરી જતા હતા.

---

*મ્યુર. 'બ્રિટીશ હિન્દનું નિર્માણ' માન્ચેસ્ટર ૧૯૧૫ પા. ૮૨

## પ્રકરણ ૨૪.

## હિંદ ગરીબાઇનું ઘર.

હિંદ બાકીના સામ્રાજ્યને માટે પાણી ભરનાર અને લાકડા ચીરનાર હંમેશને માટે નજ રહી શકે, અને રહેવું પણ ન જોઇએ.

**જે. ઓસ્ટીન ચેમ્બર લેઇન.**
હિન્દ મંત્રિ
(સેક્રેટરી ઓફ સ્ટેઇટ)

લંડન ટાઇમ્સ ૩૦ માર્ચ ૧૯૧૭ બ્રિટીશ સામ્રાજ્યમાં હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ શું છે? તેનો પત્તો આપણને સારી રીતે ઉપરના ટાંચણથી મળે છે હિંદુસ્તાને ગ્રેઇટ બ્રિટનને પૈસાદાર બનાવ્યું છે અને ગ્રેઇટ બ્રિટને હિંદુસ્તાનને દરિદ્રતાનું ઘર બનાવી મુક્યું છે. આ વાત અંગ્રેજ અને હિંદી અનુભવી અને લાયક સત્તાધીશોએ ઘણા પુસ્તકોમાં વર્ણવી છે. મેં તે બાબત "ઇંગ્લાંડ પર હિંદનું દેવું" એ પુસ્તકમાં ટુંકમાં ઉલ્લેખ કર્યો છે. આ પ્રકરણ તેજ પુસ્તકમાંથી લેવામાં આવ્યું છે.

હિન્દુસ્તાને બ્રિટીશ ઉદ્યોગોની ઉત્ક્રાન્તીની સફળતામાં ઘણો સારો અને ચોક્કસ ભાગ ભજવ્યો, એ વાત વિશ્વવિખ્યાત છે. તો પણ હિંદુસ્તાને ગ્રેટ બ્રિટનની ઔદ્યોગિક અને આર્થિક ઉન્નતિમાં કેટલો મોટો ભાગ ભજવ્યો છે તે ઘણા થોડા જાણે છે.

કાપડ કાંતવાને અને વણવાને માટેની યાંત્રીક યોજનાઓ, અને વરાળયંત્રોની શોધ ખોળથી ઔદ્યોગિક ઉત્ક્રાન્તિ વખતે જે આર્થિક સ્થિતિ ઇંગ્લાંડ અને હિંદુસ્તાનમાં હતી તે વિષે પ્રથમ વિચાર કરીએ.

અંગ્રેજ લોકો આવ્યા તે પહેલાંની હિંદુસ્તાનની આર્થિક સ્થિતિનો ખ્યાલ અમે વાંચક વર્ગને આગળ આપ્યો છે. સત્તર અને

અઢારમાં સૈકામાં હિંદુસ્તાનમાં પુષ્કળ દ્રવ્ય હતું. રાજ્યની ત્રીજોરીઓ પૈસાથી છલકાથી હતી અને સોનું ચાંદી તેમજ કિંમતી હીરાઓ જેની ખરી કિંમત આંકી ન શકાય, તે પણ પુષ્કળ હતાં. તેના ઉદ્યોગો અને કારખાનાઓ આબાદ સ્થિતિમાં હતાં, અને પુષ્કળ માલ, સોનું અને ચાંદીના બદલામાં પરદેશ મોકલવામાં આવતો હતો. એશિયા યુરોપ અને આફ્રિકા સાથે તેનો વેપાર પુષ્કળ હતો. મલમલ, રેશમનાં કપડાં, ઉનની શાલો, પિત્તળ અને કાંસાના વાસણો માટે, હિંદની કીર્તિ, એશિયા અને યુરોપમાં અમર હતી.

દોઢ સૈકાથી વધારે વખત સુધી હિંદુસ્તાનમાં અંગ્રેજ લોકોનો વેપાર મુખ્યત્વે કરીને, રૂ, અને રેશમનું કાપડ, ગળી ને તેજાનો, સોનું ચાંદી આપીને, પરદેશ ચઢાવવાનો હતો. આ વખત દરમિઆન હિંદુસ્તાને ખાસ કરીને કાંઇ પણ પોતાને માટે પરદેશથી આણ્યું ન હતું. બ્રુસ કહે છે કે '૧૭૪૭ થી ૧૭૫૭ ના દશ વર્ષ દરમિઆન હિંદુસ્તાનમાં ૫૫૨,-૪૨૩, પાઉન્ડ સોનું માલની ખરીદી બદલ આપ્યું હતું, પણ તે પછી બીલકુલ પણ વેપારના બદલામાં સોનું હિંદુસ્તાન આવ્યું ન હતું.'

આ વેપાર દ્વારા ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ કેટલો બધો જબર-જસ્ત નફો કીધો તેનું વર્ણન તે વખતના બધા ઇતિહાસ-કારોએ કહેલું છે. મેકોલે કહે છે કે 'ચાર્લ્સ બીજાના મોટા ભાગના અમલ દરમિઆન કંપનીની સ્થિતિ એટલી બધી ચઢીઆતી હતી કે વેપાર સંબંધીમાં બીજો કોઇ પણ ઇતિહાસ તેની સરખામણીમાં નજ રહી શકે. અને તે વેપાર આખા લંડન શહેરમાં, પ્રજાની વિસ્મયતા, મોહ, અને દ્વેશની લાગણી ઉશ્કેરતો હતો. ત્યાર પછી ચાર્લ્સ બીજાના પરીવર્તન પછીથી ૨૩ વર્ષ દરમિઆન ગંગાની ખીણની વસ્તિવાળા અને ફળદ્રુપ પ્રદેશમાંથી વાર્ષિક નિકાસની આવક. ૮૦૦૦ પાઉંડથી વધીને ૩૦૦૦૦૦ પાઉંડ સુધી થઇ હતી.' વળી તે વધારામાં

છે કે 'કંપનીનો નફો તદ્દન ન માની શકાય તેવો હતો.'...'અને ૧૬૭૬ ના વર્ષમાં એટલો બધો નફો હતો કે દરેક માલિકને તેની પાસે જેટલો સ્ટોક હતો, તેટલોજ તેને બોનસ (નફો) મળ્યો હતો. આ પ્રમાણે તે પૈસાની રોકાણ બેવડી થઇ ગઇ હતી, અને તેના પર પાંચ વર્ષમાં વાર્ષિક ૨૦ ટકા લેખે વ્યાજ અને નફો આપવામાં આવતો હતો.'

૧૬૭૭ માં ૧૦૦ની કિંમતના સ્ટોકનો બજાર ભાવ ૨૪૫ પાઉંડ થઇ ગયો હતો. ૧૬૮૧ મા ૩૦૦ અને ત્યાર પછી ૩૬૦ અને પાછળથી વધીને ૫૦૦ પાઉંડ સુધી થઇ ગયો હતો. કંપનીના નફામાં હદ એટલેથીજ અટકતી હતી તેનું કારણ એ કે—ઇંગ્લંડના રાજાને પુષ્કળ ફાળો આપવો પડતો હતો તેમજ 'અંગ્રેજ એક્સ ચેકરને' (કોષાધીશને) માંગણી પ્રમાણે આપવું પડતું હતું. તે ઉપરાંત કંપનીના નોકરોનું અપ્રમાણીક વર્તન પણ ચાલવા દેવું પડતું હતું.

તે વખતે વહેપારનું સરવાયું સંપુર્ણ રીતે હિંદુસ્તાનના લાભમાં હતું. અંગ્રેજ ઇતિહાસકાર ઓર્મ 'હીસ્ટોરિકલ ફ્રેગમેન્સ' નામના પુસ્તકમાં દરેક ઠેકાણે રુનો માલ તૈયાર થતો હતો. જે રુપિયાની કિંમત હાલમાં ૧ શિલિંગ ૬ પેન્સ છે, તેની કિંમત તે વખતે ૨ શિલિંગ ૮ પેન્સ હતી.' હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ તે વખતમાં આવી હતી.

હવે આપણે ઇંગ્લાંડની આર્થિક સ્થિતિ પર વિચાર કરીએ. રોબર્ટસન કહે છે કે '૧૬મા સૈકામાં ઇંગ્લાંડ દેશ ઘણોજ પાછળ હતો, અને ધનાઢયો પૈસાનું રોકાણ કરવાને માટે પૈસા સંબંધી દરેક દ્રષ્ટિબિંદુઓથી, પૈસાનું રોકાણ કરતાં પહેલાં વિચાર કરતા હતા.'

મીલ કહે છે કે 'સત્તરમાં સૈકાની શરૂઆતમાં ઇંગ્લાંડ અરાજકતાને લીધે જુલમમાં સપડાયલું હતું, આંતરવિગ્રહને લીધે છિન્ન ભિન્ન થઇ ગયું હતું, અને તેથી તે દેશની પ્રજાને વેપારની વૃદ્ધિ

કરવાને અને તેનું રક્ષણ કરવાને જોઇએ તે કરતાં થોડી મુડી મળતી હતી, અને તેથી ડચ લોકોનીસાથે હરીફાઇમા તેઓ ઉભા રહી શકતા ન હતા.'

સત્તરમાં સૈકાના અંતમાં સ્થિતિ ઘણી ભયંકર રીતે તાજ થઇ ગઇ હતી. અને એડમ્સે બતાવ્યું છે તે પ્રમાણે ઇંગ્લાંડમાંજ માત્ર નહીં પણ આખા યુરોપમાં આવી ભયંકર સ્થિતિ હતી. એડમ્સ કહે છે, કે 'સત્તરમાં સૈકાની આખરે યુરોપ પૈસા સંબંધમાં તદ્દન સંકુચિત સીમા પર પહોંચેલું હતું, તેનું કારણ એ હતું કે, એશિયામાં પૈસો ઘસડાવા લાગ્યો અને વેપારને માટે પૈસાની માંગ વધી. ઓગસટસના રાજ્યની શરૂઆતથી યુરોપ અને એશિયા વચ્ચેનો વેપાર એશિયાને લાભકારી હતો. પૈસાની તંગીને લીધે, ઇંગ્લાંડના નાણાની સ્થિતિ અસાધારણ રીતે હલકી પડી ગઇ હતી.'

ઉત્ક્રાન્તિના સમય માટે કહેતાં રૂડીંગ જણાવે છે કે 'તે વખતે પૈસાની કિંમત એટલી બધી ઘટી ગઇ હતી અને બનાવટી સિક્કાઓ એટલા બધા પડતા હતા કે, સિક્કાઓમાંથી ચોખ્ખી ચાંદી પણ ભાગ્યેજ ખરી કિંમતથી અડધી કિંમતની નીકળતી અને સિક્કાનો મોટો ભાગ તો, લોખણ, તાંબુ, અને પિત્તળ પર ચાંદીનું પડ કે ઢોળ ચઢાવેલાનો, હતો.

૧૭૧૦ થી ૧૭૨૦ ના દશકા દરમિયાન ઇસ્ટ ઇન્ડિયા કંપનાના ચોખ્ખી સોનાની લગડી કે ચાદીની પાટોની આયાત ૪૩૪૪૦૦૦ પાઉંડની હતી. ઇંગ્લાંડ પોતાની જરૂરીઆતો આ વખતે શી રીતે પુરૂં પાડતું હતું તે વાત ઇતિહાસમાં બહુજ નાટયકળા જેવી કળાથી અસરકારક રીતે વર્ણવેલી છે. જેવન્સે એક વખત કહ્યું છે કે 'એશિયા એક કીમતી ધાતુઓનો એક મોટો ઝરો અને કિંમતી ખજાનો છે.' 'ઘણાજ અસલના વખતથી પૂર્વના લોકોનો પૈસા દાટવા એ રીવાજજ છે, અને પ્રાચીનકાળથી, ગોવળકોંડાના હીરાઓથી ઝગઝગતા મોગલ

સમ્રાટથી માંડીને ગરીબ ભુખે મરતા ખેડુતો સુધી, પોતાને મળતા ખોરાકથી અર્ધ ભુખ્યા રહેતાં હોવા છતાં પણ, દરેક હિંદુની પાસે મુશ્કેલીની વખતે કામ લાગે તે માટે અમુક પૈસા જાળવી રાખવાની ટેવ હતી.'

**"આ દાટેલા ખજાનાઓ કે જે લાખો માણસોએ વર્ષો થયાં છુપાવી રાખ્યા હતા તે અંગ્રેજો લંડન લઈ ગયા. તેજ પ્રમાણે રોમન લોકો. ગ્રીસ અને પોન્સમાંથી મળેલી લુંટ, ઇટલી લઇ ગયા હતા. આ ખજાનાઓની કેટલી કિંમત હશે તેની કલ્પના કોઇપણ કરી શકે તેમ નથી. પણ તે લાખો પાઉન્ડની કિંમતના તો જરૂર હતાંજ. તે યુરોપીઅનોની પાસે જેટલાં જવાહીર અને રત્નો હશે, તેની સરખામણીમાં તો આ લુંટની કિંમત ઘણીજ મોટી હોવી જોઇએ."***

બ્રુસના લખાણ પરથી આપણે બતાવી આપ્યું છે કે 'હિંદુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચે સોના ચાંદીની છેલ્લી આયાત ૧૭૫૭ માં થઇ હતી. તેજ વર્ષમાં પ્લાસીનું યુદ્ધ થયું હતું. ત્યાર પછીથી હિંદુસ્તાનમાં સોનું ચાદી બીલકુલ આવ્યા ન હતા. ત્યાર પછીના વખ્ત દરમિઆન ચીનમાં સોનું ચાંદી મોકલવાનું ઘણે અંશે બંધ થયું હતું. અને હિંદમાંથી જ્યારે માલ ન મળી શકયો ત્યારેજ ચીન, સોનું ચાંદી મોકલવામાં આવતાં હતાં. મદ્રાસના અને બંગાળાના નોકરોને આ બાબત વિષે ડાયરેકટરો મારફતે દરેક કાગળમાં સમજણ આપવામાં આવતી કે, જેટલું બને તેટલું સોનું અને ચાંદી એકઠા કરી લેવા. અને મદ્રાસ અને ચીનથી આવતા વહાણો માટે તેને

*બ્રુકસ આડમ્સ કૃત 'સભ્યતાની ઉન્નતિ અને અવનતિનો સિદ્ધાન્ત પા. ૩૦૫.

તૈયાર રાખવું, અને જુદાં જુદાં વહાણોમાં જે જથ્થો મોકલવામાં આવે તેની નોંધ કરવી.

તે વખતે હિંદુસ્તાનમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરોને સોનું ચાંદી એકઠાં કરવાના સંજોગો ઘણાં અનુકુળ હતાં. મેકોલેના શબ્દોમાં કહીએ તો, "ઇંગ્લાંડ જતો પૈસો મહાસાગરમાં તરતો હતો." વોટ અને બીજા યાંત્રિક શોધકોને નવી શોધો કરવાને માટે જેની ખોટ હતી તે વસ્તુ હિંદુસ્તાન પુરૂ પાડતું. હિંદુસ્તાનથી આવતી સંપત્તિથી ઇંગ્લાંડની રોકડ મુંડી એકદમ વધી ગઇ.

આથી એટલું સ્પષ્ટ થાય છે કે ઇંગ્લાંડની ઔદ્યોગિક ઉત્ક્રાંતિનો પાયો ઇંગ્લાંડની આર્થિક ઉન્નતિ પર રચાયો હતો. તે ઉન્નતિ–હિંદુ–સ્તાનથી આવતા પૈસાને લીધે વધારે સરળ થઇ. અને આ મુંડી સિવાય, કે જે લોન નહોતી પણ છીનવી લેવાયલોજ પૈસો હતો, અને જેના પર કોઇપણ જાતનું વ્યાજ આપવાનું નહોતું, તે સિવાય વરાળયંત્રો અને પુષ્કળ માલ બનાવનારા યાંત્રિક સાધનોનું ચઢીયાતાપણું કોઇપણ રીતે ઇંગ્લંડને ઉપયોગી થઇ પડયું ન હોત. આ પ્રમાણે ઇંગ્લાંડનો લાભ તે હિંદુસ્તાનની ખોટ હતી. એ નુકશાન એટલું બધું ભારે હતું કે તે દેશના ઉદ્યોગો ભુખે મરતાં થઇ ગયાં અને ખેતીવાડીની પ્રગતિ પણ પાછળ પડતી ગઇ. કોઇપણ દેશ ગમે તેટલાં સાધનોવાળો તથા તવંગર હોય તો પણ કોઇપણ જાતના નુકસાન વગર આવી નીકાસની ખોટ અથવા નુકસાન ખમી શકે નહિ.

ઇસ્ટ ઇંડિયા કંપની કેવી રીતે પોતાનો વેપારી વ્યવહાર ચલાવતી હતી તેના દાખલા તરીકે સાર્જન્ટ બ્રેગોએ જે લખ્યું છે તે અમો નીચે જણાવીશું.

"કોઇ એક સદ્દગૃહસ્થ વેપારની આપ લે કરવાને એકાદ ગુમાસ્તો અહીં (હિંદ) મોકલી આપે. તે દરેક હિંદિને પોતાનો માલ ખરીદવા અથવા તેનો માલ વેચવા ફરજ પાડવા જેટલો પોતાનો હક

સમજે છે. અને તેની હા પાડવાની અશકિત દર્શાવતાંજ તેને ચાબખાંનો માર મારવામાં આવે છે, અથવા તેને ગોંધી રાખવામાં આવે છે. જો તે માણુસ ગુમાસ્તાની ઇચ્છા પ્રમાણેજ તે માલ ખરીદ કરવા અગર વેંચવા તે તૈયાર હોય તો પણ તેને સંતોષ થતો નથી. તે ઉપરાંત બીજી રીતે પણ બળજબરી તેના પર કરવામાં આવે છે. વ્યાપારની જુદી જુદી શાખાઓમાં તેઓનેજ દાખલ કરવા અને જે વસ્તુઓમાં તેઓ વેપાર કરતાં હોય તેમાં બીજા કોઇને ખરીદવા અથવા વેચવા દેવા નહિ. અને જો તે દેશના લોકો એ પ્રમાણે કરે તો તેની સજાનો ફરીથી અમલ કરવામાં આવે છે. અને નવી જે વસ્તુ તેઓ ખરીદે છે તે તેઓ એમ ધારે છે કે બીજાં વેપારી કરતાં ઘણે ઓછે ભાવે લેવી અને તેને માટે તેની કિંમત પણ આપવા ના પાડવી, અને તેની વચ્ચે પડવું અને તરતજ ફરીઆદ કરવી. આ અને બીજાં એવા ઘણાં જુલમો કે જે વર્ણવી ન શકાય અને જે બંગાળના ગુમાસ્તાઓ વારંવાર વાપરે છે. તેનું કારણ એ છે કે આ જગ્યા (તકરગંજ—બંગાળાની એક સમૃદ્ધિવાન જગ્યા) રહેવાશીઓ વગરની થતી જાય છે. દરરોજ વધારે સહીસલામત રહેઠાણ શોધવાને તેઓ એ શહેર છોડી જાય છે અને એ બજારો કે જેની અંદર પુષ્કળ સમૃદ્ધિ હતી ત્યાં ભાગ્યેજ કોઇપણ ઉપયોગી વસ્તુ મળી આવે છે અને તેઓના નોકરોને ગરીબ લોકો પર જબરદસ્તીજ કરવાનું મળે છે. અને જો કોઇ જમીનદાર તે અટકાવવાની માંગણી કરે છે તો તેને પણ એજ વર્તનની ધમકી આપવામાં આવે છે. પહેલાં જાહેર કચેરીમાં ન્યાય આપવામાં આવતો હતો, પણ હવે દરેક ગુમાસ્તો ન્યાયાધીશ થઇ ચુકેલો છે, અને દરેક જણનું ઘર તે કચેરીજ છે. જમીનદારો પર પણ એઓજ શિક્ષા ફરમાવે છે, અને ઇજાઓ થઇ છે એમ ખોટું કહીને પૈસા કઢાવે છે. જેવાં કે કેટલાંક નોકરો સાથે તકરાર કરવી અથવા તો તે લોકો એમ કબુલ કરે છે કે જે તે લોકોએ પોતેજ ચોરી લીધું હોય જ્યાં બીજાનું નામ આવે છે.

એક અંગ્રેજ વેપારી વિલિયમ બોલ્ટસ આ દીલગીરી ભરી વાર્તાનો થોડોક ભાગ નીચે પ્રમાણે વર્ણવે છે:

"સત્યતાથી એમ કહેવામાં આવે છે કે દેશના અંદરના ભાગનો વેપાર જે હમણાં ચલાવવામાં આવે છે તે અને યુરોપને માટે કંપનીના પૈસાની રોકાણ જે અમુક સરતે રાખવામાં આવે છે તે એક જુલમગાર દેખાવ તરીકે ચાલી રહ્યાં છે, અને તેની નાશકારક અસર દેશમાં દરેક વણકર અને કારીગરને સખત રીતે લાગી છે. કારણકે જે દરેક વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો તેઓએ હક રાખી લીધેલો છે. એ બાબતમાં દરેક અંગ્રેજ વેપારી તેના વાણીયા સાથે અને કાળા ગુમાસ્તા સાથે પોતાની મરજી પ્રમાણે કયો કારીગર કેટલો માલ આપશે અને તેની કિંમત તે શું લેશે તે નક્કી કરે છે. ઔરંગ (કારખાનાનું શહેર) આગળ ગુમાસ્તો આવે કે તરતજ ત્યાં આગળ પોતાનો નિવાસ કરે છે, તેને તે પોતાની કચેરી કહે છે. તે જગ્યાએ તે પોતાના નોકરોની પાસે દલાલો અને વણકરોને બોલાવે છે. તેના શેઠીયાઓએ તેને જે પૈસા આપ્યા હોય તે લીધા પછી અમુક માલ અમુક કિંમતે અને અમુક વખતે આપવાને માટે તેની પાસે દસ્તાવેજ કરાવી લે છે. અને તેને માટે આગળથી થોડક પૈસા આપે છે. ગરીબ વણકરની સાધારણ રીતે સંમતિની જરૂર હોતી નથી. કારણકે ગુમાસ્તાઓ કંપનીને પૈસે રોકાયેલા હોય છે તેથી તેઓની મરજી પ્રમાણે તેઓની પાસે વારંવાર સહી કરાવી લે છે, અને વણકરો તે પૈસા લેવાની ના પાડવાથી એવું જાણવામા આવ્યું છે કે તે પૈસા તેઓની કમરે બાંધી દેવામાં આવે છે અને તેઓને ચાબખા મારીને કાઢી મુકવામાં આવે છે......કંપ- નીના ગુમાસ્તાઓના ચોપડાઓમાં સાધારણ રીતે ઘણાંજ વણકરોના નામો નોંધવામાં આવે છે અને બીજા કોઇને માટે તેમને કામ કરવાની રજા આપવામાં આવતી નથી. કારણકે તેઓને ત્યાર પછીના આવતા ગુમાસ્તાની લુચ્ચાઇ અને જુલમને માટે ગુલામ તરીકે મુકવામાં આવે

છે......આ ખાતામાં જે લુચ્ચાઇ ચલાવવામાં આવે છે તે કલ્પના શક્તિની બહાર છે. પણ બધુંજ ગરીબ વણકરને છેતરવાને માટેજ અંતે સરજાયેલું હોય છે. કારણકે કંપનીના ગુમાસ્તાઓ નાણાંની પરિક્ષા કરનાર માણસની સાથે તે માલની કિંમત ઓછામાં ઓછી પંદર ટકા અને કેટલીક વાર તો ચાળીસ ટકા, બજારમાં જે ભાવે માલ વેચાતો હોય તેના કરતાં ઓછી કિંમત આંકે છે......વણકરો કંપનીના દલાલો જે કબુલાત તેઓની સાથે કરાવે તે કબુલાત કરવાને અશક્ત હોવાથી તેઓ ના પાડે છે અને તેથી તેઓનો માલ જપ્ત કરવામાં આવે છે, અને ખોટ પુરી પાડવા લીલામથી વેચી દેવામાં આવે છે, કાચા રેશમના વણનારાઓને પણ એવી ખરાબ અન્યાયી વર્તણુંક બતાવવામાં આવે છે અને એવા પણ દાખલાઓ મળા આવે છે કે તેઓને રેશમ વણતાં અટકાવવાને તેઓના અંગુઠા કાપી નાંખવામાં આવે છે."

લોર્ડ કલાઇવે પણ ઘણાંજ સખત શબ્દોમાં એક લાંબો કાગળ ઇંગ્લાડના ડાયરેક્ટરો પર લખેલો પણ મેકોલે પોતે કલાઇવના નફા વિષે નીચે પ્રમાણે કહે છે:—

"કલાઇવને પોતાને માટે શું લેવું તેની કાંઇ હદ હતી નહિ. પણ તે બધું તેની ઇચ્છા પર આધાર રાખતું હતું. બંગાળાની ત્રીજોરી તેને માટે તદ્દન ખુલ્લીજ હતી. હિંદી દેશી રાજાઓની રૂઢી પ્રમાણે સિક્કાઓના ઉંચા ઢગલાઓ કરવામાં આવતાં હતાં અને તેમાં ફ્લોરીન અને બીઝેન્ટના સિક્કાઓ જોવાંમાં આવતાં હતાં. તેની સાથે કોઇપણ યુરોપીયન વહાણુ કેપ ઓફ ગુડ હોપ થઇને ફરતું હતું અને વેનીશયનો હિંદુસ્તાનના તેજાના અને બીજા માલ ખરીદતા હતાં. કલાઇવ સોના અને રૂપાના જથ્થાઓની વચ્ચે થઇ ચાલતો, હીરા અને માણેકના તાજ પહેરતો અને પોતાને જે પ્રમાણે તેનો ઉપયોગ કરવો હોય તે કરી શકતો."

કલાઇવના ગયા પછી શું થયું તેનું વર્ણન તેજ માણસે નીચે પ્રમાણે કર્યું છે:—

કલકત્તામાં પુષ્કળ પૈસો એકઠો કરવામાં આવતો હતો અને ૩૦ કરોડ માણસને ગરીબાઇમાં છુંદી નાંખવામાં આવતાં હતાં. અંગ્રેજ લોકોની અરાજકતા એટલી બધી વધી ગઇ હતી કે સમાજના જીવનને તે કોઇપણ રીતે બંગાળ અનુકુળ હોઇ શકે."

ઇસ્ટ ઇંડીયા કંપનીની નોકરીમાંથી લોર્ડ કલાઇવ ફારગત થયો ત્યાર પછીના પાંચ વર્ષ દરમ્યાન તે કંપનીના નોકરોએ બંગાળાના દેશીઓ પાસે અને ત્યાંના રાજાઓ પાસેથી જેટલો બને તેટલો પૈસો ઓકાવવાનો પ્રયત્ન કીધો.

વેપારનો જુલમ આ વખત દરમ્યાન વીલીયમ બોલ્ટસના શબ્દમાં સારી રીતે વર્ણવી શકાય. એ વીલીયમ બોલ્ટસ કંપનીનો એક નોકર હતો અને તેણે 'હિંદુસ્તાનના કાર્યો પર વિચારો' એ નામનું પુસ્તક ૧૭૭૨ માં લખ્યું હતું. અને તેમાં આપેલું વર્ણન, પ્રોફેસર મૂર જાહેર કરે છે તે તદ્દન ખરું છે.

તેના પુસ્તકના ૭૩ માં પાના પર મી. બોલ્ટસ કહે છે કે, "દેશના ગરીબ કારીગરો અને મજુર વર્ગ પર ન કલ્પી શકાય એટલાં બધાં જુલમો અને દુ:ખો પાડવામાં આવ્યાં છે. તે નોકરો અને કારીગરોને ગુલામ તરીકે કંપનીએ હક સ્વાધીન કરેલાં છે... ..ગરીબ વણકરોને કંપનીના એજંટોએ અને ગુમાસ્તાઓએ અસંખ્ય જુદી જુદી રીતે પુષ્કળ દુ:ખ દીધું છે, જેમકે દંડ કરીને, ચાબખા મારીને, જોરજુલમથી દસ્તાવેજ લખાવીને વગેરે, વગેરે. આવા જુલમથી કરીને ઘણાં વણકરો દેશમાંથી ઓછા થઇ ગયાં. તેના કુદરતી પરીણામો એ આવ્યાં કે કારીગરોની તંગી થવા લાગી, તેઓ મોંઘા થયાં અને તેથી મહેસુલની આવક ઘટવા લાગી. અને કંપનીનું રોકાણ એક જાતનો પોતાનો ઇજારો થઇ ચુકયો છે—અને તેમાં કંપનીના

નોકરો અને તેના મેનેજરો સિવાય બીજા કોઇને ભાગ લેવા દેવામાં આવતો નથી. તે રોકાણની વ્યવસ્થા તેઓની પાસે હોવાથી તેઓના અંતઃકરણ આપી શકે તેટલું તેઓ કંપનીને પુરૂં પાડતાં, તેમાંથી પોતાને અને પોતાના માનીતા માટે રાખતાં, અને તે સિવાય બીજી પરદેશી કંપનીઓ યુરોપમાં જઇને બરાડા ન પાડે તેટલાં માટે થોડી રોકાણ તેઓને કરવાં દેવાની છુટ આપવામાં આવતી."

આ રીતે કંપનીના નોકરોએ આપણા દેશના વેપારનો નાશ કીધો અને જુલમ કરીને પોતાનો હક સ્થાપ્યો.

ઇસ્ટ ઇંડીયા કંપનીના કામકાજોની માહિતી મેળવવા માટે આમની સભાથી નીમાયેલી એક કમીટીના રિપોર્ટમાં બર્ક બધી હકીકત નીચે પ્રમાણે વર્ણવી છેઃ

"વેપારની આ નવી પદ્ધતિ સત્તા અને જાહેર પૈસાથી ચાલતી હતી. તેના કુદરતી પરિણામો તરતજ જણાવાં લાગ્યાં. બંગાળામાં જે પરદેશી વેપારીઓ અને દેશીઓ વેપાર કરતાં હતાં તે બધાંએજ મોટે અવાજે ફરીયાદો કરવા માંડી, તેથી કરીને દેશનાં વેપારની સ્થિતિ તદ્દન અવ્યવસ્થિત થઇ ગઇ હોત. દેશીઓના હિતને માટે કાંઇપણ પગલાં જલદી ભરવામાં આવ્યાં નહોતાં. યુરોપીયન વેપારી માટે બાબત ઘણીજ ગંભીર હતી. બંગાળના પ્રતિનિધિઓએ ડાયરેક્ટરોને સ્પષ્ટ જણાવ્યું કે પરદેશી કંપનીના રોકાણને માટે પરદેશી પ્રજા સાથે કાંઇક સરત થવી જોઇએ, નહિ તો તે વખતની જે ખોટ છે તે ફ્રાન્સની સાથે ખુલ્લી રીતે તકરાર કરવાથી બંધ પડશે."

"૧૭૭૦માં ભયંકર દુકાળ હોવાને લીધે આખું બંગાળા ઉજ્જડ થઇ ગયું. છતાં પણ તરેહ તરેહની યુક્તિઓથી અને તેમાંની કેટલીક તો ઘણી ભયંકર જાતની હતી. છતાં પણ તે રોકાણ ટકાવી રાખવામાં આવી અને તે અકુદરતી સ્થિતિની અંદર દર વર્ષે તેનું

બળ વધતું જતું હતું. તે પદ્ધતિની શરૂઆતમાં જે દેવાઓ કરવામાં આવ્યાં અને કારીગરો અને કંટ્રાકટરોને નિયમીત રીતે આગળથી પૈસા આપવામાં આવતાં હતાં, તેથી કરીને પ્રાંતની મહેસુલમાંથી ખરીદાતો માલ, યુરોપીયન માલના વેચાણથી ખરીદાતો માલ અને ચાર વર્ષ જે ૧૭૮૦ માં પુરા થતાં હતાં તેના બજારામાંની ઉત્પત્તિમાંથી ખરીદાતા માલની કિંમત દશ લાખ પાઉંડથી ઓછી નહોતી. અને સાધારણ રીતે ૧ લાખ ને ૨૮ હઝાર જેટલી તો હતીજ. ઇ. સ. ૧૭૮૦ પછી મહેસુલના વધારામાંથી રોકાણ કરવાનું બંધ રહ્યું. આ દશ લાખ પાઉંડની કિંમતનો માલ જે યુરોપ મોકલવામાં આવતો તે તદ્દન ઓછો હતો; અને તેની તરફ કાંઇ સંતોષ દર્શાવાતો નહિ." "(ગ્રેટ બ્રિટનમાંથી વાર્ષિક એક લાખ પાઉંડના માલની કીંમત વેચાણ થઇને આવતી હતી તે આમાંથી બાદ કરવી.)"

"બીજા બધાં દેશોમાં સાધારણ રીતે અને કુદરતી રીતે મહેસુલની આવક વેપારમાથી હોય, પણ અહિં તો એ કુદરતી રીતને લુચ્ચાઇથી ફેરવી નાંખવાને લીધેજ દરિઆઇ માર્ગે ચાલતો બધોજ પરદેશી વેપાર, ઇંગ્લાંડનો, ફ્રાન્સનો, ડચનો કે ડેઇનનો વપાર મહેસુલમાંથીજ ચાલતો હતો. આ બધી મહેસુલની આવક અહીંઆ જે ખોટ પડતી હતી તેનો બદલો કોઇપણ રીતે વાળ્યાં વગર દેશમાંથી ઘસડાઇ જતી હતી."

આ વાર્તાનો આ એકજ ભાગ છે.

## પૈસાનું બહાર ઘસડાઈ જવું.

હિંદુસ્તાન ઇંગ્લાંડને ખંડણી ભરે છે કે નહિ એ પ્રશ્ન પર અંગ્રેજ વર્તમાન પત્રોમાં ઘણીજ કડવાસથી વાદવિવાદ ચાલી રહ્યો હતો અને છે. એક વિભાગ એમ કબુલ કરે છે કે હિંદુસ્તાન ઇંગ્લાંડને ઘણીજ મોટી ખંડણી આપતું આવે છે અને હજુ પણ આપે છે. જ્યારથી અંગ્રેજ લોકોનો સંબંધ હિંદુસ્તાન સાથે થયો ત્યારથી કે

આજ સુધી હિંદુસ્તાનની દોલત નિયમીત રીતે ઇંગ્લાંડ ઘસડાઇ જાય છે. ૧૮૫૮ પછી હિંદુસ્થાનનો રાજ્ય કારભાર રાજાની પાસે આવ્યો ત્યારથી હિંદુસ્તાનનો પૈસો ઇંગ્લાંડ જતો અટકયો નથી પણ ઉલટો તેમાં વધારો થયો છે, અને આ ધનના ખેંચાઇ જવાથી હિંદુસ્તાનની સ્થિતિ અવર્ણનીય રીતે ગરીબ થઇ ગઇ છે. બીજો વિભાગ એમ કહે છે કે હિંદુસ્તાને ઇંગ્લાંડને કાંઇ પણ ખંડણી આપી નથી. હિંદુસ્તાનથી ઇંગ્લાંડ પૈસો ઘસડાઇ જતો નથી. હિંદુસ્તાને જો કાંઇ પણ આપ્યું હોય તો તે ઇંગ્લાંડે જે સેવા બજાવી છે અથવા તો જે મુંડી તેના સુધારા માટે ધીરેલી છે તેના બદલામાંજ તેને તે મળ્યું છે. અને અંગ્રેજ રાજ્ય નીચે હિંદુસ્તાનની એટલી બધી ઉન્નતિ થઇ છે કે તે વિષે ઇતિહાસમાં આગળ કાંઇ પણ જાણીતું નથી. મીસ મેયો આ વિભાગના લોક સાથે એકમત છે અને તેથી તેઓનો વિચાર તેણીએ સ્વીકાર્યો છે.

ઉપર આપણે જણાવી ગયા છીએ કે પ્લાસીના યુદ્ધ પહેલાં અને એટલામાંજ બે સૈકા સુધી ઇંગ્લાંડની આર્થિક સ્થિતિ કેવી હતી તે ઉપરાંત હિંદુસ્તાનનો પૈસો કેવી રીતે ઇંગ્લાંડ જતો અને ત્યાંની આર્થિક સ્થિતિ કેટલી બધી બદલાઇ જતી. આપણે એક પણ અંગ્રેજ અથવા તો હિંદી વર્તમાન પત્રકાર જે બાબતો પર હિંદુસ્તાનનો પૈસો બહાર ઘસડાઇ જાય છે એ વાત રચાયેલી છે તે સંબંધી ના પાડતો હોય એવું જાણતાં નથી. બધાંજ જુદાં વિભાગોના લોકો કબુલ કરે છે કે ઓછામાં ઓછાં ૩૦ વર્ષ સુધી (૧૭૫૭ થી ૧૭૮૭) ઇસ્ટ ઇંડીયા કંપનીના નોકરોએ બંગાળાને લુંટી લીધું હતું.

૧૯૦૧ ની જુલાઇની ૨જી તારીખે 'મોર્નિંગ પોસ્ટ લંડન' નામના વર્તમાન પત્રમાં એક પત્ર છાપવામાં આવ્યો હતો, તેમાં મર્હુમ એચ. એમ. હિન્ડમેન માનનીય સમાજ સુધારક નેતા કહે છે કે:

"આસરે વીસ વર્ષ પહેલાં સ્વ. સર લુઇ મેલેટે (હું તે સમયના હિંદ મંત્રી લોર્ડ ક્રેનબ્રુક અને તેના મદદનીશ મંત્રી સ્વ. એડવર્ડ સ્ટેન હોપ જે મારા પરમ મિત્ર હતાં તેની સંમતિથી આગળ કહેવાની હિંમત કરું છું.) હિંદ ઓફિસના ખાનગી પત્રો જે હિંદુસ્તાનના નાણાં શાખાના પ્રધાન અને બીજાંઓ તરફથી હિંદુસ્તાનથી 'ઇંગ્લાંડ ખેંચાઇ જતો પૈસો અને તેની અસર' એ પ્રશ્ન સંબંધી આવેલાં તે મારી સમક્ષ મુકેલાં હતા. તે વખતની સ્થિતિ એટલી બધી ભયંકર હતી કે હું લોર્ડ જયોર્જ હેમિલ્ટનને કહેવાની ફરજ સમજું છું, કે આમની સભાના વિચારને માટે ૧૮૮૦ સુધી અને ત્યારપછીના ખાનગી પત્રો તેણે રજુ કરવાં. હું કબુલ કરવાની હિંમત કરું છું કે જે માણસો ખાનગી રીતે મારી સાથે આ બાબતમાં એકમત ધરાવે છે તેઓનાં નામ સાંભળીને જાહેર પ્રજા અચંબો પામશે. એનો માત્ર એકજ ઉપાય છે અને તે યોજવાને માટે પણ ઘણું મોડું થયું છે. તે એ કે, પૈસો ઘસડી લાવવાની પદ્ધતિ બંધ કરવી અને આપણી હાલની નાશકારક પદ્ધતિને બદલે દેશી રાજ્યને અંગ્રેજોની સાધારણ દેખરેખ નીચે સ્થાપવા."

મી. વીલીયમ ડીગબી 'બ્રિટીશ હિંદની ઉન્નતિ' નામના પુસ્તકમાં "હિંદુસ્તાનનું ભુરું પુસ્તક"માંથી બે પાનાનું ઘણું આકર્ષક ચિત્ર હિંદુસ્તાનનો પૈસો ઘસડાઇ જાય છે તે સંબંધી આપે છે. ગ્રેટ બ્રિટન ખંડણી લેવા ઉપરાંત હિંદુસ્તાન પાસે જકાત દ્વારા પણ પૈસો લે છે. ત્રણ ખાતાને માટે જે સેવા બજાવે છે તેનાં ખર્ચમાંથી થતાં બચાવનો લાભ હિંદુસ્તાનને આપવાને બદલે પોતે લે છે, અને આ બચાવ ઉપરાંત કે જે લગભગ દસ લાખ જેટલી મોટી રકમ થાય છે, તે યુરોપના વેપારીઓ જે પૈસો કમાય છે તેમાંથી પોતાને માટે નફો લે છે અને તે ઇંગ્લાંડજ મોકલવામાં આવે છે."

નીચેનાં ઉતારાઓ આમની સભા તરફથી નીમાયેલી સમિતિના અહેવાલમાંથી લેવામાં આવેલાં છે. (પુસ્તક પાંચ ૧૮૯૧-૯૨. છપાયું.

૧૮૦૪) ઇસ્ટ ઇંડીયા કંપનીના કારભારની સાથે દેશી કારભારને સરખાવતાં બંગાળાની કાઉન્સીલના એક વખતના એક સભ્ય મી. ફીલીપ ફ્રાંસીસે લખ્યું હતું કે. "કોઇપણ અંગ્રેજ જાણીને દુઃખી થશે, કે કંપનીને જ્યારથી દીવાની મળી ત્યાર પછી દેશના લોકોની સ્થિતિ પહેલાં કરતાં ખરાબ થવા લાગી છે. આ વાત તદ્દન સત્ય છે–નિઃશંસય છે, એમ હું માનું છું. તેના કારણો નીચે પ્રમાણે છે. એક તો કંપનીના પૈસાની રોકાણની અમુક જાતની રીત, બાજુ તેજાનો પરદેશ ચઢાવવો પણ તેના બદલામાં વાર્ષિક અમુક મોટી રકમ અહિંઆ આપવા દેવી નહિ. પૈસા એકઠાં કરવામાં વપરાતી સખ્તાઇ. દરેક અમલદાર પોતાના ઓદ્ધા પર હોય તે દરમ્યાન મહેસુલ વધારીને પોતાની આબરૂ જાળવી રાખવા કરતાં પ્રયત્નને લીધે, પછી તે ગમે તે પરીણામો શાને લીધે થાય તેનું ધ્યાન રાખ્યાં વગર, અવમુલ્લાંને નોકરીએ રાખાને તેની મારફતે પૈસા એકઠાં કરાવાની રીતમાં થતી ભુલો વિગેરે. **આ સુંદર દેશ જુલમી અને સ્વચ્છંદી સરકારના હાથ નીચે ઉન્નતિએ હતો તે અંગ્રેજ લોકોના હાથમાં આવ્યો અને તેમાં તેઓના કારભારનો ઘણો મોટો હિસ્સો હોવા છતાં પણ વિનાશને પામ્યો છે તેનાં મને આજ મુખ્ય કારણો લાગે છે.**

મી. ડીગલી કહે છે કે દસ વર્ષ પછી હિંદી સભાના સભ્ય ચાર્લસ ગ્રાંટ જેઓ હિંદુસ્તાનમાં અંગ્રેજ રાજ્યના ખાસ પ્રશંસક હતાં અને જેઓ બ્રિટીશ હિંદી સાહિત્યમાં હિંદના લોકોનાં નિંદાપાત્ર હતાં, તેને ન છૂટકે કબુલ કરવું પડયું હતું કે, "આપણે હિંદુસ્તાનની આવકનો મોટો ભાગ ગ્રેટ બ્રિટનના ઉપયોગને માટે વાપરીએ છીએ.

ઓન. એફ. જે. શોર, એ વખતના બંગાળાના રાજ્યકારભારી, તેનાં 'હિંદુસ્તાનના કામકાજ પર નોંધ' નામના પુસ્તકમાં લખે છે કે,

"સત્તર વર્ષ કરતાં વધારે વર્ષ થયાં, સૌથી પહેલો હું હિંદુસ્તાનમ આવ્યો હતો. અહિં આવ્યા પછી એક વર્ષ કલકત્તામાં રહ્યો. તે દરમ્યાન તે વખતમાં અંગ્રેજ લોકોના મન પર જે સુખશાંતિની અસર હતી તે અને અંગ્રેજ રાજ્યની સ્થાપનાથી હિંદુસ્તાનના દેશીઓને જે આશિર્વાદો મળ્યાં હતાં તે મને આજે યાદ આવે છે."

બ્રિટીશ હિંદી રાજ્ય કારભારની રીતના નિયમોની તપાસ મેળવવાને માટે મને ઇચ્છા થઇ હતી. આ પ્રમાણે આગળ ચાલતાં સરકાર તરફ અને આપણી તરફ લોકોની લાગણીઓ સમજવાને મને કાંઇ અઘરું લાગ્યું નહિ. પણ જો એથી વિરૂદ્ધ સ્થિતિ હોત તો હું વિસ્મય પામતજ. અંગ્રેજ લોકોનો મુખ્ય હેતુ આખી હિંદી પ્રજાને તાબેદારીમાં દરેક રીતે પોતાના લાભમાં રાખવાનો હતો. તેના પર જેટલી હદ સુધી કર નંખાય તેટલી હદ સુધી નાંખવામાં આવ્યાં છે. દરેક પ્રાંત જે જે આપણા તાબામાં આવવા માંડ્યો તેના પરથી જેટલો બને તેટલો વધારે કર લેવયો છે. અને આપણે હંમેશાં અભિમાન કરતાં આવ્યાં છીએ કે દેશી રાજાઓ જેટલું બને તેટલું ખેડુતો પાસે ખેંચીને લેતા હતાં તેના કરતાં વધારે આપણે મહેસુલ મારફતે લેવા માંડયું છે, અને આપણે મહેસુલની રકમ વધારી છે; અને નીચામાં નીચો અંગ્રેજ માણસ જે જગ્યા લઇ શકે તેમાંથી હિંદીઓને દરેક ખિતાબ અને ઉંચી પદવીમાંથી દુર રાખવામાં આવ્યાં છે.

બીજે ઠેકાણે લખે છે કે, "હિંદુસ્તાનનાં શાંતિના દિવસ પુરાં થયાં છે. તેની પાસે જે એક વખત પુષ્કળ પ્રમાણમાં દોલત હતી તે ઘસડાઇ ગઇ છે. અવ્યવસ્થિત રાજ્યપદ્ધતિને લીધે તેની શક્તિઓ છુંદાઇ ગઇ છે, અને થોડાના લાભને માટે કરોડોનું હિત ત્યજાઇ ગયું છે."

જોન સ્કલીવન એક પ્રખ્યાત અંગ્રેજ રાજ્યકારભારી જેમણે હિંદુસ્તાનમાં ૧૮૦૪ થી ૧૮૪૧ સુધી સેવા બજાવી હતી અને જેમણે ૧૮૫૩ માં ઇસ્ટ ઈંડીયા કંપનીના હકની બાબતમાં સુધારો કરવાને આમની સભા તરફથી નીમાયેલી એક સમિતિને તેના સવાલના જવાબમાં નીચે પ્રમાણે જણાવ્યું:

પ્રશ્નઃ—તમે એમ ધારો છો કે હિંદુસ્તાનના લોકોમાં એવી દંત કથા છે કે જે તેઓને એમ સુચવે છે કે તેઓની આર્થિક સ્થિતિ દેશી રાજ્યોમાં હાલ છે તેના કરતાં સારી હતી?

જવાબઃ—હું ધારૂં છું કે સાધારણ રીતે ઇતિહાસ પરથી એમ માલમ પડે છે કે એ વાત ખરી છે. તેઓનો ઇતિહાસ આપણને મળી આવે છે તે પરથી જણાય છે કે તેઓ ઘણી સારી ચઢીયાતી સ્થિતિમાં હતાં.

પ્રશ્નઃ—જો દેશી રાજાઓ લડાઇમાં પુષ્કળ દ્રવ્ય ગુમાવતાં હતાં અને મનુષ્યની જીંદગી અર્પતાં હતાં, અને ખાસ કરીને જ્યારે લડાઇઓ તેઓની હદની બહાર જવાને બદલે તેઓ પોતાના પ્રાંતોમાંજ લડાઇ લડતાં હતાં તો પછી તમે તે લોકોની આર્થિક સ્થિતિ આપણા કરતાં શ્રેષ્ઠ હતી અને તેઓ નહેરમાં, ખાઇઓમાં અને તળાવો બનાવવામાં પૈસા રોકતાં હતાં છતાં પણ તેઓની આર્થિક સ્થિતિ આપણા કરતાં ચઢીયાતી હતી એમ તમે કઇ રીતે કરી શકો છો?

જવાબઃ આપણા મોટામાં મોટો ખર્ચ મુલ્કી અને લશ્કરી બાબતોમા છે. કારણકે તેમાં યુરોપીઅનનો ભાગ છે અને તેથી આપણી મોટી મહેસુલ તેમાં ઘસડાઇ જાય છે, જે ખર્ચમાંથી તેઓ મુકત હતાં. એ કારણને લઇને આપણાં રાજ્યકારભારનો ખર્ચ પુષ્કળ છે. હું ધારૂં છું કે આજ મોટામાં મોટું કારણ છે.

જોન સુલીવનને જ્યારે પુછવામાં આવ્યું, કે તમે દેશી રાજ્યને અંગ્રેજ પ્રાંતો, અંગ્રેજી સત્તાના હાથમાં માત્ર લશ્કરનો કાબુ રાખીને

પાછા આપો તેના જવાબમાં તેણે પોતાનો અભિપ્રાય આપતાં જરા પણ સંકોચ કીધો નહિ.

"ન્યાયના નિયમ પ્રમાણે દેશી રાજાઓને પ્રાંતના મુખ્ય ભાગ આપી દેશો ?

"હા," "આપણે એ બધાં પ્રાંતો ન્યાય વગર, હક વગર અથવા બીજી બધી રીતે અથવા જુલમથી તાબે કર્યાં છે !"

"હું ન્યાયના અને આર્થિક લાભના નિયમ પ્રમાણે તેમ કરીશ."

તેણે એમ પણ કહ્યું હતું કે, "હિંદુસ્તાનના લોકો આજની નાણાં પદ્ધતિની બાબતમાં ફરીયાદો કરે છે તો હું ધારતો ન હતો કે તેઓને તે રકમ સંબંધી કાંઇપણ ફરીયાદ કરવા જેવી હોય, હું ધારૂં છું કે તેઓને, તે રકમનો શું ઉપયોગ થાય છે તે સંબંધી ફરીયાદ કરવાની છે. તેઓના વંશજોની મહેસુલ એકઠી કરવામાં આવતી હતી. તે તેઓના દેશમાંજ વાપરવામાં આવતી હતી, પણ આ રાજ્યની સત્તા નીચે મહેસુલનો મોટો ભાગ દર વર્ષે ઘસડાઇ જાય છે અને તેને માટે કાંઇ પણ બદલો વાળવામાં આવતો નથી. દોલતનું ઘસડાઇ જવું ૬૦—૭૦ વર્ષ થયાં ચાલ્યું આવે છે અને દર વર્ષે તે ઘટવાને બદલે વધ્યુંજ જાય છે. આ આપણી પદ્ધતિ વાદળીની માફક ચાલે છે. ગંગા નદીના કીનારા પરની બધીજ સારી વસ્તુઓ ખેંચી લે છે અને ટેમ્સના કીનારા પર તે બધી ખાલી કરે છે.

૧૮૨૭માં મુંબઇનો ગવર્નર સર જોન માકમનો (હિંદુસ્તાનમાં અંગ્રેજ સામ્રાજ્ય સ્થાપનારમાંનો એક) ૧૮૩૨માં આમની સભાની કમીટીએ પુરાવો લીધો હતો.

પ્રશ્ન:—તમારા અભિપ્રાય પ્રમાણે દેશી રાજાઓના અવ્યવસ્થિત કારભારોને લીધે જે આપણી સરકાર આવી તેનાથી ખેતીવાડીમાં અને વસ્તિનાં વેપારી ભાગમાં ઘણી ઉન્નતિ થઇ એમ તમે માનો છો ?

જવાબઃ— હું હિંદુસ્તાનના દરેક પ્રાંતને માટે જવાબ આપી શકું નહિ. પણ મારો અનુભવ જ્યાં સુધી પહોંચી શકે છે ત્યાં સુધી હું કહીશ. હું નથી ધારતો કે આ ફેરફારથી વેપારી વર્ગને, પૈસાદાર વર્ગને, અને દેશી રાજ્યોના ઘણાં ખેડુત વર્ગને કાંઇ પણ લાભ થયો હોય; અથવા તો થઇ શકે; જો કે તે લાભ બીજી બાબતોમાં હોય. જ્યારે હું હાલના ડયુક ઓફ વેલીંગ્ટનની સાથે ૧૮૦૩ માં દક્ષિણ મરાઠા પ્રાંતોમાં ગયો ત્યારે ત્યાં આગળ વેપારી દોલત અને જમીનની ઉત્પત્તિ એટલી બધી વધી હોય અને તે વધારે સારો ખેડાયલો હોય એવું મારા જોવામા આવ્યું નથી. માળવા સંબંધનાં......અસલના રાજાઓ અને તેના મુખ્ય સરદારોના બાહોશી ભરેલાં રાજ્યકારભારની સંસ્થાને લીધે વેપાર અને ખેતીવાડીની ઉન્નતિ થતી તેવી આપણાં રાજ્યનો અમલ દાખલ થવાથી ઉન્નતિ થઇ હોય એવું મને લાગતું નથી.

દક્ષિણ મરાઠા પ્રાંતો કે જેની ઉન્નતિ વિષે આગળ કહ્યું છે તેને વિષે મારે કાંઇ પણ સંકોચ વગર જણાવવું જોઇએ કે પટવર્ધનના વંશની માલીકીના પ્રાંતો અને કૃષ્ણા નદીના કીનારા પર આવેલાં કેટલાંક બીજા જાગીરદારોના પ્રાંતો ખેતીવાડી અને વેપારી ઉન્નતિમાં હિંદુસ્તાનમાં બીજા કોઇપણ હું જાણું છું તેના કરતાં વધારે સારી ઉન્નતિમાં છે. જે કારણો ઉન્નતિ લાવવામાં મદદ કરે છે તે ઉપરાંત બીજી દેશી સંસ્થાઓ અને ગામડાંને તથા વસ્તિના જુદા જુદા વર્ગના લોકોને, આપણી પદ્ધતિ નોકરીમાં દાખલ કરે છે તેના કરતાં વધારે તેને નિયમીત ટેકો મળ્યાં કરે છે.

સર જ્યોર્જ વીગેઇટ જેઓ મુંબાઇ સરકારની ઉચ્ચ પદવી ધારણ કરતાં હતાં તેઓએ ૧૮૫૮ માં જ્યારે હિંદુસ્તાન ઇંગ્લાંડના રાજાને સોંપવામાં આવ્યું તે વખતે તેના દેશના લોકોના વિચાર સંબંધી નીચેની ટીકાઓની નોંધ લીધી:

"જો આપણે હિંદુસ્તાન પર હિંદુસ્તાનના વતનીઓને માટેજ નહિ પણ આપણા સ્વાર્થને માટેજ રાજ્ય કર્યું હોય તો આપણે ખરેખર ઇશ્વરની દ્રષ્ટિએ અને મનુષ્યની દ્રષ્ટિએ ત્યાંના રાજ્યવ્યવસ્થાના ખર્ચને માટે કાંઇ પણ હિસ્સો ન આપવાને માટે ઠપકાને પાત્ર છીએ."

"હિંદુસ્તાન પર આર્થિક અસર સંબંધી જણાવવાનું કે ગ્રેટ બ્રિટનને જે ખંડણી આપવામાં આવે છે તે આપણી હાલની રાજનીતિની દ્રષ્ટિએ ઘણી વાંધા ભરેલી છે. જે દેશમાંથી જે કરો લેવામાં આવે છે તે તદ્દન જુદેજ માગ એક દેશમાંથી લેવાતાં અને બીજામાં ખર્ચાતા કરોથી જુદાં છે"

હિંદુસ્તાનની ખંડણી ન્યાયના ત્રાજવામાં તોળીએ કે આપણા ખરા લાભની બાબતમાં તપાસીએ તો પણ તે જનસમાજથી સાધારણ બુદ્ધિથી અને આર્થિક શાસ્ત્રોના સાધારણ નિયમોથી તદ્દન જુદીજ પડશે–જણાશે. જો હિંદુસ્તાનને ખંડણીના આ ધાતકી બોજાથી મુક્ત કરવામાં આવે, હિંદુસ્તાનમાંથી લેવાયલા બધાંજ કરો હિંદુસ્તાન માટેજ વાપરવામાં આવે, તો તે દેશની મહેસુલમાં સાધારણ રીતે એટલો બધો ફેરફાર થાય કે જેનો આપણને અત્યારે અડસટ્ટો પણ નથી.

વિક્ટોરીયા યુગના હિંદુસ્તાનના પુસ્તકના ૧૨૬ માં પાના પર દત્ત એક જાણીતા ઇસ્ટ ઇંડીયા કંપનીના ડાયરેક્ટર કર્નલ સાઇકસનો અભિપ્રાય નીચે પ્રમાણે આપે છે:

"હિંદુસ્તાનનો પૈસો દર વર્ષે ૩૩૦૦૦૦૦ પૌંડથી માંડીને ૩૭૦૦૦૦૦ પૌંડ સુધી ઘસડાઇ જતો હતો." અને વધારામાં ટીકા કરી કે, "આ, હિંદુસ્તાન આયાતના કરતાં નિકાસ વધુ હોવાથીજ સહન કરી શકે છે."

(દત્ત લખે છે) ઇસ્ટ ઇંડીયા કંપનીના પ્રમુખ હેનરી જોન સેંટ ટકર કહે છે કે, "આ પૈસાનું ઘસડાઇ જવું પુષ્કળ વધી ગયું

હતું. કારણકે આપણાં દેશમાં કર હંમેશાં ઘસતોજ જાય છે.” આ ભવિષ્ય વાણિ સંપુર્ણ રીતે સફળ નીવડી છે.

એવીજ રીતે પુર્વ હિંદના એક બીજા વેપારીએ ૧૮૫૩ ના પાર્લામેન્ટના રિપોર્ટમાં કહ્યું કે, “હું સાધારણ રીતે કહી શકું કે ૧૮૪૭ સુધી હિંદુસ્તાનની આયાત ૬૦૦૦૦૦૦ પૌંડની હતી અને નિકાસ પૌંડ ૯૫૦૦૦૦૦ ની હતી. આમાં જે તફાવત છે તે દેશમાંથી કંપનીને જે ખંડણી મળતી હતી તે લગભગ ૪૦૦૦૦૦૦ પૌંડ હતી.”

બ્રિટીશ સંસ્થા અને તેની સાથેના બીજાં રાજ્યોના ઇતિહાસકાર મી. મોન્ટ ગોમેરી માર્ટીને ૧૮૩૮ માં લખ્યું હતું કે, “આટલો બધો નિયમીત રીતે એકઠો થતો બહાર જતો પૈસો ઇંગ્લંડને પણ ગરીબ કરી નાંખે તો પછી હિંદુસ્તાન પર તેની કેટલી સખત અસર થતી હશે. કારણકે ત્યાં મજુરેનો રોજ એક દિવસનો માત્ર બેથી ત્રણ આના છે.”

પ્રોફેસર એલ. એચ. વીલ્સન હિંદુસ્તાનનો ઇતિહાસકાર દર વર્ષે કેટલો પૈસો ઘસડાઇ જાય છે તે સંબંધી કહે છે કે, “એ દોલત ઇંગ્લાંડ લઇ જવામાં આવે છે તે હિંદી મુંડી ઘસડાઇ, લઇ જવાનો એક ભાગ છે; અને તેને માટે કોઇપણ સરખામણી થઇ શકે એમ નથી. એ દેશ પર એક મોટામાં મોટો અખુટ બોજો છે અને તેના પરિણામે તેની જગ્યા પુરવામાં બીજી કોઇપણ વસ્તુ મુકવામાં આવતી નથી. રાષ્ટ્રિય ઉદ્યોગની નસોમાથી આ જીવન રૂપી લોહી ખેંચી લેવામાં આવે છે અને તેના બદલામાં કાઇ પણ જાતનો પોષક પદાર્થ મૂકવામાં આવ્યો નથી.”

મી. એ. જે. વીલ્સને એક પખવાડિકના એક લેખમાં ૧૮૮૪ના માર્ચ મહિનામાં નીચે પ્રમાણે લખ્યું હતું:

“એક રીતે અથવા બીજી રીતે આપણે દુ:ખી હિંદુસ્તાનમાંથી દર વર્ષે ૩૦૦૦૦૦૦૦ પાઉંડ ઘસડી જઇએ છીએ. અને તે દેશમાં ત્યાંના વતનીઓને વાર્ષિક આવક ૫ પાઉંડ છે. કેટલેક ઠેકાણે તો તેથી

પણ ઓછી છે. આપણી હિંદની ખંડણી ૩૦ કરોડ માણસની સંપુર્ણ આવક બતાવે છે. એટલે કે દર વર્ષે હિંદુસ્તાનના પોષણમાંથી આપણે ૧/૧૦ કરતાં વધારે ખેંચી લઇએ છીએ."

મહાન અંગ્રેજ રાજકીય પુરૂષ લોર્ડ સેલીસબરીએ હિંદુસ્તાન દેશ વિષે કહેતાં જણાવ્યું હતું કે, "એ દેશ એવો છે કે જેમાંથી મોટી આવક લઇ જવામાં આવે છે, અને તેની સરખામણી કોઇપણ રીતે થઇ શકતી નથી."

યુનાઇટેડ સ્ટેઇટસના યુનીટેરીયન પ્રધાન ડો. જે. ટી. સુન્ડરલેન્ડ તેની એક પત્રિકા, "હિંદુસ્તાનમાં દુકાળ પડવાનાં કારણો" (પા. ૨૨)માં લખે છે કે, "હિંદુસ્તાનમાંથી જે ભારેમાં ભારે દોલત ઘસડાઇ આવે છે તે હિંદુસ્તાનના લોકોની ગરીબાઇનાં મહાન કારણોમાંનું એક છે.

હિંદુસ્તાન જે ખંડણી ઇંગ્લાંડને ૧૫૦ થી વધારે વર્ષ થયાં આપ્યાં કરે છે તેને માટેજ અભિપ્રાયો એક પછી એક ટાંકવામાં આવ્યાં છે, અને હિંદુસ્તાનની દોલત જે ઇંગ્લાંડ ઘસડાઇ જાય છે તેને માટે જે જુદાં જુદાં અભિપ્રાયો લખવામાં આવ્યાં છે તે અલબત્ત સંપુર્ણ તો નથીજ. ખરૂં જોતાં તો આવા ટાંચણોથી મોટું પુસ્તક ભરી શકાય. એ ઉપરાંત અંગ્રેજ રાજ્યદ્વારી પુરૂષોનો (જેમાંના કેટલાંક ઘણાં પ્રખ્યાત એંગ્લો ઇંડીયન રાજ્યકારભારીઓ જેવા કે સર હેનરી કોટન, આસામના ચીફ કમીશ્નર હતાં અને એક વખત પાર્લામેન્ટના સભ્ય પણ હતાં, સર વીલીયમ વેડરબર્ન મુંબઇની કૌંસીલના એક સભ્ય હતાં અને એક વખત પાર્લામેન્ટના પણ સભ્ય હતાં, મી. ડબલ્યુ. એસ. કેઇન પાર્લામેન્ટના સભ્ય, મી. એ. ઓ. હયુમ એક વખત હિંદી સરકારના સેક્રેટરી હતાં અને બીજાં ઘણાં) જેઓએ ખુલ્લી રીતે અને આગળ ભાગ લઇને હિંદી રાષ્ટ્રિયત્વના કારણની સાથે એક રીતે અથવા બીજી રીતે એકમત થયાં છે. તેવીજ રીતે અમે હિંદીઓના પોતાનાં અભિપ્રાયો તો આપ્યાંજ નથી. એતો સ્પષ્ટ છે કે હિંદુસ્તાનમાં

જે દોલત ૧૭૫૭ થી ૧૭૮૭ દરમ્યાન અથવા તો આજ સુધી ઇંગ્લાંડ લઇ જવામાં આવી તે આયાતની સાથે સરખાવતાં નિકાસની સાથે ખરી રીતે બંધબેસતી આવતીજ નથી. આના વધારામાં જાહેર દેવાની રકમ જે ઇસ્ટ ઇંડીયા કંપનીએ આ મુદત દરમ્યાન લીધી હતી તે અને જે દોલત સોના, રૂપા અને કિંમતી પત્થરો રૂપે ખેંચી જવામાં આવી હતી તેનો તો અત્રે કાંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

અંગ્રેજ લોકોએ હિંદુસ્તાન પર જે જીત મેળવી તેમાં જે ખરી ખુબી રહેલી છે તે એ છે કે એ જીત મેળવવાને અંગ્રેજ લોકોને એક પાઇ પણ ખર્ચવી પડી નહોતી. હિંદુસ્તાનનને હિંદુસ્તાનના પૈસા અને લોહી વતીજ જીતવામાં આવ્યું છે. તે ઉપરાંત એશિયાની અંદર અંગ્રેજ લોકો એ વેપાર ખીલવવાના તથા પ્રાંતો મેળવવાને, શોધ ખોળ કરવાને જે ખર્ચ કર્યાં તે બધાંજ હિંદી નાણાંમાંથીજ કરવામાં આવ્યાં હતાં. જે નફો થવા માંડયો તે બધોજ અંગ્રેજ લોકોના ખીસામાં દાખલ થયો. ખર્ચ અને નુકશાન હિંદુસ્તાન ખાતે ઉધારવામાં આવ્યાં.

હિંદુસ્તાનની આવક ખર્ચના કરતાં કેટલી વધારે છે તે આર. સી. દત્ત નીચે પ્રમાણે બતાવે છે.

“હિંદુસ્તાનનું બધુંજ જાહેર દેવું કંપનીના સો વર્ષના રાજ્ય દરમ્યાન જે થયું હતું તે બધું ઇંગ્લાડમાં થયેલાં ખર્ચો આખું હિંદુસ્તાન ઉધારીને ઉપજાવ્યાં હતાં.”

હિંદુસ્તાનનું કુલ દેવું વ્યાજ સાથે ૧૭૯૨ માં ૭૦ લાખ કરતાં કાંઇક વધારે હતું. ૧૭૯૯ માં તે વધીને ૧ કરોડ થયું. ત્યાર પછી લોર્ડ વેલેસ્લીના વખતમાં વિગ્રહો થયાં અને દેવું વધીને ૨ કરોડ અને ૫૦ લાખ થયું. ૧૮૦૫–૧૮૦૭માં ૨ કરોડ ૭૦ લાખ, અને ૧૮૨૯માં ૩ કરોડ થયું. હિંદુસ્તાનનું કુલ્લે દેવું (નકકી થયેલું દેવું તે ઉપરાંત ત્રીજોરીની નોટો અને સ્થાવર મિલ્કત, અને ઇંગ્લાડના

દસ્તાવેજમાંનું દેવું) ૧૮૩૬ ની ૩૦મી એપ્રીલે ૩૭૩૫૫૫૭૬ પાઉંડ હતું. ૧૮૪૪–૪૫ માં હિંદુસ્તાનનું કુલ દેવું ૪૭૨૫૦૦૦૦ પાઉંડ હતું. આ દેવાની અંદર અફગાન વિગ્રહમાં જે ખર્ચ થયો હતો તે પણ સમાઇ જાય છે, કારણકે ઇંગ્લાંડે એ ખર્ચનો માત્ર થોડોજ ભાગ આપ્યો હતો. (૧૫૦૦૦૦ પાઉંડ આપ્યાં હતાં) જોન બ્રાઇટના શબ્દોમાં કહીએ તો આ બધોજ ખર્ચ ઇંગ્લાંડના લોકો પર કર નાંખીનેજ વસુલ થવો જોઇએ, કારણકે એ વિગ્રહ અંગ્રેજોના હેતુ માટે બ્રિટીશ કેબીનેટે (ખાનગી મંડળી) ચલાવ્યો હતો.

સિંધ અને પંજાબના જોડાણ માટે જે વિગ્રહો હાર્ડિંજ અને દલાહુસિના વખતમાં થયાં તેને લીધે દેવું ૧૮૫૦–૫૧ માં ૫ કરોડ ૫૦ લાખનું થયું. પછી ૧૮૫૭ નો મહાન બળવો થયો, અને તેથી જાહેર દેવામાં એક કરોડ પાઉંડનો વધારો થયો હતો, અને ૧૮૫૮ની ૩૦મી એપ્રીલે હિંદુસ્તાનનું જાહેર દેવું ૬૯૧૦૦૦૦૦ પાઉંડ થયું.

બળવાને દાબી દેવાને માટે જે ખર્ચો થયાં તે સંબંધી અંગ્રેજ લોકોનાં અભિપ્રાયો જાણવાં જેવાં છે.

એક અપક્ષપાત ઇતિહાસકાર કહે છે કે, "જો દુનીયામાં ન્યાયી હુલ્લડનો કોઇપણ દાખલો હોય તો તે હિંદુસ્તાનમાં હિંદુ અને મુસ્લીમ સિપાઇઓનો હતો. તેનું કારણ ગાય અને ડુકકરની ચરબીથી ભરેલાં કારતુસો દુર કરવાનો હતો. આ જબરદસ્ત ભૂલ અંગ્રેજ રાજ્ય કારભારીઓએ કરેલી હતી, પણ હિંદુસ્તાનને તેને માટે ભોગવવું પડયું હતું. આ પુર્વે હિંદી લશ્કર ચીન અને જાપાન પણ મોકલવામાં આવ્યું હતું. અને ઇસ્ટ ઇંડીયા કંપનીએ હિંદુસ્તાનની બહાર લશ્કર મોકલવાની સેવા બદલ કાંઇપણ લીધું નહોતું. પણ જ્યારે અંગ્રેજ લશ્કર બળવો દાબી દેવાને માટે હિંદુસ્તાન મોકલવામાં આવ્યું, ત્યારે ઇંગ્લાંડે જેનો દાખલો પણ ન મળી શકે એવાં બળથી તે લશ્કરનો ખર્ચ હિંદુસ્તાન પાસે લીધો."

હિંદુસ્તાન સિવાય સઘળાં બ્રિટીશ સંસ્થાનો અને બ્રિટીશને તાબે થએલાં દેશોની સંસ્થાની ઓફિસનો અથવા સ્થાનિક સરકારનો ખર્ચ તેમજ જમીન અને દરિઆઇ લશ્કરનો ખર્ચ યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાંડ–સ્કોટલાંડ–આયરલાંડ) ની આંવકમાંથી આપવામાં આવે છે. અને તેથી કુદરતી રીતે એવું ધારવામાં આવે, કે હિંદુસ્તાનની બાબ-તમાં પણ આ બધાં ખર્ચો તેજ દેશે ભોગવવા જોઇએ. પણ સત્ય હકીકત શું છે ! આપણા હિંદ સામ્રાજ્યના રક્ષણને માટે જે લશ્કર રાખવામાં આવે છે તેના ખર્ચ બદલ એક રાતી પાઇ પણ ઇંગ્લાંડની આવકમાંથી ખર્ચવામાં આવી નથી.

જે દેશ સંસ્થાનોને અને પરદેશી રાજ્યોનો તેઓની જરૂર વખતે પૈસા વતી ઘણી ઉદારતાથી અને ઉડાઉપણાથી મદદ કરે તે હિંદી સામ્રાજ્યને પોતાની ખરી નાણાંની તંગી વખતે મદદ કરવાની ન સમજી શકાય એવી રીતે ના પાડે એ કેટલું વિચિત્ર છે.

"ખરાબમાં ખરાબ વર્તણુંક હજી વર્ણવી નથી. જ્યારે વધારાની લશ્કરની ટુકડીઓ હિંદુસ્તાન મોકલવામાં આવી તે વખતે જેવી રીતે હમણાંજ થોડા વખત પર ત્યાં થયું તે વખતે લશ્કર ઇંગ્લાડથી હિંદ જવા ઉપડયું તે પહેલાં તો છ માસનો ખર્ચ હિંદની આવકમાંથી લેવામાં આવ્યો અને દેવા પેટે વસુલ કરવામાં આવ્યો તે વખતના હિંદી બળવાના કટોકટીના સમયમા અને હિંદી નાણાંની સ્થિતિ ઘણીજ ખરાબ અસ્થિર હતી તે વખતે લશ્કરની વધારાની ટુકડીએ ઇંગ્લાંડનો કીનારો છોડયો તારીખથી ગ્રેટ બ્રિટને હિંદુ-સ્તાન પાસે લશ્કરનો ખર્ચ લેવાનું જરૂરી ધાર્યું એટલુંજ નહિ પણ તે પહેલાંના છ મહિના હિંદુસ્તાન લશ્કર જવાનું હતું તેને માટે જે ખર્ચ થયો તે પણ માંગ્યો હતો."

સર જ્યોર્જ વીંગેઇટના કરતાં પણ વધારે યશસ્વી વ્યક્તિએ બળવાના ખર્ચ સંબંધી પોતાનો અભિપ્રાય સ્પષ્ટ અને નીડરપણે

જણાવ્યો હતો. જોન બ્રાઇટે કહ્યું કે, "હું ધારૂં છું કે આ બળવાને અંગે જે ચાર કરોડનો ખર્ચ થશે તેનો બોજો હિંદુસ્તાનના લોકો પર મુકવો એ ઘણું ગંભીર ગણાશે. તે પાર્લામેન્ટની અને ઇંગ્લાંડના લોકોની અવ્યવસ્થાને લીધે છે. જો દરેક જણ ન્યાય માંગે તો નિઃસંશય ૪ કરોડની રકમ આ દેશના લોકોએ પોતાના કરમાંથી આપવી જોઇએ."

ઇ. સ. ૧૮૫૦ પહેલા હિંદુસ્તાનમાં આગગાડીઓ નહોતી, તેથી જાહેર કામની અંદર અંગ્રેજ લોકોનું રોકાણ આ દેવા રૂપે કાંઇક હતું. જ્યારે આખું સામ્રાજ્ય રાજાને સોંપવામાં આવ્યું ત્યારે એવી સરત કરવામાં આવી કે ઇસ્ટ ઇંડીયા કંપનીની મુંડી પરનું વ્યાજ અને ગ્રેટ બ્રિટનના બીજા દેવાઓનું વ્યાજ અને કંપનીના પ્રાંતિક અને બીજાં બધાં દેવાઓનું વ્યાજ હિંદુસ્તાનની આવકમાંથીજ મળવું જોઇએ. આથી કંપનીની મુંડી પર હિંદુસ્તાન વાર્ષિક વ્યાજની રકમ આપતું નહિ. તે કાયમ કરવામાં આવ્યું. દુનીયાના ઇતિહાસમાં આની સાથે સરખાવી શકાય એવું કાંઇ પણ છે?

ઇ. સ. ૧૮૬૦ માં હિંદુસ્તાનનું જાહેર દેવું ૧૦ કરોડ જેટલું વધી ગયું હતું. ત્યાર પછી 'કુદકે ભુસકે' તે એકદમ વધી ગયું છે. ૧૯૧૩–૧૪ માં હિંદુસ્તાનનું સરકારનું દેવું ૩૦૬૩૯૧૧૨૧ પાઉંડ હતું.

એવી દલીલ કરવામાં આવે છે કે આ બધુંજ દેવું વેપારના બદલામાં વળી જાય છે. કારણકે હિંદુસ્તાનને તેના બદલામાં ઉત્પન્ન થતી વસ્તુઓના આકારમાં કામો આપવામાં આવે છે. આ દલીલ માની શકાય એવી નથી. એ ઘણીજ શોચનીય વાત છે કે પ્રખ્યાત અંગ્રેજો જ્યારે પૈસો ઘસડાઇ જવાના સવાલ પર વિચાર કરે છે ત્યારે આ બાબત ધ્યાનમા લેતાં નથી, અને હંમેશાં ખોટી દિશાએજ પોતાનું વલણ બતાવે છે કે ઇંગ્લાંડમાં જે વ્યાજ આપવામાં આવે છે તે હિંદુસ્તાનમાં ઉપયોગી કામોને માટે જે રોકાણ કરવામા આવ્યું છે

તે મુંડીનુંજ વ્યાજ છે. અને તે બદલામાં હિંદુસ્તાનને ઇંગ્લાંડે જે સાહિત્યો પુરા પાડયાં તેમાંજ તેનો બદલો વળી જાય છે. ઉત્પત્તિ અને ઉપયોગી કામો ખરા ! ઇસ્ટ ઇંડિયા કંપનીનો સ્ટોક અને હિંદુસ્તાનમાં થયેલાં વિગ્રહોના ખર્ચ એ બધાંજ ઉપયોગી કામો ખરાં કે ? ઇમ્પીરીયલ ગેઝીટીયર એવી સચોટ બાબત દર્શાવે છે કે ૧૭૭૫૦૦૦૦ પાઉંડની રકમના કોઇ ખર્ચમાંથી (કયા વર્ષમાં તે સુચવ્યું નથી) લગભગ ૧ કરોડ અને ૧૦ લાખ ઇંગ્લાંડ હિંદુસ્તાનને જે મુંડી અને સાહિત્ય પુરૂં પાડે છે તેમાં આવી જાય છે. હિંદુસ્તાનમાંથી જે પૈસો ધસડાઇ જાય છે તેના અડસટ્ટા જુદાં જુદા સત્તાધીશોએ જુદી જુદી રીતે વર્ણવ્યાં છે. તેમાં છેલ્લાં ૨૭ વર્ષના આંકડાં ઉમેરવાના બાકી છે. મી. હીન્ડમેને ૧૯૦૬ માં દર વર્ષે ૪૦૦ લાખ પાઉંડની રકમ ધારી હતી મી. એ. જી. વીલ્સને વર્ષે ૩૫૦ લાખ પાઉંડ અડસટી હતી. સર થાઓગેર મોરીસને પૈસાની ખરી રકમ જે ધસડાઇ આવે છે તે ૨૧૦ લાખ પાઉંડની આંકી હતી. આને જો રૂપીયાના આકારમાં ફેરવી નાખવામાં આવે તો બહુજ જબરદસ્ત આંકડાઓ થઇ જાય છે. તેનો ઘણો સંભાળપુર્વક આંકડો આપ્યો છે. તે જે નિર્ણય પર આવે છે તે નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| (૧) રાજકીય ઘટાડો અથવા ઘર ખર્ચ ... | ૫૦.૦૦ | કરોડ રૂા. |
| (૨) પરદેશી મુંડી હિંદુસ્તાનમાં રજીસ્ટર થયેલી તેનું વ્યાજ... ... ... | ૬૦.૦૦ | ,, |
| (૩) પરદેશી કંપનીઓને અપાતું ફ્રેઇટ ... | ૪૧.૬૩ | ,, |
| (૪) બેંકીંગ કમીશન પર આપવામાં આવતો ખર્ચ. | ૧૫.૦૦ | ,, |
| (૫) પરદેશી વેપાર અને હિંદુસ્તાનમાં રોકાયલાં જુદી જુદી જાતના ધંધાદારીઓને ખર્ચ. | ૫૩.૨૯ | ,, |
| કુલ | ૨૧૯.૮૮ | કરોડ રૂા. |

અથવા તો પુરા આંકડામાં કહીએ તો ૨૨૦ કરોડ થાય છે.

મી. શાહે આ વેપારી આંકડાઓ સંબંધી લાંબો વખત સુધી ચર્ચા કરી છે અને હાલની સ્થિતિ સંબંધી પોતાનો અભિપ્રાય નીચેના શબ્દોમાં જણાવે છે. પરદેશને માટે અપાતાં ભરણુનો સમાવેશ કરતાં ૧૯૨૩–૨૪ માં નીચે પ્રમાણેની સ્થિતિ હતી.

"વેપારી સરવાયું હિંદુસ્તાનના લાભમાં ૧૫૦ કરોડ જેટલું થાય છે. જ્યારે તેની વિરૂદ્ધ તેનો દાવો ૧૭૮ કરોડ જેટલો છે. આ રીતે હિંદુસ્તાન દર વર્ષે ઓછામાં ઓછા ૩૦ કરોડ રૂપીયાનું લેણુદાર રહે છે. આ પૈસો ખરી રીતે એકત્ર કરવામાં આવતો નથી. પણ તે રકમ ફરી ફરીને હિંદુસ્તાનમાં એકઠી કરવામાં આવે છે તેને લીધે કાયમ માટે હિંદુસ્તાનનાજ સાહિત્યની કાયમ મોર્ટગેઇજમાં વધારો થયાં કરે છે."

## પ્રકરણ ૨૫.

## દરિદ્રતા (હિંદુસ્તાનના રોગોનો ઊંડો શારિરીક પાયો)

"આપણે જેમ જેમ બારીકાઇથી નીહાળીએ છીએ તેમ તેમ હિંદુસ્તાન નબળું અને નબળું થતું દેખાય છે. આપણા રાજ્યની અંદર જથ્થાબંધ લોકોના જીવનનું સત્વ ધીમે છતાં પણ ઘણુંજ જલદીથી ઘટતું જાય છે." (એચ. એમ. હીન્ડમેન કૃત 'હિંદુસ્તાનની નાદારી' પૃષ્ઠ–૧૫૨.)

"હિંદુસ્તાન અને તેના પ્રશ્નો" એ પુસ્તકમાં મી. ડબલ્યુ. એસ. લીલી લખે છે કે, (પૃ. ૨૮૪–૮૫) "લોકોની ઉન્નતિની કસોટી માલ પુષ્કળ બહાર જવાથી, કારખાનાઓ પુષ્કળ વધવાથી, અથવા બીજા ઉદ્યોગો વધવાથી અથવા શહેરની રચના થવાથી થઇ શકતી નથી. ના. ઉન્નત દેશ તો તેજ કહેવાય કે જ્યાં રહેનારાઓની મોટી સંખ્યા સાધારણ મહેનતથી મનુષ્યની જીવતી જરૂરીઆતો કરકસર અને ખંચીત

સુખચહેન આપે એવી વસ્તુઓ ઉત્પન્ન કરી શકે. આ પ્રમાણના ન્યાયે શું હિંદુસ્તાન ચઢીયાતી સ્થિતિમાં છે એમ કહી શકાય?"

"સુખ ચહેન એ સંબંધક શબ્દ છે. હિંદુસ્તાન જેવાં ગરમ દેશની અંદર જીવનની વસ્તુઓની જરૂર ઘણી ઓછી છે, થોડાં કપડાં અને સાદો ખોરાક બસ છે. પાણીથી ભરેલો એક કુવો, એકાદ જમીનનો ટુકડો, એકાદ નાનો વાડો—બગીચો,—આ વસ્તુઓ હિંદીના હૃદયની ઇચ્છા સંતોષે છે. જો જરૂર હોય તો ઢોર પણ તેઓ વધારામાં રાખે. આવો તે દેશનાં લોકોનો આદર્શ છે, તે ઘણુંજ થોડાં મેળવી શકે છે. હિંદુસ્તાનના કરોડો ખેડુતો અર્ધો એકર જમીન પોતાના જીવનને માટે મેળવવાને તરફડીયા મારે છે. તેઓનું અસ્તિત્વ હંમેશાં ભુખમરાનાં તરફડીયામાં પસાર થાય છે, અને તેમાં વારંવાર નિષ્ફળતા નીવડે છે. તેઓની મુશીબત મનુષ્ય જીવન ગાળવાની નથી. એટલે કે તેઓના સુખચહેનના ગરીબ પ્રમાણ પર તેઓ જીવવાને અશક્ત છે એમ નહિ, પણ જીવવું અને મરવું નહિ એજ મુસીબત છે. આપણે એમ કહી શકીએ કે હિંદુસ્તાનમા નહેરો સિવાયના બીજા પ્રદેશોમાં દુકાળ વારંવાર પડે છે; લગભગ હંમેશાં પડે છે.

"હિંદુસ્તાનના લોકો પૃથ્વી પર ગરીબમાં ગરીબ લોકો છે. જો આવી દરિદ્રતા યુરોપ કે અમેરિકાના બીજા કોઇપણ દેશમા અસ્તિત્વ ધરાવતી હોત તો ત્યાંની સરકારને કયારનુંએ પાણીચું મળી ચુકયું હોત. હિંદુસ્તાનના લોકોને માટે સૌથી અગત્યની વાત એ છે કે, મી. આર્નોલ્ડ લુ'ટન કહે છે કે, "સોમાંથી ૭૨ માણસો ખેતી-વાડીમાં રોકાયા હોય છે."

આવી રીતે ખેતીવાડીમાં રોકાયેલા હોવાથી એ કહે છે કે, "હિંદુસ્તાનના ઘણાં ભાગની અંદર ખેડુત વર્ગ કેમ ઘણોજ ગરીબ છે એ સમજવું સહેલું છે. એનું કારણ આજ છે. જમીનની સ્થિતિ ઘણીજ ગરીબ છે. એમાં પુરેપુરો પાક થતો નથી. અંગ્રેજી જમીન

પર જેટલો પાક થાય છે તેમાંનો અડધો પણ અહીંઆ થતો નથી. જો તેઓને પોતાની બધીજ મહેનતનો બદલો, એક એકર પર હાલની ઉત્પત્તિના કરતાં માત્ર અડધું મળે તો અંગ્રેજ મજુર અને અંગ્રેજ ખેડુતની સ્થિતિ કેવી થાય ? છતાં પણ હિંદી મજુર ઘણી સખત મહેનત કરે છે અને તે અને તેનું કુટુંબ ખાસ ઝીણવટથી સંભાળ લે છે, રાત દહાડો કામ કરે છે; છતાં પણ અંગ્રેજ જમીનની એક એકર ઉપર જેટલો પાક થાય છે તેના કરતાં અડધો પણ થતો નથી. જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે આ ઉત્પત્તિમાંથી તેને ભાડું આપવાનું હોય, મીઠાં પર અને બીજાં બધાં કરો આપવાનાં હોય છે, ત્યારે એ વિસ્મય પમાડે એવું નથી કે તેની આર્થિક સ્થિતિ ઘણીજ ખરાબ હોવી જોઇએ જે વિસ્મય પમાડે છે તે એજ છે કે તે જેમ તેમ જીવી શકે છે. અને તે જીવે છે તેનું એટલુંજ કારણ છે કે તે ઘણીજ સારી રીતે જીવવાનું શીખેલો છે.

તેનો મહેલ એક કાગળનું ઝુંપડુંજ છે. તેના છાપરાં પર તાડનાં પાતરાં અને સળીઓજ હોય છે. જો એનો પલંગ ખાટલો હોય તો તે લાકડાઓનો બનાવેલો હોય છે, અને તેના ઉપર સાદડી નાંખેલી હોય છે, અને તે જમીનથી ૬ ઇંચ ઉંચો રહે છે. તેના ઝુંપડાંને બારી બારણાં હોતાં નથી. ઝુંપડાની બહાર એક નાની રાંધવાની જગ્યા અને બળતણ સળગાવવાની જગ્યા હોય છે. તેનો કોચ નવરાસના વખતમાં સુવાને માટે કાદવનો બનાવેલો હોય છે, તે તેના સુવાના ઓરડાની બહાર હોય છે. તે કમરથી નીચે સુધી એકજ કપડું પહેરે છે અને જ્યારે તે કપડું તે ધોવા નાંખે છે ત્યારે બીજું પહેરવાને પણ હોતું નથી. તે કદી બીડી પીતો નથી, દારૂ પીતો નથી, તથા વર્તમાનપત્રો વાંચી શકતો નથી. તે કોઇપણ આનંદ મેળવવાના સ્થાને જતો નથી. તેનો ધર્મ તેને નમ્રતા અને સંતોષ શીખવે છે. અને જ્યાં સુધી તેના પર ભુખમરો આવે છે ત્યાં સુધી તે સંતોષી જીંદગીજ ગાળે છે."

"હિંદુસ્તાનના લોકોની દરિદ્રતા વિષે એટલાં બધાં પુષ્કળ પુરાવા છે કે ખાસ કરીને મારી માંગનાર મીસ મેયોના જેવીજ બાઇ આ વાત જોઇ ન જોઇ કરી શકે. 'મધર ઇંડિયા'ના જેવીજ લાગણી ઉશ્કેરનાર એક અર્વાચીન પુસ્તક 'Lost Dominion' 'ગુમાવેલો પ્રાંત' નામનું છે. તે ઇંડીયન સીવીલ સર્વીસના એક નિવૃત્ત થએલાં સભ્યે 'આલકાર્થીસ'ના ઉપનામથી લખેલું છે. 'આલકાર્થીસ'નું હિંદી ગ્રામ્યવાસીઓનું વર્ણન એટલું બધું આપણા પુરાવાને બંધબેસતું છે કે તે લખવાને માટે કોઇપણ જાતની અત્યારે અમે માફી માંગતા નથી. "આખું હિંદુસ્તાન ગામડાંઓમાં વહેંચાયલું છે. એવાં હજારો ગામડાં છે. કાદવના ઝુપડાઓનો જથ્થો, એક અથવા બે મંદીર, નાના નાના ઝાડો, એક કુવો, વચ્ચે થોડી જગ્યા—એટલી આકર્ષક વસ્તુ છે. તેની આસપાસ ગામડાંની ખેડી શકાય એવી જમીન અને ઉજ્જડ જમીન આવેલી હોય છે. અહીંઆ ખેડુત જીવે છે–મરે છે. આજ હિંદુસ્તાનની ખરી પ્રજા છે. એ મહેનતુ, સહનશીલ પ્રજા જેની મહેનતમાંથી કરો લેવાય છે અને જેનાં લોહી પર આખું સામ્રાજ્ય બંધાયેલું છે અને દરવાજા સચવાયાં છે."

મી આર્નોલ્ડ લુંટનના 'સુખી હિંદુસ્તાન' નામના પુસ્તક વિષે અમે આગળ કહી ગયાં છીએ. તે એક ઉચ્ચ અંગ્રેજ હિંદુસ્તાનના મહાન ઇલાકાનો ગવર્નર હતો અને તેને ઘણો અનુભવ હતો. તેણે હિંદી ખેડુતો વિષે બોલતાં ટીકા કરી કે, "તેઓ જીવતા નથી, પણ માત્ર જીવવાનો પ્રયત્ન કરે છે."

હિંદુસ્તાનના એક પ્રખ્યાત ઇતિહાસકાર અને પ્રમાણિક લેખક, ઘણાં વર્ષ સુધી જેઓ હિંદુસ્તાનના આર્થિક આંકડાઓના ડાયરેકટર જનરલ હતાં તે સર વીલીયમ હન્ટરે જાહેર કર્યું હતું કે ૪૦૦૦૦૦૦૦ લોકો પોતાની ભુખ સંતોષવાને શક્તિમાન નથી.

મી. જે. એમ. કોટન કહે છે કે. "અંગ્રેજ રાજ્યની જામીનગીરી દ્વારા લોકોની ચઢતી થઇ છે એમ હોય તો એનો અર્થ એવો નથી થતો કે તેનાથી સાધારણ સ્થિતિમાં ઉન્નતિ થઇ છે. તે તો એક કે બે રીતેજ થઇ શકે, નીચેનાં વર્ગના લોકોના જીવન પ્રમાણમાં સ્પષ્ટ વધારો કરીને અથવા તો લોકોના મોટા ભાગને માત્ર ખેતીવાડીના ધંધામાંથી બીજી દીશામાં ફેરવીને......આમાનું કાંઇપણ કરવામાં આવ્યું નથી. અનુભવી સત્તાધીશોનો એવો અભિપ્રાય છે કે હલકા વર્ગના લોકોની સ્થિતિ અંગ્રેજ રાજ્યની અંદર દિવસે દિવસે ખરાબ થતી ગઇ છે.

મી. એ. ઓ. હયુમ ખેતીવાડી ખાતાના સેક્રેટરી–મંત્રી હતાં. તેમણે ૧૮૮૦ માં લખ્યું છે કે, "ઘણી સારી ઋતુ સિવાય દર વર્ષે ઘણાં મહિના સુધી ઘણાં લોકોને પોતાને માટે અને પોતાના કુટુંબને માટે જોઇતો ખોરાક પણ મળી શકતો નથી.

સર ઓકલેંડ કોલવીન એક વખતના નાણાં સભ્ય, વર્ણન કરે છે કે, "કર આપતી મુખ્ય જાત એવાં માણસોની બનેલી છે કે જેની આવક જીંદગીની જરૂરીયાતો માત્ર પુરી કરવાને અને જીંદગીનું પોષણ કરવાને, જોઇતી વસ્તુઓ ખરીદવાને તેઓ જેમ તેમ શકિતવાન હોય છે."

સર ચાર્લસ એલીયટ, આસામના એક વખતના ચીફ કમીશ્નરે ૧૮૨૮ માં લખ્યું હતું કે, "મને કહેતાં બીલકુલ પણ ઢીલ થતી નથી કે ખેતીવાડી પર નિભાવ કરતી હિંદુસ્તાનની અડધી વસ્તિ એક વર્ષની શરૂઆતથી કે તેના છેડાં સુધીમાં એકવાર સંપુર્ણ ભોજન એટલે શું તે સમજતી–જાણતી નથી."

એક પ્રીસ્તિ વર્તમાન પત્રે ('ઇંડીયન વીટનેસ') એકવાર ટીકા કરી કે ૧૦૦૦૦૦૦૦૦ હિંદુસ્તાનના લોકોની વાર્ષિક આવક માણસ દીઠ પાંચ શિલિંગથી વધુ નથી, એમ ધારવું એ તદ્દન સહીસલામતી ભર્યું છે.

એક અમેરીકન ખ્રીસ્તિ પાદરીએ દક્ષિણ હિંદુસ્તાનમાંથી ૧૯૦૨ માં લખ્યું કે, "ગયાં વર્ષના (૧૯૦૧) સપ્ટેંબર મહિનામાં સખતમાં સખત અનુભવવાળી મુસાફરી મેં ત્રણ અઠવાડીઆ સુધી કરી હતી. મારા તંબુની આસપાસ રાતને દિવસ લોકો આવતાં, અને એકજ વાકય હંમેશાં મારા કાનમાં ભણકારા નાંખતું. 'હમે ખોરાકની તંગીને લીધે મરણ પામીએ છીએ.' લોકો બે ત્રણ દિવસે ફકત એકજવાર ખાય છે. મેં એકવાર ૩૦૦ માણસની ટોળીની આવક તપાસી અને સરેરાસ રોજની માણસ દીઠ એક શિલિંગથી ઓછી આવક મને જણાઇ. તેઓ જીવતા નહોતાં પણ માત્ર જીવીજ રહ્યાં હતાં. હું એક ઝુંપડામાં ગયો હતો અને મને માલમ પડયું કે લોકો કોહેલું માંસ ખાઇને જીવતાં હતાં. છતાં પણ એવો કોઇપણ જાણીતો દુકાળ હતોજ નહિ. ઇશ્વરને નામે હું પુછું છું કે આ દુકાળ નહિ તો બીજું શું ? હિંદુસ્તાનના ગરીબ વર્ગની આ અત્યંત દરિદ્રતા જુદીજ જાતની સ્થિતિ બતાવે છે. જીવન સંકુચિત અને કનિષ્ઠ છે, અને તે સુધારવાની કોઇ પણ આશા નથી. ૭ માણસના કુટુંબને માટે ઘર, વાસણ, ફરનીચર, કપડા-લત્તા બધું મળીને દશ શિલિંગથી ઓછી કિંમતનું હોય છે. આવા કુટુંબની સરેરાસ માસિક આવક માણસ દીઠ ૫૦ સેંટથી વધુ નથી. અને કેટલીકવાર તેની અડધીથી કાંઇક વધારે હોય છે. તેથી એમ અટકળ કરવામાં આવે છે કે આ આવકમાંથી મનની કેળવણીને માટે, આરોગ્યને માટે અથવા ઘરના બહારના દેખાવને માટે બીલકુલ ખર્ચ કરવામાં આવતો નથી."

હિંદુસ્તાનની નૈતિક અને ભૌકિતક પ્રગતિ વિષે ૧૮૭૪-૭૫ માં નીચે પ્રમાણે કહેવામા આવ્યું હતું: (પાર્લામેન્ટની બ્લુ બુક).

"કલકત્તાના ખ્રીસ્તી પાદરીઓનું એક મંડળ બંગાળાની રૈયતની દુઃખી અને અધમ સ્થિતિ પર વિચાર કરવા બેઠું હતું. અને તેઓ એવો પુરાવો આપે છે કે, તે લોકો ઘણાં દુઃખી છે, અને તેઓને

તંગી છે. ઇશાન પ્રાંતમાં ખેડુત મજુરોનાં દરોમાં આ સૈકાની શરૂઆત પછી ભાગ્યેજ ફેરફાર થયો છે, અને ભાડું–મહેસુલ આપ્યાં પછી તેને માટે જે કાંઇ બાકી રહે છે તે તેઓએ જે મ્હેનત કરી છે તેના બદલા જેટલું પણ ભાગ્યેજ તેઓને મળે છે. ઘણાં લોકો હલકાં અનાજ પર જીવે છે, જે તબીયતને બગાડનારૂં હોય છે. તે કમરનો રોગ પેદા કરે છે. ખેડુતોની અંદર આ અંતિમ દરિદ્રતાને લીધે ખેતીવાડીમાં કોઇપણ જાતનો સુધારો કરવો ઘણો મુશ્કેલ થઇ પડે છે.

મી. એચ. એમ. હીન્ડમેન, 'હિંદુસ્તાનની નાદારી' નામના પુસ્તકના ૭૪ માં પાના પર કહે છે કે, "હિંદુસ્તાનના લોકો ગરીબમાં ગરીબ થતાં જાય છે. કરનો બોજો ખરેખર ભારી નથી, પણ એક બોજાની સાથે સરખાવતાં ઘણો ભારી છે. દર વખતે એક પછી એક તંગી આવવાને લીધે દરિદ્રતા વધતી જાય છે. દુકાળો વારંવાર પડે છે. ઘણો ખરો વેપાર દરિદ્રતાનુંજ ચિહન સુચવે છે, અને કરનો અનહદ બોજો લોકોને છુંદી નાંખે છે. એક ઉચ્ચ વ્યવસ્થિત પરદેશી રાજ્ય, તે દેશ પર એક ભયંકર દ્રવ્યને બહાર ઘસડી જતો બોજો છે."

વાયસરોયની કોંસિલના એક આગળના સભ્યે ૧૮૭૫ માં પોતાના ભાષણમાં કહ્યું હતું કે, 'સરકારી મહેસુલને લીધે ખેડુતને પોતાના કુટુંબના પોષણને માટે આખા વર્ષ દરમ્યાન જોઇતો ખોરાક મળી શકતો નથી."

બ્રિટીશ હિંદી સરકારનું દૈનિક વર્તમાનપત્ર 'પાયોનીયરે' (અલ્લાહાબાદ ૧૮૭૭ માં એક લેખમાં લખ્યું હતું કે, "મહેસુલથી કંટાળી જઇને અને જાહેરમાં પણ વધારે પૈસા ભરવાના હોવાથી દક્ષિણની રૈયતે ૩૭ વર્ષ થયાં અંગ્રેજ અવ્યવસ્થિત ધુંસરી હાલ સ્વીકારી છે......હેવાલ પર હેવાલ લખવામાં આવ્યા છે. સરકારના ખોટા કામોના વળણથી ઓફિસની અભરાઇઓ ભરાઇ ચુકી છે. જો આમાંના કોઇ પણ નગ્ન સત્ય વિષે શંકા હોય તો તેણે 'એપેન્ડીકસ

એ'ના ૫ાના જોવાં. (મુંબઇમાં ખેડુત વર્ગની નાદાર સ્થિતિના કાગળીયા) આથી વધુ તિરસ્કાર પાત્ર રદીયો સુધરેલી સરકાર વિરૂદ્ધ કદી પણ છાપવામાં આવ્યો નહોતો."

'રિપનના સમયનું હિંદુસ્તાન' નામના પુસ્તકમાં મી. વીલ્ફ્રેડ સ્કોટન બ્લન્ટ પૃષ્ઠ ૨૩૬-૩૮ માં લખે છે કે, "જેઓ પુર્વની મુસાફરીથી ટેવાયલાં હશે તેઓને હિંદી ખેડુતની ગરીબ સ્થિતિ માલમ પડયાં વગર રહી નહિ હોય. દેશને છૂટાં પાડતી આગગાડીની મુખ્ય લાઇન પર મુસાફરી કરતાં કોઇપણ માણસ પોતાની ગાડીમાંથી આતો જોયા વગર પસાર થાયજ નહિ......જે ગામો મેં જોયાં ત્યાં મેં ફરીયાદ વિષે સાંભળ્યું, જેવી કે જોઇએ તે કરતાં વધુ કરનો બોજો, મહેસુલમાં વધારો અને અસરબાપણું, જંગલના કાયદાઓની ફરીયાદો, કાલ કરતાં ઢોરનો ઓછો થતો જથો, મીઠાની કિંમતને લઇને તેઓની બગડતી સ્થિતિ અને ખેંચીને લઇ જતાં લોકો તરફનું હંમેશનું દેવું."

એજ લેખક પુસ્તકના આગલા ભાગમાં પૃષ્ઠ ૨૩૨ પર કહે છે કે, "હિંદુસ્તાનના દુકાળો સખતમાં સખત થયાં છે અને વારંવાર થાય છે. ખેતીવાડીની દરિદ્રતા વધારે ઉંડી પેઠી છે. ગામડાંની વસ્તિનો મોટો ભાગ દેવામાં સપડાયેલો છે, અને તેઓની નિરાશા હતભાગી થઇ ચુકી છે. હંમેશાં જમીનની કિંમત વધારવાની પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો નથી. જો કે મીઠાનો કર કાંઇક ઓછો કરવામાં આવ્યો છે તો પણ તે ગરીબ લોકોને તો લુંટીજ લે છે. ભુખમરો અને એવાં સંકટો કે જે ભુખમરામાંથી પેદા થાય છે તે બધાંજ વિશાળ દેશ પર ફેલાય છે. દક્ષિણના ખેડુતો દુનિયામાં ગરીબમાં ગરીબ છે. નાંણાં સંબંધીની પદ્ધતિમાં કાંઇ પણ ફેરફાર થયો નથી. આર્થિક સ્થિતિમાં કે જે હિંદુતાનના દેશી ઉદ્યોગને ખર્ચે અંગ્રેજી વેપારને અને અંગ્રેજી સત્તાનેજ લાભકારી છે, તેમાં કાંઇ ફેરફાર થયો નથી. ૨૫ વર્ષ પહેલાં જે કાંઇ ખરાબ હતું તે આજે એથી વધારે ખરાબ છે. કોઇ પણ

પ્રકારે હિંદુસ્તાનનો ખોરાક પરદેશીઓ માટે તો એટલોજ ઘસડાઇ જાય છે. વારંવાર દુકાળ અને પ્લેગ એવાં પડે છે કે જેની સમજણ કોઇ પણ અમલદારને આંકડા દ્વારા પણ આવી શકે નહિ.

૧૮૮૮ માં લોર્ડ ડફરીને હિંદુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ સંબંધી એક ખાનગી હેવાલ મેળવ્યો હતો. એ હેવાલ કોઇ પણ રીતે જાહેરમાં મુકવામાં આવ્યો નથી. પણ આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો અને પંજાબના હેવાલમાંથી કેટલાંક ઉતારાઓ મી. ડીગબીએ તેના યાદગાર પુસ્તકમાં લીધાં છે. હિંદુસ્તાનની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીને આ હેવાલો ઘણાંજ ઉપયોગી છે. અમે તેને ટુંકમાંજ અત્રે જણાવીશું. તેમાંનો એક ઘણો રસિક હેવાલ મી. એચ હેરીંગટને ૧૮૮૮ ના એપ્રીલની ૪ થી તારીખે કરેલો તે છે. અયોધ્યા ગેઝીટીયરના રચનાર મી. બેનેટે જે કહ્યું તે મી. હેરીંગટન કહે છે કે, "(જે) અમલદાર કોઇ પણ પ્રકારે અયોધ્યાની હલકી જાતનાં લોકોની સ્થિતિ વિષે નિરાશાવાદી નથી."

"કોળીઓ અને ચમાર લોકો દુઃખની અધોગતિએ પહોંચેલાં છે. તેઓ ભુખમરાની અણીપર આવી રહેલાં છે, એજ તે કહે છે. આ લોકોની અયોધ્યામાં ૧૦ થી ૧૧ ટકા વસ્તિ છે. મી હેરીંગટને પછી 'પાયોનીયર'માં જે લેખો લખ્યાં તેમાંના 'અયોધ્યાની બાબતો'ના મથાળા નીચેમાં નીચે પ્રમાણે લખે છે:

"એવી ગણત્રી કરવામાં આવી છે કે બધી દેશી વસ્તિના ૬૦ ટકા એટલી બધી ગરીબાઇમાં ડુબી ગયાં છે કે જો બાળકની મજુરીની થોડી કમાણી કુટુંબની થોડી કમાણીમાં ઉમેરવામા આવે નહિ તો તેઓ જીવતાં રહી શકે નહિ, અને કેટલાંક સભ્યો તો મરણજ પામે. હિંદુસ્તાનની મોટી સંખ્યા ખોરાક સંપુર્ણ નહિ મળવાથી દુઃખી થાય છે, એ વાત સત્ય છે કે અસત્ય તે બાબત વિષે તે કહે છે કે ખેતીવાડીની દેવાની સ્થિતિના કેટલાંક ઘણાંજ બારીકાઇથી જોડાયેલાં

પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કર્યા પછી મારી પોતાની એવી માન્યતા છે કે આ બાબત તદ્દન ખરી છે જો કે તેમાં કોઇ પણ સ્થળે થોડો ઘણો ફેરફાર હોય, પણ હિંદુસ્તાનના મોટા ભાગને માટે તો ખરીજ છે."

મી. એ. જી. લેરેન્સ અલ્લાહબાદ ભાગના તે વખતના કમીશ્નર ૧૮૯૧ માં નિવૃત થયા તે વખતે તેઓના હેવાલમાં લખે છે કે, "હું માનું છું કે ગરીબ વર્ગ અને અર્ધ ભુખમરો એ બેની વચ્ચે નજીવો તફાવત છે. પણ એનો ઉપાય શું ?"

સંયુકત પ્રાંતના એક સહાજાનપોર નામના જીલ્લાને માટે એમ લખેલું છે કે, "જમીન વગરના મજુરોની સ્થિતિ અનિચ્છવા જોગ છે. પુરૂષની, તેની સ્ત્રી અને તેના બે છોકરાંની માસિક આવક ૩ રૂપીયાથી વધારે મુકી શકાય નહિ. (અમેરીકન સિકકા પ્રમાણે એક ડોલરથી ઓછી.) જ્યારે અનાજની કિંમત ઘટી ગઇ હોય અથવા સાધારણ હોય, કામ નિયમીત હોય અને ઘરના માણસોની સ્થિતિ સારી હોય ત્યારે આ આવક એ કુટુંબને રોજનું એક વખતનુંજ ભોજન સારી રીતે આપી શકે છે. તેના માથા ઉપર એક ઢાંકેલું છાપરૂં રાખી શકાય છે, સસ્તા કપડાં અને પ્રસંગોપાત એક ઝીણો કામળો પણ રાખી શકાય છે. ઠંડી અને વર્ષાઋતુમાં નિઃશંસય પુષ્કળ દુઃખ પડે છે, કારણકે જોઇતા પહેરવાના કપડાં મળતા નથી. અને દેવતાને માટે લાકડું ખરીદવાને પણ તેઓ અશક્ત હોય છે. થોડી ડાળીઓ અથવા સુકકી લાકડીઓ તેઓની ઉચ્ચ આશાઓ પુરી કરે છે, અને લાકડાંની કિંમત વધી જવાથી અને તેની તંગીને લીધે તે ગરીબ માણસને મેળવવાને માટે ઘણીજ મુશીબત પડે છે."

બંદાના કલેકટર મી. વાઇટ કહે છે કે, "નીચ વર્ગના માણસોની મોટી સંખ્યા પોતાના શરીર પરથી બતાવી આપે છે કે કાંતો તેઓને હંમેશાં ભુખમરો વેઠવો પડે છે, અથવા તો સખત દુકાળમાંથી

શરૂઆતમાં તેઓ પસાર થયાં હોવા જોઇએ. જો શરીર વધતી વખતેજ કોઇ પણ નાદાન પ્રાણીને ભુખથી ટળવળવા દેવામાં આવે તો કોઇ પણ ચરબીનો જથો તે દુઃખને દુર કરી શકશે નહિ."

ગાઝીપોરના કલેકટર મી. રોઝ કહે છે કે, "જમીન સાધારણ કદની હોય અને તેના માલીકને કાંઇપણ ભારે દેવું ન હોય, ભાડું પુષ્કળ ન હોય, અને દર વર્ષે પેદાશ સરેરાશ ઉતરતી હોય, જ્યારે સ્થિતિ હિતકર હોય ત્યારે ખેડુતોની સ્થિતિ સાધારણ રીતે સુખદાયક હોય છે. પણ કમનસીબે આવી સ્થિતિ હંમેશાં રહેતી નથી. સાધારણ રીતે ઘણાં લોકો દેવામાં દબાયેલાં હોય છે."

ઝાંસી વિભાગના કલેકટર મી. વોર્ડ કહે છે કે, "આ વિભાગના એક ઘણાં નાના ભાગને ઘણોજ થોડો ખોરાક મળે છે."

સીતાપુર વિભાગના કામચલાઉ કમીશ્નર મી. બેઇઝ કહે છે કે, "વીસ કુટુંબોમાંથી નીચે પ્રમાણે છુટી છવાયી હકીકત મળી છે.

દરેક પુખ્ત વયના માણસની આવક દર વર્ષે ૧૯ શિલિંગ ૨ પેન્સ અથવા પાંચ ડોલરથી કાંઇક ઓછી છે. દરેક બાળકની વાર્ષિક આવક ૯ શિલિંગ ૬ પેન્સ અથવા ૨॥ ડોલરથી કાંઇક ઓછી હોય છે."

એ એમ માને છે કે, "તંદુરસ્ત રહેવાને માટે એક કુટુંબને આટલું બસ છે;" અને વધારામાં કહે છે કે, "કેટલાંક કારણોને લીધે સુખનુ પ્રમાણ હાલ કોઇ પણ રીતે વધારવું એ ઇચ્છવા જોગ નથી."

રાયબરેલીના ડેપ્યુટી કમીશ્નર મી. અર્વીન કહે છે કે, "સાધારણ સમયમાં ખેતીવાડી રાખનારા લોકોને સાધારણ રીતે પુરતો ખોરાક મળે છે. કાપણીના વખત સિવાય કે જ્યારે અનાજ પુષ્કળ હોય છે અને સહેલાઇથી મળે છે ત્યારે તે વસ્તિનો કેટલોક નાનો ભાગ ખરાબ ઋતુમાં ભુખમરો ભોગવે છે અને એક બીજો ભાગ વારંવાર ભુખમરો ભોગવે છે. હું નથી ધારતો કે શહેરની સાધારણ વસ્તિનો આ

હેવાલમાં સમાવેશ કરવામાં આવ્યો હોય. ખોરાકની તંગીને લીધે ખેડુત વર્ગના કરતાં તેઓ વધારે દુઃખ ભોગવે છે, એમાં કાંઇ પણ સંશય નથી. ખાસ કરીને કમનશીબ પરદાનશીન સ્ત્રીઓ અને સારા અને ગરીબ કુટુંબના માણસો જેઓ દુનીયામાં દુઃખને લીધે ડુબી ગયાં છે, અને જેઓને માંગતા શરમ લાગે છે અને જેઓ પોતાની મિલ્કતના ટુકડા પર પોષણ કરે છે અને જેમને વસ્તુઓની કિંમતમાં વધારો થાય એ ઘણું સખ્ત લાગે છે, આવા લોકોને માટે મોંઘું અનાજ એટલે ભુખમરો અને ઉત્પન્ન કરનારને માટે ઉત્પન્નની વધેલી કિંમત એવો અર્થ થાય છે."

વાયસરોયની કોંસિલનો આગળનો એક સભ્ય કે જે બોર્ડ ઓફ રેવન્યુ'નો ઘણો જુનો સભ્ય હતો તે મી. ટાકનબી કહે છે કે, "ખેડુતની વસ્તિના ૪૦ ટકા ભાગને પુરતો ખોરાક મળતો નથી. કપડાં અને ઘર વિષે તો કહેવુંજ શું? તેઓને કામ કરવાને શક્તિમાન બનાવવાને માટે અને જીંદગી ટકાવવાને માટેજ જોઇતો ખોરાક મળી રહે છે. પણ તેઓને ઘણો વખત તો અપવાસ કરવો પડે છે. અને વર્ષના મોટા ભાગ દરમ્યાન તો માત્ર એક વખતના ભોજનથી સંતોષ માનવો પડે છે."

૧૮૯૩ માં ગ્રીર્સનના આંકડાઓ નીચે પ્રમાણે હકીકત દર્શાવતાં હતાં:

"ટુંકમાં મજુર વર્ગના બધાંજ માણસો અને ખેડુત વર્ગ અને હુન્નરકળા વર્ગના દસ ટકા અથવા તો કુલ વસ્તિનો ૪૫ ટકા જેટલા મોટાં ભાગને પુરતો ખોરાક અને પુરતું રહેવાનું મળતાં નથી. અથવા તો આ બેમાંથી કશુંય પણ મળતું નથી. બ્રિટિશ હિંદુસ્તાનના ૧૦ કરોડ લોકો અંતિમ ગરીબાઇમા રહે છે એમ એ પરથી માલમ પડે છે.

પંજાબ કમીશનના સભ્ય અને એક વખતના નાણાં ખાતાના કમીસ્નર મી. થોર્નબર્ન પંજાબ પ્રાંતના ખેડુતો વિષે 'સુલેહ અને વિગ્રહના સમયનું પંજાબ' નામના પુસ્તકમાં કહે છે કે, (પંજાબ હિંદુસ્તાનનો એક સૌથી સારો ફળદ્રુપ પ્રદેશ ગણુવામાં આવે છે.) "એક નોંધ કરવા લાયક વસ્તુ એ છે કે પંજાબની બધીજ મહેસુલ, મોટામાં મોટી રકમ જમીનની મહેસુલ અને નાનામાં નાની સ્ટામ્પની રકમ ૧૦ હઝાર પૌંડ, ખેતીવાડીના માણસો પાસેથીજ મળી આવે છે. અને સાહિત્ય અને વેપારી વર્ગના માણસો જેઓને આ વર્ગના ભોગે નવા રાજ્યનો લાભ મળે છે તેઓ લગભગ કર વગરજ પસાર થઇ જાય છે. વળી બળવા પછી બધું મળીને દુકાળ સાત વર્ષ આવ્યો છે, ૧૮૬૦-૬૧, ૧૮૭૬-૭૮, ૧૮૯૬-૯૭, ૧૮૯૯-૧૯૦૧. આ ઉપરાંત ઓછા વરસાદને લીધે કેટલીક જગ્યાએ ઘણી તંગી જણાઇ છે. આગળના દુકાળો દરમ્યાન ચાર વર્ષના વાર્ષિક જમીનની મહેસુલમાંથી નળ વેરો અને નહેર વેરો બાદ કરતાં માત્ર બે ટકા ભાગ્યેજ મુકી દેવામાં અથવા લખી વાળવામાં આવ્યા હતા, તે નહિ જેવો હતો. ૧૮૯૬ પછી ખેડુતના મોટા ભાગની નિર્બળતા સાબીત થવાથી સરકાર મહેસુલ વેરો માફ કરવામાં કાંઇક ઓછી કંજુસ બની છે. કમનસીબે જે મદદ આપવામાં આવે છે તે મોડી મળવાથી જે વર્ગને તેની ખાસ જરૂર હોય છે-ખેડુત વર્ગના ગરીબમાં ગરીબ ભાગને, તે પહોંચી શકતી નથી તેથી મુંડીવાળા જમીનદારોને અને જમીન લેનારાઓના પૈસાનો બચાવો થાય છે.

હિંદુસ્તાનની વસ્તિના દરેક માણસની રોજની સરેરાશ આવક દોઢ પેન્સથી ઓછી છે અને તેમાંનો ૨૫ ટકાનો ભાગ તો એટલી આવક પણ મેળવી શકતો નથી. એથી પંજાબના ખેડુતની સ્થિતિ સાધારણ વખતમાં પેટે પાટા બાંધીને રહેવા જેવી છે, એ સહેલાઇથી સમજી શકાય છે. જ્યારે જ્યારે વર્ષાદની તંગી પડે ત્યારે જો તેઓની

સાધારણ દેવું કર્યા વગર મહેસુલ આપવાની અશક્તિ અથવા તો ભુખમરાને લીધે મરણ ન થાય તેવું દુકાળના સમય સિવાય માલમ પડે તો તેને માટે કાંઇ પણ પુરાવાની જરૂર રહેતી નથી.

કલકત્તાની યુનીવર્સીટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર મર્હુમ મીન્ટો 'હિંદ અર્થશાસ્ત્રનું માસિક'ના એક લેખમાં લખે છે એમ મી. મનોહર લાલ કહે છે, કે, "દરિદ્રતા, દાબી દેતી દરિદ્રતા એ આપણાં અર્થશાસ્ત્રની જબરદસ્ત વાત છે, અને તેથી રાષ્ટ્રિય સ્થિતિ અને તે હાલના લેખકને મન લોકોની અજ્ઞાનતા અને અભણતાના કરતાં પણ એ એક ઘણીજ બળવાન બાબત છે. આ દરિદ્રતા રોગચાળો, સંકટ, દુકાળ, વિગેરે વિગેરે ભયંકર રોગો લાવે છે. અને તેથી દરેક બાબતમાં પ્રગતિ કરવી ઘણી અઘરી થઇ પડે છે."

"માનસિક દ્રષ્ટિએ અક્ષરે અક્ષર એ ભુખમરાનુંજ ચિત્ર છે અને સારી દ્રષ્ટિએ તો એમજ છે. સુધરેલી પ્રજાનું કોઇનું પણ એ જીવન હોય એમ બતાવી શકતી નથી."

મી. મનોહરલાલ હાલ પંજાબ ગવર્નમેન્ટના એક સભ્ય છે. તેમની નીમણુંક તે પ્રાંતના ગવર્નરથી થઇ છે. ૧૯૧૭ ની ૧૧ મી જાન્યુઆરીએ મી. એસ. પી. પેટ્રો, મદ્રાસ ઇલાકાની આર્થિક સ્થિતિની શોધખોળ કરનારે, એક સભામાં મદ્રાસના ગવર્નર પ્રમુખ હતાં, તે વખતે એક લેખ વાંચ્યો હતો. તેના લેખમાંથી અમે નીચે ઉતારો આપીએ છીએ:

"મી. પેટ્રોને માલમ પડયું હતું કે અમુક ગામમાં તે ગામના મહેસુલના અંદાજ પત્રમા રૂા. ૨૨-૯-૦ ની ખોટ દર વર્ષે માલમ પડતી હતી, અને દરરોજ પુરૂં ખાણું મેળવવાને પણ શકય નહોતું. તેવીજ રીતે ચીકાકોલો વિભાગના એવાજ એક ગામડાંને વિષે વાત કરતાં મી. પેટ્રોને માલમ પડયું કે સાધારણ જમીનદારના કુટુંબની વાર્ષિક આવક, જેની પાસે સુકી અને ભીનાશવાળી જમીન હતી,

તે રૂ. ૧૨૯—૮—૦ હતી. ચોખા, તેલ, કપડાં વગેરેની કિંમત મળીને ખર્ચ રૂ. ૧૮૧—૮—૦ હતો. અને તેમાં રૂ. ૫૨ વાર્ષિક ખોટ માલમ પડતી હતી. લગ્ન અને કોર્ટમાં કેસ ચલાવવાને માટે તે કુટુંબના માલીકે ૧૯૦૭ માં રૂપીયા ૩૮૦ ની લોન લીધી હતી, અને તે દેવું ૧૯૧૩ માં ચોખા વેંચીને, હલકા ખોરાકપર પોતાનો નિભાવ કરીને અને ચોખા દળાવીને તેના નફામાંથી એ દેવું પતાવ્યું હતું. તે ગામડાંના માણસોના આ પુરાવા પ્રમાણે તે કુટુંબે જાન્યુઆરીથી મે મહિના સુધી એકજવાર પુર્ણ ભોજન કર્યું હતું. એ જમીનદારી ગામમાં અમુક કુટુંબની વાર્ષિક આવક રૂ. ૩૧૬ હતી અને ખર્ચ રૂ. ૩૩૧—૬—૦ હતો. તે કુટુંબનું એક દેવું તો ઉભુંજ હતું. બીજાં જમીનદાર લોકોના ગામમાં અમુક કુટુંબની આવક રૂ. ૭૮૬ હતી અને ખર્ચ રૂ. ૬૫૮—૪—૦ હતો. એટલે બાકી રૂ. ૬૮ રહેતી હતી, અને તે કુટુંબના લેણાં તરીકે રહેતાં હતાં. તે કુટુંબનું ભરણપોષણ ઘણીજ કરકસરથી ચલાવવામાં આવતું હતું. એ કાંઇ નફો નહોતો, પણ એ કુટુંબના સભ્યોની કમાણી હતી, કારણકે દરેક જણ વાર્ષિક રૂપીયા ૧૪ લેખે પોતાની મજુરી એ જમીન પરથી મેળવતો હતો.”

સરકારી આંકડા પ્રમાણે હિંદુસ્તાનના લોકોની માથાદીઠ વાર્ષિક આવક થોડાં વખત પહેલાં રૂપીયા ૩૦ સુધીનીજ હતી. હિંદુસ્તાનના નાણાં શાસ્ત્રીના પ્રધાન લોર્ડ ક્રોમરે ૧૮૮૨ માં જે અંદાજ કાઢયો હતો તે પ્રમાણે સરેરાશ વાર્ષિક આવક રૂપીયા ૨૭ ની હતી. મર્હુમ વાયસરોય લોર્ડ કર્ઝને ખેડુતોની આવકનો અંદાજ કાઢયો હતો. તેમાંની ૮૫ ટકાની વાર્ષિક આવક રૂ. ૩૦ હતી. ૧૯૦૧ ના અંદાજ પત્રના હેવાલમાં લોર્ડ જ્યોર્જ હેમીલ્ટન તે વખતના હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેઇટે જણાવ્યું હતું કે સરેરાશ વાર્ષિક આવક હંડીની રૂ. ૩૦ છે, (૨ પોંડ) મી. વીલીયમ ડીગપી સી. આઇ. ઇ. હિંદુ—

સ્તાનના લોકોની નાણું અને ઉદ્યોગી સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કર્યા પછી એવો જબરદસ્ત પુરાવો આપે છે કે હિંદુસ્તાનના લોકોની સરેરાશ વાર્ષિક આવક રૂપીયા ૧૫-૮-૦ હતી. લગભગ ૬ ડોલર. રૂપીયાની કિંમતનો વિચાર કરતાં જેની કિંમત અમેરીકન પૈસામાં લગભગ ૩૩ સેંટ થાય છે. આપણને હિંદુસ્તાનના કરોડો લોકોની સ્થિતિ ધ્રુજારી ઉત્પન્ન કરાવે એવી માલમ પડે છે. કારણકે તેઓની વાર્ષિક આવક ૬ થી ૧૦ શિલિંગ અથવા દિવસની ૨૩ સેંટ સરકારી અંદાજ પ્રમાણે છે. હિંદુસ્તાનના દુકાળના હેવાલના અનુમોદન રૂપે રેવ. ડો. સુંદરલેન્ડ આ પ્રમાણે હકીકત અને આંકડાઓ આપે છે.

"ખરી હકીકત તો એ છે કે જ્યાં સુધી આપણે ખરેખર હિંદુસ્તાન જોયું નથી, અફસોસ, મેં જેવી રીતે જોયું તેવી રીતે, ત્યાં સુધી હિંદુસ્તાનના લોકોની દરિદ્રતાનો ખ્યાલ આપણને આવી શકે નહિ......

જરૂરીઆતના વખતને માટે હિંદી ખેડુત કાંઇ બચાવી શકે નહિ. એ કાંઇ ઓછી અજાયબ વાત છે? લોકોની અંતિમ દરિદ્રતા પ્લેગથી થતા નુકસાનનેજ જવાબદાર છે. આ ભયંકર ફટકાથી માણસોના જે મરણ નીપજે છે તે ધ્રુજારી ઉત્પન્ન કરે એવાં છે. ૧૯૦૧ માં ૨૬૨૦૦૦ મરણ નીપજ્યાં હતાં. ૧૯૦૨ માં ૫૦૦૦૦૦, ૧૯૦૩ માં ૮૦૦૦૦૦, ૧૯૦૪ માં ૧૦૦૦૦૦૦ થી વધારે અને હજુ પણ તે વધતાંજ જાય છે. અર્ધ ભુખમરાને લીધે લોકોની જીવનશક્તિ ઓછી થતી જાય છે. હિંદુસ્તાનની જ્યાં સુધી આવી નમાલી સ્થિતિ રહે ત્યાં સુધી પ્લેગને દાબી દેવાય એવી આશા ઘણી થોડી છે... ...હિંદુસ્તાનના દુકાળનું મુખ્ય કારણ વર્ષાદની તંગી નથી, તેમ વસ્તિનું પ્રમાણ વધારે છે એ પણ નથી. એ અંતિમ, અધમ, અને ભયંકર દરિદ્રતાજ છે."

એક ઘણુંજ થોડાં વખતના શોધખોળ કરનારા મી. આર્નોલ્ડ લુપ્ટને પોતાના 'સુખી હિંદુસ્તાન' નામના પુસ્તકમાં આ વિષય સંપુર્ણપણે ચર્ચ્યો છે. તે પુસ્તક વિષે આગળ પણ અમે કહ્યું છે.

મી. લુપ્ટન હિંદુસ્તાનની પ્રજાની આવક બતાવવાનો પ્રયત્ન કરે છે; અને નિર્ણય પર આવે છે કે, "ખેતીની આવકમાં કારખાનાની આવક ઉમેરીએ તો કુલ્લે પેદાશ ૧૯૦૦૦૦૦૦૦૦ પૌંડની છે. અથવા સાતમાં કોષ્ટકમાં આપેલાં આંકડાં લઇને એ ૯૦૨૯૩૬૦૦૦ પૌંડ કિંમત થાય છે. તે ૨૪૭૦૦૦૦૦૦ લોકોની વસ્તિની આવક છે, અને આ બધાં અંગ્રેજ લોકોના છત્ર નીચે છે. એટલે કે માથાદીઠ વાર્ષિક આવક ૭ પૌંડ ૬ શિલિંગ અથવા ૭ પૌંડ ૧૨ શિલિંગ થાય છે. અથવા દરરોજની ૫ પેન્સ દરેક માણસ, સ્ત્રી અને બાળક દીઠ વર્ષ દરમ્યાન હોય છે."

"૧૯૨૦ ના વર્ષની યુનાઇટેડ કીંગડમની ઉત્પન્નની આવક ૨૫૦૦૦૦૦૦૦૦ પૌંડ છે. ત્યાંની વસ્તિ ૪૭૦૦૦૦૦૦ લોકોની છે. એટલે કે તે વર્ષમાં માથાદીઠ આવક આશરે ૫૩ પૌંડ થઇ. એટલે હિંદુસ્તાનની માથાદીઠ આવક કરતાં લગભગ આઠ ગણી થાય છે."

પ્રોફેસર કે. ટી. શાહના 'હિંદુસ્તાનના લોકોનું દ્રવ્ય અને તેઓની કર ખમી શકવાની શકિત' નામના પ્રમાણ પુસ્તકમાંથી નીચેનું કોષ્ટક લીધેલું છે. (મુંબઇ–૧૯૨૪) અને માથાદીઠ આવકનો જુદો જુદો અંદાજ બતાવે છે:

| અંદાજ કાઢનારના નામ. | કયા વર્ષમાં ? | માથાદીઠ કેટલી ? રૂપીયા. |
|---|---|---|
| (૧) દાદાભાઇ નવરોજજી | ૧૮૭૦ | ૨૦ |
| ૨) બેરીંગ બાર્બર | ૧૮૮૨ | ૨૭ |
| (૩) ડીગલી | ૧૮૯૮–૯૯ | ૧૮.૯ |

| | | |
|---|---|---|
| (૪) લોર્ડ કર્ઝન | ૧૯૦૦ | ૩૦ |
| (૫) ડીગબી | ૧૯૦૦ | ૧૭.૬ |
| (૬) મી. ફીન્ડલે સીરાઝ | ૧૯૧૧ | ૫૦ |
| (૭) ઓન. સર. બી. એન. શર્મા | ૧૯૧૧ | ૮૬ |
| (૮) પ્રોફેસર શાહ | ૧૯૨૧–૨૨ | ૪૬ |

લોકો આવક વેરો આપે છે તેની કુલ સંખ્યા એ હિંદુસ્તાનની દરિદ્રતાનું એક અગત્યનું ચિહ્ન છે. ૧૯૨૪ ની ૮ મા માર્ચે [illegible]ના એક પ્રશ્નના ઉત્તરમાં નાણાં ખાતાના સભ્યે જણાવ્યું કે ૧૯ [illegible] મા મહેસુલની રકમ આપનારાઓની ૨૩૮૨૪૨ સંખ્યા, ૨૪ ૪૨ [illegible]ની વસ્તિમાંથી હતી. ઓછામાં ઓછી આવકની રકમ [illegible] ગણાય તે રૂપીયા ૨૦૦૦ ની રાખવામાં આવી છે. ખેડુતો [illegible] પર મહેસુલ આપે છે અને આવક વેરો આપતાં નથી.

[illegible]ના આર્થિક અનુમાનો ઘણાં વિચિત્ર પુરાવા પર રચાયેલ [illegible]ની આર્થિક સ્થિતિ પર બોલતાં પોતાની ચોપડીના ૩૭૫ [illegible] કહે છે કે, "સાધનો વધતાં ગયાં, તેના સાધારણ પુરાવા [illegible] માલમ પડશે કે ખેડુત વર્ગ જે વસ્તુની જરૂર [illegible] તે વસ્તુ પણ પોતાની શકિતની બહાર ખરીદીને વાપરે છે. ૧૯૧૬ ના ફેબ્રુઆરીમાં અલીગઢમાં એક મેળો ભરાયો હતો. ત્યાં એક અઠવાડીયામાં સોંઘા બુટની ઉથલપાથલ થતાં એક હજાર પૌંડની રકમના બુટ વેંચાયા હતાં અને તેમાંથી ૨૦ ટકાનો નફો રહ્યો જે લોકોએ આ જોડાં લીધા અને પોતાના પગમાં ઘાલ્યાં તેઓએ ૨૦ વર્ષ પહેલાં આવી મોજશોખ વિષે કાંઇ પણ સાંભળ્યુંજ નહોતું. તેજ પ્રસંગે પુષ્કળ છત્રીઓ, ફાનસો અને ચિત્રવિચિત્ર લોખંડની ટ્રંકો પુષ્કળ વેંચાઇ હતી, અને વારંવાર તેમાં ફેરફાર થયાં હતાં. તે વસ્તુ ખરીદનાર સાધારણ ખેડુતોજ હતાં. ચાહ, સીગરેટ, દીવાસળી,

હાથરૂમાલો, બટન, નાના ચંપુ, આરસીઓ, થામોફોન, એવી વેપારની વસ્તુઓ છે કે જે પંદર વર્ષ પહેલાં કોઇ પણ ખરીદતું નહિ. હાથમાં પૈસા છે એનો બીજો પુરાવો એ છે કે આગગાડી મારફતે ત્રીજા વર્ગમાં ઘણાં લોકો મુસાફરી કરનારા છે. અમેરીકામાં 'મુવી' (એક જાતની મોટરકાર)માં ખેડુતો આગગાડી મારફતે મુસાફરી કરે છે. ૧૯૨૪–૨૫ માં ૫૮૧૮૦૪૦૦૦ આગગાડીના ત્રીજા વર્ગમાં મુસાફરી કરનારાં હતાં. તેની સામું ૪૨૩૬૦૦૦ પહેલા વર્ગમાં મુસાફરી કરનારાં હતાં. તે પરથી એમ માલમ પડે છે કે ખેડુતોના હાથમાં પૈસા રહે છે–હોય છે. મેં વારંવાર પુછ્યું કે બધાં લોકો ક્યાં જાય છે? કારણકે એ બધાં લોકોને મેં ત્રીજા વર્ગમાં ટોળે બંધ બેસતાં જોયાં. મને જવાબ મળ્યો કે, "ગમે ત્યાં, મળવા, લગ્નમાં, વેપારાર્થે" ત્યાં જઇને વળી પાછા આવશે કેટલાંક તો વળી જવાનીજ ઇચ્છાથી જાય છે.

આ બુટ વિષેની હકીકત મીસ મેયોને કોણે પુરી પાડી? હિંદુસ્તાનમાં બુટનો અર્થ પશ્ચિમના લોકો જે પગમાં પહેરે છે તે થાય છે. હિંદુસ્તાનના ગામડાંના લોકો અને બીજાં ઘણાં લોકો તે વાપરતાં નથી. વીસ વર્ષ પર જે સ્થિતિ હતી તે સ્થિતિનું વર્ણન સરખામણી કરવાને કોણે પુરું પાડ્યું? અલબત્ત અંગ્રેજ અમલદારો–એજ. કારણકે આ ભાષા તો અમલદારનીજ ભાષા છે. આર્થિક સ્થિતિના એનાં એ વિચાર અમલદારના ચસ્મામાંથી જોવાયલા અને ગમે તેવી રીતે ઉભાં કરેલાં છે. આગગાડીઓએ જુના વાહનોને રદ કર્યાં છે પણ ગરીબ લોકો ખચીત માત્ર આમતેમ જવાને માટે અને મજાકને માટે વખત તથા પૈસા બચાવી શકે એમ નથી.

મુંબાઇ ઇલાકામાં ખેડુતોની દુઃખી આર્થિક સ્થિતિ વિષે કહેતાં હમણાં નિવૃત્ત થયેલાં તે ઇલાકાના ખેતીવાડીના ડાયરેકટર ડૉ. હેરોલ્ડ માને 'ટાઇમ્સ ઓફ ઇંડીયાના પ્રતિનિધિને મળતાં ઓકટોબરમાં નીચે પ્રમાણે કહ્યું હતું:

"જો કે ખેડુતોનું જીવનનું પ્રમાણ નિઃસંશય વધ્યું છે તો પણ તેને કહેતાં કાંઇપણ સંકોચ લાગતો નથી કે લોકોનો ઘણો મોટો ભાગ તે પ્રમાણે રહી શકતો નથી. પોતાને તપાસ કરવાથી માલમ પડયું હતું કે ખરેખર દુકાળ પડેલી જગ્યામાં પોણોસો ટકા જેટલાં લોકો પોતાનાં જીવન પ્રમાણથી એટલી બધી હલકી સ્થિતિમાં રહેતાં હતાં કે તેઓની આર્થિક સ્થિતિ તદ્દન અસ્થિર ગણવી પડી હતી; અને જે જગ્યા સાધારણ રીતે ચઢીયાતી સ્થિતિમાં ગણવામાં આવતી હતી. તે જગ્યાના ૬૬ ટકા લોકોજ સારી આર્થિક સ્થિતિમાં હતાં. તેણે કબુલ કર્યું હતું કે આ બાબત પર વિગતવાર ટીકા કરવી અઘરી હતી કારણકે તે સાબીત કરવાને માટે જોઇતું પુરું પ્રમાણ નહોતું. પણ ૨૦ વર્ષના સંભાળપુર્વક સંશોધન અને નિરિક્ષણથી તેનો અભિપ્રાય જે બંધાયો હતો તે એ હતો કે તે ૨૦ વર્ષ દરમ્યાન ગામડાંનું જીવન પ્રમાણ સુધર્યું હતું, પણ લોકોના મોટા જથ્થાનું જીવન પ્રમાણ કાંઇજ સુધર્યું નહોતું."

પૈસાનો વધારે ખર્ચ કર્યા વગર ગામડાંના લોકો ખેતીવાડીમાં જે સુધારો કરી શકે તે વિષે સૂચના કર્યાપછી ડૉ. માને કહ્યું, "આ બાબત પર પણ વધારે વિશાળ યોજના મુકાય તો પણ તેમાં કાંઇ થઇ શકે એમ નથી, કારણકે સરકારે અને સામાજીક સુધારકોએ જાણવું જોઇએ કે ખેડુત વર્ગની બધીજ ઉન્નતિનું છુપું રહસ્ય એ છે કે પ્રથમ તેઓને ખાવા પુરતું તો મળવુંજ જોઇએ. હિંદુસ્તાનમાં પેટ પુરતું ખાવાનું નહિ મળવાથી ઉન્નતિ કરવાને મોટું વિઘ્ન નડે છે. અને એણે તે દેશ છોડયો તે પહેલાં તેણે ભારપુર્વક એવી ઇચ્છા જણાવી કે લોકોના પેટ ભરવાને ખાતર આખરે બધાંજ પ્રયત્નો કરવાં જોઇએ. જ્યારે એને એમ પુછવામાં આવ્યું કે લોકોના ખાલી પેટ ભરવાનું આ મોટું કામ કરવાને તમે શું સુચના કરો છો–રસ્તો બતાવો છો ? ત્યારે તેણે કહ્યું કે, "એ બાબતમાં લોકોએ પોતેજ

જાત મહેનત કરવી જોઇએ, કારણકે જે દેશમા મોટા ભાગના લોકો વર્ષના ૬ મહિના આળસુ રહે, તે દેશ ઉન્નતિએ પહોંચવાની કદીયે આશા રાખી શકે નહિ. લોકોને કાંઇ કામ મળવું જોઇએ. ઉનાળાની ઋતુમાં ગમે તેટલી નાની આવક એમાંથી આવી શકે, અને ડો. માને કહ્યું કે, "મી. ગાંધી બીજી કોઇપણ રીતે કદાચ ખોટે રસ્તે ગયાં હોય, તો તેની કશી ફીકર નહિ, પણ જ્યારે તેમણે રેંટીયો દાખલ કરવાની ઝુંબેશ ઉઠાવી તે વખતે તેમણે હિંદુસ્તાનના લોકોની દરિદ્રતાનું ખરૂં કારણ શોધી કાઢયું હતું. પછી તે રેંટીયામાંથી થોડાંજ આના મળી શકે તોય શું? જો તેઓ તે દેશની ઉન્નતિની આશા રાખતાં હોય તો સરકારે આ બાબત પર ઘણુંજ બારીક ધ્યાન આપવું જોઇએ. એમ ડો. માનનું ધારવું હતું. અને એને ઘણુંજ અજાયબ ભરેલું લાગ્યું કે આટલો બધો સમય ગયો, છતાં પણ સરકારે આ બાબત પર અંતઃકરણપુર્વક વિચાર હજુ સુધી કર્યો નથી."

ડો. માને કહ્યું કે, "મુંબાઇ ઇલાકાની આર્થિક ઉન્નતિનું પ્રમાણ ઘણું વધી શકે એ બાબતમાં મને ઘણી મોટી આશાઓ છે, અને તેમાં ખેડુત વર્ગ ભાગ લઇ શકે, પણ એ બાબતમાં આ સ્થિતિ સુધારવાને જ્યાં સુધી લોકોને પેટ પુરતું મળે નહિ, ત્યાં સુધી કાંઇપણ પ્રયત્ન થઇ શકે નહિ." અને તેથી આ દેશના લોકોને તથા સામાજીક સુધારકોને અને જેના હાથમાં રાજ્યકારભાર છે તે સર્વેને તેનો છેલ્લો સંદેશો એ છે કે, "એવા ઉપાયો યોજવા કે જેથી કરીને ખેડુતોને પોતાના પેટ પુરતું મળી શકે."

ડો. માને આ શબ્દોની અંદર ખરી હકીકતનો સાર આપી દીધો છે. આ એક અંગ્રેજની ભાષા છે. તેણે ૨૦ વર્ષ સુધી ગ્રામ્યજીવનનો સંપુર્ણ અનુભવ લીધો છે અને તે આ દેશ પર રાજ્ય કરતી સરકારનો એક સભ્ય હતો. કોઇ એક 'નિંદીત' સ્વરાજ્યવાદીની

અથવા 'હોમરૂલર'ની ભાષા નથી, પણ એક ઉચ્ચ પદવીએ મુકાયેલા અંગ્રેજ અમલદારના શબ્દો છે.

× × × ×

# પ્રકરણ ૨૬.

## હાલ જે પૈસા બહાર ઘસડાઈ જાય છે તે સંબંધી કેટલીક બાબતો.

મીસ મેયોનો 'મધર ઇંડીયા' નામનું પુસ્તક લખવામાં ચોક્કસ હેતુ એ હતો કે અમેરીકાના લોકોને હિંદુસ્તાન વિષેની સાબીત થએલી હકીકત પુરી પાડવી. કોઇ પણ એમ ધારે કે હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ વિષે અમેરીકન લોકો વધારે માહીતી મેળવવાની ઇચ્છા રાખતા હશે. અમેરીકાના માણસને એ બાબત જાણીને ચોક્કસ રસ પડવો જોઇએ, કે ખરીદવાની શકિત વધારે હોવાથી હિંદુસ્તાન એક મોટો ગ્રાહક થઇ શકે. મીસ મેયો આર્થિક ક્ષેત્રના અંદર એક નિરાશા ભરેલો રસ્તો બતાવનારી વ્યકિત છે. આર્થિક શાસ્ત્રના નિયમોનું તેણીનું જ્ઞાન ઘણુંજ અચોક્કસ છે. અને હિંદની આર્થિક સ્થિતિના મુખ્ય નિયમો સમજવાને તે નિષ્ફળ નીવડી છે. હિંદના અર્થશાસ્ત્રી વિષે તેણીએ કોઇ દિવસ સાંભળ્યુંજ નથી. તે અર્થશાસ્ત્રીઓ દાદાભાઇ નવરોજજી, રાનાડે, જોષી અને વાચ્છા. આ નામો હિંદ અર્થશાસ્ત્રમાં ઘણાં જુનાં અને ચોક્કસ ગણવામાં આવેલાં છે. તેઓના નામ તેના પુસ્તકમાં જોવામાં આવતા નથી. હાલના હયાત અને પ્રખ્યાત અર્થશાસ્ત્રી જેવાં કે પ્રોફેસર કે. ટી. શાહનું નામ પણ તેણે ધ્યાનમાં લીધું નથી. તેણે મ્હારા કેટલાંક પુસ્તકોના નામ આપ્યાં છે. પણ 'ઇંગ્લાંડનું હિંદ પ્રત્યે દેવું'' એ પુસ્તકનું તો નામ એકવાર પણ આવતું નથી.

હિંદુસ્તાનની આર્થિક સ્થિતિના જ્ઞાન વિષે જ્યારે આટલાં બધાં મોટા તફાવત છે ત્યારે અમેરીકાના લોકો જેઓને અર્થશાસ્ત્રની બાબતમાં ઘણો રસ પડે છે, એઓના લાભને માટે હિંદુસ્તાન વિષે

એક પુસ્તક લખ્યું એ તેની ઉદ્ધતાઇજ બતાવે છે. દાખલા તરીકે એક વાત કે અંગ્રેજ સરકાર હિંદના બજારમાં અમેરીકન રીલ્ડ બનાવનાર કારખાનાને તોડી પાડવાને એવાં કાયદાઓ રચવાનું ધારે છે, એટલા માટે કે હરિફાઇમાં ન ઉતરી શકે એવાં અંગ્રેજ હરિફો અમેરીકાથી ચઢી જાય. એ વાત મીસ મેયો તેના પુસ્તકમાં અજ્ઞાન ભરેલી રીતે સંભોગશાસ્ત્રનું અને ધર્મશાસ્ત્રોનું જે જ્ઞાન આપે છે તે, તેનાં કરતાં અર્થશાસ્ત્રનું જ્ઞાન અમેરીકાના લોકોને વધારે અગત્યનું છે.

અમેરીકન કારીગર કુદરતી રીતે જાણવાને જીજ્ઞાસુ થાય કે હિંદુસ્તાનને જે વસ્તુની જરૂર છે તેમાંની અડધી ઉપરાંત શામાટે ગ્રેટબ્રિટનમાં ખરીદાય છે અને માત્ર ૬ ટકા જેટલોજ વેપાર યુનાઇટેડ સ્ટેઇટસ અમેરીકાને મળે છે? અને હિંદુસ્તાનનો ચાલતો વેપાર અંગ્રેજ લોકોના હાથમાંજ કેવી રીતે પુરેપુરો રહ્યો છે તે જાણવાને પણ તેઓ ઉત્સુક હોય છે. તેણી હિંદના અર્થશાસ્ત્રીને ફરીયાદ કરતાં સાંભળે છે કે, "અમે ચાહનો મોટો ભાગ અહિંઆજ ઉગાડીએ છીએ અને બધોજ હિંદુસ્તાનની બહાર ઘસડાઇ જાય છે. આ હિંદુસ્તાનની બહાર ઘસડાઇ જતો મોટામાં મોટો જથ્થો છે." અને તેના જવાબમાં તેણી પૂછે છે કે, "તમે તમારી ચાહ વેંચો છો કે આપી દો છો?" આનાં જવાબમાં હિંદનો અર્થશાસ્ત્રી બડબડે છે કે, "અરે! હા. તમે જે ચાહ જુઓ છો તે તો જતી રહી છે." અમે પુછીએ છીએ કે કયો હિંદનો અર્થશાસ્ત્રી આ બાબત આવી હલકી રીતે મુકે છે, અને મીસ મેયો સિવાય આવી હલકી રીતે કોણ એ બાબતને ઉડાવી શકે છે?

## લશ્કરી ખર્ચ.

મીસ મેયોનું અર્થશાસ્ત્રનું જ્ઞાન જેટલું છે તેથી વિશેષ લશ્કરી ખર્ચ વિષેનું તેનું જ્ઞાન છે નહિ. તેણી આ બાબત જાહેર કરે છે અને નીચે બતાવેલી ટુંકી રીતે તેને ઉડાવી દે છે. (પૃષ્ઠ. ૩૫૧—૫૨)

રાજ્યદ્વારી નેતા કહે છે કે, "લશ્કર બહુ મોટું છે." "તમારી સહીસલામતી અને શાંતિ જાળવવાના કામને માટે એ લશ્કર જોઇએ તે કરતાં મોટું છે?" "હું નથી જાણતો કે મેં એ બાબતની તપાસ કરી નથી." એવો સાધારણ જવાબ મળે છે. પણ કોઇપણ પ્રકારે હિંદુસ્તાનની મહેસુલનું જબરદસ્ત ભાગ એમાં ખર્ચાય છે."

આ વાત પર બહુ ધ્યાન આપવામાં ન આવે પણ એ અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ તદ્દન નિરાશાજનક ટીકા છે. ઘણાં માણસોએ આ બાબતમાં તપાસ કરી છે. શામાટે મીસ મેયોએ તે લોકોએ જે ખબરો આપી છે તે તપાસી નહિ?

હાલની તાજી તપાસમાં એક તો મુંબાઇ યુનીવર્સીટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર મી. કે ટી. શાહે તેના પ્રમાણ સિદ્ધ પુસ્તક "હિંદુસ્તાનની દોલત અને તેની કરકસર કરવાની શકિત'માં આ બાબત જાહેર કરી છે. મી. શાહે ઇંચકેપ કમીટીને માટે એક નોંધ તૈયાર કરી છે અને તેના પુસ્તકમાં તેનો સાર તેણે ટુંકમાં આપેલો છે.

પ્રથમ તો એમ કહેલું કે બચાવને માટે જે ખર્ચ કરવામાં આવે છે તેનો સંબંધ દેશના લોકોની કર સહન કરવાની શકિતની સાથે કાઇ નથી એ એ અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ તદ્દન વ્યાજબી છે? બચાવની બાબતનો ખર્ચ અને બીજી બાબતોનો ખર્ચ એ બધું એ પ્રજાની આર્થિક દ્રષ્ટિએ જોવું જોઇએ. 'સ્ટેઇટસમેન ઇયર' બુકમાંથી પ્રોફેસર શાહે નીચેનું કોષ્ટક તૈયાર કર્યું છે અને તે આ સવાલ પર ઘણોજ પ્રકાશ નાંખે છે:

કોષ્ટક (જુઓ છુટું પાનું ૪૬ અ)

આ બાબતમાં વધારે અગત્યનું ધ્યાન આપવાની જરૂર છે તે એ કે હિંદુસ્તાન લશ્કરી ખર્ચને પૈસાનું ધસડાઇ જવું સમજે છે, એનું કારણ એ નહિ કે એ શકિતની બહાર ભારે બોજો છે, પણ એ પણ કારણ છે કે તેમાંનો મોટો ભાગ અંગ્રેજ સીપાઇઓ, અને બ્રિટનમાં અંગ્રેજ સીપાઇઓ માટે ખર્ચાય છે. ઇંગ્લાંડમાં કુલ લશ્કરી ખર્ચ નીચે પ્રમાણે છે:

## કોષ્ટક.

| ૧ | | | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| દેશ. | | | કુલ મહેસુલ. | કુલ ખર્ચ. | બચાવને માટે ખર્ચ. | કેટલા ટકા ?— ૨ અને ૩ ના. | કેટલા ટકા ?— ૨ અને ૪ ના. |
| | | | (Figures in millions.) | | | | |
| હિંદુસ્તાન | રૂ. | ... | ૧૩૩૨.૬ | ૧૬૨૩.૯ | ૯૧૯.૦ | ૯૦,૭ | ૬૩.૮ |
| યુનાઇટેડ કીંગડમ | પૌંડ | ... | ૧૪૨[illegible].૯ | ૧૧૯૫.૬ | [illegible].૦ | ૪૫,૦ | ૫૩,૬ |
| ઓસ્ટ્રેલીયા | ,, | ... | [illegible]૧૧૮ | [illegible] | ૩૧.૨૦ | ૫૦.૦ | ૮૮,૩ |
| કેનેડા | ,, | ... | ૮૯.૩૮ | ૭૬.૧૯ | ૧૭.૯ | ૨૦,૦ | ૨૪,૨ |
| દક્ષિણ આફ્રિકા | ,, | ... | ૨૯.૬૭ | ૨૫.૬૯ | ૧૩.૬ | ૪,૫ | ૫,૨ |
| સ્પેઇન | પેસોટાસ | ... | ૧૯૭૬.૬૬ | ૨૫૫૦.૭૯ | ૪૫૦ ૩૬ | ૨૨,૮ | ૧૭,૬ |
| ફ્રાંસ | ફ્રાંક્સ | ... | ૨૨૪૫૦.૯ | ૨૪૯૩૨.૦ | ૫૦૨૭.૪ | ૨૨,૪ | ૨૦,૦ |
| ઇટાલી | લાયર | .. | ૧૭૬૦૩.૦ | ૨૦૪૫૫.૮ | ૩૫૫૩.૫૭ | ૨૦,૦ | ૧૫,૩ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ડોલર | ... | ૩૩૪૫.૧૮ | ૩૧૫૩.૪૧ | ૧૨૦૧.૪૪ | ૩૫,૯ | ૩૮,૨ |
| જાપાન | યેન | ... | ૧૩૧૯.૨૦ | ૧૩૯૯.૨૯ | ૬૬૬ ૪૦ | ૪૯,૦ | ૪૯ |

કેનેડાની બાબતમાં જે આંકડો બતાવ્યો છે તે કુલ્લે દેવાનો અડધો ભાગ છે. ફ્રેંચ આંકડાઓમાં સાધારણ અને અસાધારણ અને 'નેવલ' દરીયાઇ લશ્કર ખર્ચ) બજેટ'નો પણ સમાવેશ થાય છે, અને તેમાં દેવાનો ખર્ચ સમાયલો નથી. પણ તે ઉમેરીએ તો ૧૭૫૫૩૦ ફ્રેંક અથવા ૩૮ ટકા અને ૭૦ ટકા અનુક્રમે થઇ રહે.

| | | |
|---|---|---|
| ૧૮૧૬ કરોડ ... | ... | ૧૯૨૨–૨૩. |
| ૧૮,૨૦ „ ... | ... | ૧૦૨૩–૨૪, |
| ૧૫,૦૩ „ ... | ... | ૧૯૨૪–૨૫, |

'ઇશર કમીટીએ'એ લશ્કરી બાબતનો હેવાલ એક કાગળમાં નીચે પ્રમાણે આપ્યો હતો:

"અમે હિંદુસ્તાનની લશ્કર વ્યવસ્થાને સામ્રાજ્યના કુલ લશ્કરથી જુદું ગણી શકીએ નહિ, સુલેહના કોલકરારથી નવી જાતનું રાજ્યકીય યંત્ર ઉભું થયું તેનાથી હિંદુસ્તાનના લશ્કરની અગત્યતા વધી છે અને તેટલીજ સામ્રાજ્યના બીજા ભાગોમાં પણ લશ્કરી ટુકડીઓની અગત્યતા વધી છે, અને ખાસ કરીને બ્રિટીશ ટાપુઓમાં તો એમ થયુંજ છે."

પણ જો લશ્કરને સામ્રાજ્યના ઉદ્યોગને માટે વાપરવાનું હોય તો ન્યાયની રીતે સામ્રાજ્યે તેના ખર્ચનો થોડોક ભાગ આપવો જોઇએ. હાલ સામ્રાજ્યની વાંસળી બ્રિટન વગાડે છે, અને હિંદુસ્તાન તેનો ખર્ચ આપે છે, અને તે સાધારણ રીતે અંગ્રેજજ છે, વળી જો હિંદી લશ્કરનો એક ભાગ કે જે સામ્રાજ્યના બચાવને માટે હિંદની સરહદ પર હિંદી લશ્કરને મોકલવામાં આવે તો તેનો ખર્ચ બ્રિટન અથવા સામ્રાજ્ય આપે તો એટલું ભુલવું જોઇતું નથી કે કાયમ ખર્ચમાં સામ્રાજ્ય પોતાનો ભાગ આપતું નથી, પ્રો, શાહ કહે છે કે, "જો સરહદના પ્રાંતોનું જોડાણ હિંદી લશ્કરનો એક હેતુ હોય, જો એશિયાના રાજ્યોનું સમતોલપણું જાળવવું એ ઇચ્છવા જોગ હોય તો આ બધા હેતુઓ રાજ્યની દ્રષ્ટિએજ આપણાં પર મુકવામાં આવ્યાં છે અને તે ઇંગ્લાંડને જેટલાં લાભકારી છે તેટલાં હિંદને લાભકારી છે, બ્રટીશ સામ્રાજ્યના લશ્કરી ખર્ચના કુલ ભાગમાં મોટામાં મોટું પ્રમાણ રાખ્યું છે અને તે ખર્ચનો મોટામાં મોટો હિસ્સો ઇંગ્લાંડે

પછી પોતેજ સહન કીધો છે. આવાં લશ્કરનો લાભ સામ્રાજ્યને સામાન્ય રીતે મળે છે. ત્યારે શામાટે રાજકીય હીતને માટે લશ્કર નીભાવવાનો વધતો જતો ખર્ચનો હિસ્સો ઇંગ્લાંડે ન સહન કરવો..."

"ભુગોળ અને રાજ્યકીય દ્રષ્ટિએ હિંદુસ્તાન એવી જગ્યાએ આવેલું છે કે આ દેશના ખાસ લાભ અને બચાવને માટે હિંદુસ્તાનને બ્રિટનની દરીયાઇ મદદની જરૂર હોય એનો ખ્યાલ આપણને આવી શકતો નથી. જો કદાચ એવું બને, જો કે તે સંભવની તદન વિરૂદ્ધ છે, કે દરીયા મારફતે દુશ્મનો ખેંચાઇ આવે તો ઘાટથી અને રણથી એવું અસરકારક રક્ષણ થયું છે કે એ તરફથી તેને કોઇપણ ગંભીર જોખમની બીક રાખવી નહિ. અને તેના દરીયાઇ વેપારને માટે જો ને પુષ્કળ છે તો પણ તે તેના પોતાના લાભને માટે બધું નથી. હિંદુસ્તાનના ગ્રાહકો હિંદુસ્તાનનો વેપાર ખુલ્લો મુકવાને ઇંગ્લાંડના કરતાં વધારે લાભદાયી સમજે છે. તેથી લશ્કરી ખર્ચ હિંદુસ્તાનના દરીયાઇ લશ્કરના બજેટની ગેરહાજરીની વિરૂદ્ધ અથવા તેને બદલે મુકવાને કોઇપણ જાતની જરૂર હિંદુસ્તાન જોતું નથી."

મીસ મેયોને આ બાબત તપાસવાને કાંઇ વલણ પણ નહોતું, તેમ વખત પણ નહોતો. પણ એટલું યાદ રાખવું જરૂરનું છે કે વિગ્રહ દરમ્યાન હિંદુસ્તાને લડાઇના જુદાં જુદાં સ્થળે ૧૩૩૮૬૨૦ માણસોથી ઓછાં મોકલ્યાં નહોતાં અને લશ્કરી ખર્ચની અંદર સરકારી નોંધ પ્રમાણે તેનો હિસ્સો પૈસા સંબંધી ૧૪૬.૨૦ લાખ પૌંડ ગણવામાં આવ્યો છે. તે ઉપરાંત આડકતરી રીતે પૈસાની મદદ અને સાહિત્યની મદદ પુષ્કળ આપવામાં આવી છે. ઇંગ્લાંડે હિંદુસ્તાનના લાભને માટે એવો કયો (ત્યાગ) ખર્ચ કરી બતાવ્યો છે કે જે આ આંકડાઓ સાથે સરખાવી શકાય?

ઇંગ્લાંડ હિંદુસ્તાનમાં બે હિંદી સિપાઇને માટે એક અંગ્રેજ સિપાઇ રાખે છે. અંગ્રેજ સિપાઇનો ખર્ચ વધારે છે અને તે પૈસો

ઘસડી જવાની બાબતમાં ઉમેરો કરે છે. હિંદી રાજ્યકીય પુરુષો, રાષ્ટ્રિયપક્ષના તેમજ ઉદારપક્ષના, ઘણો વખત થયાં વારંવાર કહે છે કે "અંગ્રેજ લશ્કર રાખવું નહિ." સરકારે આ બાબત સંબંધી અગત્યના પ્રશ્નનો વિચાર કરવાને થોડાં સમય પહેલાં એક પ્રખ્યાત અંગ્રેજ લડવૈયા સર એન્ડ્રુ સ્કીનના પ્રમુખપણાં હેઠળ એક સમિતિ નીમી હતી. સરકારે પોતે નીમેલી અને સરકારની ઇચ્છાથી ઉભી થયેલી અને જેમાં અંગ્રેજ લડવૈયો પ્રમુખ હતો તે સમિતિનો એકત્ર મત "હિંદી લશ્કર રાખવું કે જે ધીરે ધીરે રાષ્ટ્રિય પક્ષના માણસો કહે છે તે પ્રમાણે ચાલે છે તેવું બનાવવું. પણ આ ભલામણો નહિ જેવી ધ્યાનમાં લેવામાં આવે છે.

## હિંદુસ્તાનના કાચા માલ ખરીદનાર તરીકે ઇંગ્લાંડ.

હિંદુસ્તાન ઉદ્યોગી બાબતમાં પાછળ છે એ હિંદુસ્તાનના જીવનમાં સાધારણ વાત છે. ખેતીવાડી એ હિંદુસ્તાનનો મુખ્ય ઉદ્યોગ છે. આ વિષય મી. લુંટનના પુસ્તક 'સુખી હિંદુસ્તાન'માં વિગતવાર ચર્ચાયો છે. મેં મારા પુસ્તક "ઇંગ્લાંડનું હિંદુસ્તાન પ્રત્યે દેવું" માં અંગ્રેજ સરકારની જમીન સંબંધી રાજ્યનીતિના ઇતિહાસ ઇસ્ટ ઇંડીયા કંપનીની શરૂઆતથી તે જે વખતે મેં પુસ્તક બહાર પાડ્યું ત્યાં સુધીનો ઇતિહાસ આપ્યો છે. ૧૯૦૩–૪ થી ૧૯૧૩–૧૪ સુધી હિંદુસ્તાનનો કાચો માલ ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો. તેના આંકડા મેં આપ્યાં છે. ૧૯૧૩–૧૪ માં સંયુક્ત રાજ્યે હિંદુસ્તાનની નિકાસનો ૨૩.૪ ટકા ભાગ લીધો હતો. બીજા કોઇપણ દેશે ૧૦ ટકાથી વધારે લીધું નહોતું. ૧૯૨૪–૨૫ માં સંયુક્ત રાજ્યનો આંકડો ૨૫.૫ ટકા આવ્યો. ત્યારપછી બીજે નંબરે જાપાન ૧૪.૩ ટકા આવ્યો હતો. ૧૯૧૩–૧૪ માં સંયુક્ત રાજ્યે હિંદુસ્તાનની કુલ ખરીદીનો ૬૪.૧ ટકા ભાગ આપ્યો. ૧૯૨૪–૨૫ માં ૫૪.૧ ટકા આવ્યો. મારા પુસ્તક

"ઇંગ્લાંડનું હિંદુસ્તાન પ્રત્યે દેવું"માંથી હું નીચે પ્રમાણે ઉત્પન્ન થતી અગત્યની વસ્તુના આંકડા આપું છું:

**શણ**—સંયુક્ત રાજ્ય હિંદુસ્તાનમાંથી કાચું શણ વધારેમાં વધારે લે છે.

**ઊન**—સંયુક્ત રાજ્ય કાચું ઉન વધારેમાં વધારે લે છે એટલુંજ નહિ, પણ ખરી રીતે હિંદુસ્તાનમાંથી જે કાચું ઉન પરદેશ જાય છે, તે ૧૬૫૬૪૮૮ પૌંડની કિંમતનું કાચું ઉન ૧૯૧૨–૧૩ માં પરદેશ મોકલવામાં આવ્યું તેમાંથી સંયુક્ત રાજ્યે ૧૬૦૪૭૫૮ પૌંડની કિંમતનું લીધું હતું.

**ઘઉં**—સંયુક્ત રાજ્ય માત્ર વધારેમાં વધારે ઘઉં હિંદુસ્તાનમાંથી ખરીદે છે એટલુંજ નહિ, પણ ખરી રીતે જે કાંઇ ઘઉં પરદેશ જાય છે તે ખચીત્જ કેટલાક વર્ષ દરમ્યાન ઇંગ્લાંડજ જાય છે. ૧૯૦૮–૯ સુધી એ પ્રમાણેજ હતું. ૧૯૦૯–૧૦ માં ૮૫૦૦૦૦૦ પૌંડની કિંમતનો ઘઉં પરદેશ મોકલવામાં આવ્યો હતો. તેમાંથી ઇંગ્લાંડે ૭૦૦૦૦૦૦ પૌંડની કિંમતનો લીધો હતો. ૧૯૧૧–૧૨ માં ઇંગ્લાંડે, ૮૮૯૮૯૯૨ પૌંડની કિંમતનો જે ઘઉં બહાર મોકલવામાં આવ્યો હતો તેમાંથી ૬૭૪૧૧૯૦ પૌંડની કિંમતનો તેણે લીધો હતો. અને ૧૯૧૨–૧૩ માં ૧૧૭૯૫૮૧૬ પૌંડની કિંમતનો ઘઉં જે બહાર મોકલ્યો હતો, તેમાંથી ૮૩૮૦૪૪૨ પૌંડનો તેણે લીધો હતો.

**જવ અને બીયાં**—સંયુક્ત રાજ્ય હિંદુસ્તાનનો જવ પુષ્કળ વાપરે છે. બીયાંની બાબતમાં પણ હિંદુસ્તાનમાથી સંયુક્ત રાજ્યમાં પુષ્કળ બીયાં જાય છે.

**ચાહ** હિંદમાંથી જે ચાહ બહાર જાય છે તેમાંથી ૩/૪ જેટલી ઇંગ્લાંડ જાય છે.

**ચામડાં-કાચા અને પાકા**-એવીજ રીતે સંયુક્ત રાજ્યો કાચું ચામડું અને પકવેલું ચામડું પુષ્કળ લે છે.

આ પરથી એમ માલમ પડે છે કે મીસ મેયોએ જે જબરજસ્ત દલીલ, 'ગ્રેટબ્રિટનને હિંદુસ્તાનના સંબંધથી કાંઇ પણ લાભ મળતો નથી.' કરી છે, તે તદ્દન પોલી છે.

## પ્રકરણ ૨૭.

## હિંદુસ્તાનના પૈસાનું બહાર ઘસડાઇ જવું-તે બાબત. આગગાડી માટે સસ્તી મુંડી.

હિંદુસ્તાનમાં આજે ૪૦૦૦૦ માઇલની આગગાડીની સડક છે. એ વાત સત્ય છે. પણ આ સડક કેવી રીતે બંધાઇ, તેને માટે પૈસા કેવી રીતે એકઠાં કરવામાં આવ્યાં, અને કેવી રીતે ઉભી કરવામાં આવી તે બાબતમાં નિંદા સિવાય બીજું કાંઇજ નથી. હિંદુસ્તાનની આગગાડીની સડક તૈયાર કરવાની નીતિમાં હિંદુસ્તાનના લાભનો કાંઇ પણ સમાવેશ થયો હોય એવું જણાતું નથી. તેનો મુખ્ય હેતુ ઇંગ્લાંડના યુદ્ધ સંબંધી અથવા વેપાર સંબંધી સ્વાર્થ સાધવાનોજ હતો. અંગ્રેજોએ કાંઇ પણ જોખમ ખેડયું નથી. પણ એથી ઉલટું હિંદી કર ભરનારાઓ પાસે કરોડો રૂપીયા ખેંચી લીધાં. આમ હોવાં છતાં પણ હિંદી મુસાફરોની સાથે તેમનું વર્તન ભુતકાળમાં નિંદા અને ઉદ્ધતાઇને પાત્ર રહ્યું છે. ત્રીજા વર્ગના ઉતારૂઓ જેઓની પાસેથી કંપનીને પુષ્કળ મળતું આવે છે તેઓને ઘણીજ હલકી રીતે વર્તવામાં આવ્યાં છે. આમાંની કેટલીક કંપનીઓ જેઓ ત્રીજા વર્ગના મુસાફરો દ્વારા

પુષ્કળ પૈસા મેળવી રહી છે. તે મુસાફરોને આ કંપનીઓ તરફથી તિરસ્કાર રૂપે મજુર વર્ગમાં ગણવામાં આવ્યા છે.

મીસ મેયો, આપણને લંડનના લોકોએ સસ્તે વ્યાજે પૈસા રેલ્વે સડક બંધાવવાને માટે ધીર્યાં તેને માટે તેનો આભાર માનવાનું કહે છે. હિંદુસ્તાને સોંઘા બજાર લંડનમાંથી ૨॥ થી ૫ ટકાનો દર આપીને સરેરાશ લોન પર ૩॥ ટકાનો દર આપીને, આ દર દુનીયામાં સાથી નીચો છે-પૈસા ઉછીના લીધાં. પણ સાધારણ અર્થમાં આમાં ઉછીના લેવા જેવું કાંઇ હતું જ નહિ. મીસ મેયો જે બાબત સંબંધી કહે છે તેને 'ગેરંટી' પદ્ધતિ કહેવામાં આવે છે. આ પદ્ધતિ પ્રમાણે હિંદુસ્તાનની સરકારે રેલ્વે કંપનીને ઓછામાં ઓછા બ્યાજના દરની ગેરંટી આપી. તેને કાંઇ સોંઘા મુંડી મળી નહિ અને રેલ્વે સડક બાંધીને તેણે બાજાને આપી નહિ, અથવા તો કંપનીઓને વધારે વ્યાજ કમાતા અટકાવ્યાં નહિ. જે બ્યાજની ગેરંટી આપવામાં આવી હતી તે સાથી ઓછામાં ઓછું હતું.

કંપનીએ કાંઇ પણ જાતનું જોખમ માથે લીધું નહિ. તેઓના ઉડાઉપણાંને માટે અને ઓછી લાયકાતને માટે હિંદુસ્તાનના કર ભરનારાઓને સહન કરવું પડયું હતું. તે ઉપરાંત કંપનીઓને કેટલાક હક છૂટી જમીનના આકારમાં મળ્યાં હતાં. કેટલીક નાની નાની યુક્તિઓથી હિંદુસ્તાનને જે પૈસા આપવાના હતા તેના કરતાં વધારે તેઓ પૈસા ખેંચી જવાનો પ્રયત્ન કરતાં. આ પ્રમાણે જ્યારે વર્ષના પહેલાં ભાગમાં કંપનીને ઘણો લાભ મળતો અને પછી એથી એ છો લાભ મળતો. ત્યારે તે ખરાબ દિવસોને માટે ખર્ચ કરવાનું લંબાવતી એટલે કે પહેલાં અડધા વર્ષ દરમ્યાન તેને નફામાં સારો વધારો રહેતો; અને ખર્ચ લંબાવવાની પદ્ધતિથી ખોટમાં વધારો થતો અને તે ખર્ચ હિંદની મહેસુલમાં મુકી દેવ મા આવતો. પછી એવી વાત છે કે હિંદુસ્તાન માટેના બ્રિટીશ સેક્રેટરી 'એકસ ચેઇન્જ'માં એવી કરામતી

રાખતાં કે તેના જાતભાઇ અંગ્રેજ લોકોને હિંદુસ્તાનની રેલ્વેને માટે કબુલાત પ્રમાણે જે શરત હતી તેના કરતાં વધારે વ્યાજનો દર આપવાનું નક્કી કરતાં.

આ સોંઘી લોનોની પદ્ધતિના વ્યવહારિક દાખલા તરીકે જી. આઇ. પી રેલ્વેનો નમુનો લ્યો. ૧૮૪૯ થી ૧૯૦૦ સુધી આ આગગાડીની સડક 'ગેરંટી' પદ્ધતિ પ્રમાણે તૈયાર થઇ હતી. ૧૯૦૧માં સરકારે આ આગગાડી ખરીદી લીધી. પણ વિચિત્ર તો એ છે કે તેજ કંપનીને પોતાને માટે કામ કરવાને એજંટ તરીકે નીમી. તેથી કંપનીએ એક માઇલની પણ રેલ્વેની સડક રાખ્યાં વિના જબરદસ્ત મિલ્કત પોતાના હાથમાં રાખી. એવી ગણત્રી કરવામાં આવી છે કે એ 'ગેરંટી'ના સમય દરમ્યાન જી. આઇ. પી. રેલ્વેના કામના પરીણામે ૧૪.૯૧ કરોડ રૂપીયાની ચોકખી ખજોટ હતી. એ ખોટ પર વાર્ષિક ૪ ટકાનું વ્યાજ ગણવામાં આવે તો ૧૮૫૨ થી ૧૯૨૩ સુધીમાં તે રકમ વધીને ૯૩૨૦૩૭૭૮૧ રૂપીયા થાય છે. એજન્સી રાખી તે દરમ્યાન ચોકખી ખોટ ૧૯૦૧ થી ૧૯૨૩ સુધીની ૧.૭૩ કરોડ રૂપીયા હતી. તે વખતે તે ખોટમાં કામ કરતી, પણ ૧૮૫૫ માં તેનો ૨૦ પૌંડનો શેર ૨૫ થી ૩૦.૬૨ ટકા વધારેથી વેંચાયો હતો. 'ગેરંટી' પદ્ધતિ પ્રમાણે એટલો બધો ખર્ચ થયો હતો તે, અને જેને માટે હિંદુસ્તાનને ખમવું પડયું હતું તે નીચેની બાબત પરથી સમજી શકાશે:

કે ૧૮૮૦ સુધી જી. આઇ. પી. રેલ્વેની દરેક માઇલનો મુંડો ખર્ચ રૂ. ૧૯૫૯૪૫ હતો, જ્યારે તેની પાસેની લાઇન નાગપુર—છતીસગઢ અને ઘોડમંડવાડ સ્ટેઇટ રેલ્વેનો ખર્ચ અનુક્રમે માઇલ દીઠ ૫૭૩૧૫ અને ૭૧૭૫૬ રૂપીયા હતો.

સોંઘી મુંડીની ટુંકમાં આવી હકીકત છે. જે કંપનીએ આવા ઉદાર દરથી રોકાણ કર્યું હતું અને જે ખોટમાં કામ કરે છે એનું

આરવામાં આવતું હતું તે કંપની પોતાના શેરો ઘણી વધતી કિંમતે વેચી શકી એમાં કાંઇ પણ વિસ્મય પામવા જેવું જણાશે નહિ.

પાર્લમેન્ટની કમીટી આગળ પુરાવો આપતાં મી. થોર્નટને ૧૮૭૨ માં કહ્યું કે, "જો 'ગેરંટી'નો સવાલ ઉભો ન થયો હોત તો આગગાડીની સડક બંધાવવાની બાબતમાં 'ગેરંટી' વગરની મુંડી હિંદુસ્તાનમાં ગઇ હોત. આ દેશ કેટલો દ્રવ્યવાન થતો જાય છે અને તેથી પુષ્કળ પૈસો રોકવાની જગ્યા જોઇએ છે, તેને માટે ઇંગ્લાંડમાં કાંઇ સ્થાન નથી, અને તેથી દક્ષિણ અમેરીકામા જાય છે અને બીજા ઘણાં દેશોમાં જાય છે તે દ્રષ્ટિએ હું એમ નહિ ધારી શકું કે તે આગ્રહપુર્વક હિંદુસ્તાન છોડી દેત."

મી. ડી. ઇ. વાચ્છા, એક પારસી અર્થશાસ્ત્રી અને જે સરકારના અર્થશાસ્ત્રના સુંદર મુખ્ય માણસ ગણાય છે તે કહે છે કે, "ખરી રીતે કાગળ પર લખાણ કરવામાં આવ્યું છે કે સાધારણ રીતે 'વેલ્બી કમીશન' નામે ઓળખાતા હિંદી ખર્ચને માટે જોડેલાં 'રોયલ કમીશન'ના હેવાલના અગત્યના પાછલા ભાગમાં એવી રીતે લખાણ કરવામાં આવ્યું છે કે ૧૮૪૮ થી ૧૮૫૫ સુધી હિંદુસ્તાનની રેલ્વે સડકનો ખર્ચ સ્ટેઇટને ખમવો પડયો, એટલે કે કર ભરનારને ખમવો પડયો, એટલે કે ૫૫ કરોડ રૂપીયા ભરવા પડયા. અને જો કે ત્યાર પછીના ઘણાં લાભ થયાં છે તો પણ હિંદ સરકારના રેલ્વે ખાતામાં ૪૦ કરોડ રૂપીયાની ખોટ માલમ પડી છે.

"૧૮૯૯–૧૯૦૦ પછી હિંદુસ્તાનની આગગાડીઓએ પોતાની બાજુ બદલી છે અને કર ભરનારાઓ માટે જેઓએ મોટામાં મોટી મુંડી (રકમ) ૧૯૫૮ ના રિપોર્ટમાં બતાવ્યાં પ્રમાણે ૪૩૦ કરોડ રૂપીયા જેટલી ભરી છે, તે માટે કાંઇક કમાણી કરેલી બતાવી છે. સરેરાશ નફો ૧૯૦૪–૫ પછી દર વર્ષે ૩ કરોડ રૂપીયા આવ્યો છે. નિ:શંસય એવી રેલ્વે કંપનીઓ છે કે જે નફો આપે છે, પણ એવી

પણ કંપનીઓ છે કે જે ખોટ બતાવે છે. અને આ ૩ કરોડ રૂપીયા એ ખોટ લખ્યા પછીની નફાની રકમ છે. જે કંપનીઓ કમાણી કરે છે તેનો મોટો નફો જે કંપનીઓ ખોટ બતાવે છે તેમાં ગરક થઇ જાય છે. અને તે વાર્ષિક હેવાલના પાછળના ભાગમાં નં. ૯ માં આપેલાં હેવાલ પરથી જણાય છે. કારણકે તે હેવાલમાં દરેક કંપનીના કામકાજ અને તેનો હેવાલ આપેલાં છે."

મી. વાચ્છા આ પ્રમાણે તેનો અભિપ્રાય આપે છેઃ

"હિંદ રેલ્વેના નાણાં સંબંધીનો ઇતિહાસ પહેલેથી છેલ્લે સુધી દીલગીરી ભરેલો છે."

મી. વાચ્છા હિંદુસ્તાનના મુસાફરોની જરૂરીયાત સંબંધી, રેલ્વે કાર્યવાહકોની બેદરકારી વિષે લખતાં કહે છે કે, "હિંદી રેલ્વેની પદ્ધતિની એક ખરાબ અને માફ ન કરી શકાય એવી હકીકત એ છે કે તેના કાર્યવાહકો અને સત્તાધીશો હિંદી જાહેર પ્રજાની ઇચ્છાઓ અને તંત્રીઓની બુમો તરફ બેદરકાર રહે છે. જે મોટી પ્રજા એક વર્ષમાં ૩૫ કરોડ માઇલની સરેરાશ મુસાફરી કરે છે અને જે વાર્ષિક ૧૩ કરોડ રૂપીયાની રકમ વેપારના મોટા હિસ્સા તરીકે આપે છે. યુરોપીયન પ્રજાના વેપારના લાભોને ઘણાં અગત્યના ગણવામાં આવ્યાં છે જ્યારે હિંદી પ્રજાના લાભોની ગણત્રી ઓછી કરવામાં આવી છે. યુરોપીયન મુસાફરોની બુમ સાંભળીને, કારણકે તેની પાછળ અભિપ્રાયો આપનારાઓ હોય છે, સરકાર પાણીની માફક, કર ભરનારાઓનો વિચાર કર્યાં વગર અને એવા મુંડીનો બદલો શું આવશે એનો વિચાર કર્યાં વગર કરોડો રૂપીયા ખર્ચે છે. હિંદના રેલ્વે કારભાર કે જે કાયમ હિંદી વસ્તિના લાભ તરફ બેદરકારી બતાવે છે અને જે માત્ર ભટકતાં યુરોપીયન વેપારીના લાભની ખાતર અને તેની બુમને શાંત પાડવાને માટે આતુર છે, તે કારભાર પર એક મોટું કલંક ચોંટેલું છે. કોઇ પણ ખાનગી સાહસીક મંડળ આવો મોટો પૈસાનો ખર્ચ કરેજ

નહિ અને કોઇપણ માલકી સંસ્થા ગમે તેટલી પૈસાદાર અને લાગવગ વાળી હોય તો પણ દુનીયાના સુધરેલા ભાગમાં કોઇ પણ ઠેકાણે આવું સહન કરી શકે નહિ. ૧૫ થી ૨૦ કરોડ રૂપીયાની બોનો દર વર્ષે કાંઇ પણ વિઘ્ન વગર લેવાય છે અને ખર્ચાય છે. તેના પર માત્ર નામનોજ સરકારનો કાબુ છે."

રેલ્વે નાણાં સંબંધી 'ઇંચકેપ' કમીટીએ જે અભિપ્રાય આપ્યો તે ખાસ અગત્યનો છે. તે એ છે કે, "અમે એવો મત ધરાવીએ છીએ કે દેશ આગગાડી ઓછી કરી શકે નહિ. અને તે સંબંધી જે ખર્ચ કરવામાં આવે છે તે ઘટાડવાને પગલાં લેવા જોઇએ, કે જેથી આગગાડી સ્વાશ્રયી થઇ શકે. પણ ગયા વખતની મુંડીના ખર્ચને યોગ્ય બદલો મળે કે જે પ્રજાએ રોકેલી છે. અમે ધારીએ છીએ કે આવી રીતે કરકસરથી કામ કરવાથી હિંદુસ્તાનની આગગાડીને માટે જે મુંડી રોકાયેલી છે, તેના પર ઓછામાં ઓછો પા૫ ટકાનો સરેરાશ બદલો મળે અને એટલો ચોકખો નફો થઇ શકે. લડાઇ પહેલાં ૩ વર્ષ દરમ્યાન સરેરાશ પાંચ ટકા જેટલો નફો મળ્યો હતો, અને ૬ ટકાની તેજીએ ઘણી મોટી મુંડીની રકમ ઉપરાંતમાં આવી છે, તેથી અમે ધારીએ છીએ કે પા૫ ટકાનો બદલો એ કાંઇ ઘણું ગણાય નહિ."

સોંઘી મુંડી હજુ બીજી રીતે પણ આપવામાં આવી હતી. જ્યારે હિંદુસ્તાનના બજારમાં સોંઘવારી ન હતી ત્યારે પણ ઇંગ્લાંડમાંજ બધો સ્ટોર (માલ) ખરીદવામાં આવ્યો હતો. 'રીટ્રેન્ચમેંટ' કમીટી આ પ્રમાણે કહે છે:

"હાઇ કમીશ્નરે હમારૂં ધ્યાન એ બાબત પર ખેંચ્યું છે કે કામ લેનારાઓ વારંવાર અમુક કારીગર અથવા તો અમુક માલ પુરો પાડવાની હમારી વારંવાર વિરૂદ્ધતા છતાં પણ હમારી સાથે શરત કરે છે. અનો અર્થ એ થાય છે કે જરૂર કરતા ઉંચાં ભાવ આપવા પડે છે. અને હાઇ કમીશ્નરે હમોને એવા દાખલા પુરા પાડ્યાં છે કે

જેમાં મોટી મોટી પૈસાની રકમો માધ્યમિક અને પ્રાંતિક સરકારને આ પ્રતિબંધના પરિણામે ગુમાવવી પડી છે. અને કામ લેનારાઓને પણ અમૂક પેઢીના પ્રતિનિધિએ સાથે પત્રવ્યવહાર ચલાવતાં મોટી રકમ ગુમાવવી પડી છે. આ રીત તિરસ્કાર પાત્ર છે. અને અમે એવી ભલામણ કરીએ છીએ કે આને સખત રીતે અટકાવવાને હુકમો કાઢવા જોઇએ. કામ કરનારાઓ અને માલ પુરો પાડનારાઓ વચ્ચે ખાનગી પત્રવ્યવહાર ચાલવા દેવો નહિ."

અમલદારની ભાષાનો સાધારણ રીતે માનપણાનો જેને ખ્યાલ હોય તેઓને આ બાબત એક સખત નિંદા જેવી જણાયા વગર રહે નહિ. અને જે રીત ચાલતી હશે તે આ કાગળની ટીકાઓ બતાવે છે તેના કરતાં વધારે ગર્હિત કરવા જેવી હશે. દરેક વર્ષે અને હજુ પણ હિંદ વેપારી મંડળના હિતના રક્ષકો અથવા તો નેતાઓએ, સરકારી ખાતાના ધ્યાન પર, જે 'ટેન્ડરો' લેવાય છે તેના પર અને સ્ટોરને માટે જે ખરી રીતે હુકમો આપવામાં આવે છે તેની વચ્ચે જે ભુલો થાય છે તે પર ધ્યાન ખેંચવાનું છે.

શરૂઆતની સોંઘી લોનો એ શબ્દો પર રેલ્વે ખાતાનાં નાણાંની વાત અથવા બાબત પર એ. જી. વીલ્સન એના પુસ્તક, 'એન એમ્પાયર ઇન પોન', ડીગબીએ 'ઉન્નતિએ ચઢેલું બ્રિટીશ હિંદુસ્તાન' એ પુસ્તકમાં અને દાદાભાઇ નવરોજજી, ગોખલે અને વાચ્છાએ અને બીજા બધાએ 'રોયલ કમીશન' સમક્ષ ૧૮૮૦ અને ૧૮૯૫ માં કેટલીક બીનાઓ કહી હતી. મી. એ. કે. કોનેલે આ પ્રશ્ન પર નીચે પ્રમાણે લખ્યું હતું:

"મુખ્ય ખર્ચ વિષે જે સત્ય છે તે નીચે પ્રમાણે છે:

રેલ્વેની મુંડી જે નીયત કરવામાં આવી છે તેમાંથી ૯૬૭૯૪૨૨૬ પૌંડ ૧૮૦૦–૦૧ દરમ્યાન ખર્ચાયા હતાં. ૪૬૯૧૮૧૭૭ પૌંડ ઇંગ્લાંડમાં ખેંચી લેવામાં આવ્યાં હતાં, અને ૪૯૮૭૬૦૪૯ પૌંડ હિંદુસ્તાનમાં ખેંચાયા હતાં. અને તેના પર વ્યાજ ઉપર બતાવ્યા

પ્રમાણે લગભગ ૨૮૦૦૦૦૦૦ પૌંડ જેટલું હતું અને તે લગભગ બધુંજ ઇંગ્લાંડ મોકલી દેવામાં આવ્યું હતું. ખરેખર તેમાં લગભગ ૮૦૦૦૦૦૦ પૌંડ જેટલી ખોટ હતી. આ પરદેશી મુંડીના રોકાણમાંથી વ્યાજ મોકલ્યું તેના કરતાં એક મોટી રકમમાંથી જો દેશમાં ગેરંટી પદ્ધતિ પર આગગાડી બાંધવામા ન આવી હોત તો જે રકમ ખર્ચવામાં આવી હોત તેના કરતાં એક નાની રકમનું રોકાણ દેખીતું થયું.

"દેશની રેલ્વે સડકને માટે ૩૨૦૦૦૦૦૦ પૌંડની રકમ ઉભી કરવામાં આવી હતી, તેમાંથી ૨૪૦ લાખ હિંદુસ્તાનને માટે રાખવામાં આવ્યાં અને ૭૫ લાખ ઇંગ્લાંડમાં લઇ જવામાં આવ્યાં, અને વ્યાજની રકમ ૨૦ થી ૩૦ લાખ સુધીની મુંડી, ખતમાં ઉમેરવની હતી તે પણ ઇંગ્લાંડ લઇ જવામાં આવી.

"રેલ્વે સડક અને વેપારની છુટના એકત્ર પરિણામ આ પ્રમાણે દર્શાવી શકાય. પહેલાં હિંદુસ્તાન પાતેજ પોતાને માટે પહેરવાના કપડાં બનાવી લેતું, હવે ઇંગ્લાંડ તે કપડાં (કાપડ) મોકલે છે. તેથી હિંદી વણકરોએ આવકનો મોટો ભાગ અંગ્રેજી અને હિંદી માલની કિંમતની વચ્ચેનો તફાવત પોતાના દેશના લાભના અર્થે ગુમાવ્યો છે. પણ આ માલનો બદલો વાળવાને માટે હિંદુસ્તાનને ખોરાકનો મોટો જથ્થો મોકલવો પડે છે, અને જે લોકો આ માલ વેંચે છે તેઓ ઘણો મોટો નફો મેળવે છે. પણ આ પરિણામ લાવવાને માટે આગગાડીઓ બાંધવાને માટે મોટી રકમો આપવી પડી હતી. તે ઉપરાંત દુકાળના વખતમાં તેઓને બહારના કામને માટે મોટી જબર-દસ્ત યોજનાઓને પોષણ આપવું પડે છે. આર્થિક સ્થિતિમાં જે ફેરફાર આથી થયો છે તે બધાંનો વિચાર કરતાં એ સ્પષ્ટ નથી કે તે દેશે દોલતનો મોટો ભાગ ગુમાવ્યો છે? જો હિંદુસ્તાનજતું રનું કાપડ અને હિંદુસ્તાનમાંથી આવતું અનાજ આવતી કાલે બંધ થઇ જાય તો હિંદુસ્તાનના લોકોને ઘણો લાભ થાય અને જો કે હિંદી

સરકારનો બુદ્ધિનો છેડો આવી જાય. ખરું જોતાં બેના લાભો એકસરખાં નથી. હિંદી સરકાર 'એક્સચેન્જ'થી થતી ખોટ ઓછી કરવાને ઘઉં પરદેશ મોકલવાની પદ્ધતિને ઉત્તેજન આપે છે, પણ આના પરિણામે માત્ર અનાજની કિંમત હિંદુસ્તાનમાં વધી જશે. મી. હન્ટરની કહેવાની બાબત આપણે હવે સમજીએ છીએ કે બ્રિટીશ હિંદુસ્તાનના ½ લોકો દેશી રાજ્યની અંદર જે સારી સ્થિતિ ભોગવતા નહોતાં તે હવે ભોગવે છે. બીજો ½ ભાગ સાધારણ પણ દિવસે દિવસે ઘટતી કમાણી મેળવે છે. પણ બાકીના ½ ભાગ, ૪ કરોડ માણસો જોઇએ તે કરતાં ઓછો ખોરાક મેળવી રહ્યો છે. અને દશ વર્ષ પછી મી. કેર્ડના કહેવા પ્રમાણે ૨ કરોડથી વધારે માણસોને ખોરાક આપવો પડશે. ત્યારે એમ સાબીત થઇ શકે કે રેલ્વેને માટે જે મોટી રકમ રોકવામાં આવી હતી તેનાથી હિંદુસ્તાનની સ્થિતિ કોઇ પણ પ્રકારે સુધરી છે?

"પણ, આ બાબતની વિરૂદ્ધતાવાળા એવો જવાબ આપે છે કે તમે ભુલી જાઓ છો કે દુકાળના વખતમાં આગગાડી દુકાળના પ્રદેશને માટે ખોરાક લઇ જાય છે. જો રેલ્વે ગાડી ન હોત તો દુકાળના વખતમાં મદ્રાસ, મુંબઇ અને વાયવ્ય પ્રાંતના લોકોની શું સ્થિતિ થઇ હોત? મારો જવાબ એ છે કે તેઓનું શું થયું? એ વાત ખરી છે કે આગગાડી મારફતે અનાજ આવ્યું. તેઓ આગગાડીથી તે અનાજ લઇ ગયા હતાં, અને ચાર ગણી કિંમતે તે પાછું આણ્યું અને સરકારને ખેડુતોને ખરીદવાને માટે તેની પાછળ કરોડો રૂપીઆ ખર્ચવા પડયાં અને પછી પણ જે ભયંકર મરણ પ્રમાણ થયું તે તેઓ અટકાવી શકયાં નહિ.

"દુકાળના વખત માટે પુરું પાડવાને જે કાંઇ અનાજ જોઇએ તે સંબંધી દેશી રાજ્યોનો લાંબો વખત થયાં અસલના વખતથી શું રિવાજ ચાલ્યો આવે છે? ઇજીપ્તમાં જોસેફની સાદી રીત ચાલે છે તેજ; એટલે કે અનાજનો સંગ્રહ મ્હૈસુરમાં પડેલાં દુકાળના વખતનો

સરકારી હેવાલ આ બાબત આપણને જણાવે છેઃ વર્ષાદની તંગીને લીધે દેશને આગળના વર્ષોમાં ઘણું દુઃખ વેઠવું પડયું હતું, પણ દુકાળ ખરી રીતે એક જાતનું વધેલું અનાજ જેનું નામ રાગી (એક જાતનું હલકું અનાજ) છે તેનો સંગ્રહ નીચલા ભોંયરાઓમાં કરી રાખવામાં આવતો હતો. તે તંગીના વખતમાં બહાર કાઢવાથી દુકાળ દૂર કરી શકાયો હતો. કારણકે આ અનાજ તેવુંને તેવુંજ ૪૦ થી ૫૦ વર્ષ સુધી રહી શકે છે. માત્ર બેજ, દુકાળને માટે નીમાયેલાં કમીસ્નરોએ મે. કેઇર્ડ અને સુલીવાનને આ રિવાજની આગત્યતા જણાય છે.

"રેલ્વે દાખલ થઇ ત્યારપછી એવું માનવાને કારણ મળે છે કે ખેડુતો તરતના લાભ મળવાથી લલચાઇને અથવા તો કર આપવાની ફરજીયાતને લીધે પોતાનું અનાજ વેંચીને, અનાજ એકઠું કરવાને બદલે, રૂપીયા એકઠા કરે છે. પણ તે રૂપીયા અથવા ઝવેરાત ખાઇ શકે નહિ અને જમીનને માટે ખાતર બચાવવાનું હોવાથી બળતણ ખરીદી શકે નહિ અને દુકાળને માટે નીમાયેલાં કમીશ્નર કહે છે તે પ્રમાણે દુકાળના વખતમાં અનાજની ચાર ગણી કિંમત આંકવી પડે છે, તેથી આખરે તેને લાભ થાય છે કે કેમ એ બાબત શંકાશીલ છે. કોઇ પણ પ્રકારે જમીન વગરના મજુરની પાસે પૈસાને બદલે અનાજ આપવાં જેટલું હોતું નથી તેથી દુકાળના વખતમાં બજાર ભાવ તેને પોતાની શકિતની બહાર લાગે છે. પછી સરકાર તેના બચાવને માટે સાધનો ખોલે છે અને તેનાથી આગગાડીને જબરદસ્ત નફો થાય છે. અને ખરી રીતે 'દુકાળ' અને 'લડાઇ' એ બંન્ને, દેશને ખોટમાં ઉતારે છે, અને એ બે, પરદેશી મુંડા રોકનારને માટે પરમેશ્વરે મોકલેલાં દુતો છે. હિંદી સરકાર તેની જાહેર કામોની નીતિનો પ્રશંસા કરે છે. હિંદી સરકાર તેની જાહેર કામોની નીતિ પ્રશંસા કરે : એવા અને હિતસ્વી અંગ્રેજ લોકોને માટે ટકાવી રાખે છે. આગળના

વખતમાં ૩૦૦૦૦૦૦૦ પૌંડ કર દેશમાંથી વ્યાજ આપવાને માટે ખેંચી લેવાયો હતો. અને જો તે રકમ ખેડુતોની પાસે રહેવા દેવામાં આવી હોત તો ખરાબ વખતોની સામે થવાને માટે તે શકિતવાન થાત અને મજુરને પણ તેમ કરવાને તે મદદ કરત પણ સર જોન સ્ટ્રેકી આ પ્રશ્નની બાબત તરફ તદ્દનજ બેદરકારી બતાવે છે. તે માત્ર દુકાળ વખતે ખોલેલા કામો બતાવીનેજ સંતોષ માને છે, અને પછી બીજાં દુકાળને માટે આગગાડીઓ જોઇએ તે બનાવવાની જરૂરીયાત પર ભાર મુકે છે. કોઇ એમ ધારશે કે અંગ્રેજ પરોપકારી મુંડીદારો પાસેથી એક બક્ષીસ તરીકે આગગાડી બાંધવાની રકમ મળી આવી અને નહિ કે ગરીબ હિંદુ રૈયતે પોતાના ભુખ્યા પેટમાંથી આ રકમ કાઢીને આપી. આગગાડી બંધાવવાને માટે કરમાંથી હિંદુસ્તાનને જે રકમ આપવી પડી તે લગભગ ૩૦૦૦૦૦૦૦ પૌંડ જેટલી થાય છે. અને પછી ૧૫૦૦૦૦૦૦ પૌંડ જેટલી થાય છે. અને પછી ૧૫૦૦૦૦૦૦ પૌંડ જેટલી આપી છે. (તેમાંનો અમુક ભાગ રેલ્વેના ભાગીદાર પાસે ગયો) આ લોકોને જીવતાં રાખવાને માટે આપવામા આવી હતી પણ ૫૦ લાખ માણસો મરી ગયાં."

## જાહેર નોકરીઓ.

જાહેર નોકરીઓ સંબંધી થોડી હકીકતોના આંકડાંઓ આપીને આ પ્રકરણ બંધ કરવામાં આવશે. દુનીયા પર એક પણ એવો દેશ નથી કે જ્યાં હુંચી જાહેર નોકરીઓ કરનારાઓને આટલી બધી ઉદારતાથી પગારો આપવામાં આવતાં હોય, અને જ્યાં જાહેર નોકરીના ખર્ચાનો મોટો ભાગ હિંદુસ્તાનમાં થાય છે તેમ પોતાના દેશમાંથી બહાર જતો હોય.

બ્રિટીશ હિંદી સરકાર સાધારણ રીતે 'બુરોક્રસી' (રાજ પુરૂષક સત્તા) કહેવાય છે. અમુક જાતનું બુરોક્રસીપણું દરેક દેશમાં હોયજ છે. પણ હિંદુસ્તાનમાં તો લોર્ડ જયોર્જના શબ્દોમાં કહીએ તો,

"હિંદુસ્તાનમાં લોખંડી ચોકઠું" ઇંગ્લાંડનું અધીકારપણું, નોકરી બજાવે છે. આઇ. એસ. થયેલાંઓ અને બીજા રાજકીય પુરૂષો રાજકીય નીતિ માત્ર ચલાવતા નથી પણ તેઓને ખરી રીતે રસ આપે છે.

હિંદુસ્તાનની ઉચ્ચ નોકરીઓ મોટે ભાગે અંગ્રેજોનાજ હાથમાં છે. આનો અર્થ એ થાય છે કે અંગ્રેજ છોકરાઓને માટે ઘણીજ સારી કારકીર્દી અને હિંદુસ્તાનની જાહેર દોલતનું ઘસડી જવું. અંગ્રેજ છોકરાંઓને લભ આપવાને માટે રાજ્ય વહીવટનો ખર્ચ પુષ્કળ વધારી દેવામાં આવ્યો છે. જુવાન અંગ્રેજ રાજ્યદ્વારી પુરૂષોને માટે વારંવાર નવી જગ્યાઓ ખોલવામાં આવે છે. અને તેઓનો પગાર હિંદની કર ભરવાની શક્તિથી ઘણોજ હોય છે. આ નોકરીઓ શબ્દના ખરા અર્થમાં કહીએ તો પૈસાનું એક જાતનું ઘસડાઇ જવું જ છે—એટલી બધી એ ખર્ચાળ છે. તેઓની આવકનો મોટો ભાગ બહાર ઘસડાઇ જાય છે. 'પેન્સન' તરીકે જે મોટી રકમ આપવામા આવે છે તે દેશને એક મોટી ખોટ છે.

૧૯૧૩ના એપ્રીલમાં દેશના જુદાં જુદાં ખાતામાં અંગ્રેજો, હિંદીઓ અને એંગ્લો ઇંડીયનો નોકરોનું પ્રમાણ નીચે પ્રમાણે હતું:

| | |
|---|---|
| માસિક ૨૦૦ રૂપીયાનો પગાર કે એથી વધારે પગારવાળી નોકરીઓની સંખ્યા... ... ... | ૧૧૦૬૪. |
| આમાંથી અંગ્રેજો અને એંગ્લો ઇંડીયનોની સંખ્યા હતી, છે... ... ... | ૬૪૯૧ અથવા ૫૨ ટકા. |
| અને હિંદીઓની સંખ્યા ... ... | ૪૫૭૩ અથવા ૪૮ ટકા. |

આ ખર્ચનો કોઠો પ્રો. કે. ટી. શાહે જે પ્રમાણે આપ્યો છે તે પ્રમાણે વાંચકના હિતને માટે નીચે આપીએ છીએ:

| કેટલા પગારની જગ્યા? | અંગ્રેજો કેટલાં? | હિંદીઓ કેટલાં? | એંગ્લો ઇંડીયનો કેટલાં? |
|---|---|---|---|
| ૨૦૦ થી ૩૦૦ રૂપીયા | ૧૨ | ૬૪ | ૨૪ |
| ૩૦૦ થી ૪૦૦ ,, | ૧૯ | ૬૨ | ૧૯ |
| ૪૦૦ થી ૫૦૦ ,, | ૩૬ | ૪૯ | ૧૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૦૦ થી ૬૦૦ | ,, | ૫૮ | ૩૧ | ૧૧ |
| ૬૦૦ થી ૭૦૦ | ,, | ૫૪ | ૩૬ | ૧૦ |
| ૭૦૦ થી ૮૦૦ | ,, | ૭૮ | ૧૪ | ૮ |
| ૮૦૦ થી ૯૦૦ | ,, | ૮૩ | ૬૧ | ૬ |
| ૯૦૦ થી ૧૦૦૦ | ,, | ૯૨ | ૪ | ૪ |

પોતાના દેશની ઉચ્ચ નોકરીઓમાંથી હિંદીઓને જાણી જોઇને બહાર રાખવા માટે રાષ્ટ્રિય મહાસભાએ તેની સ્થાપનાની શરૂઆતમાંજ વિરોધ દર્શાવ્યો હતો. રાષ્ટ્રિય મહાસભાના નેતાઓએ હિંદુસ્તાનમાં અને ઇંગ્લાંડમાં રાજ્યદ્વારી નોકરીઓ માટે એકી વખતે આ પરીક્ષાઓ લેવાય એવો આગ્રહ કીધો. ૧૮૯૩ માં પાર્લામેન્ટે આ નિયમ સ્વીકાર્યો પણ તેને અમલમાં મુકવાને માટે કાંઇ પણ પગલાં લીધા નહિ. 'મોંટેગ્યુ ચેમ્સફર્ડ હેવાલે' જાહેર કર્યું કે નવી જવાબદારી સરકારની રાજ્ય પદ્ધતિની ફતેહનો આધાર રાજ્ય વહીવટની દરેક શાખામાં હિંદીઓને જેટલાં બને તેટલાં દાખલ કરવા પર રહેલો છે. તરતજ અંગ્રેજ બચ્ચાંઓએ જબરદસ્ત બુમ પાડી અને હમણાં સરકારની ખરી રાજ્યનીતિ 'લી કમીશને' કાયદાની બાબતમાં જે દરખાસ્તો મુકી છે તે સ્વીકારવા પર રહેલો છે.

જાહેર નોકરોના પગારો અને ભથ્થાઓ ૧૯૧૪ થી ૨૪ ના દશકામાં પુષ્કળ વધારવામાં આવ્યાં હતાં અને તેમાં 'પેન્શન'ના નિયમો અને આવવા જવાના ભથ્થાઓના લાભો ઉદારતાથી આપવામાં આવ્યા હતાં. ૧૯૨૨–૨૩માં નીમાએલી 'ઇંચકેપ' કમીટીના હેવાલ પ્રમાણે મધ્ય પ્રાંતની આવકમાંથી નોકરોને જે પગાર આપવામાં આવ્યો તે ૧૯૧૩–૧૪ માં ૪૭૪૯૬૬ હતો અને તે વધીને ૧૯૨૩–૨૪ માં ૫૨૦૭૬૨ થયો હતો. એટલે કે લગભગ ૧૦ ટકાનો વધારો થયો હતો. આ પ્રશ્ન પર નીચે આપેલું કોષ્ટક વધારે પ્રકાશ પાડશે:

(જુઓ પૃષ્ઠ–૪૨૭).

| | લશ્કરી નોકરી. | | | મુલ્કી નોકરી. | | |
|---|---|---|---|---|---|---|
| | (૦૦૦ બાદ કરતાં) | | | | | |
| | ૧૯૧૩-૧૪ | ૧૯૨૨-૨૩ | વધારો. | ૧૯૧૩-૧૪ | ૧૯૨૨-૨૩ | વધારો. |
| ફક્ત પગાર... ... | ૧૨૧૩૭૫ | ૨૩૬૬૯૧ | ૧૧૫૪૧૬ | ૫૮૫૩૭ | ૧૧૯૭૬૦ | ૬૧૨૨૩ |
| ખાસ પગાર અથવા નોકરી પર હોય ત્યારે ભથ્થુ ... | ૮૪૬૩ | ૧૧૯૨૯ | ૩૪૬૬ | ૪૨૨ | ૧૬૨૫ | ૧૨૦૩ |
| વધારાનું અથવા તો શહેરી ભથ્થુ ... | ૧૪૪ | ૧૪૦ | ૪ | ૧૩૫૧ | ૨૯૯૩ | ૧૬૪૨ |
| ઘર ભાડું ... ... | ૮ | ૧૭૬ | ૧૬૮ | ૫૪૨ | ૧૪૯૮ | ૯૫૬ |
| મુસાફરી ખર્ચ ... | ૩૦૫૯ | ૭૦૦૧ | ૩૯૪૨ | ૩૫૦૯ | ૬૯૯૬ | ૩૪૮૭ |
| બીજાં ભથ્થાંઓ ... | ૧૫૦૫ | ૧૩૯૩૫ | ૧૩૫૪૧૮ | ૩૧૫૧ | ૪૬૪૮ | ૧૪૯૭ |
| કુલ... | ૧૩૪૫૫૪ | ૨૬૯૯૭૨ | ૧૩૫૪૧૮ | ૬૭૫૧૪ | ૧૩૭૫૨૪ | ૭૦૦૦૯ |

ખાસ ભથ્થુ વગેરે મથાળા હેઠળ જે ખર્ચ વધારેલો છે તે ધ્યાનમાં લેવો. જાણે કે આ પૂરતું નહોતું તેથી 'લી કમીશને' બધાંજ ખાતાઓમાં વધારો કરવાની નવી દરખાસ્તો મૂકી.

'લી રાજ્ય વહીવટ' પ્રમાણે વર્ષમાં કુલ્લ વધારો નીચે પ્રમાણે છેઃ

| | | | |
|---|---|---|---|
| | આઇ. સી. એસ. ... | ૧૮·૬ | લાખ. |
| | આઇ. પી. એસ. ... | ૧૨·૭ | ,, |
| પગાર અને આવવા | આઇ. એમ. એસ. ... | ૭·૦ | ,, |
| જવાનું ભથ્થું. | આઇ. ઇ. એસ. ... | ૩·૩ | ,, |
| | આઇ. એફ. એસ. ... | ૩·૪ | ,, |
| | આઇ. એસ. ઇ. ... | ૧૦·૯ | ,, |
| | આઇ. એ. એસ. ... | ·૮ | ,, |
| | આઇ. ઓ. એસ. ... | ·૪ | ,, |
| | કુલ્લ | ૫૭·૧ | ,, |

બીજી નોકરીઓ આસરે ૧૩·૦ થી ૧૫·૦ લાખ 'પેન્શન' ૧·૨ લાખ.

આઇ. સી. એસ. અમલદારો ઉંચી પદવી ધારણ કરનાર ૧૮ લાખ. બહાર દેશાવર જવા આવવાનો ખર્ચ ૨૫·૦ લાખ.

કુલ્લ (પહેલા વર્ષનો ખર્ચ) ૯૬·૫ થી ૯૮·૫ લાખ.

આ વાર્ષિક એક કરોડનો વધારો ખોખંડી ચોકઠાં ને મજબુત કરશે અને તેજ વખતે હિંદુસ્થાનના સાધનનો મોટો ભાગ બહાર ખેંચાઇ જશે.

અંગ્રેજ લોકોનો ગુસ્સો મુસલમાન તરફ આ માટે થયો. તે વિષે ઇ. સ. ૧૮૫૮માં બહાર પડેલા અને બેંગાલ સીવીલ સર્વિસના એક નિવૃત્ત થએલા સભ્ય જેમનું નામ હેન્રિ ટેરીંગ્ટન ટોમસ હતું તેમણે લખેલા નાના પુસ્તકમાં સમજાવવામાં આવ્યું હતું. તે નીચે પ્રમાણે લખે છે.

# પ્રકરણુ ૨૮ મું

## ભેદનીતિ.

થોડા વર્ષ થયાં ચાલતા હિંદુ મુસ્લીમ ઝઘડા સંબંધી મીસ મેયો ટચાક કરે છે. એ વાત સત્ય છે કે હીંદુ અને મુસલમાનો છેલ્લા પાંચ વર્ષ થયાં ઝનુની રીતે લડે છે. સ્થીતિ નીચે પ્રમાણે છે.

ઇ. સ. ૧૯૧૯માં રોલેટ કાયદા સંબંધી ખળભળાટ થયો તે વખતે હિંદુ અને મુસલમાનો સરકાર સામું એકત્ર થઇ ઉભા. માર્શલલો સમરી ટ્રાયલ કોર્ટમાં પંજાબના નેતાઓનું એક લેખીત તહોમત ઐક્ય વધારવાનું હતું. બ્રીટીશ સરકારને ઉથલાવી નાંખવાને આવું ઐક્ય કરવા માટે તેમના પર તહોમત મુકવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૨૦-૨૧માં આખા હિંદુસ્થાન મધ્યેના હિંદુ અને મુસલમાનો અસહકારની ચળવળમાં જોડાયા. આ પરદેશી સરકારની આંખમાં આવ્યું, હિંદુ અને મુસલમાનોના ઐકયતાનો નાશ કરવા માટે ઘણા પગલાં ભરવામાં આવ્યા આ બાબતમાં ચુંટણી માટે ઉભા થયલા હિંદુ અને મુસલમાનોએ ઘણી સારી મદદ કરી હતી, જુદી જુદી ચુંટણી માટે ઉભા થયલા સભ્યોને માટે જાહેર નોકરીમાં પણ કોમી પસંદગીની રાજયનીતિ ઉમેરી હતી. ખાસ કરીને હિંદુઓને દાબી દેવા હતા અને છુંદવા હતા.

કોમીવાદ ઉત્પન્ન કરી રાજય કરવું એ રાજયનીતિ બધીજ ઇમ્પીરીઅલ સરકારની હોય છે, હિંદુસ્થાનમા અંગ્રેજ સરકાર આગ્રહ પુર્વક આ રાજયનીતિને અનુસરે છે. અંગ્રેજ અમલદારોનો પુરાવો આજ નિર્ણય પર માલમ પડે છે, આગળના દેખાવમાં એવો મુદ્દો હતો કે 'મુસલમાનોને દાબી દેવા.' હાલ એવો મુદ્દો છે કે તેઓને

છતી લેવા અને પ્રજાકીય નેતાઓ સામું ઉભા કરવા. નીચે આપેલા ઉતારાપરથી આ વાત સ્પષ્ટ સમજાશે.

કાબુલ અને ગઝની પડયા પછી ઇ. સ. ૧૮૪૨ તા૰ ૪ થી ઓકટોબરે તે વખતના ગવર્નર જનરલ લોર્ડ એલનબરોએ સીમલાથી ડયુક ઓફ વેલીંગ્ટનને કાગળ લખ્યો. તેમાં લખ્યું હતું કેઃ—

"જો મેં સાંભળ્યું નહિ હોત કે જે સંજોગો સાબીત કરી આપે છે કે જેઓ સંપુર્ણપણે આપણાપર આધાર રાખતા હતા તેઓમાં પણ એવીજ લાગણી હતી, તો મુસલમાનોએ આપણે અફઘાનીસ્થાનમાં નિષ્ફળ નીવડીએ એવી ઇચ્છા કરી હતી, તે મેં તે દરજ્જે સુધી માની હોત નહિં."

"બીજી બાજુ તરફથી હિંદુઓ ખુશ થયા છે અને તે પણું અયોગ્ય લાગે છે કે જ્યારે આપણે ખાત્રીથી જાણીએ છીએ કે એક દશાંશ ભાગ આપણી વિરૂદ્ધ છે, તે વખતે જેઓ નવ દશાંશ આપણા તરફના છે, નિમકહલાલ છે, તેઓનો ટેકો આપણુને મળે નહિં."

ફરીથી એલીનબરોએ વેલીંગ્ટનને ઇ. સ. ૧૮૪૩, જાન્યુઆરીની ૧૮ મી તારીખે લખ્યું હતું. "હું એ માન્યતા તરફ આંખ વિંચામણા કરી શકું નહિ કે તે જાત (મુસલમાનો) તદન આપણી વિરૂદ્ધ છે. અને તેથી આપણી ખરી રાજ્યનીતિ હિંદુઓને એકત્ર કરવાની છે."

અંગ્રેજ લોકોનો ગુસ્સો મુસલમાન તરફ શા માટે થયો, તે વિષે ઇ. સ. ૧૮૫૮માં બહાર પડેલા અને બેંગાલ સીવીલ સર્વિસના એક નિવૃત થએલા સભ્ય જેમનું નામ હેનિ ટેરીંગ્ટન ટોમસ હતું તેમણે લખેલા નાના પુસ્તકમાં સમજાવવામાં આવ્યું હતું. તે નીચે પ્રમાણે લખે છે.

"મેં જણાવ્યું છે, કે હિંદુઓ ઇ. સ. ૧૮૫૭ના બળવાના મુખ્ય કારણરૂપે ન હતા, અથવા તો તે હુલ્લડ રચનાર તરીકે નહતા. અને હવે હું એમ બતાવવાનો પ્રયત્ન કરીશ કે મુસલમાન લોકોના કાવત્રાંના પરિણામોથી અને તે ચળવળ ધારવા કરતાં લાંબો વખત થયાં ચાલતી હતી, અને તેના કર્તાઓએ ધાર્યું તેના કરતાં તે ઘણી વહેલી વૃદ્ધિ પામી હતી. પણ સવાલ એ છે, કે આખા દેશમાં દરેક ખ્રીસ્તિ માણસ, બાળક, અને સ્ત્રીના વધને માટે આવી એકત્ર ચળવળ કોણે રચી અને તેની વ્યવસ્થા કોણે કરી? જો હિંદુઓને તેમની મરજી અને સાધનો પર છોડી દેવામાં આવ્યા હોય તો તેઓ કદી પણ આવું સાહસ માથે લઇ શકત નહી, અને રચી શકત નહી......ના, આ ભયંકર કાવત્રાના ખરા મૂળ ઉપન કરનારાઓની શોધ માટે આપણે મુસલમાનો તરફ જોવું જોઇએ; હિંદુઓ તરફ નહિ..... આપણો ઉચ્છેદ કરવાને માટે કાવત્રુ રચવાનું આપણી બીજી પ્રજા કરતાં ખાસ કરીને મુસલમાનોને જે હેતુથી મન થઇ આવ્યું તે સમજવાને મુસલમાન લોકોનું સાધારણ ચારિત્ર્ય અને તેઓના નિયમો જાણવાની જરૂર છે. પહેલા ખલીફાના વખતથી તે આજ સુધી તેઓ અભિમાની, ઉદ્ધત, નિર્દય, હંમેશાં કોઇ પણ રીતે ખ્રીસ્તિઓના કરતાં વધારે શ્રેષ્ઠતા મેળવવાના હેતુવાળા અને હંમેશા તેઓને માટે હૃદયના ઉંડાણમાંથી તિરસ્કાર બતાવનારા માલુમ પડયા છે. જે સરકાર બીજો ધર્મ પાળતી હોય, તેવી સરકારને માટે તેઓ સારી પ્રજા કદીપણ થઇ શકે નહિ. કુરાનના સિધ્ધાંતો આ સહન કરી શકે નહી. મુસલમાન વંશના રાજ્યકર્તા સિવાય બીજા કોઇ પણ રાજ્યકર્તાના હાથ નીચે હોય તો તેઓ ખોટી જગાએ મુકાએલા છે, એમ તેઓ માને છે. આજ કારણથી કોઇપણ માનપાન આપવાં મહેરબાની તેઓને એકત્ર કરી શકે નહિ. પણ તેઓને જ્યા સુધી વશ મળે નહી ત્યાં સુધી તેઓ એકત્ર રહેવાનો ઢોંગ કરે, અને

પછી તેઓનું ખરું ચારિત્ર્ય બહાર પાડે......પણ હિંદુસ્તાનમાં મુસલમાનોને ખ્રિસ્તિ ધર્મ વિરૂધ્ધ લાગણી હતી તે ઉપરાંત આપણા નાશને માટે બીજાં હેતુઓ પણ હતાંજ. તેઓ ઘણી પેઢીઓ થયાં હિંદુસ્તાનના માલીક હતા, તે તેઓ ભુલી શકે એમ નથી, અને તેઓ કદી પણ સમજવાને ચૂકતા નહિ કે જો અંગ્રેજ સત્તા સંપૂર્ણ રીતે ઉખડી જાય, તો તેઓ પોતાની ગુમાવેલી જગ્યા પાછી મેળવે અને હિંદુઓ પર એક વાર ફરીથી રાજ્ય કરી શકે. દેશી લશ્કરની ટુકડીમાં જે કડવી લાગણી ફેલાઇ હતી, તે તેઓએ જોઇ અને તે લાગણીને પોતાની યુક્તિઓથી વધારે જલ્દીથી ફેલાવી. તેઓ સારી રીતે જાણતા હતા, કે હિંદુ લશ્કરના સરદાર વિના કોઇ પણ રીતે ચોકસ ફટકો લગાવી શકાય નહિ, અને તેઓને મરણીઆ ઉપાય લેવાનો આગ્રહ કરવાનું ખરેખરૂં સાધન એ છે કે બ્રાહ્મણોને સાબીત કરી આપવું, કે તેઓનો ધર્મ ભયમાં છે. એમ કરીને મુસલમાનોએ યુક્તિથી એવી વાત ફેલાવી, અને બ્રાહ્મણોએ તેનો પડઘો પાડયો કે અંગ્રેજ સરકાર હિંદુઓને ખ્રીસ્તિ બનાવવાના ગુપ્ત ઇરાદાથી હિંદુ ધર્મનો નાશ કરવા માંગે છે. તેઓના દૃઢ ચારિત્ર્યમાં શીક્ષણ અને માનસિક શક્તિમાં મુસલમાનો હિંદુઓ કરતાં ઘણા ચઢિઆતા છે, અને હિંદુઓ સરખામણીમાં તેઓના હાથમાં માત્ર બાળક જેવા છે. ધંધા રોજગારની ઉચ્ચ યોગ્યતાને લીધે મુસલમાનો સાધારણ રીતે જાહેર નોકરીમાં વધારે લેવાય છે. તેથી સરકારના કાયદા કાનુનની તેઓને વધારે માહિતી અને સગવડ મળી અને તેઓના મતને વધારે અગત્યતા અને વજન મળ્યું... મુસલમાનોએ આ બળવો અથવા હુલ્લડ પોતાનાજ આગળ વધવાના લાભને માટે રચ્યો, તેની વ્યવસ્થા કરી અને બંગાળાના લશ્કરના હિંદુ સિપાઇઓ માત્ર પોતાના હાથમાં પુતળા તરીકે અથવા હથિયાર તરીકે હતાં."

આવા એક બીજા કારણને માટે મુસલમાનોને ખ્રીસ્તિ બનાવ-વાની અગત્યતા સંબંધી લખતાં આ લેખક કહે છે, કે ખ્રીસ્તિ

આગ્રેજ મુસલમાનને સાબીત કરી શકે છે. તે પોતે ખ્રીસ્તિ છે, એજ વાત તેની ફતેહ વિરૂદ્ધ પડે છે, સાધારણ રીતે મુસલમાન ખ્રીસ્તિઓની સાથે ચર્ચા કરવાનું છોડી દે છે. અને તેઓના વાદ-વિવાદને અધિરાઇથી સાંભળે છે, જો કે એ તેની તરફ તદન બેદરકાર રહેતો નથી. હિંદુઓ સ્વભાવે ઓછા સખત અને ઓછા હઠીલા હોવાથી ખ્રીસ્તિઓના બોધની વારંવાર તેઓને અસર થાય છે.

ઇ૦સ૦ ૧૮૨૧ ના વર્ષ દરમિઆન એક અંગ્રેજ અમલદાર જે કાર્નેટીકસ નામે સહી કરતો હતો, તેણે એશીઆટીક જરનલમાં લખ્યું હતું, કે" હિંદુસ્તાનમાં જાતિભેદથી રાજ્ય કરવું, એ રાજ્યકીય, લશ્કરી મુલ્કી કારભારનો મુખ્ય સિદ્ધાંત હોવો જોઇએ."

લેફટેનંટ કર્નલ જોન કુક જે મુર્શીદાબાદમાં લશ્કરના સેનાધિપતિ હતા, તેણે, જેને ઇતિહાસકારો સિપાઇનો બળવો (૧૮૫૭) કહે છે, તે વિશે સ્પષ્ટ ભાષામાં એજ લખ્યું હતું:—

" જુદાજુદા ધર્મો અને જાતની વચ્ચે જે ભેદ ચાલુ છે, તેનેજ પુરેપુરા જુસ્સાથી ટકાવી રાખવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ, અને તેમને એક કરવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. જાતિભેદ રાખીને રાજ્ય કરવું, એ હિંદી સરકારનો સિદ્ધાંત જોઇએ. "

મુંબઇના ગવર્નર લોર્ડ એલફીન્સ્ટને ૧૪મી મે ઇ૦ સ૦ ૧૮૫૯ને દિવસે એક નોંધપોથીમાં લખ્યું હતું, કે " જાતિભેદથી રાજ્ય કરવું એ અસલના રોમન લોકોનો સિદ્ધાંત હતો, અને આપણો પણ સિદ્ધાંત એજ હોવો જોઇએ."

એક પ્રખ્યાત અંગ્રેજ ઇંડિઅન સીવીલીઅન અને લેખક સર જોન સ્ટ્રેચી હિંદુસ્તાન વીષે લખતાં કહે છે, 'હિંદુસ્તાનન લોકોમાં પરસ્પર ધર્મને માટે જે દ્વેષની લાગણી હયાતી વરાવે છે, તે હિંદુસ્તાનથી આપણી રાજકીય સ્થિતિને માટે એક મ૦બુતમાં મજબુત ધ્યાનમાં લેવા જેવી બાબત છે.'

મીસ મેયોના પ્રતિપાદનની વીરુધ્ધ આ અચોકસ પુરાવો છે; કે "અંગ્રેજી રાજ્યના પહેલા ૫૦ વર્ષ દરમિઆન સિવિલ સર્વિસના અંગ્રેજ અમલદારોએ રાજ વહીવટ અને અદાલતનાં વહીવટમાં સરકારને મદદ કરી હતી તેના કાર્ય કરવામાં આ અમલદારોએ હિંદુ અને મુસલમાનની વચ્ચે સરખી રીતે સામાન્ય હિત જાળવવાને કોઇપણ જાતનો તફાવત બતાવ્યો નહિ."

આજની માફકજ તે અર્ધા સૈકા દરમિઆન હિંદુસ્તાનમાં જાતિ ભેદથી રાજ્ય કરવું એ બાબત અંગ્રેજી રાજ્યનો મુખ્ય સિધ્ધાંત હતો.

મુખ્ય તફાવત એ છે, કે પહેલાં મુસલમાનોને દાબી દેવામાં આવતા હતા અને હવે તેઓની પીઠ થાબડવામાં આવે છે અને તેઓ પર મહેરબાની બતાવીને તેઓને જીતી લેવામાં આવે છે. આગળના પધ્ધતી સંબંધી અમે અંગ્રેજ નોંધપોથીમાંથી કેટલાક ઉતારા આપ્યા છે. પણ તરતજ અંગ્રેજ લોકોને માલમ પડયું, કે એકવાર હિંદુઓ પોતાની ઉંઘમાંથી જાગે, કે તરતજ પરદેશી સત્તાનો ખચિત નાશ સમજવો. સમતોલપણું જાળવવા પરદેશીઓએ મુસલમાનોની નાની સંખ્યાની મિત્રતા જાળવી. છેલ્લા સૈકાનાં છેલ્લાં વીસ વર્ષ આ લોલકને હાલતું જોયું. આપણે આગળ જોયું, તે પ્રમાણે સિવિલિયન એચ૦ એસ૦ ટોમસે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો, કે "મુસલમાનો જેઓ બાજો ધર્મ પાળે છે, તેઓ કોઇપણ સરકારની સારી પ્રજા તરીકે રહી શકે નહિ; અને કુરાનના ઉપદેશો તેમ ચાલવા દે નહિ;" પણ કુરાનના ઉપદેશોની સાથે એકવાર ફરીથી કેમ બાથ બીડવી ?" તેથી હંટરે એ સવાલ પર ફરીથી ચર્ચા કરી, કે મુસલમાનો સારા મુસલમાન તરીકે રહી શકે, અને રાણી વિકટોરિઆની ભલી પ્રજા તરીકે રહી શકે કે કેમ ? અને તેનો અભિપ્રાય જુદોજ આવ્યો '

જાતિભેદથી રાજ્ય કરવું એ સૂત્ર હજુ પણ હયાત છે. પણ એ બીજી તરફ છે. આ પ્રકરણમાં કેટલાક ઉતારાઓ ઇસ્લામ અને મુસલમાનોને નિરાશ કરનારા છે. અમે આ ઉતારાઓ આપ્યા છે, તેનું કારણ એ નહિ કે અમે એ અભિપ્રાયો સાથે એકમત છીએ, કે આગળના હિંદુસ્તાનના અંગ્રેજ રાજ્યાધિકારીઓ મુસલમાનો વિષે શો અભિપ્રાય જણાવતા હતા, અને હિંદુઓ વિષે તેઓ હાલ જે મત ફેલાવે છે. તેને બદલે ખરો મત ધરાવે.

મીસ મેયો કહે છે કે, "ઇ૦ સ૦ ૧૯૦૯ માં પવન તોફાની દિશામાં વાયો." તેણી મોરલી મિન્ટો 'રેફોર્મ' ના 'કાયદા સંબંધી લખે છે. કારણ કે તેનાથી પહેલાંજવાર જાતિભેદથી ચુંટણી દાખલ થઇ.

સર સુરેંદ્રનાથ બેનરજી કહે છે કે, "હિંદુસ્તાનમાં જાતિ પ્રતિનિધિની પદ્ધતિ લોર્ડ મિન્ટોને આભારી છે." જેઓ એમ ધારે છે, કે મુસલમાનો લોર્ડ મિન્ટો પર જે દબાણ લાવ્યા હતા તેને લીધે તેને તાબે થવું પડ્યું હતું. તેઓના અગ્રગણ્ય નેતા મી૦ મહમદઅલીએ કોકોનાડામાં ૧૯૨૩ ની કોંગ્રેસની બેઠકમાં જે ભાષણ કર્યું, તેના પર વિચાર કરશે.

"કેટલાક મહીના પહેલાં લોર્ડ મિન્ટો તે વખતના વૉયસરોય હતા. તેને મળવા એક મુસલમાન પ્રતિનિધિ મંડળ ગયું હતું. મંડળ, મોરલી મિન્ટો સુધારા જે બહાર પાડવાના હતા તે સંબંધી મુસલમાનોની માંગણીઓનો એકરાર સરકાર આગળ મૂકવાને ગયું હતું. અંગ્રેજ માસિકના તંત્રીની પદ્ધતિ પ્રમાણે કહેતાં હવે કંઇપણ નુકસાન નથી કે એ મંડળ એક આજ્ઞાકારી મંડળ હતું. એ દેખીતું હતું, કે શિક્ષિત હિંદીઓની માગણીઓની સામે સરકાર હવે થાક શકે એમ નહતું, અને સાધારણ રીતે થોડાં વર્ષ સુધી તેઓનું મોઢું બંધ રાખવાને તેઓના મોંમાં એક કોળીઓ મૂકવા જેવું હતું. અત્યાર

સુધી મુસલમાનો પાંજરામાં આવેલા કેદીની માફક ન્યાયાધીશ પૂછે કે કેસ ચલાવવાને તમારા તરફથી કોઇ વકીલ છે કેમ? અને તેઓ નિખાલસપણે જવાબ આપતા હતા, કે તેનો કોઇ વકીલ નથી, પણ જ્યુરીમાં તેના મિત્રો છે. પણ હવે મુસલમાનો જે જ્યુરીના મિત્રો છે, તેઓએ ખાનગી રીતે આગ્રહપૂર્વક જણાવ્યું હતું કે બીજાઓની માફક ગુનેગારે યોગ્યતાવાળો વકીલ રાખવો જોઇએ."

મોરલી મિન્ટો સુધારાના જોડીઆ કર્તા લોર્ડ મોરલીએ પણ એજ અભિપ્રાય ગ્રહણ કર્યો હતો. તેણે એક કાગળમાં મિન્ટોને લખ્યું હતું કે "હું તમારી સાથે મુસલમાન લોકોની તકરારમાં દાખલ થઇશ નહિ, હું તમને માનપુર્વક એકવાર ફરીથી યાદ કરાવું છું, કે તેઓના વધારાના હકની બાબતમાં તમારા આગળના ભાષણને લીધેજ મુસલમાનો આગળ દોડતા આવ્યા."

તે બધા વધારાના હકો અંગ્રેજ રાજ્ય તરફ મુસલમાનોની વફાદારીને લીધે થોડે ઘણે અંશે હતા.

જાતિ ચુંટણીને વિષે તકરાર ઉત્પન્ન કરનારી યુક્તિ અંગ્રેજ રાજ્યકારભારીઓના હાથે સહેલાઇથી આવી છે. અને થોડા વખત થયાં ચાલતા હુલ્લડની સાથે કાંઇપણ સંબંધ નથી—તે મીસ મેયોના અહેવાલ પરથી પણ સ્પષ્ટ થાય છે.

તેથી કાંઇ અજાયબ થવા જેવું નથી, કે જ્યારે મોટેગ્યુ અને ચેમ્સફર્ડ અને પાછળથી પાર્લામેન્ટની કમિટિ ઇ. સ. ૧૯૧૯ના સુધારાઓ ઘડવાને બેઠી, તે વખતે બાલમાંથી હિંદુસ્તાન વિષેનો વિચાર હિંદુ, મુસલમાન, શીખ, મરાઠા, બ્રાહ્મણ, અબ્રાહ્મણ, હિંદી, ખ્રીસ્તી એંગ્લો-ઇંડિઅન અને અંગ્રેજ લોકોની જુદી જુદી જાતિઓથી ફરીથી ગોઠવવાનો વિચાર અદશ્ય થઇ ગયો.

આનું કારણ એજ છે કે અંગ્રેજ લોકો ઘણી સારી રીતે જાણે છે કે ટાઇમ્સ અને ટોરી અને બીજાં લંડનના હિંદ વિરૂદ્ધ

પત્રકારો જાતિભેદના પ્રતિનિધિત્વનો બચાવ ઘણો જોસભેર કરે છે. અને તે જાતિચુંટણીની ઘણી મદદનીશ અસર અંગ્રેજોપર થાય છે.

હિંદુસ્તાનમાં ફુરોકસીનું પ્રમાણિકપણું જવાબદાર અંગ્રેજ રાજદ્વારી પુરૂષો શંકાની દૃષ્ટિએ જુએ છે. ઇંગ્લાંડના થોડા વખત પરના અને ભવિષ્યના પ્રધાન રામસે મેકડોનલ્ડ ઘણે દુર ફેલાએલી શંકા વિષે કહે છે:—કે

"સરકાર તરફથી ઘણી માઠી અસરો થવા લાગી છે અને થાય છે, કે મુસલમાન નેતાઓને કેટલાક અંગ્રેજ અમલદારો તરફથી ઉત્તેજન મળ્યું છે અને મળે છે. અને આ અમલદારો સીમલા અને લંડનમાં તારો ખેંચે છે, અને ખેંચતા રહ્યા છે, અને ઉપર જણાવેલા હેતુને લઇને મુસલમાન અને હિંદુ જાતિઓ વચ્ચે મુસલમાન તરફ ખાસ મહેરબાની બતાવીને જુદાપણાનાં બી વાવે છે.

'ફોરીન અફેર્સ' નામના એક લંડનના ચોપાનીઆના એક તાજા લેખમાં સર જોન મેયર જે પંજાબની કાર્યવાહક સમિતિના નિવૃત્ત થએલા જુના સભ્ય છે, તેઓ કહે છે કે "અલબત્ત એ વાત સત્ય છે, કે અંગ્રેજ સત્તા ભેદભાવના વલણ સિવાય સ્થપાઇ શકી હોત નહિ. અને ટકી શકી હોત નહિ. અને એ ભેદભાવનો એક દાખલો હિંદુ મુસલમાન વચ્ચેનો વિરોધ છે. એ પણ ખરૂં છે, કે એ બે જાતિઓ વચ્ચે સ્પર્ધા પણ અંગ્રેજી રાજ્યના અમલમાંજ શરૂ થઇ. અત્યાચાર કરનાર રાજાઓએ અંગ્રેજ લોકોના અમલ પહેલાં વખતો વખત પોતાના ધર્મને નહિ માનનારાઓ પર કર નાખીને અથવા તો ધર્મના જુસ્સાથી તેઓને શિક્ષા કરીને અને ગાયોને મારીને આ બાબત ખુલ્લી પાડી, પણ હિંદુ અને મુસલમાને આ જ્ઞાનરૂપી વૃક્ષનું ફળ ચાખ્યું, અને ધર્મનું ભાન તેઓને થયું તે પહેલાં પણ—એકજ દેવળ આગળ શાંતિથી સાથે સાથે તેઓ પૂજા કરતા હતા."

કર્ઝનની ઉત્પત્તિ પૂર્વે બંગાળાના ગવર્નર સર બેમ્પફીલ્ડ ફુલર તેના એક ભાષણમાં વિચિત્ર રીતે વર્ણવે છે, કે અંગ્રેજ સરકારને હિંદુસ્તાનમાં બે સ્ત્રીઓ છે. એક હિંદુ અને બીજી મુસલમાન. અને તેમાં મુસલમાન સ્ત્રી માનીતી પત્નિ છે.

લંડન ટાઇમ્સના પત્રમાં ગયે વર્ષે લખતાં લોર્ડ ઓલીવીઅર જે રામસે મેકડોનાલ્ડના અમલ વખતે હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેઇટ હતા, તે કહે છે, કે "જેઓને હિંદુસ્તાનની બાબતોનો પૂરતો ખ્યાલ છે, તેઓ ના નહિ પાડી શકે, કે બધું જોતાં અંગ્રેજ અમલદારોનું મુખ્ય વલણ મુસલમાન જાતિ તરફ વધારે છે. તેઓ તે તરફ પ્રીતિ લાગણીને લઇને કેટલેક અંશે છે, પણ ઘણું ખરું તો હિંદુ પ્રજાની વિરૂદ્ધ સમતોલપણું જાળવવાને માટે મોટે ભાગે છે."

ઉચ્ચ અમલદાર તરફથી આવી [illegible]ને લીધે લોકોને ફરીથી સર બેમ્પફીલ્ડની વહાલી સ્ત્રી વિષે યાદ આવ્યું.

## પ્રકરણ ૨૯ મું.

### પેગમ્બરના પુત્રો.

મીસ મેયોના પુસ્તક પરથી એવી છાપ પડે છે, કે પેગમ્બરના પુત્રો હિંદમાં રાજકીય ઉન્નતિની વિરૂદ્ધ છે. અને તેઓ અંગ્રેજ સરકારને સંપુર્ણ રીતે વફાદાર છે. તેથીજ તેણી મુસલમાનોની સાધારણ રીતે પ્રશંસા કરે છે, અને તેના પર બારીક ટીકા કરવાથી દૂર રહે છે. હિંદુ મુસલમાન નેતાઓના વિરૂદ્ધ પક્ષના ભાષણોમાંથી મોટે ભાગે ઉતારા લીધા છે. હિંદુ–મુસલમાનના મતભેદો હિંદમાં અંગ્રેજી રાજનીતિના મહાન લંગર રૂપે છે. તે અંગ્રેજી રાજ્યના પાયા રૂપે છે. પણ મુસલમાન એક જાતિ તરીકે હિંદના છુટા થવાના પ્રયત્નની સામા છે. એ એકરાર તેઓની બુદ્ધિ અને દેશાભિમાન તરફ

એવો ભારે આક્ષેપરૂપ છે, કે અમને જુદી જુદી સભાઓ અને મહા સભાઓમાં ૧૯૨૭ ના ડિસેંબર માસમાં જે ભાષણો થયાં હતાં તેમાંથી ઉતારો આપતાં મારી માગવાની જરૂર લાગતી નથી.

મી૦ મહમદઅલી ઝીણા એક અગ્રગણ્ય મુસલમાન દેશાભિમાની છે. તેઓ ઇ. સ. ૧૯૨૪માં મુંડીમેન કમિટિના એક સભ્ય સરકાર તરફથી નિમાયા હતા. તે કમિટિનું કામ કરવાનું અને સુધારાનો અમલ કેવી રીતે થાય છે, તેનો અહેવાલ આપવાનું હતું. ફરીથી તેની નિમણૂંક સરકારે સ્કીન કમિટિના એક સભ્ય તરીકે કરી હતી. તે કમિટિને 'લશ્કરી અમલદારો હિંદી રાખવા' તે પ્રશ્નપર અહેવાલ આપવો તે કામ સોંપવામાં આવ્યું હતું. આ રીતે તે એક અસરકારક મુસલમાન નેતા તરીકે અમલદારની પદવી ભોગવે છે. છતાં પણ સભામાં અને તેથી બહાર તેનું વલણ પરદેશી રાજ્યની વિરૂદ્ધ એક હિંદુ રાષ્ટ્રીય નેતા જેટલુંજ છે.

મીસ મેયો તેણીના પુસ્તકના ૩૦૭ મા પાના પર લખે છે, કે "મેં વાયવ્ય પ્રાન્તના ઘણા અગ્રગણ્ય નેતાઓ સાથે વાતચીત કરી. કોઇને પણ અજાયબી થાયજ, કે તેણીએ કઇ ભાષામાં વાત કરી હશે? કારણ કે તે પ્રાંતમાં અંગ્રેજીમાં વાતચીત કરી શકે એવા અગ્રગણ્ય નેતા ભાગ્યેજ કોઇ છે. છતાં પણ એ એક નજીવી બાબત છે. વળી તેણી કહે છે, કે તે બધાજ એ બાબત પર એકજ મતના હતા. આખો પ્રાંત હવે સંતોષ પામ્યો છે. અને તેને કાંઇપણ ફેરફારની ઇચ્છા નથી. ઓલ ઇંડિઆ મુસ્લીમ લીગ દર વરસે વાયવ્ય પ્રાંતમાં સુધરેલી સરકારની માંગણી વિષેનો ઠરાવ કરે છે. એજ જાતનો એક ઠરાવ ધારાસભામાં ઇ. સ. ૧૯૨૬ માં મુકવામાં આવ્યો હતો, અને પસાર થયો હતો. જે પ્રતિનિધિ વિષે મીસ મેયો પોતાના પુસ્તકમાં લખે છે, તેણે પણ એવી ટીકા કરી છે કે "જો અંગ્રેજ લોકો ચાલ્યા જાય તો તરતજ ભારે દુઃખ આવે. અને તેની શરૂઆતમાંજ બંગાળના લોકો

અને તેના જાતભાઇઓ દુનિયામાંથી ઉખડી જાય." કોઇપણ વિચારવંત પુરૂષે આવો એકરાર કર્યોજ હોય નહિ; કારણ કે બંગાળાના લોકો અને તેની જાત અંગ્રેજ લોકો આવ્યા તે પહેલાં હિંદમાં હજારો વર્ષ થયાં છે. તે વાતની છેડે નીચેનું રત્નસૂત્ર આવે છે

"પણ અંગ્રેજ સરકાર વગર કોઇપણ હિંદુ હિંદમાં જેને આપણે ગુલામ તરીકે રાખીએ છીએ, તે રહી શકશે નહિ. અલબત્ત મીસ મેયોને તેને ખબર આપનાર તરફથી માહીતી મેળવવાનું સુઝયું નહિ, જો તે ખબર આપનાર કદાચ હતો કે હોય, એ સવાલ છે. કારણ કે તેનાં નામ આપવામાં આવેલાં નથી. કે અંગ્રેજ લોકો આવ્યા તે પહેલાં હિંદુઓ સ્વતંત્ર પુરૂષ તરીકે લાંબો વખત થયાં રહેવાને કેવી રીતે પ્રયત્ન કરતા; જે વધારે અગત્યનું છે, તે એ છે કે હાલ જ્યાં વાયવ્ય સરહદનો પ્રાંત આવેલો છે, તે જગ્યા માત્ર જીતીને તેનાપર રાજ્ય કરવાને કેવી રીતે પ્રયત્ન કરતા હતા, એટલુંજ નહિ, પણ તે ઉપરાંત કાબુલ અને કંદહાર કે જ્યાં ભરપુર મુસલમાનોની વસ્તી છે, અને જે અફઘાનિસ્તાન પ્રાંતના તાબામાં છે, તે પર પણ રાજય કરતા હતા? ઇ. સ. ૧૮૦૯ માં પંજાબના જુના વખતથી આ બધા પ્રાંતો શીખ લોકોના હાથમાં હતા. કેટલાંક અગત્યના શહેરોનાં નામ તે પ્રાંતમાં શીખ લોકોના નામ પરથી આપવામાં આવ્યાં છે, જેમકે હરિપુર. તે હરિસિંગ નામના એક માણુસ કે જેણે આખા અફગાનિસ્તાનમાં ત્રાસ વર્તાવ્યો હતો, તેના નામ પરથી આપવામાં આવ્યું છે. અમને તો ખાત્રી છે, કે આ આખો એકરાર મીસ મેયોના મગજમાંથીજ ઉત્પન્ન થએલો છે, અથવા તો કોઇએક અંગ્રેજ અમલદારે એમ સાબીત કરવાને માટે કહ્યું હતું કે હિંદમાં હિંદુ સિવાય દરેક જણુને અંગ્રેજી રાજયનો મોહ છે.

સર ઇબ્રાહીમ રહેમતુલ્લા મુંબઇના મુસલમાન નેતા છે. એ એક મોટો વેપારી છે અને મુંબઇ ધારાસભા મંડળનો ઘણાં વર્ષો થયાં

પ્રમુખ છે. પહેલાં સરકાર એની નિમણૂંક કરતી. પણ જ્યારથી પ્રમુખની ચુંટણીનો કાયદો ઘડાયો ત્યારથી તે એક અવાજે પ્રમુખ તરીકે ચુંટાય છે. અખીલ હિંદી ઔદ્યોગીક અને વ્યાપારિક સભાની છેલ્લી બેઠકના પ્રમુખ તરીકે જે સભા મદ્રાસમાં ૧૯૨૭ના ડિસેંબર મહીનાના છેલ્લા અઠવાડિઆમાં મળી હતી ત્યારે હિંદના લોકો ટ્રસ્ટી તરીકે રહેવાનો અંગ્રેજોનો કેટલો હક છે, તે તપાસતાં તેણે કહ્યું કે "આ, દાવાના દ્રષ્ટિબિંદુએ એ તપાસવાની જરૂર છે, કે ૧૫૦ વર્ષ થયાં આ દેશમાં તેઓનો સંપૂર્ણ અંકુશ હતો, તે દરમિઆન તે ટ્રસ્ટીઓએ પોતાની ફરજ હિંદ તરફ કેવી રીતે અદા કરી છે. જો બ્રિટન નિઃસ્વાર્થ ટ્રસ્ટી હોત, અને તેની ખરી ઇચ્છા માત્ર લોકોનું બનતી રીતે ભલુંજ કરવાની હોત તો તેઓની ખ્યાતિમાં ઘણો વધારો થાત. લાંબો વખત થયાં ટ્રસ્ટીપણું રાખવાના પરિણામે જો હિંદમાં સંતોષ અને સુખ ઉત્પન્ન થયાં હોત તો આ દેશની સાથે તેઓનો સંબંધ નિઃસંશય ઐશ્વરી લેખાત. સવાલ એ છે કે, બ્રિટને નિઃસ્વાર્થ ક્ષેત્રમાં આ દેશના સંબંધે હિંદના લોકોને સુખી અને સંતોષી કર્યા છે કે કેમ એ સાબીત થયું છે? જે કોઇએ આ દેશના જાહેર જીવનમાં કાંઇ પણ રસ લીધો હોય, તેને માટે એકજ જવાબ છે. અને તે એ છે, કે "બ્રિટનનો હિંદ સાથેનો મુખ્ય સંબંધ છે. અત્યાર સુધી તેનો તૈયાર માલ હિંદના બજારમાં પોષી શકે તેટલોજ છે. તેની રાજકીય સત્તા આ હેતુ વધારવાને માટેજ વાપરવામાં આવી છે. તેમાંનું વેપારી સાહસીક મંડળ હિંદ આવ્યું. અમને એમ કહેવામાં આવ્યું છે કે તેનો હેતુ હિંદમાં પુષ્કળ નફો થાય એવો વેપાર કરવાનો હતો. જે રાજકીય સત્તા તેને મળી તે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ આ હેતુને માટે વાપરી હતી. એ પણ સત્ય છે, કે ઇ૦ સ૦ ૧૮૫૮માં બ્રિટનના તાજે હિંદના રાજકારભારનો અંકુશ બા'રોબાર લઇ લીધો. ત્યારે પ્રશ્ન એ ઉભો થાય છે, કે તાજની જવાબદારીથી

આર્થિક ક્ષેત્રમાં કાંઇ પણ ફેરફાર થયો છે કે કેમ ! ઇસ્ટ ઇંડિઆ કંપનીનાં ડાયરેકટરોના હાથમાં જે સત્તા રાખવામાં આવી હતી, તે દેખીતી રીતે બ્રિટીશ પાર્લામેન્ટને સોંપી દેવામાં આવી. પણ ખરૂં જોતાં હિંદ માટેના સેક્રેટરી ઓફ સ્ટેઇટ અને તેની કૌંસિલ એ ઇસ્ટ ઇંડિઆ કંપનીના બોર્ડ ઓફ ડાયરેકટર્સને બદલેજ મૂકવામાં આવ્યા છે. આ બોર્ડ જેને હવે સેક્રેટરી ઓફ સ્ટેઇટ ઇન કૌંસિલ કહેવામાં આવે છે. તે નાણાં સંબંધીની નીતિ પર અંકુશ રાખે છે. અને અંગ્રેજ અમલદારો જેઓ આ દેશનો રાજકારભાર ચલાવે છે તેઓને બોર્ડના હુકમ પાળવાના હોય છે. આ બાબતનો ઉજ્જવળ દાખલો હમણાંજ પૂરો પાડવામાં આવ્યો છે. હિંદની સરકારનો નાણાં ખાતાનો સભ્ય સર બેઝીલ બ્લેકેટને નાણાં સંબંધની તેની ઉંચ ખ્યાતિ હોવા છતાં પણ પોતાના વિચારો બોર્ડ ઓફ ડાયરેકટર્સને રિઝર્વ બેંકના વાદ-વિવાદ સંબંધી જાહેર કરવાને ઇંગ્લંડ જાતે જવાની ફરજ પડી હતી. તારના દોરડાનો જબરજસ્ત ઉપયોગ કરવા છતાં પણ હિંદી સરકાર જે પ્રકારની રિઝર્વ બેંક હિંદના લોકોને માટે જરૂરની હતી, તેનું બંધારણ મેળવવાને બોર્ડને સમજાવવાને અશક્ત નિવડી. લંડનમાં આવેલી સંયુક્ત કંપનીઓ જેવી ફેકટરીઓ પરદેશમાં છે તેના બોર્ડ ઓફ ડાયરેકટર્સની બાબતમાં સાધારણ રીતે જેમ બને તેમજ હિંદ જેવા વિશાળ દેશની બાબતમાં બન્યું. પરદેશના કાર્ય તંત્રીને શેર હોલ્ડર તથા બોર્ડને સંતોષ કરવાને માટે મુખ્ય સ્થલે બોલાવવામાં આવે છે. તે શેર-હોલ્ડર અને બોર્ડ આ બાબતમાં અંગ્રેજ બેંકરો છે. અને નીતિની ભલામણો કરવામાં આવે છે. તે કંપનિના હિતને માટેજ હોય છે, આ પવિત્ર ટ્રસ્ટનો દાવો માત્ર આંખને પીવા જેવો છે. અને અંગ્રેજ બેંકરો અને તેઓના કારખાનાંના હિત આ દેશમાં જે રાજનીતિ ચલાવવામાં આવે છે. તે દ્વારા નક્કી

કરવાને માટે તેજ મુખ્ય ભાગ ભજવે છે એ સાબીત કરવાને આથી કાંઇ વિશેષ પુરાવો આપવાની જરૂર હોઇ શકે ?

સર ઇબ્રાહીમ હિંદમાં અંગ્રેજ લોકોની આર્થિક નીતિ પર બંગાળાના લોકો અને તેની જાતના જેટલોજ ટીકા કરનાર છે. એ બરોબર બતાવે છે, કે "ખેતીવાડી, ઉદ્યોગ, લાવવું લઇ જવું, ચલણી નાણું અને એક્સચેઇંજ અને નાણાં સંબંધી નીતિ આ બધાંજ એકી વખતે માહીતી મેળવવાના વિષયો હોવા જોઇએ. તમને માલમ પડશે, કે એક સિવાય સરકારથી નીમાયલાં બધાંજ બીજાં કમિશન (મંડળ)માં પ્રમુખ યુરોપીઅન છે. આર્થિક સવાલોને જે નીતિ અનુકુળ થઇ પડે તેનો નિર્ણય કરનાર હિંદના લોકો પોતે હોતા નથી, પણ અંગ્રેજ લોકોજ હોય છે. અને એ તદ્દન કુદરતીજ છે. તેઓને જે કેળવણી મળી છે, તે જોતાં તેઓ દરેક સવાલને પોતાના દેશ પર કેવી અસર કરશે એ દ્રષ્ટિએજ નિહાળશે.

જે અપવાદરૂપ દાખલામાં આર્થિક મંડળના પ્રમુખ તરીકે હિંદીને નીમવામાં આવ્યો હતો, તે માણસ સર ઇબ્રાહીમ પોતે હતા. હિંદની કર ખમવાની શક્તિ પર વીવેચન કરતાં સર ઇબ્રાહીમ કહે છે કે "એવો વિવાદ કરવામાં આવે છે કે અંગ્રેજ લોકોના આગમન પછી હિંદ વધારે આબાદ થતું ગયું છે, અને તેની કને પહેલાં પૈસા હતા, તેના કરતાં હાલ વધી પડયા છે." એમ ધારો કે આ વાત સત્ય છે, અને હિંદની સ્થિતિ ઘણી સારી છે, તો પણ જ્યાં સુધી પૈસા સાથે સંબંધ છે, ત્યાં સુધી એટલું યાદ રાખવાની જરૂર છે, કે પોષણનો ખર્ચ [illegible] પડે છે, ખરીદવાની શક્તિ ઘટી ગઇ છે, બચાવ કરવાની [illegible] પરિણામે પૈસો સારી રીતે એકઠો થઇ શકતો નથી, અને લોકોનો મોટો ભાગ ગરિબાઇમાં પડી રહેલો છે. ઉપર કે જે [illegible] જાહેરી [illegible] છે. તેનો માપ લડાઇ પહેલાં માણસ

ટકે ૧૮ વાર હતો, અને હવે તે ઘટીને માણસદીઠ ૧૦ વાર થયો છે એ સંજોગો જુદા હોત તો, કર નાંખવાની પદ્ધતિને પહોંચી શકાત નહિ. દેશના ખર્ચમાં ઘટાડો કરવો, એવી આગ્રહપૂર્વક માંગણીઓ થાય છે, એમાં શાંઇ નવાઇ છે? હું કબુલ કરૂં છું, કે એજ દિશામાં પ્રયત્ન કરવામાં આવ્યા છે, પણ તે જોઇતા પ્રમાણમાં પહોંચી શકાય તેમ નથી. ઘટાડો કરવાના સવાલ પર વિચાર કરતાં આપણને એક મોટો વાંધો એ નડે છે, કે રાજવ્યવસ્થાનું યંત્ર ઉંચામાં ઉંચી શક્તિને પહોંચી વળવા માટે પરિણામે પુષ્કળ નુકસાન થયું છે એ દેખીતું છે, કે દેશ જેટલું ખર્ચી શકે, તેના પ્રમાણમાંજ તેને તેટલી શક્તિ મળી શકે. આથી સવાલ એ ઉભો થાય છે, કે હિંદના આર્થિક સાધનો જેના પર ગોઠવવામાં આવ્યાં છે, તેનું પોષણ થઇ શકે એમ છે. કોઇપણ દેશની શક્તિની બહાર તેના પર કોઇપણ જાતનું શક્તિનું દબાણ નાંખી શકે નહિ, કે જે તે દેશનાં સાધનોથી ઘણું દુર રહે. કોઇપણ સુધરેલી સરકારની ફરજ એ છે, કે લોકોની કર આપવાની શક્તિ વધે એટલા માટે આર્થિક સાધનોમાં વૃદ્ધિ કરવી, અને તેને આગળ વધવાને માટે મોટી મુડીની ગોઠવણ રાખવી.

સર ઇબ્રાહીમ તેના સ્પષ્ટ અને સીધા ભાષણમાં છેવટે અંગ્રેજ સરકારને નીચે પ્રમાણે અરજ કરે છેઃ—

અંગ્રેજ લોકો હિંદુસ્તાનમાં પરોપકારની વૃત્તિએ અથવા પોતાની તંદુરસ્તીના હિતને ખાતર આવતા નથી. હિંદુસ્તાન તેમની પાસે પવિત્ર સોંપણ છે, એવો ઢોંગ દુર કરવાનું હું કહીશ, અને બહાદુરીથી તેઓને સ્વીકારવાનું કહીશ, કે તેઓ તેઓના વેપારનું હિત વધારવાને અહીં આવ્યા છે, હું લોર્ડ અરવીનને તેણે જે દ્રષ્ટિએ લોર્ડ લોઇડ સાથે 'મનાન તક' વખતે ઇજીપ્તનો પ્રશ્ન તપાસ્યો છે, તેજ દ્રષ્ટિએ હિંદુસ્તાનનો આર્થિક પ્રશ્ન તપાસવાની અરજ કરીશ;

અને તેણે તેના વિચારોને બંધબેસતી જે રાજનીતિ ત્યાં દાખલ કરી છે, તેવીજ રાજનિતી હિંદુસ્તાનને માટે દાખલ કરવા અરજ કરીશ. હું તેને હિંદુસ્તાનના કુશળ વેપારીઓને બોલાવવા કહું છું. અને અગ્રેજ લોકોનો હિંદુસ્તાન પર કાબુ રાખવાનો શો હેતુ છે, તે જણાવવા કહીશ, અને પછી એકત્ર રીતે હિંદુસ્તાનની ચઢતી માટે ઉપાયો ઘડવા કહીશ."

આ ઉપરથી માલમ પડશે કે અંગ્રેજી રાજ્યમાં રહેતા હિંદુના અભિપ્રાય અને શીક્ષિત વિનીત પક્ષના મુસલમાન નેતા સર ઇબ્રાહીમ રહેમતુલ્લાના અભિપ્રાય વચ્ચે કાંઇ તફાવત નથી.

જે સાઇમન કમિશન અંગ્રેજ સરકારે ૧૯૧૯ ના સુધારાની કાર્યનીતિ તપાસવા હમણા નીમ્યું છે. તે તરફ મુસલમાનોની જે વૃત્તિ છે, તે ઉપરથી પણ તેઓનું અંગ્રેજ સરકાર તરફ વલણ જણાઇ આવે છે. જે મુસલમાન નેતાઓ આ દેશના જાહેર જીવનમાં ભાગ લે છે, તેમાંના લગભગ બધાએજ હિંદુ નેતાઓ સાથે સાઇમન કમિશનનો ત્યાગ કરવામાં ભાગ લીધો છે. ઇ૦ સ૦ ૧૯૨૭ના ડિસેમ્બરની ૩૦ મી તારીખે કલકત્તામાં અખીલ હિંદુ-મુસ્લીમ મંડળની બેઠક મળી. તેમાં બે મત વિરૂદ્ધથી એકત્ર એવીજ જાતનો ઠરાવ પસાર થયો હતો, ધારાસભાના ડેપ્યુટી પ્રમુખ મૌલવી મહમદ યકુબ તે બેઠકના પ્રમુખ હતા. તેણે સ્વતંત્ર અંગ્રેજ કમિશન નિમવાની નીતિ વિરૂદ્ધ સખત ભાષણ કર્યું હતું. અખીલ હિંદુ-મુસ્લીમ મંડળની પ્રતિસ્પર્ધી સભા વાર્ષિક બેઠકનો ડોળ કરી તેજ તારીખે લાહેરમાં મળી હતી. તે ઠકના પ્રમુખ લાહોરના સર મહંમદ શફી હતા. આ સભામાં કમિશનના ત્યાગનો વાંધો ઉઠાવતો ઠરાવ નાની બહુમતિથી પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો. પણ જે થોડા વિરૂદ્ધ હતા, તેઓએ મત ફરી ગણવા જણાવ્યું, પણ તેમ કરવા રજા આપવામાં આવી નહિં. જે થોડા વિરૂદ્ધ હતા, તેઓના નેતાઓ મેસર્સ મહમંદ આલમ

એમ૦ એલ૦ સી૦, અબ્દુલ કાદર (પ્રમુખ પંજાબ ખિલાફત સમિતિ). અરૂઝમલ હાક એમ૦ એલ૦ સી૦, મજહરઅલી અઝુહર અને મહમંદ શરીફે એક એકરાર છપાવીને બહાર પાડયો છે. તેમાં તેઓએ પ્રમુખની આપખુદી વિષે ફરિયાદ કરી છે. અને એમ સાબીત કરે છે કે, મત લગભગ બંને બાજુએ સરખા હતા, પણ આ ઉત્ક્રાંતિ કરનાર અને વફાદાર પ્રમુખે તેના ભાષણમાં જણાવ્યું કે, "અંદરના કારભાર સાથે સંબંધ ધરાવતા ખાતાઓમાં સેક્રેટરી ઓફ સ્ટેટનો જે કાબુ હયાત છે. તે રાજ્ય કાર્યના ઉત્તમ હિતને માટે લાભકારી નથી. તેણે એવી સુચના કરી કે હિંદી સરકાર આ બાબતમાં જે કંટાળા ભરેલી સાંકળથી તેને બાંધવામાં આવી છે, તેનાથી તેને મુક્ત કરવામાં આવે. મધ્ય અને પ્રાંતિક ખાતાઓનાં તરત સુધારાઓ માટેની સુચનાઓથી વિગત જણાવતા તેણે આગ્રહ કર્યો કે સરકારી પરદેશ અને રાજકીય ખાતું એક સભ્યના હાથમાં મુકવું. અને તે ઉપરાંત હિંદી કેબીનેટમાં તેની જગ્યા લેવા માટે સિવિલીઅન સભ્યને નીમવો. અને વાઇસરોયની કારોબારી સમિતિના સભ્યો વધારીને આઠ કરવા. જેમાંનાં ચાર હિંદી હોવા જોઇએ, તેણે એવો પણ અભિપ્રાય આપ્યો કે, મધ્યપ્રાંતની સરકારમા મધ્યપ્રાંતની ધારાસભામાં લોકોનાં ચુંટાએલા પ્રતિનિધીમાંથી ટ્રાન્સફર્ડ સબ્જેકટના એક અથવા વધારે સભ્યોની પસંદગી કરવી. અને તેના રાજ્ય કારભારને માટે તેને જવાબદાર ગણવો. પ્રાંતોમાં જે ડાયર્કિ છે તેને માટે સર મહંમદે ટીકાકારી, કે તે હીતકર પ્રયોગો રૂપે છોડી દેવા, અને એકત્ર પ્રાંતિક સરકારના સિદ્ધાંત તરફ પાછા ફરવું"

માસ મેયો કે જે એમ ધારતી હતી, કે મુસલમાનો સારા છોકરાઓ છે. અને તેઓને હલના રાજ્ય કારભારના યંત્રમાં ફેરફાર કરવાની જરૂર નથી. તેના હૃદયને ભગ્ન કરવાને આટલુ બસ છે. હવે અમે ઘણું જાહેર થએલું અને વિવેચન થએલું હિંદુ-મુસ્લીમ મારા

મારી વિષે થોડા અભિપ્રાયો આપીશું. અખીલ હિંદુ–મુસ્લીમ મંડળના પ્રમુખ તરીકે ભાષણ કરતાં મૌલવી મહંમદ યાકુબ જેઓ ધારાસભાના ડેપ્યુટી પ્રેસીડેન્ટ હતા. તેમણે કહ્યું કે "હિંદુ–મુસ્લીમની મારામારી સંબંધી બોલતા મારી ઇચ્છા કોઇને પણ ઠપકો આપવાની નથી. પણ આપણા પયગંબરે આપણા રક્ષણ માટે રસ્તો રાખ્યો છે. મદીનામા જ્યુઓની સમાધાની કરતાં આપ તેની દૃષ્ટિએ પયગંબર સાહેબે જે રીત બતાવી તે રીતે તેઓએ પોતાનુ વર્તન ચલાવવું. ઐક્યનો અર્થ એક જાતિનું બીજી જાતિમાં ગરક થઇ જવું. એવો થતો નથી. તેઓએ એક ઐક્ય વિશે હિંદુ કુટુંબની માફક ઘેર બેસીને અરસપરસ મિલ્કતની વહેંચણી કરી લેવી. આમ કરવાથી બહારના લોકો તેને માન આપશે. પણ જો તેઓ કાયદાની મદદ લેશે, અથવા તેનો નિર્ણય લાવવા ત્રીજા પક્ષને કહેશે, તો દુનીયા તેઓની તથા તેઓના વડીલોની કીર્તિપર ડાઘ લગાડવાની નિંદા કરશે. (તાળી) તેણે અભિપ્રાય આપ્યો કે, મદ્રાસ મહાસભાની સમાધાની આગળ વધેલા શિક્ષિત મુસલમાનોનો ૯૦ ટકા ભાગ સ્વીકારશે."

અંગ્રેજ હિંદી કેબીનેટનો એક સભ્ય સર અલી ઇમામ જે એક મુસ્લીમ નેતા છે. તેણે મુસ્લીમ મંડળની વાર્ષિક સભામાં (બોયકોટ) ત્યાગનો ઠરાવ મુકતા નીચે પ્રમાણે ટીકા કર્યાનું કહેવાય છે.

સર અલી ઇમામે (બિહાર) પછી કાર્યવાહક સમિતિ તરફથી બોયકોટનો ઠરાવ મુકયો, અને તેને પ્રમુખે સવારના મુખ્ય ઠરાવ તરીકે જાહેર કર્યો. તે ઠરાવ નીચે પ્રમાણે હતો,

"અખીલ હિંદુ–મુસ્લીમ મંડળ ભાર પુર્વક જાહેર કરે છે કે :—સ્ટેટયુટરી કમિશન અને તેના નિયમો જે જાહેર કરવામાં આવ્યા છે તે, હિંદુસ્તાનના લોકો સ્વિકારી શકતા નથી. તેથી તે ઠરાવ કરે છે. કે આખા દેશના મુસલમાનોને કમિશન સાથે કોઇપણ પ્રકારે સંબંધ નથી."

સર અલી ઇમામે કહ્યું કે, " સાઇમન કમિશન હિંદુસ્તાનના લોકોને ઉંડી ચિંતા અને લાગણીનો વિષય થઇ પડયો છે. તેના નિયમો કયારના જાણીતા થયા છે. અને તેને વધારે વિગતવાર જાહેર કરવાની જરૂર નથી. પહેલાંથી તે જાણીતું છે કે, હિંદુઓને કમિશનથી દુર રાખવામાં આવ્યા છે. અને બીજુ એ કે તે રીતિએ તેઓને પ્રેક્ષકની સ્થિતિ પર મુકયા છે. તે ઠરાવ દ્રષ્ટિ બિંદુઓથી ચર્ચવામાં આવ્યો છે."

"પછી બહિષ્કારને માટે જાતિ હિતને છુંદી નાંખવામાં આવ્યું. તે એમ નહિ માનતા કે અંગ્રેજ રાજનીતિ અને બુદ્ધિમતા કે જે ઘણે ઉંચે પહોંચી હતી, તેને હિંદ પ્રતિનિધીએ પહોંચી શકયા નહિ.

અંગ્રેજ કેબીનેટે પ્રાંતિક અને મધ્ય ધારાસભાને પોતાના સભ્યો અને અસભ્યોમાંથી છેલ્લી પાંચ સભ્યોની ચુંટણી કરવાનું કહેત, જેમાંના બે હિંદુ, એક મુસ્લીમ, એક યુરોપીયન બીન અમલદાર હોય, પણ આ બધા પહેલેથી જાણીતા કાયદા પ્રમાણે ચુંટાવા જોઇએ, ત્યાર પછી અંગ્રેજ સરકાર હિંદ પ્રતિનિધીઓ, વિષેની કોઇપણ ટીકામાંથી મુકત થઇ શકે.

"પહેલાંથી માલીકી મેળવી લીધેલી બાબતના તહોમત વિષે બોલતા તેણે કહ્યું કે, જેણે આગળથી માલીકી કરી લીધી હોય, અમલદારીના સોગન એકવાર લેવાયા હોય, પછી તે અંગ્રેજ હોય કે, હિંદી હોય તો તેને અમલદાર તરીકે પોતાની ફરજ બજાવવાની હોય છે. અને તેને પોતાની આગળની માલીકી છોડી દેવી પડે છે, સર અલી એમ ધારવાની હિંમત કરતો હતો, કે એવા ઘણા હિંદીઓ છે, કે જેઓ જવાબદારીની દ્રષ્ટિએ કમિશનના કહેવા પ્રમાણે કરે, અને તેઓની આગળની માલીકીને કોઇ અંગ્રેજના માફક અંદર દાખલ નહિ થવા દે. (તાળીઓ), કોઇપણ હાઇકોર્ટનો હિંદી ન્યાયાધીશ

ભક્તિ વલણુ બનાવતો માલમ પડયો નથી. અને અપક્ષપાત ન્યાય આપતો માલમ પડયો નથી? હાઇકોર્ટના ન્યાયાધીશપણા કરતાં કમિશનનું સભ્યપણું વધારે માન લાયક છે?

"તમે આ અપમાનને તાબે થવા તૈયાર છો? (ના ના,) હું વિનીત પક્ષનો એક કટ્ટો વિનીત છું. મને રાજ્યતંત્રાધિકારીમાંનો એક એમ કહેવામાં આવતો, પણ મારૂં અંતઃકરણ આ કમિશન સ્વીકારવાનું અશક્ય ધારે છે. (તાળીઓ) સર અલી ઇમામે કહ્યું કે આ વિરોધ માત્ર ક્ષણ ભંગુર નથી. તે વિચાર પર માત્ર તે ટકી શકે નહિ. ખરો સવાલ તો એ છે કે, 'હિંદુસ્તાન અને ઇંગ્લાંડનો સંબંધ કેવો છે?

સર અલીએ આગળ ચાલતાં કહ્યું કેઃ— આપણી સ્થિતિ ગુલામના જેવી છે, કે જેઓ અંગ્રેજ રાજદ્વારી પુરૂષોના ટેબલ પરથી પડેલા ટુકડાઓ મહેરબાની દાખલ ઉંચકી લે. લડાઇ દરમિયાન આપણી તરફ ઉદાર વર્તન દાખવ્યું હતું. આપણને એકત્ર રહેવાનું દાખવ્યું હતું. તે જુદી જાતનો સંબંધ હતો. આપણને ભાગીઆ કહેવામાં આવ્યા હતા. આપણને દૃષ્ટિબિંદુના ફેર વિષે કહેવામાં આવ્યું હતું. આપણને એકત્ર રહેવાનું કહેવામાં આવ્યું હતું. આપણું લોહી ફ્લેન્ડર્સના મેદાનમાં મળી ગયું હતું."

હું નિખાલસપણે કહું છું કે દૃષ્ટિબિંદુમાં ફેર હતો; તે હું પુરેપુરૂં માનતો હતો. પણ હું પણ છેતરાયો છું. હવે આપણને કહેવામાં આવે છે કે, 'આપણે એકજ ટેબલ પર બેસવાને લાયક નથી.' તમે ઉતરતા થવા માંગો છો. (ના ના,) હું પોતે બ્યુરોક્રેટ તરીકે તે અપમાન ખમવાની ના પાડુ છું. (તાળીઓ)"

ચોકખી હકીકત એ છે કે, મુસલમાન રાજદ્વારી પુરૂષો તેઓના ભક્તિહક વિષે વિચારે તોપણ તેઓ હિંદુસ્તાનમાં પરદેશી સરકારના મિત્ર થઇ શકે નહિ. એક વખત એવો હતો કે, જ્યારે તેઓ પરદેશી

રાજ્યના તાજા હથિયાર તરીકે બની રહેતા. પણ તે જગ્યાનો નીચો દરજ્જો હવે આપણને જણાવા લાગ્યો છે. દગો જેવી રીતે આવવા બંધાએલો હતો તેવી રીતે આવ્યો છે.

હિંદુ મુસલમાનના સંબંધમાં ફેર છે. તે હિંદી રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખના ભાષણમાંથી લીધેલા ઉતારા પરથી જણાશે. તે વખતે ડૉ૦ એમ૦ એ૦ અનસારી એક મહાન મુસ્લીમ નેતા પ્રમુખ હતા. તે કહે છે કેઃ—

“હિંદુસ્તાનની બધીજ રાજકીય શાળાના નેતાઓ એકમત છે કે, આપણી પ્રવૃત્તિઓનો ઉદ્દેશ સ્વતંત્ર અને જાતે રાજ્ય કરી શકાય. એ છે. એવું હિંદુસ્તાન થાય કે જેથી સર્વને સરખી રીતે તક મળે. અને બધી જાત અને વર્ગના લોકોના ન્યાયયુક્ત અને કાયદેસર હકો ખાત્રીથી સચવાય, અને તેઓ માંહોમાંહે સુલેહથી રહે. તથા દુનીયાની બીજી પ્રજાઓ સાથે પણ સંપીને ચાલે. જેવી રીતે સ્વતંત્ર પ્રજા પોતાના દેશમાં જે હકો અને સ્થિતિ ભોગવે છે. તેવીજ સ્થિતિ અને હકો હિંદુસ્તાનના લોકો ભોગવે, એથી વિશેષ અથવા ઓછું તેઓ કાંઇ માંગતા નથી. જો સામ્રાજ્ય તરફથી આટલુંજ મળે તો તેઓને છુટા થવાની કાંઇ ઇચ્છા નથી. પણ વડી સરકાર આપણા તે આદર્શને પહોંચવામાં વચ્ચે આવે તો આપણે તે સંબંધ તોડવાને અટકીશું નહિ. આપણો આદર્શ મહાત્માં ગાંધીના શબ્દોમાં “જો બને તો સામ્રાજ્યમાં રહીને, જો જરૂર પડે તો સામ્રાજ્યની બહાર રહીને ‘આદર્શ સાધવો, એ હોવો જોઇએ.”

“હું આપણા માર્ગની મુશીબતો ઓછી કરતો નથી. તે તો ઘણી છે. પણ વડી સરકારના માથું મારવાથી તથા પુષ્કળ નાણાં—ઓછથી ઉભી થતી મુસીબતો ઘણી ભારે છે. આ દુનીયામાં એ બે દુઃખ અને ચિંતાના ફળદાયક મૂળરૂપે છે. સામ્રાજ્ય કોતરી કાઢવામાં આવ્યા છે. અને પ્રજાઓની સ્વતંત્રતા વડી સરકારના લોભને ખાતર

વાને અને યુરોપની ફેક્ટરીઓનું પોષણ કરવાને કાચા માલની ઉત્પત્તિ એક હથ્થુ કરવાને અને પોતાને ત્યાં ઉત્પન્ન થતા માલને માટે બજાર એક હાથે કરવા લક્ષ લેવામાં આવે છે."

રાજકીય પુરૂષો અને રાજદ્વારી નેતાઓ 'સુધારાના સંદેશા' અને 'ગોરી ચામડીનો બોજો' વિષે પુષ્કળ અર્થહીન ભાષણ કરે છે. પણ દક્ષિણ આફ્રિકાના વડી સરકારના અગ્રગણ્ય નેતા સેસીલરોડસના કરતાં વધારે સારી રીતે એ ધંધાનું પોકળ બીજા કોઇએ બતાવ્યું નથી. તેણે કહ્યું, "ચોકખું ઉદારપણું એ એની મેળે ઘણી સારી વાત છે, પણ વત્તા પાંચ ટકાએ એથી પણ વધારે સારી છે." વડી સરકારનો મુખ્ય ધર્મ ગુરૂ જોસેફ ચેમ્બરલેન વધારે સ્પષ્ટ વકતા હતો. તેણે કહયું હતું કે "સામ્રાજ્ય એ વેપાર છે, અને હિંદુસ્તાન, તેણે નિખાલસ પણે વધારીને કહયું, આપણને મળે કે મળશે તેના કરતાં સૌથી મોટો અને સૌથી વધારે કીંમતી ગ્રાહક યુરોપની આ ઉદારતાની છેતરપીંડીનો ઇતિહાસ કેટનથી કોંગો સુધી દુઃખ અને લોહીમાં લખાએલો છે. સરકારની લોખંડી ચોકીની થીઅરી કરોડો મુંગા માણસોની સોંપણનો ઉદ્ધત દાવો અને નવાન ઉત્પન્ન થએલા આભાસને કે જે લડાઇ પહેલાંનું યુરોપનું મંડળ હતું, તેને બહારનો ઝભ્ભો પહેરાવી જે આજે પ્રજાકીય મંડળ તરીકે ઓળખાય છે, તે બધા એકજ જુસ્સામાંથી ઉત્પન્ન થતા જુદા જુદા આભાસો છે. જ્યાં સુધી આ ભયંકર મતને વળગી રહેવામાં આવે છે, ત્યાં સુધી મનુષ્યના દુઃખના મુળ સહન કરવા પડશે, આ સર્વ સામાન્ય દુખનો ઉપાય હિંદુસ્તાનના હાથમાં છે; કારણકે તે વડી સરકારની કમાનનો મુળ પત્થર છે. એક વખત હિંદુસ્તાન સ્વતંત્ર થયું કે તરતજ આખો મોભ તુટી પડશે. આખી દુનીઆની શાંતિ અને એશીઆની સ્વતંત્રતાને માટે ઉત્તમ ખાત્રી તો એ કે હિંદુસ્તાને પોતેજ રાજ્ય કરવું."

અંગ્રેજી રાજ્ય તરફ હિંદી રાજદ્વારી પુરૂષોનું વર્તન આથી કયા રીતે જુદા પ્રકારનું છે?

## અંગ્રેજી રાજ્યપર અંગ્રેજોના મત.

મીસ મેયોના પુસ્તકની શરૂઆત અને અંત રાજ્યીય ચળવળ છે. અગ્રેજ અમલદારની કીર્તિ અને હિંદુસ્તાનમા અંગ્રેજ સરકારના કાર્યોની ઉત્તમતા વિષે દરેક પ્રકરણમાં કાંઇ હોય છે. દરેક પ્રકરણમાં હિંદી વિષે તેના જીવન અને આદેશ પર મશ્કરી અને તિરસ્કાર નાંખતાં વિચારો આપવામાં આવ્યા છે. પહેલે પાનેથી છેલ્લા પાના સુધી આખી ચોપડી વાંચો, અને તમને હિંદીઓ વિષે એકપણ સ્તુતિનો શબ્દ અને અંગ્રેજોને વિષેનો એકપણ ઠપકાનો શબ્દ માલમ પડશે નહિ. આ બાબતમાં આ પુસ્તક તદ્દન વિચિત્ર છે. અગ્રેજ લોકોએ હિંદુસ્તાન વિષે ઘણા પુસ્તકો લખ્યા છે. પણ એકપણ પુસ્તક એવું નથી, કે જે છેક તદ્દન હિંદી વિરૂદ્ધ હોય અને જે છેક અંગ્રેજની તરફેણમાં હોય. તેઓના પુસ્તકો સાધારણ રીતે હિંદુસ્તાનમાં અંગ્રેજ રાજ્યનીતિને ન્યાય આપે છે, અને તેઓની નિર્બળતા અને ભુલો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં સ્વીકારે છે, પણ મીસ મેયોની વિચાર દ્રષ્ટિએ હિંદુસ્તાનમા અંગ્રેજી રાજ્ય સંપુર્ણ છે. અને તોપણ હિંદુસ્તાન દેશ દુનીયાના નર્ક રૂપે છે, અને ભય રૂપ છે. એ બધીજ ભુલ હિંદુસ્તાનના લોકોના છે. અને અંગ્રેજ સરકાર રાજ્યકર્તા સરકારની બીલકુલ પણ ભુલ નથી. તે હેરોડ કરતાં પણ ચઢી ગઇ છે. તે અગ્રેજ રાજ્યના મમા બેશરમ મારી માંગનાર કરતાંએ ખરાબ છે. એક સંપુર્ણ કાબેલ, પ્રમાણીક ઉદાર રાજકારભાર, અને સંપુર્ણ હલકા, અનીતિમય, ગંદાગોબરા, નાલાયક રોગીષ્ઠ, નીચ અજ્ઞાન અને ગરીબાઇમાં દબાઇ ગએલા લોકો—એ મીસ મેયોનું હિંદુસ્તાનનું ચિત્ર છે. તેને એક પળ

પણ એમ લાગતું નથી કે આ બે વસ્તુઓ પુરેપુરી મળતી આવે એમ નથી.

બધુંજ પરદેશી રાજ્ય; પ્રજાકીય સરકારી, અનીતિમય, કુદરત વિરૂદ્ધ અને હલકુ હોય છે. વસ્તુ સ્થિતિના સ્વભાવે તે બીજું કાંઇ હોઇ શકે નહિં. અંગ્રેજ લોકો કદાચને ઉચ્ચ ચારિત્ર્યવાળા હોય પણ બધું છતાં તે માણસો છે. અને ઘણા સારામાં સારા માણસો પણ પ્રજાના ભલા માટે સારામાં સારી રીતે રાજ્ય કરી શકે નહિં. એજ કારણથી લોકો સરકાર કે જ્યાં રાજાની સરકારની પદ્ધતિ હોય તેને નિંદે છે. પણ જો એવી સરકાર કે જેનું રૂપ પ્રજાકીય હોય તોપણ ખરાબ છે. અને તે કદી પણ લોકોને સુખ અને સ્વાધીનતા તરફ દોરવી શકતી નથી. અને પરદેશી પ્રજાકીય રાજ્ય અથવા આપખુદ રાજ્ય (જેવી રીતે લોર્ડ ડેમીનીઅનનો કર્તા હિંદુસ્તાનમા રાજ પદ્ધતિને વિષે કહે છે તેમ) ભાગ્યેજ સારૂ હોઇ શકે. સારામાં સારા અંગ્રેજ લોકોએ પણ કબુલ કર્યું છે કે, હિંદુસ્તાનમાંનું અંગ્રેજી રાજ્ય સામાન્ય નિયમના અપવાદરૂપ નથી. પ્રો૦ સીલીએ તેના ઍક્સપેન્સન ઓફ ઇન્ડીઆ નામના પુસ્તકમાં હિંદુસ્તનમાં અંગ્રેજી રાજ્યના પરોપકાર સ્વભાવ વિષે ગંભીર શંકાઓ દર્શાવી છે. તે ઘણા અર્થસુચન સહિત ટીકા કરે છે, કે:—

" પરદેશી ધુંસરી નીચે લાંબો વખત દબાઇ રહેવું, એ પ્રજાના નાશનું એક સબળ કારણ છે, ઇ૦ સ૦ ૧૯૧૮ ના મોંટેગ્યુ ચેમ્પસફર્ડના હેવાલમાં બંને લેખકોએ હિંદુસ્તાનની સરકારને એક પરોપકારી જુલમી સરકાર તરીકે વર્ણવી હતી. પણ રામસે મેકડોનાલ્ડ જે અંગ્રેજ મજુર પક્ષના વડા સરકારના નેતા છે. તેના કહેવા પ્રમાણે પરોપકારી જુલમથી રાજ્ય કરવાના પ્રયત્નોમાં જે પ્રજાપર રાજ્યો કરવામાં આવે છે, તે પ્રજા છુંદાઇ જાય છે. તેઓ એવી પ્રજા થાય છે, કે જેઓ

કચેરીઓ જે કાર્ય કરે છે, તેઓનું માનતા નથી. તેઓનું સાહિત્ય, તેઓની કળા અને તેઓની અધ્યાત્મિક શક્તિ દબાઇ જાય છે. અર્થાત અદૃશ્ય થઇ જાય છે.

પણ આ બાબતમાં અમારા પોતાના અભિપ્રાયો અને વિચારો આપવા કરતાં અંગ્રેજ લેખકો અને રાજકારભારીઓના મત આપવા વધારે ઠીક થઇ પડશે, કે જે લેખકો અને કારભારીઓ હિંદુસ્તાન અને તેની સરકારની રાજનીતિ વિષે ઉદ્ધત મીસ મેયો કરતાં વધારે સારા પ્રખ્યાત અંગ્રેજ વિચારક અને લેખક મી. જી. લોન્ડ ડીકીન્સન. પુર્વની મુસાફરી કર્યા પછી તેણે લખેલા હિંદ, ચીન, અને જાપાનના સુધારા વિષેના નિબંધમાં અંગ્રેજ લોકોની હિંદુસ્તાન પર રાજ્ય કરવાની લાયકાતના સંબંધમાં તે પ્રશ્નની ચર્ચા કરે છે. નીચે તેનાજ શબ્દોમાં તેનો સાર આપ્યો છે:—

"પશ્ચિમની બધી પ્રજા કરતાં હિંદી સુધારાના ગુણોની કદર કરવામાં અંગ્રેજ લોકો સૌથી ઓછા લાયક છે. બધી પ્રજાઓ કરતાં સૌથી ઓછી રીતે તેઓ મળતાવડા થાય છે. તેઓ હિંદુસ્તાનમાં પોતાની બધી ટેવો અને રીતો લઇ જાય છે. જાણે કે સજ્જ થએલા તંબુઓમાં તેઓ બેઠા હોય. જાણે કે વીસ પચીસ વર્ષ દેશવટામાં ગાળતા હોય, અને પાછા ફરતાં તેઓની જગ્યા લેવા નવા માણસોને મોકલતા, જેઓમાં તેટલાંજ અંગ્રેજ આદર્શો અને રીતો હોય છે. અને તેટલાંજ ઓછા મળતાવડા તેઓ હોય છે, વેપારના વ્યવહારની મારફતે કરીને તેઓનું વલણ આવું દૃઢ અને મજબુત થયું છે. દરેક અંગ્રેજ પોતાના છોકરાને શિક્ષણ આપવાને ઇંગ્લાંડ મોકલી આપે છે. સાધારણ રીતે તેની સ્ત્રી પોતાને ઘેર અડધો વખત ગાળે છે. તે પોતે થોડાં વરસે પાછો ફરે છે. એનું લક્ષ્યબિંદુ હિંદુસ્તાન નથી, પણ ઇંગ્લાંડ છે. તેની અને હિંદીની વચ્ચે ન ઓળંગી શકાય એવી અખાત છે."

"હિંદનું જીવન અને તેની લાગણીનો અભ્યાસ" નામના પુસ્તકમાં સર બેમ્પફીલ્ડ ફુલર જે પુર્વ બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર હતા, અને જેણે જ્યારે લોર્ડ મોરલી સેક્રેટરી ઓફ સ્ટેઇટ હતા, તે વખતે રાજીનામું આપ્યું, તે કહે છે, કેઃ—

"જુવાન અંગ્રેજ અમલદારો પોતાની જવાબદારીને માટે સંપુર્ણ રીતે તૈયાર થઇને હિંદુસ્તાન જાય છે. તેઓ કાયદા જેવું કંઇ શીખતા નથી, જરા તરા હિંદુસ્તાનનો ઇતિહાસ, નહિં જેવું રાજકીય અર્થશાસ્ત્ર અને હિંદની એકાદ ભાષા, તેઓ ભાંગી તુટી શીખી લે છે; નોકરીની બીજી બધી શાળાઓ સંબંધી હકીકત ઘણી અસંતોષકારક છે. જે જુવાન માણસો પોલીસ અમલદાર થવાના હોય છે, તેઓને કાંઇપણ કેળવણી આપ્યા વગર મોકલવામાં આવે છે. જો કે તેઓની ફરજો અદા કરવાને માટે હિંદના જીવનનો ગાઢ પરિચય જરૂરનો છે, તેઓ હિંદુસ્તાનમાં ભાષાની પુરેપુરી અજ્ઞાનતા સાથે ઉતરે છે. એવીજ હકીકત જંગલના અમલદારો, દવાખાનાના અમલદારો, ઇન્જીનીઅરો, અને (એથી વધારે અચંબો પમાડનાર કેળવણી ખાતાના અમલદારોની હોય) છે. એમ કહેવું એ ભાગ્યેજ વધારો પડતું છે, કે આ દેશની બુદ્ધિમતાને અપમાન કરનારૂં છે."

પ્રખ્યાત અંગ્રેજ સમાજ સુધારક મી. એચ૦ એમ૦ હીંડમેન જેણે હંમેશા હિંદના કામકાજોમાં બારીક રસ લીધો હતો. તેણે લખ્યું હતું, કે 'જે અંગ્રેજ લોકો હિંદુસ્તાન પર રાજ્ય કરવા આવે છે, તેઓ એશિઆના વિચારોથી ઘણે દુર રહીને ઉછરી આવ્યા છે, અને શિક્ષણ લીધું છે. તેઓના કામમાં અને આનંદમાં તેઓ જે પ્રજા પર રાજ્ય કરે છે, તેનાથી જેમ બને તેમ દુર રહેવાનો પ્રયત્ન કરે છે. સરકારનો મુખ્ય અધિકારી જે યુરોપીયન તદન તાજોજ લાવવામાં આવ્યો હોય છે. અને જેને હિંદુસ્તાનનું કાંઇપણ જ્ઞાન હોતું નથી, તે પાંચ વર્ષથી વધારે તેની જગ્યાએ રહેતો નથી.

(એટલે કે તેને કાંઇ થોડુંક જ્ઞાન થવા માંડે એટલે તે હિંદુસ્તાન છોડીને જવાની તૈયારી કરે છે.) તેઓના હાથ નીચેના અમલદારો તેઓની રજા ભોગવવા માટે વારંવાર ઇંગ્લાંડ જાય છે, અને પછી હંમેશને માટે ઇંગ્લાંડ જાય છે. તેઓની નોકરીની મુદત પુરી થયા પછી તેઓ ઘ્યમને માટે પેન્શન લઇને તે ભોગવવા માટે ઇંગ્લાંડ જાય છે. આ લાગણી વગરના અમલદારોનો સારા અર્થવાળો રાજ્ય કારભાર જેમ વધારે ચાલે તેમ તેઓનો હિંદુસ્તાનના લોકોની સાથેનો સંબંધ વધારે ઓછો થતો જાય છે. સંસ્થાનો અને જાતિભેદનો રંગ જે અંગ્રેજ લોકોની શરુઆત વખતે માત્ર નામનો હતો તે દર વરસે વધારે ને વધારે મજબુત થતો જાય છે. હિંદુસ્તાનમાં જ અસલના વંશના લોકો અને તે ઉપરાંત યુરોપીયન ધનિક લોકોની આપખુદી એ મખમલની ગાદી વધતી જતી જાતના છે. અને તેઓ મુખ્ય શહેરોમાં તેમજ રેલ્વે ખાતાઓમાં આ દેશમાં જે સરકાર પક્ષના માણસો આવે છે, તેઓ હિંદુસ્તાનના લોકોની સાથે એકત્ર થવાને માટે તદ્દન નાલાયક હોય છે."

મી હિંડમેન હિંદુસ્તાનના એક અગ્રગણ્ય અંગ્રેજ અમલદારને નીચે પ્રમાણે કહેતા બતાવે છે, કે "એ એક દીલગીરીની વાત છે, કે અંગ્રેજ લોકો હિંદવાસીઓથી તદ્દન અળગા રહે છે. આ અળગાપણું કાંઇક અંશે દુર ન કરી શકાય એવું છે. કારણકે એ પ્રજાકીય રિવાજો, ભાષા અને જ્ઞાતિનું પરિણામ છે. અને મોટે ભાગે તે ધિક્કારને પાત્ર છે. કારણકે તે અજ્ઞાનતામાંથી ઉદ્ભવે છે. આ અળગાપણાનું વર્તન દિવસે દિવસ વધતું જાય છે."

ઘણા સરકારી અમલદારોમાં માલમ પડતા અજ્ઞાનપણા વિષે બોલતા મી. રામસે મેકડોનાલ્ડ કહે છે કેઃ—

"હું હિંદુસ્તાનમાં મુલ્કીખાતાના માણસોને મળ્યો છું. જેઓએ તે ખાતામાં વીસ વીસ વર્ષ સુધી નોકરી કરી છે. તેઓ ઘણા થોડાજ

હિંદુઓને જાણતા હતા. તેઓએ ભાગ્યેજ તેઓની સાથે જાહેર બાબતોની ચર્ચા કરી હતી. તેઓ હિંદના જીવન વિષેના કેટલાક સાદા સવાલો વિષેના જવાબ ચોકકસપણે આપી શકતા ન હતા. ચાલુ બાબત પરના તેઓના અભિપ્રાય સ્પષ્ટ રીતે પેપરના ઉચ્ચારના જેવા, કલબમાં વાત થઇ તેવા હતા, અથવા તો વર્તમાન પત્રમાં આવી ગયા હોય તેવા હતા. ખરૂં જોતા હું જેવીરીતે લંડનમાં હિંદુસ્તાનથી ઘણે દુર છું, તેવી રીતે તેઓ હતા. અને મેં હિંદુસ્તાનની ભુમિ પર પગ મુકયો તે પહેલાં હિંદુસ્તાન વિષેના અભિપ્રાયો જેવીરીતે ગણ્યા હતા, તેવીજ રીતે ગણતા હતા."

મી૦ મેકડોનાલ્ડ લોર્ડ કર્ઝનના શબ્દોમાં કહે છે, કે આગળના વખતમાં જે કોઇ સરકારી યંત્રમાં ભાગ લેવા જતા તે એમ ધારતું હતું, કે લોકોની સાથે વાતચીત કરવાને જે ભાષાઓની જરૂર હતી તે તેણે શીખવી જોઇએ. તે કહે છે, કે "હાલના જમાનાની ઉદ્ધતાઇ એમ માને છે, કે તે તદન બીન જરૂરીઆત છે. જે અમલદારો કાંઇપણ સવડતાથી હિંદની ભાષાઓ બોલી શકે છે. તેઓની સંખ્યા પચીસ પચાસ વર્ષ પહેલાં હતી, તેના કરતાં ઓછી છે. અને તે દેશના સાહિત્યનો પુરેપુરો અભ્યાસ કરનારાઓની સંખ્યા દિવસે દિવસે ઘટતી જાય છે."

ફેબ્રુઆરી ૧૯૨૬ ના બુકમેન નામના પુસ્તકમાં એક વિદ્વાન અંગ્રેજ (મી. આલ્ડુઝ હકસઅલી) તેના દેશના માણસો કે જે હિંદુસ્તાન પર રાજ્ય કરે છે. તેમની ઉદ્ધતાઇ ને તે અંહકારનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

"જુવાન માણુસ હિંદી મુલ્કીખાતાની નોકરીમાં કલાર્ક તરીકે રહેવાને લંડનની પાસેના એકાદ નાના ગામડામાંથી જાય છે. એ એક નાની રાજકર્તા જાતિનો સભ્ય ગણાય છે. હુકમ કરવાને માટે તેની

આસપાસ ગુલામ જેવા નોકરો છે. જેઓ વર્ણે કાળા અને તેઓની તરફ જંગલીપણે વર્તવું એ યોગ્ય અને બરાબર ગણાય છે. તેની આસપાસ બત્રીસ કરોડ હિંદીઓ ફરી વળે છે. તે એમ ધારે છે. કે તે બધાના કરતાં ઘણો ચઢીયાતો છે, મજુરથી તે મહારાજા સુધી અસ્પૃશ્ય જાતિથી તે કુલિન બ્રાહ્મણ સુધી, અભણ ખેડુતથી માંડીને તે યુરોપના વિશ્વવિદ્યાલયોની બાર બાર ડિગ્રીઓ ધારણ કરેલાં કરતાં પણ ઘણો ચઢીઆતો માને છે. તે પોતે કુલિન ન હોય મુર્ખ હોય, સાધારણ ભણેલો હોય, તો તેની કાંઇ ફીકર નહિં. તેની ચામડી ગોરી છે. હિંદુસ્તાનમાં શ્રેષ્ઠતાનો સવાલ બહારની ચામડી પર રહેલો છે.”

લંડન ડેઇલી હેરલ્ડના માજી તંત્રી મી૦ જયોર્જ લેન્સબરીએ ૧૯૨૦ ની ડીસેંબરની ૧૧ મી તારીખે એસેકસ હોલમાં ભાષણ આપતાં કહ્યું હતું, કેઃ—

“ હિંદુસ્તાનમાં ત્રીસ કરોડ કરતાં વધારે માણસો છે. બ્રિટીશ ટાપુઓમાં આપણે માત્ર ચાર કરોડ અંગ્રેજ છીએ. હિંદીઓ પોતાનું હિત સમજે તેના કરતાં આપણે તેઓનું હિત વધારે સમજાવવાનો દાવો કરીએ છીએ. આથી વધારે ભારે ઉદ્ધતાઇ કદી હતી ? કારણકે આપણી ચામડી સફેદ બનવા પામી છે. તેથી આપણે જેઓની ચામડી સુર્યના રંગથી ઘઉંવર્ણી થઇ છે, તેના કરતાં આપણા મગજ વધારે સારા હોવાનો દાવો આપણે કરીએ છીએ. જ્યારે જ્યારે હિંદીઓ તરફ હું નજર નાંખું છું, ત્યારે હું જાતે શરમાઉં છું. તેઓ જાણે છે, તેના કરતાં હિંદુસ્તાન વિષે વધારે હું કેવી રીતે જાણી શકું ? ”

હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેઇટ રાઇટ ઓનરેબલ એડવીન એસ૦ મોંટેગ્યુએ ૧૯૧૭ ના જુલાઇમાં આમની સભામાં ભાષણ કરતાં જણાવ્યું, કેઃ—

"હિંદુસ્તાનની સરકાર ઘણીજ લાકડા જેવી, લોખંડ જેવી, બીલકુલ નહિ વળે તેવી અને ઘણીજ જુની, અને અર્વાચીન બાબતો માટે કોઇપણ રીતે ઉપયોગી ન થઇ શકે તેવી છે, હિંદ સરકારનો બચાવ નહિ થઇ શકે તેવી તે છે.

બધી તરફથી જોતાં જે સરકારના હાથ નીચે હિંદવાસીઓને રહેવાની ફરજ પડી છે, તેઓ મી૦ મોંટેગ્યુએ ૧૯૧૭ માં જે સરકારને સખ્ત રીતે ધીક્કારી કાઢી હતી તેના કરતાં જો હોય તો કાંઇક સારી છે.

જ્યારે સર લુઇ મેલેટ હિંદુસ્તાનનો સેક્રેટરિ ઓફ સ્ટેઇટના હાથ નીચે હતો, તે વખતે તેણે નીચે પ્રમાણે કહ્યું હતું:—"હિંદુસ્તાનમાંની સરકારની હાલની પધ્ધતિ સ્વતંત્ર અને બુધ્ધિશાળી રીતથી સહીસલામત છે, તે હકીકતને લીધેજ તે સરકાર આટલો લાંબો વખત ટકી રહી છે. બીજું કાંઇ નહિ."

સાધારણ રીતે વાઇસરોય પણ જ્યારે હિંદુસ્તાનમાં આવે છે, ત્યારે તેઓ કોઇપણ હીંદી ભાષા જાણતા નથી, ને તેઓ હિંદુસ્તાનમાં રહે છે, તે દરમિયાન તેઓ કોઇ એક ભાંગી તૂટી બોલી શીખે છે. તેથી લોકોની સાથે તેમનો જે સંબંધ હોય છે, તે બરોબર હોતો નથી, પણ અંગ્રેજ અમલદાર અથવા તો હિંદી અમલદારો કે જેઓ અંગ્રેજી બોલી જાણે છે, તેઓની મારફતે હોય છે.

પાર્લામેન્ટરી એક ભાષણમાં જોન બ્રાઇટે કહ્યું હતું કેઃ—

"હિંદુસ્તાનનો ગવર્નર જનરલ (વાઇસરોય) હિંદુસ્તાન કોઇપણ જાતના જ્ઞાન વગર જાય છે, તેની જ્યારે નીમણુંક થાય છે, ત્યારે તે શું કરે છે, ને હું બરાબર જાણું છું; તે એકાદ ઓરડામાં ગોંધાઇ જાય છે. અને મી૦ મીલના હિંદુસ્તાનના ઇતિહાસના પહેલા પુસ્તકોનો

અભ્યાસ કરે છે. અને કોઇપણ માણુસ અજ્ઞાન ભરેલી રીતે ધારે તેમ પોતે સારા ગવર્નર જનરલની અસર ઉત્પન્ન કરવાને માટે આ જબરજસ્ત પુસ્તકો વાંચે છે. તે હિંદુસ્તાન જાય છે તે વીસ પ્રજાનો દેશ છે, અને જ્યાં વીસ ભાષા બોલાય છે તે આ પ્રજાઓ વીષે કંઇપણ જાણતો નથી, અને તેને આ ભાષાઓના અર્થોનું, ઉચ્ચારનું અને વ્યાકરણનું ઝાંખું જ્ઞાન પણ હોતું નથી.....તે તે દેશ વીષે અને તેના લોકોને વિષે કશું જાણતો નથી, તેની આસપાસ અમલદારોનું ટોળું વિંટળાએલું હોય છે, તે અમલદારોની હવા અંદર લે છે, અને તેને તે સિવાયનું બીજું બધુંજ ઝાંખું અને કાળું ભાસે છે. તમે તેના પર એવી ફરજો નાંખો છો, કે જે કોઇપણ હયાત માણુસની માનસિક અને શારિરીક શક્તિની બહાર હોય છે, અને તેથી તે ફરજો તે બજાવી શકતો નથી,......જે કાંઇ સારું છે તે બધુંજ છુંદી નાંખવાને તેમનામાં સર્વોપરી સત્તા છે, જો એ ઇચ્છે તો હિંદુસ્તાનના ભલાને માટે જે કાંઇ કહેવામાં આવે, તે તે સહન કરી શકે, અને તેના પર તેનો કાયદો ચલાવી શકે, અને જે કાંઇ સારું છે તેના કરતાં હું બતાવી શકું જે વિશાળ દેશો પર તે રાજ્ય કરે છે, તે સંબંધી તે દેશના લોકોને જે વસ્તુ જરૂરની છે તેને કાર્યમાં મુકવાને તે ખરેખર સત્તા વિનાનો છે.........હું અત્યારે જાણતો નથી, અને અત્યાર સુધી મેં જાણ્યું પણ નથી, કે હિંદુસ્તાન પર રાજ્ય કરવાને માટે આ કોઇ શક્તિમાન માણુસ હોય અને જો કોઇપણ માણુસ એમ કહેતો હોય, કે 'હું રાજ્ય કરવાને શક્તિમાન છું', તો તેને વીષે જે લોકો તેની સાથે મૈત્રી ધરાવે છે તેઓ તેની જેટલી કિંમત આંકે છે તેના કરતાં ઘણી વધારે કિંમત તે પોતે પોતાની આંકે છે."

જોન બ્રાઇટ જે પોતાનું ભાષણ ઘણી સંભાળપુર્વક કરે છે,

અને જેના વચનોમાં કાંઇપણ પક્ષપાત નથી. તેના વચનો તે ઇંગ્લાંડે ભાગ્યેજ જાણેલાં એવા એક માણસના શબ્દો છે.

ડૉ૦ સુંદરલેન્ડે એક કાગળ કે જે કામળ કર્નલ જોસીયા સી૦ વેજવુડ એમ૦ પી૦ એ મને લખ્યો હતો, (અને જે મારા અઠવાડીક પેપર લાહોરમાં છપાયો હતો.) તેમાંથી જ્યારે લોર્ડ અરવીનની હિંદુસ્તાનમાં વાઇસરોય તરીકેની નીમણુંક થઇ ત્યારે તેને વિષે જે લખ્યું હતું. તેમાં આપણે વિચારો તે નીચે પ્રમાણે આપે છે."

કર્નલ વેજવુડ કહે છે, કે "હિંદુસ્તાનમાં તેને ઘણી મેચેની લાગશે, અને તે પોતાના કર્તવ્યનો એક દેખીતો પ્રાણ અર્પનાર જણાશે. એનામાં એક ગંભીર ખોડ એ છે, કે તે હિંદુસ્તાન વિષે કાંઇ પણ જાણતો નથી. અને તેથી તે સરકારી હોશિયાર અમલદારોના હાથમાં વધારે લાચારી ભરેલો થઇ પડશે......તે કોઇ પણ વખતે હિંદુસ્તાન વિષેની ચર્ચામાં હાજર રહ્યો હોય એવું મને યાદ નથી.'

એક પાર્લામેન્ટના પ્રખ્યાત સભ્ય જે માણસને વિષે આવું વર્ણન કરે છે, તે માણસની નિમણુંક હિન્દુસ્તાનની વિશાળ પ્રજાપર રાજ્ય કરવાને માટે થાય, તે વિશે વિચાર કરો.

પ્રધાન એસ્કવીથે ૧૯૦૯માં જાહેર કર્યું હતું, કે "હિંદુસ્થાનમાં ઉચ્ચ અમલદારની જગા ભરવાને માટે હિંદીઓની ઘણી મોટી સંખ્યા ગુણયુક્ત છે. તેણે તે જગ્યાઓ પર ઓછી અને હલકી યોગ્યતાવાળા અંગ્રેજોની નીમણુંક થાય છે, તે વિષે પણ ધ્યાન ખેંચ્યું હતું, અને તેણે દ્રઢતાપુર્વક જણાવ્યું હતું, કે જો એ ઉચ્ચ જગ્યાઓ જેના પર અંગ્રેજો નીમાયા છે, તેના કરતાં અડધીજ યોગ્યતાવાળા હિંદીઓને નીમવામાં આવે તો તે જાહેર નિંદાને પાત્ર થાય.

ડો. વી. એચ. રૂથરફોર્ડ તેણે હમણાંજ બહાર પાડેલા 'અર્વાચીન હિંદુસ્તાન તેના પ્રશ્નો અને તેનો ઉકેલ' એ નામના એક પુસ્તકમાં અંગ્રેજ લોકોની લાયકાતના પરિણામો અને તેના લક્ષણો તપાસે છે, અને જાહેર કરે છે, કે અંગ્રેજી રાજ્ય હિંદુસ્તાનની ગરીબીનું મુખ્ય કારણ છે. તે જાહેર કરે છે કે હિંદુસ્તાનમા અંગ્રેજ સરકાર અંગ્રેજ લોકોના જ હિતની ખાતર વખાણવા લાયક છે, અને ગ્રેટ બ્રિટનના લાભને માટે અને તે દેશનું કાર્ય ચલાવવાને માટેજ અને તેના સરકારને ચાલુ રાખવાની ખાતરજ તે વખાણવા લાયક છે. હિંદ અને હિંદીઓના હિતની વૃદ્ધિ કરવા વિષે તે શરમ ભરેલા અને અચંબા ભરેલી રીતે તેને તદ્દન નાલાયક ઠરાવે છે, અને તેની સાબીતીમાં તે કહે છે, કે "સરકાર પ્રજાના મોટા ભાગના શિક્ષણના સવાલ તરફ બેદરકાર રહે છે. ગામડામાં આરોગ્યતા અને દવાખાના વગેરેની જરૂરિયાતો તરફ બેદરકારી બતાવે છે. વ્યવસ્થા જાળવવા તરફ ગરીબોને ઘરબાર આપવા તરફ, શરાફો તરફના ખેડુતોનું રક્ષણ કરવા તરફ, ખેતીવાડીને બેંકો ચલાવવા તરફ બેદરકારી બતાવે છે, ખેતીવાડીને સુધારવા તથા વધારવા તરફ હિંદના ઉદ્યોગો તરફ અને અંગ્રેજ લોકો જેઓ ટ્રામવે, વીજળી અને બીજી અનેક નોકરીઓમાં કામ કરીને મોટો લાભ મેળવે છે, તે અટકાવવા તરફ અને લંડનના હિતને માટે હિંદી નાણાંના અસલોને વધતા અટકાવવા તરફ બેદરકારી બતાવે છે."

આ હકીકતના પ્રકાશમાં આપણે ડો. રૂથરફોર્ડના શબ્દો વાંચી અજાયબી પામી શકીએ.

"જે પદ્ધતિએ હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવવામાં આવે છે, તે પદ્ધતિ દુનિયામાં ચાલતી સરકારની પદ્ધતિઓમાં સૌથી હલકી અને અનીતિમય છે. એક પ્રજા બીજી પ્રજાનો [illegible] ધંધો કરે છે. 'ધી અધર સાઇડ ઓફ ધી મેડલ' નામના [illegible] પુસ્તકમાં મી. એડ-

વર્ડ કહે છે, "અમારૂં હિંદુસ્તાનનું સામ્રાજ્ય ગુલામો ઉપર શેઠનું રાજ્ય છે. એ સુચનાઓ અમે તિરસ્કારીએ છીએ છતાં પણ અમે જેમ ગુલામો હાંકનારાઓ કરે છે, તેમ અને અમારા હિંદી શહેરીઓના સદ્‌ગુણોની કિંમત જેમ શિકારી કુતરાઓના ગુણોની કિંમત આંકે છે તેમ આંકીએ છીએ."

થોડા વર્ષ પર કીંગો સ્ટેઇટમાં જે અત્યાચારો થયા હતા તેને વિષે એક આયરિસ લેખકે લખ્યું હતું કે "અંગ્રેજ લોકો સ્વતંત્રતા પોતાને માટેજ ચાહે છે. તેઓ પોતે જે અન્યાય કૃત્યો કરે છે, તે સિવાય બીજાં બધાંજ અન્યાયના કૃત્યોને ધિક્કારે છે. તેઓ વળી એવી સ્વતંત્રતાને ચાહનારા છે. કે તેઓ કીંગો સ્ટેટના વચ્ચે પડે છે, અને બુમ મારે છે, "શરમ, બેલ્જીયનોને શરમ" પણ તેઓ ભૂલી જાય છે, કે તેઓના પગની એડી હિંદુસ્તાનના લોકોનાં ગળાં પર છે.

મી. વિલ્ફ્રીડ સ્કોનર્બ્લન્ટે લખેલા તેના 'સીક્રેટ હિસ્ટરી ઓફ ધી ઇંગ્લીશ ઓકયુપેશન' નામના પુસ્તકમાં તે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય પાસેથી જોવાથી અને ઘણા સારા પ્રકાશમાં જોવાથી જેવું માલમ પડે છે, તે વિષે કેટલાક અગત્યના અને મજબુત પુરાવા આપે છે. તે લોર્ડ લીટનનો ગાઢ મિત્ર હતો, અને તે વખતે તે હિંદુસ્તાનનો વાયસરોય હતો. મી. બ્લંટ હિંદુસ્તાનમાં બધી વસ્તુનો અભ્યાસ કરવા આવ્યો હતો. તે અંગ્રેજ રાજદારી પુરૂષોના સંકુચિત વિચારવાળા પક્ષનો હતો, અને હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજકારભારની નીતિને ઘણી સારી રીતે સ્વીકારવા લાયક જોવા આશા રાખતો હતો. વળી વાયસરોય પોતેજ અને બીજા અમલદારો તેને ફરવા લઇ જતા અને તેના દ્રષ્ટિએ તેને બધું બતાવતા. પરિણામ શું આવ્યું ? અંગ્રેજ સરકાર તેના દેશના લોકોની તરફેણમાં તેના વિચારો હોવા છતાં, અને તેણે અંગ્રેજ દ્રષ્ટિએ જેમ બને તેમ હિંદુસ્તાન જોવું,

એમ કહેવા છતાં તેના મનપર જુદી અસર થઇ. તેને માલમ પડયું કે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય આશીર્વાદરૂપ થવાને બદલે હિંદુસ્તાનના નાશનું કારણ થઇ પડયું હતું. "અંગ્રેજ રાજકીય પદ્ધતિનો એ એક દુર્ગુણ છે, કે તે સરકાર તદન નિર્દોષ ઇરાદા સહિત છેવટે નુકશાન કર્યા વગર કોઇપણ જગ્યાએ સ્વતંત્ર લોકો વચ્ચે પડી શકે નહિ. સારી શરૂઆતને ખરાબ પરિણામમાં નહિ ફેરવવા માટે ઘણા સ્વાર્થી લાભો એમાં સમાયલાં હોય છે."

હિંદુસ્તાન વિષે તે લખે છે કેઃ—

'હું નિરાશ થયો છું કે એશિયાના બાકીના ભાગ માફક હિંદુસ્તાનનું રાજ્ય ખરાબ ઇરાદાઓને બદલે કોઇપણ જાતના ઇરાદા વિના સારા ઇરાદાથી ખરાબ રીતે ચાલતું માલમ પડે છે. તુર્કસ્તાનમાં જેવી રીતે માલમ પડે છે, તેવી રીતે ત્યાં પણ ભારે કર અને પૈસાનો મોટો વ્યય છે, પરિણામ એકજ છે. અને ભૂખે મરતાં હિંદુઓને કલકત્તામાં આવેલા દેવળ માટે પૈસા આપવાનું કહેવું, અને બોસ્ફરસ પર આવેલા મહેલને માટે બલ્ગેરિયનોને કર આપવા કહેવું એ એમાં હું કાંઇ ઘણો તફાવત જોતો નથી. હિંદુસ્તાનમાં 'દેશીઓ' જે કહેવાય છે, તે ગુલામની જાત છે. બીકણ, દુઃખી અને ઘણાજ પાતળા છે, જો કે હું જાતે એક...(conservative) છું, અને લંડન કાર્લ્ટન કલબનો સભ્ય છું, તો પણ હું તેઓને જે બંધનમાં રહેલા જોઉં છું તેથી હું ઘણો નિરાશ થઇ ગયો છું અને અંગ્રેજ સંસ્થાઓને માટે મારી શ્રદ્ધા અને અંગ્રેજ રાજ્યના આશીષો પરની મારી શ્રદ્ધાને સખત ઝટકો લાગ્યો છે. હું ઉત્તમ શિક્ષકો પાસે હિંદી નાણાંની ગુપ્ત કુંચીઓ શીખ્યો છું જેઓ સરકારી મંત્રીઓ કમિશ્નર વગેરે છે. અને એ નિર્ણય પર આવ્યો છું કે જો આપણે આપણા દેશની પ્રગતિ આ રીતે કરતા જઇએ તો ત્યાંના

રહેવાશીઓને વહેલા કે મોડા મનુષ્ય ભક્ષણ કરવાનો આશરો લેવો પડશે; કારણ કે માણસ માણસને ખાય તે સિવાય બીજું કાંઇપણ રહેશે નહિ."

મી. સી. એફ. એન્ડરૂસ તેના હમણાં લખાએલા 'સ્વતંત્રતા માટે દાવો' નામના પુસ્તકમાં કહે છે:—

આપણે ગયા સૈકામાં ઇટલિ અને ઓસ્ટ્રીઆમાં પરદેશી રાજ્યનો એક વિચિત્ર દાખલો જોઇએ છીએ. ઇટલિના રાજ્યના જોડાણ સાથેનું ઓસ્ટ્રીઆનું સામ્રાજ્ય ઇટલિને બળજોરીથી પરતંત્રતામાં રાખેલું તે સહીત એ રાક્ષસીપણું હતું. તે તો માત્ર ધિક્કાર, હંમેશને માટે ઉંડો તિરસ્કાર એ પ્રજા વચ્ચે જે બે પ્રજા મિત્ર થવી જોઇએ, તેની વચ્ચે ઉત્પન્ન કરે. આજનું અંગ્રેજી સામ્રાજ્ય તેની સાથે હિંદના જોડાણ સહીત હિંદને બળથી પરતંત્રતામાં રાખે—એ રાક્ષસીપણુંજ છે. તેમાં બે કડવાશ—હંમેશ વધતી જતી કડવાસ અને અજાણપણું બે પ્રજાની વચ્ચે—હિંદ અને ઇંગ્લાંડ—જે બે પ્રજા મિત્ર તરીકે રહેવી જોઇએ—તેની વચ્ચે ઉત્પન્ન કરે."

ડા. સુંદરલેન્ડ છેવટે જણાવે છે, કે:—

"દુનિયા સમક્ષ એવો દાવો કરવામાં આવે છે, કે ઇંગ્લાંડ હિંદુસ્તાન પર દુરથી સારી રીતે રાજ્ય કરે છે, અથવા તો તે હંમેશા ખોટી ભૂલો કર્યા વગર અને કોઇપણ પ્રકારની ગંભીર અને ભયંકર ભૂલો કર્યા વગર તે સારી રીતે રાજ્ય કરી શકે, એ દાવા કરતાં એવી બીજી કોઇ પણ પાયા વગરની અથવા વધારે ઘાતકી વાત દુનિયા પર નથી."

પણ મેકાલે કે ફુલર અથવા મેકડોનાલ્ડ અથવા રૂથરફોર્ડ અથવા ડીકીન્સન અથવા સુંદરલેન્ડ જાણે છે, કે તેના કરતાં મીસ મેયો

હિંદુસ્તાન વિષે વધારે સારૂં જાણે છે ! દેખીતી રીતે ગયા એ સૈકામાં દુનિયાએ ઉત્પન્ન કર્યાં છે, તેના કરતાં વધારે, વધારે સબળ અને સત્ય પ્રેક્ષક તેણી છે ! મિથ્યાભિમાન ! તારૂં નામ કૈથેરાઇન મેયો છે.

## પ્રકરણ ૭૧

## સુધારાની વાત.

હિંદી સરકારના ઇ. સ. ૧૯૧૯ના પાર્લામેન્ટરી સ્ટેટયુટ (કાયદા) થી હિંદી સરકારની પદ્ધતિમાં દાખલ થએલા સુધારા માટે મીસ મેયો એક આખું પ્રકરણ આપે છે. તેણી દેખીતી રીતે એવા અભિપ્રાયની છે, કે આ કહેવાતા સુધારા દાખલ કરવામાં ભુલ થઇ છે. અને ઇ. સ. ૧૯૧૯ પહેલાની હિંદી સરકારની પદ્ધતિ સંપૂર્ણ હતી, અને તેમાં કંઇ ફેરફારની જરૂર ન હતી.

આ તેણીનું સાધારણ પ્રતિપાદન છે, પણ આખું પ્રકરણ વાંચ્યા પછી એ કહેવું મુશ્કેલ છે, કે તેણી બરાબર શું કહેવા માગે છે. તે પ્રકરણમાં સંબંધ વગરના અને ન સમજાય તેવા પ્રતિપાદન કરેલાં છે, જે કાંઇ સમજી શકાય તેવું અને સંબંધક છે, તે માત્ર હિંદી પ્રજા તરફ તેનો અયોગ્ય તિરસ્કાર અને હિંદી પ્રજાને કાળી, કઢંગી, અસત્ય, અજ્ઞાન, ઉદ્ધત જેમ બને તેમ ચીતરવી એ છે. તેના પહેલા વાક્યમાં એમ કહેવામાં આવ્યું છે, કે 'હાલ બ્રિટીશ હિંદમાં સરકારની જે પદ્ધતિ ચાલુ છે. તેના મૂળ ભુતકાળમાં ઉંડા ઉતર્યાં છે. અને તે હાલ સતત વધતાં જતાં માલમ પડે છે.' તેજ પ્રકરણમાં જરા આગળ તેણીએ ટીકા કરી છે, કે 'ધીમે ધીમે વધતા જતા ઓક ઝાડની સ્થિરતાની ખોટ આજના તેના આકારની યોજનામાં માલમ પડે છે. તે યોજનાને ગરમ ડાંખરા જેવી તે દેખાતી

અજાણી ઉમાર અને ઉતાવળની લાગણીની ગરમીથી તેના વંશ વારસાના બળથી જીરવી શકાય, તે ઉપરાંત દબાણથી દખલ કરાયલી, એવી રીતે તેને હલકી પાડવામાં આવી છે.

ત્યાર પછી ૨૬૮મા પાનાપર સુધારાના કાયદા પર ટીકા આપવાનું વિચાર્યા વગર તેણી ટીકા કરવાનું સાહસ કરે છે, કે કોઈપણ જાતની દુશ્મનવટ પહોંચી શકે તેનાં કરતા વધારે ઉંડું મુખ્ય વિઘ્ન તેની વસ્તુઓના મૂળ અંદર રહેલું છે.

સામાન્ય ચુંટણીના પાયાપર રચાએલું છે......અને મુશ્કેલત એ છે, કે જ્યારે ચણતર હવાના મધ્ય ભાગમાં લટકતું રહે છે, ત્યારે તેને ટકાવી રાખવાને જે પાયો તેને માટે ગોઠવવામાં આવ્યો છે, તે બુરી લાટીનાં હદ પર લટકતો રહ્યો છે. ખરું જોતાં તેનું અસ્તિત્વજ નથી'

આખા પ્રકરણમાં છુટા જવાબ અને છિન્ન ભિન્ન વિચારો અને પ્રતિપાદનો કરાયલા છે. તેનું કોઈ પરિણામ નથી. એક બાજુની સાથે સંબંધ નથી. અને હિંદુ પ્રજા તરફ નિંદા તિરસ્કાર અને અંગ્રેજ અમલદારોની અયોગ્ય પ્રશંસા સિવાય વિચારોની સંકલના પણ માલમ પડતી નથી. વાર્તાઓ અને વર્ણનો તુટક છે. અને તે માત્ર કલ્પનાશક્તિની ઉત્પતિ છે. અને તેમાથી દેખીતી રીતે કઢંગા અને બારી કરેલા કેટલાક ઘટાડા કરેલા છે. નામ વગરના માણસોના આપેલા સંવાદો પુરવાર થઈ શકે એમ નથી, પણ તેમાંના ઘણા ખરાં મીસ મેયોએ આપેલાં છે. તેના પર વાંચકે પુષ્કળ વિચાર કરવો જોઇએ. ફરી ફરી તેણી વાંચકને કહે છે, કે હિંદી-રાષ્ટ્રીય-નેતા જે કહે છે, તેવો તેનો ઇરાદો નથી.

એક દિવસ આપણને કહે છે, (પાનુ ૨૬૭) કે તેણીએ અંગ્રેજ સિવીલના એક પ્રખ્યાત એંગ્લોઇંડીઅનના સ્વપ્ની સાથે વાત ચલાવી

અને તેને પૂછ્યું કે, તેની સાથેના કાયદા ઘડનાર સભ્યો તેઓ સરકારની ભલી શ્રદ્ધા વિરુદ્ધ ભયંકર આરોપ મૂકે છે, તેઓ કહે છે તેવો તેઓનો ઇરાદો છે, તેણે કહ્યું, કે એ કેમ બની શકે ? સભામાંનો એક પણ માણુસ એમાંનું કાંઇપણ માનતો નથી, પણ જો સભાના સભ્યો ખરેખર આવા સખત ઢોંગી હોત, તો તેઓ ખચિત આવી ખુલ્લી રીતે પરદેશી મુસાફર કે જે લગભગ અજાણ્યો હતો તેની આગળ કબુલ કરે નહિ, .... પના પર એવું પ્રતિપાદન કરેલું છે, કે જે કોઇ મુખી વગરનો પણ પ્રતિપાદન કરે નહિ ગામડાનો પટેલ (૧૦માંથી ૯ તો) અભણુજ હોય છે. આ ચુંટાયેલા પ્રતિનિધિઓ સરકાર તરફની પોતાની ફરજો અને જવાબદારીઓ જાણે છે, અને સમજે છે, તેના કરતાં ઘણે દરજ્જે વધારે તે જાણે છે અને સમજે છે" !

આ સંજોગોમાં મીસ મેયોને પડ મુકવી, અને જેમ બને તેમ ટુંકમા હિંદની સંખ્યાંક વાત તેની હકીકત અને કાર્ય સમજાવવું એ કામ છે. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઇતિ આપવો. તે રાજ્ય જે જુદીજુદી ફેરફાર એ સ્થિતિમાં પસાર થયું છે, તે આપવું અને તેના પરિણામે ૧૯૧૪ના જે સુધારા થયા છે, તે આપવાને માટે અત્રે જગ્યા નથી. તે વાત મેં મારા પુસ્તકો યંગ ઇંડિઆ—અને પોલીટિકલ ફ્યુચર ઓફ ઇંડિઆ-જે બે પુસ્તકો શરૂઆતમા યુનાઇટેડ સ્ટેટ ઓફ અમેરિકામાં, એક ૧૯૧ માં અને બીજું ૧૯૧૯માં મેં બહાર પડ્યાં હતાં, તેમાં આપેલી છે.

*  *  *  *

ઇ. સ ૧૯૧૪માં મહાન વિગ્રહ શરૂ થયો તે પહેલાં હિંદુસ્તાનમાં કેટલાક ભાગ બળવાખોરોની મંડળીઓ જામેલી હતી. હિંદુસ્તાન આખામાં તેની રાજકીય સ્થિતિપર ઘણી ચળવળ ચાલી રહી હતી.

વિગ્રહ દરમિયાન વિ હના હેતુ વિષે પ્રેસિડન્ટ વિલ્સન અને એકંદર મોટાં રાજદ્વારિ પુરૂષોએ જે અભિપ્રાય આપ્યા હતા, તેનાથી હિંદી પ્રજાના મનમાં પોતાના તેમને ન્યાય મળવાની, જો મિત્ર રાજ્યો ફતે નવડે તો, આશા ઉત્પન્ન થઇ હતી. ઇ. સ. ૧૯૧૬માં જ્યારે લડાઇ ઘણી ભયંકર આવી હતી ત્યારે હિંદી-રાષ્ટ્રીય સભા અને સમસ્ત હિંદુ-મુસ્લીમ સભાએ યોગ્ય એવા રાજકીય સુધારાની યોજના ઘડી, કે જે રતા તુરત પોતાના દેશમાં દાખલ થઇ શકે. આ સાથે તેઓએ વિગ્રહને માટે તેને ટેકો આપવા ને માટે યોજનાઓ ઘડી આપી. મહાત્મા ગાંધીજી અંગ્રેજ સરકારને માટે સિપાઇઓની ભરતી કરવા અને લશ્કરની ટુકડીઓની વ્યવસ્થા કરવાને ફર્યા. લડાઇ જીતવાને માટે હિંદુસ્તાનની પ્રજામાં આખરે આખરે સર્કેદ પ્રજાનું લોહી વહેવા માંડ્યું હતું. જો હિંદુસ્તાન તરફથી માણસો, પૈસા, હથિઆર અને ખોરાકની મદદ ન મળી હોત તો અંગ્રેજ સરકારનું માન જાત, અને મિત્ર રાજ્યો પેરિસપર જર્મન લશ્કરનો આવતો હુમલો ભાગ્યેજ અટકાવી શકત.

"હિંદુસ્તાનના લશ્કર સંબંધે."

મહાન વિગ્રહમાં હિંદુસ્તાને ભજવેલો ભાગ એ સરકારી પુસ્તકમાં આ વાત સાબીત થએલી માલમ પડશે.

"હિંદી લશ્કરની ટુકડીઓ અણીના વખતે ફ્રાન્સ પહોંચી ગઇ. અને ૧૯૧૪ની શરદ ઋતુ દરમિયાન જર્મન લોકોને મક્કેસ યાને કેલાઇ પાટે આગળ હલ્લો કરતાં અટકાવ્યા. અંગ્રેજ સામ્રાજ્યના કોઇપણ ભાગમાં તુરતા તુરત મળી શકે એવી કેળવાએલી ટુકડીઓ ફક્ત આજ હતી, અને ખરેખર તેઓએ પોતાનો ભાગ ભજવ્યો. "ઇજીપ્ત, પેલેસ્ટાઇન, મેસોપોટેમીઆ, પરશીઆ, પૂર્વ અને પશ્ચિમે

આફ્રીકા અને બીજા બધા ભાગોમાં હિંદી લશ્કરે તેઓના અંગ્રેજ અને બીજા પ્રાન્તના મિત્ર સાથે છેલ્લી જીત મેળવવામાં પોતાનો હિસ્સો આપ્યો હતો."

ઈ. સ. ૧૯૧૬ના એપ્રીલમાં લોઅર મેસોપોટેમીઆમાં એક મોટી મુસીબત આવી. અને તેની જવાબદારી હિંદી સરકાર પર નાંખવામાં આવી હતી. જે કમીશનને આ બાબતની ખબર કાઢવાને નીમવામાં આવ્યું હતું, તેને સંભાળપૂર્વક અને ઝડપથી ખબર કાઢવા પછી જાહેર કર્યું કે મેસોપોટેમીઆનું એ તોફાન. હિંદી સરકારની વ્યવસ્થા જાળવવાની અશક્તિને લીધે હતું. જ્યારે આ અહેવાલ સંબંધી આમની સભામાં એ બાબતની ચર્ચા થઈ, ત્યારે મી. એસ. શી. મોંટેગુ જે તે વખતે હથિઆર તથા દારૂગોળાનો પ્રધાન હતો, તેણે એક જબરદસ્ત ભાષણ કર્યું, તેમા તેણે જાહેર કર્યું, કે:–

"હિંદી સરકાર આપણી દ્રષ્ટિએ અર્વાચીન હેતુઓ માટે ઉપયોગી થઈ શકે તેને માટે જાતેએ તે કરતાં વધારે લાકડા જેવી, લોખંડ જેવી, ન વળી શકે તેવી, અને જમાના કરતાંએ જુની છે. હું નથી ધારતો, કે કોઈ પણ આજના જરૂરિઆતની દ્રષ્ટિએ હિંદી સરકારને ટેકો આપી શકે, પણ તે ચાલે. હિંદના લખવા પછી કોઈ પણ ગંભીર બાબત બની નથી. જાહેર પ્રજા હિંદના કારભારમાં રસ લેતી નથી. અને હિંદી સરકાર એવી સરકાર છે, કે જેની પદ્ધતિનો બચાવ કરવો હોય તો તે બાબત તરફ ધ્યાન ખેંચવાને પુષ્કળ વખત જોઈએ."

તેણે વિશેષમાં કહ્યું કે:—

"હું આ સભાને જાહેર કરું છું, કે ઈંડિયા ઓફીસનું કાયદાનું વ્યવસ્થાપક મંડળ કોઈપણ સાધારણ શહેરીના સ્થાનામાં આવી

શકે એના કરતાં પણ મોટો ફેરફાર અને લાલ પટીનું ધોરણ ઉત્પન્ન કરે છે.”

આ લાલ પટી હંમેશને માટે ત્યાં તો હતીજ. પણ લાંબા વખત પર ડૉ. ઝરેલીએ બતાવી આપ્યું. તેમ ઇંગ્લાંડનું ધ્યાન ખેંચવા એક મોટા ભયંકર બનાવની જરૂર છે.

અમે જે ભાષણમાંથી ઉતારો આપ્યો છે, તેમાંથી મી. મોન્ટેગ્યુએ જે કાંઇ કહ્યું તે નીચે આપીએ છીએ:—

હિંદુસ્તાનમાં તમારા રાજ્યનો જે કોઇ હેતુ હોય, છતાં જે હિંદીઓને હું મળ્યો છું, અને જેની સાથે મેં પત્રવ્યવહાર કર્યો છે, તેઓની એકત્ર માંગણી એ છે, કે તમારે તે જાહેર કરવું. તે જાહેર કરવા પછી તમારે તેમાંનું થોડુંક આપવું અને બતાવવું, કે તમે ખરી લાગણીવાળા છો. નવી યોજનાની કાંઇક શરૂઆત કે જેને તમે અનુસરવા માગો છો. અને એક અથવા બીજી રીતે હિંદુસ્તાનના લોકોની પ્રતિનિધિ સંસ્થાને વધારે મોટી તક આપો............

“પણ મને ખાત્રી છે, કે સરકારની અયોગ્ય પદ્ધતિ જારી રાખવાનો તમારો મોટો દાવો કે જે અમે ભુતકાળમાં હિંદુસ્તાન પર રાજ્ય કર્યું છે, તે પદ્ધતિ લાયક હતી. તે પદ્ધતિ પુરતી ન હતી, એમ સાબીત થઇ ચુકયું છે. હિંદના લોકોની મરજી જાહેર કરવાને માટે તે પુરી પડી શકે એવી ન હતી. તેઓને લડાયક પ્રજા બનવું હતું, તેવી બનાવવાને તે પુરતી ન હતી, એમ સાબીત થઇ ચુક્યું છે. આ લડાઇનો ઇતિહાસ એમ બતાવે છે, કે તમે હિંદુસ્તાનના લોકોની અંગ્રેજ સામ્રાજ્ય તરફની વફાદારીનો ઉપયોગ જો તમોને પહેલાં શંકા હતી, તો હવે ભરસો રાખી શકો. જો તમે તે વફાદારીનો ઉપયોગ કરવા માંગતા હો, તો તમારે તે દેશના લોકોના પ્રેમનો જેવો લાભ લેવો જોઇએ, કે જે પ્રેમ હિંદુસ્તાનમાં

ધર્મ છે, અને તમારે તેઓના નશીબને કાબુમાં રાખવાની એવી મોટી તક આપવી જોઇએ. માત્ર એવી કૌન્સિલોથી નહિ, પણ કાર્યવાહક ઉપરજ પુરેપૂરા અંકુશ રાખીને (મોટી તક આપવી જોઇએ.) પછી બાજી લડાઇ દરમિઆન જો આપણે લડવું પડે તો શાંતિના સમયે બીજા કટોકટીના પ્રસંગે તમને સંતોષ પામેલું હિંદુસ્તાન માલમ પડશે, એવું હિંદુસ્તાન કે જે તમોને મદદ કરવાને તૈયાર રહેશે. માસ્ટર પીકર, હું કહું છું, તમે માનજો, કે એ વખત વિચારી જવાનો નથી. એ ઇચ્છાનો સવાલ નથી.

"આ સૈકા થયા જુના અને જબરદસ્ત પ્રશ્નને કાબુમાં અનુભવની દૃષ્ટિએ જો તમે ગોઠવવ ને તૈયાર નહિ થાઓ તો હું માનું છું કે કે તમે હિંદી સામ્રાજ્યના ભાગ્યને કાબુમાં રાખવાનો હક ગુમાવશો." લડાઇ ગંભીર સ્વરૂપ ધારણ કરતી હતી તે દરમિયાન, એશિયા છુટું પડવાની અણી પર હતું અને દેખાતું હતું કે હિંદુસ્તાનમાથી માણસો અને બીજાં સાધનોની મદદ લેવામાં ન આવે તો મિત્ર રાજ્યો હારી જાય, શું કરવું તે લોઇડ જોર્જે નકી કર્યું. તેણે મોન્ટેગ્યુને ઇંડિઆ માટે નીમ્યો, અને ૧૯૧૭ની ઓગસ્ટની ૨૦મી તારીખની પ્રસિદ્ધ જાહેરાત બહાર પાડવાની સત્તા આપી. શહેનશાહની સરકારની રાજનીતિ જેની સાથે હિંદી સરકાર સંપૂર્ણ રીતે એકમત છે, કે રાજ્ય કારભારના દરેક ખાતામાં હિંદીઓની સંખ્યાની વૃદ્ધિ કરવી, અને બ્રિટીશ સામ્રાજ્યના એક આંતરિક ભાગ તરીકે હિંદુસ્તાનમાં જવાબદાર સરકારનું જ્ઞાન મળે, તે હેતુથી સ્વતંત્ર સંસ્થાનોની ધીમે ધીમે વૃદ્ધિ કરવી. તેઓએ એવો નિર્ણય કર્યો કે જેમ બને તેમ આ દિશામાં યોગ્ય પગલાં ભરવા, અને તે ખાસ અગત્યનું છે, કે આ પગલા કેવા હોવા જોઇએ, તેનો આગળથી વિચાર કરવા હિંદુસ્તાનના અને ઇંગ્લાડના સત્તાવાન કાર્યકર્તાઓ

ચર્ચા છૂટથી સાધારણ રીતે મતની આપ લે થવી જોઇએ, શહેનશાહની સરકારે તે પ્રમાણે સંમતિથી નક્કી કર્યું છે, કે મારે હિંદી અને વોઇસરોયની સાથે આ બાબતની ચરચા કરવા હિંદુસ્તાન જવાનું વોઇસરોયનું આમંત્રણ સ્વીકારવું. વોઇસરોયની સાથે સ્થાનિક સરકારના વિ રો પર વિચાર કરવો અને તેની સાથે પ્રતિનિધિ મંડળ અને બીજાઓની સુચનાઓ લેવી."

અત્રે હું ઉમેરું છું, કે આ નીતિની પ્રગતિ એક પછી એક સ્થિતિએ પહોંચવાથી થઇ શકે, હિંદુસ્તાનના લોકોની પ્રગતિ અને હિતની જે જવાબદારી હિંદી સરકાર અને અંગ્રેજ સરકાર છે, તે દરેક પ્રગતે અને સમય પરથી નક્કી કરી શકાય, અને આ સેવાની નવી તક જેને આપવામાં આવશે તેના સહકારથી તેઓએ ચાલવું જોઇશે, અને તેઓની જવાબદારી પર જેટલે અંશે ભરોશો મૂકી શકાય તે પરથી નક્કી કરી શકાશે."

અંગ્રેજ પ્રધાનના વિચિત્ર મનમાં ગમે તે હોય, તો પણ એટલું તો દેખીતું છે, કે આ જાહેરાત ઉતાવળી હતી, અને તે ઉદાર લાગણીનું પરીણામ ન હતું. આ પગલું ગણત્રીપુર્વક અને વિચારપુર્વક ઇંગ્લાંડ અને સામ્રાજ્યના હિતને યોગ્ય અને જરૂરી થઇ પડે, એમ ગણીને ભરવામાં આવ્યુ હતું. જો એ બાબતમાં કંઇ પણ ઉતાવળી ઉદારતા હતી, તે હિંદના લોકો તરફની હતી. અંગ્રેજ રાજદ્વારી પુરુષોનાં વચનો હિંદી નેતાઓએ જેવાં ને તેવાંજ લીધાં, કારણકે તેઓ ભાગ્યેજ જાણતા હતા, 'કે જુઠું બોલવાની કળા હજુ નાશ પામી ન હતી.' અને તેઓ ભાગ્યેજ ધારતા હતા, કે એક દિવસ કથેરાઇન મેયો જેવી નમુનેદાર સતિની ઉલટભેર વફાદારી તરફ હાસ્ય કરશે. હિંદીઓએ આયરીશ પ્રજાની નીતિ સ્વીકારી નહિં, કે

જે પ્રજાનો આદર્શ હંમેશા ઇંગ્લાંડની મુશાબત તે આયર્લાંડની તક હતી, તેઓ તો જરૂરની વખતે ઇંગ્લાંડની બાજુએ ઉભા રહેતા હતા. સુધારાની ક્રિયા કરવામાં બ્રિટન (અંગ્રેજ સરકાર) એક ઇંચ નમતી હતી, કારણકે રખેને એક આંગળ મેંચી લેવામાં આવે, અને ત્યાંના રાજદ્વારી પુરુષો આ બાબતનો સ્વીકાર કરતા હતા. કારણ કે હિંદના લોકના સહકારની તેને ઘણી જરૂર હતી, મી૦ મોન્ટેગ્યુના સંબંધમાં એમ કહેવું જોઇએ, કે તે ખરી હકીકતજ જણાવતો હતો.

૧૯૧૭ ની જાહેરાતની અસર હિંદુસ્તાન ઉપર થઇ હતી. રાજકીય હિંદીઓ તેની ભાષા અને સંકુચિતપણાથી સંતોષ પામ્યા ન હતા. તેમણે આ અસંતોષ ગુપ્ત રાખ્યો નહિં, પણ તેઓએ જેવી રીતે કેનેડાના લોકોએ દક્ષિણમાં આફ્રિકાનાં લોકોએ પોતાના ઘરના માલિક હોઇ તેઓના હકને ઇંગ્લાંડની ઇચ્છા પ્રમાણે ન્યાય મળે તેની સાબીતીને અર્થેજ તે સ્વીકારવાનો નિશ્ચય કીધો.

તેના વચનને અમલમાં મુકવા માટે મી૦ મોંટેગ્યુએ હિંદુસ્તાનની મુલાકાત લીધી અને તે વખતના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડની સાથે રહીને રિપોર્ટ લખી કાઢ્યો, જે બે નનથી બહાર પાડવામાં આવ્યો છે. આ જાહેરાતના રીપોર્ટપર ટીકા કરતાં ૧૯૧૯માં 'હિંદુસ્તાનનું રાજકીય ભવિષ્ય' એ નામના મારા પુસ્તકના પહેલા ભાગમાં મેં ટીકા કરી હતી, કે "ઉપરની જાહેરાતના બાજા પેરેગ્રાફના બીજા વાકયની વિગત દેખીતી રીતે એમ બતાવે છે. કે તે દૃઢ નિશ્ચય કર્યો હોય એવી દરેક પ્રજાના હકની મુખ્યત્વે કરીને વિરૂદ્ધ છે. આ નિયમ સાધારણ રીતે બધાને લાગુ પડતો કબુલ કરમાં આવ્યો છે. (અંગ્રેજ પ્રધાનના કહેવા પ્રમાણે સંસ્થાનોમાં રહેતા કાળા વર્ણના લોકોનો તેમાં સમાવેશ થાય છે. સંસ્થાનોમાં લડાઇ પહેલાં જર્મનીના લોકો વસતા હતા.) હિંદુસ્તાનના લોકો આ જાતિઓ સાથે ઉભા રહી શકે

તેમ નથી. જો એમ ધાર્વામાં આવે, કે તેઓ તે હક પુરી રીતે અને સારી રીતે ભાળવી શકે એવી સ્થીતીમાં નથી, તો એમ લેવું કે તેઓ ભવિષ્યમાં પણ એ સ્થીતિમાં કદી આવશે નહીં. એ ન્યાય પૂર્વક પણ ખરૂં નથી, તે વાક્યમાં જે ગુણો દર્શાવેલા છે, તે બીન જરૂરીઆત અને વધારાના છે

---

જ્યાં સધી હિંદુસ્તાન અંગ્રેજ સામ્રાજ્યનો એક આંતરિક ભાગ છે, ત્યાં સુધી અંગ્રેજ પાર્લામેન્ટ અને અંગ્રેજ રાજાની સંમતિ વિનાનું બંધારણ ઘડી શકે નહિં. એ શોચનીય છે કે એ અંગ્રેજ રાજ્યકારી પુરૂષ તે વખતના જુસ્સા ઉપર ઉંચો ચઢી શક્યો નહીં, અને આપખુદ દોરણ અને જાતિ અભિમાનના જુસ્સામાંથી તે જાહેરાત મુક્ત રાખી શક્યો નહિ, કે જે અભિમાન જે વખતે તેઓ હિંદુસ્તાનના લોકોને તેના બચાવ માટે સામ્રાજ્યના લોભમાં ભાગ ભાળવવાની જુસ્સાભેર અરજ પૈસો અને માણસ કોઇ પણ જાતનું બોલ્યા વગર કરતા હતા તે અસ્થાને છે, મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ હેવાલના ૧૭૯માં પેરેગ્રાફમાં બતાવેલાં પ્રતિપાદન સાથે આ વર્તન બંધ બેસતું નથી. કારણ કે તે પેરેગ્રાફમાં 'આત્મનિર્ણયની ઇચ્છા'ના ફેરફાર કર્યા પછી એ રિપોર્ટના પ્રસિદ્ધ કર્તાઓ કબુલ કરે છે. કે હિંદુસ્તાનના શિક્ષિત વર્ગ તરફથી આપણને જે માંગણી મળે છે, તે ૧૦૦ વર્ષના કાર્યનું કુદરતી અને હકદાર ફળ કરતાં વિશેષ કાંઇ નથી.

"જાહેરાતમાં આ નહિં બોલવા જોગ મોન હોવા છતાં એ તદ્દન સત્ય છે, કે 'આ જાહેરાત એક યુગની સમાપ્તિનું ચિન્હ છે, અને બીજા નવા યુગની શરૂઆતનું ચિન્હ છે.' આ જાહેરાતને જે કાંઇ અગત્ય મળે છે, તે તેને માટે જે ભાષા વાપરવામાં આવી છે, તેને લીધે નથી, કારણ કે આવી વધારે ભારે અને મોટા શબ્દો પ્રખ્યાત

અંગ્રેજ રજદ્વારી પુરૂષો જેવા કે વોરન હેસ્ટીંગ્સ, મેકાલે, મનરો મેટ કાફ અને બીજાએ પણ વાપર્યા છે, પણ હકીકત એ છે કે હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેઇટ કે જે તાજ અને કેબીનેટના પ્રતિનિધિ છે, તેણે આ પ્રતિપાદન કરેલું છે, અને તેઓ ગ્રેટબ્રિટન અને આયર્લોંડના લોકોનાં બંધારણ કરનારા પ્રતિનિધિઓ છે.

વિશેષમાં મેં ભાર મુકીને જણાવ્યું કે ૧૮૮૩ની જાહેરાત અને ૧૮૫૮નો ઢંઢેરો આ જાહેરાતથી જે રીતે જુદા પડે છે, તે તેમા વાપરેલી ભાષા વિષે નથી, પણ હિંદીઓનો અભિપ્રાય નક્કી કરવાને અને વખત અને સંજોગો જોઇ તેનો અર્થ કરવાને અને સમજવાને અને ન્યાય અને ઉદારતા જે વડે આપો સવાલ બે રાજદ્વારી પુરૂષોના એકત્ર અહેવાલની અંદર આપવામાં આવ્યો છે, અને જે બે હાલ હિંદી સરકારના મુખ્ય અધિકારીઓ છે, અથવા તો તેના ન કહી શકાય કે તે અહેવાલ અને જાહેરાતની કદર હિંદી નેતાઓએ બુજી છે."

અમે આ લાંબું ભાષણ વાંચકને ખરો ખ્યાલ આપવાને કર્યું છે, કે જે વખતે આ જાહેરાત બહાર પડી તે વખતે અમે તેનો કેવી રીતે સ્વીકાર કર્યો.

અંગ્રેજ હિંદી અમલદારોએ પણ સેક્રેટરી ઓફ સ્ટેઇટના કાર્યનો ઉદાર અર્થ કર્યો. તેઓના એક મુખ્ય અને વિશ્વાસપાત્ર વકતા સર હાર્કોર્ટ બટલર તે વખતના આગ્રા અને અયોધ્યાના એકત્ર પ્રાંતના લેફટનંટ ગવર્નરે નવી વ્યવસ્થાની જરૂરીઆત વિષે ભાર દઇને કહ્યું. સર હાર્કોર્ટે તેની ફિલસુફીમાં જણાવ્યું કે 'હંમેશ એજ સ્થિતિ રહેશે નહિ.' અને ભાષણ કરતાં આગળ જણાવ્યું, કે:—

"આટલું તો ચોકસ છે, કે આપણે આપણા જુના આદર્શો તજી દેવા પડશે, અને નવેસરથી શરૂ કરવું પડશે. આપણે પાણીનો

રસ્તો ઓળંગી ગયા છીએ, અને નવા મેદાન પર નજર નાંખીએ છીએ. જુની ભવિષ્ય વાણીઓ મુંગી થઇ ગઇ છે. જુના ભવિષ્ય વેત્તાઓ બોલતા સંભળાતા નથી. આદર્શો બંધ રહ્યા, ઉંડા દટાએલા વિચારો વાદ વિવાદ વિના ટીકા અને ગાદબીરી વિના દુર કરવામાં આવ્યા છે.”

મી૦ મોન્ટેગ્યુની માફક તે પણ લાકડા જેવી સખ્ત, વળે નહિ તેવી ઘણા જુના યંત્રની ઘણી જુની રીત તે પારખી ગયો. તેના પોતાના શબ્દોમાં:—

“આપણું રાજકીય યંત્ર બીજા યુગને માટેજ છે. તે મથાળેથી ભારે છે. તેની હીલચાલો ભારી છે. તેમજ ધીમી અને વિચારણીય છે. તે ઢીલમાં આનંદ જુએ છે. જ્યારે સમય એ મુખ્ય હેતુ નહોતો ત્યારે તે પદ્ધતિ ઉભી થઇ, જ્યારે કોઇને ફેરફાર ન ગમતો હતો, જ્યારે નાણાની આર્થિક સ્થિતિ એ સરકારની રાજકીય અને પ્રાંતિક વાસના હતી. હવે તો જુવાન રાષ્ટ્રિય જીવનના ઉદ્‌ગારો બહાર પડયા છે, અને આર્થિક વસંત સમય ત્વરીત ગતિ, ત્વરીત ઉત્તર અને બહાદુર પ્રયોગનો સમય છે.”

લાલ પટી વિષે બોલતા સર હાઇકોર્ટે એક ધર્મ ગુરૂની ટીકા યાદ કરી તેણે કહ્યું કે ‘રોમે સૈકાના અનુભવથી ઢીલને સાયન્સના રૂપમાં ફેરવી નાંખી હતી, તે ઢીલ અને લંબાવવાની શોધખોળનો વિચાર કરતો હતો, પણ હિંદી સરકારે હમેશા રોમને મારી હઠાવ્યું હતું.

આ બાબત પર મેં નાચેલી ચર્ચા કરી અને, તે વખતે જે વલણ હતું તેને તે મળતી હતી.

* એંગ્લો હિંદી રાજ પુરૂષ તરફથી આ ચર્ચા આવે છે તેથી તેમાં આ અંગ્રેજ પ્રધાનના શબ્દ કરતાં વધુ ઉંડા કરે છે, જે

કરાર માત્ર ઢોંગ ન હોય, પણ હિંદુસ્તાનના એક અંગ્રેજ રાજપુરુષના હૃદયમાંથી નીકળતો ખરો કરાર હોય તો અમને સમજાતું નથી કે વોઇસરોયની અને હિંદ માટેના સેક્રેટરીની બનાવેલી આ નવી યોજના હિંદુસ્તાનના શિક્ષિત વર્ગમાં શા માટે અવિશ્વાસ પેદા કરે છે? કોઇપણ રીતે ન્યાય અને ઉદારતાનો જે જુસ્સો સાધારણ રીતે આ અહેવાલમાં માલમ પડે છે. તેને માટે તો અમો પ્રશંસા કરીએ છીએ. તે સંબંધે જે નિર્ણય આવ્યો તેમાં અમારો મતભેદ હોય. પણ એટલું સ્વીકારવું અગત્યનું છે કે તે પ્રશ્નનું પૃથક્કરણ અને તેમાં સમાએલાં સિદ્ધાંતો ઘણા બુદ્ધિ કૌશલ્યથી લખાએલાં છે. અને તેનો નિવેડો લાવવાનો પ્રયત્ન જે તે વખતની સ્થિતીને પહોંચી વળશે. તે તદ્દન ખરો અને સત્ય છે. આ હકીકત વધારે ને વધારે એ જરૂર બતાવે છે, કે બધાજ વર્ગના હિંદી નેતાઓ અને બધીજ જાતના અભિપ્રાયો વાળા પક્ષોએ રચના અને સહકારની દ્રષ્ટિએ આ પ્રશ્ન ઉપર પોતાના વિચારો અને ગત ઉત્તમ રીતે દર્શાવવા જો . અને માત્ર ભુલો શોધવી ન જોઇએ.

આ ૧૯૧૯ ના શરૂઆતમાં થયું. તે વખતે રોલેટ બીલ કાયદાના રૂપમાં મુકાયો ન હતો. અને મી૦ ગાંધીએ સત્યાગ્રહની ચળવળ દાખલ કરી ન હતી. તોપણ રાજકીય પુરુષનો એક ભાગ તેના દાંત ખોતરતો અને મોન્ટેગ્યુ તરફ સોગન ખાતો અને સેક્રેટરી ઓફ સ્ટેટે જે કાંઇ કર્યું હતું, તે ઉથલાવી નાંખવાનો દ્રઢ નિશ્ચય બતાવનારો હતો. આમાં મી૦ એમ૦ ઓડવાયર અને જનરલ ડાયરનો સમાવેશ થતો હતો. આગળને ભાગ હુલ્લડ કરવા માંગતો હતો. અને પાછળનો ભાગ હિંદી જે જગ્યાએ તે ધારતો હતો તે જગ્યાએ મુકવા માંગતો હતો. અમૃતસરની કતલ અને માર્શલ કાયદાના જુલમ આ માનસિક વૃત્તિના પરિણામ રૂપ હતા.

પણ પછી જે કોંગ્રેસ ઇ. સ. ૧૯૧૯ ના ડીસેમ્બર માસમાં અમૃતસરમાં ભરાઇ હતી, તે કોંગ્રેસે જો કે તેનો એવો મત હતો કે તે

સુધારાઓ અયોગ્ય અસંતોષકારક અને નિરાશા જનક હતા. છતાં તે સુધારા પ્રમાણેજ કામ કરવાનો નિશ્ચય કીધો. તેઓએ તેઓના જજમાન વિના તેની ગણત્રિ કરી હતી. ઉદાર અને ઉતાવળી લાગણીના જોસમાં તેઓએ એમ માની લીધું હતું કે ઈ. સ. ૧૯૧૭ના ઓગસ્ટની જાહેરાત પ્રમાણીક અને ખરી હતી. અને અંગ્રેજ લોકો તેઓના શબ્દને વળગી રહેવાનો ઇરાદો રાખતા હતા. તેઓએ જાણી જોઇને આયર્લેન્ડ અને સંસ્થાઓ સાથે અંગ્રેજ લોકોને અંગ્રેજ લોકોના વ્યવહારના પાઠને નહિં ગણકારવાની ઇચ્છા કરી. અને ગ્રેટબ્રિટન તરફ પોતાના વલણને લઇને તેઓએ વિશ્વાસ પુર્વક આશા અને ભરોસાને પ્રથમ સ્થાન આપ્યું તેઓ ભુલી ગયા હતા કે, રાજશાસનના શબ્દમાં કોઇની અંદર 'ઉપકાર' શબ્દ હતોજ નહિ. અને તેઓનો સ્વાર્થ દરેક પગલે તેને હરાવવાને માટે કોઇએ તે કરતાં વધારે મજબુત હતો. જરૂરની પળ હવે જતી રહી હતી, નવા વખતને માટે નવા કાયદાઓ. વિગ્રહમાં જીત મળી હતી, સામ્રાજ્ય સહીસલામત હતું, તેથી અંગ્રેજ લોકો એકવાર ફરીથી બધા સાહીત્ય એકઠાં કરવાને હવે છુટા હતા. અને તે એવી રીતે કે મોંટેગ્યુએ જે સુધારા દાખલ કર્યા હતા, તે કરી શકાય, તેઓએ શોષણ પદ્ધત્તિ જારી રાખવાનું ઇચ્છયું હતું, હિંદુસ્તાનની અંગ્રેજ સરકાર થોડે ઘણે અંશે શરીર વિહીન યંત્ર હતું. અને મોંટેગ્યુના શબ્દમા તે લાકડાનું યંત્ર, આત્મા વગરનું નિર્દય અને ખેંચતાણ કરતું હતું. અને તે જુની પદ્ધતિને તાજી કરવાને માટે તક જોઇ રહ્યું હતું. અને તેને માટે સર જ્યોર્જ ચેઝનીએ 'હિંદુસ્તાન પ્રયોગ નીચે' એ પુસ્તકમાં દલીલો કરી હતી. આ ચોપડાના છેલ્લા શબ્દો ખરીએંગ્લો-ઇન્ડીયન વૃતિ જણાવે છે અને મીસ મેયોના પુસ્તકના એક ભાગનો આ સચોટ જવાબ છે. જેમાં તેણી એમ સાબીત કરવાનો પ્રયત્ન કરે છે કે અંગ્રેજ સરકાર હિંદુસ્થાનમાં રાજ્ય કરવાના પરિણામે કોઇપણ જાતના ભૌતિક લાભો મેળવતી નથી.

બંધારણ પુર્વક સુધારાની બધીજ બાબતમાં સર જ્યોર્જને નિરર્થકતાનો કાંઇ ખ્યાલ માલમ પડે છે. સુધારાની બધીજ સુચનાઓ એના કહેવા પ્રમાણે 'કોનું રાજ્ય હોવું જોઇએ' એ મુખ્ય સંવાલ પર હોવી જોઇએ. બ્રિટનની પરદેશી રાજ્યનીતિને નેપોલીયનના રાજ્ય પછી નીચે પ્રમાણે જણાવે છે.

" જે હિંદુસ્તાનમાં અગ્રેજ સત્તા કે જે ઘણીજ કટોકટીના સમય પસાર કરી ગઇ છે. અને જેની પુરેપુરી સત્તા હિંદુસ્તાનમાં જામી તે પહેલા બોનાપાર્ટના મહાન ઇચ્છાઓથી જેને વિઘ્ન નડયું હતું. આ ... કાલના સંજોગોમાં દેખીતી રીતે મરકોવાઇટની શરૂઆત તને મળવાનો આનંદ ઉપજાવતી હતી. જો આ સત્તા પ્રજાકીય ગેરહાજર ... વલણને લીધે તાબે થઇ ગઇ છે. એવું માલમ પડે તો તેની સ્થિતિ ઘણીજ અસાધારણ થાય."

હું ... તરીકે સર જ્યોર્જ અંગ્રેજ લોકોને અરજ કરે છે કે કુદરતી ... અને એક નિશ્ચય વિરૂદ્ધ ગુંચવાડા ભરેલા રાજકીય નૈતિક ... હંમેશને માટે દુર કરવા અને તેને પોતાના હિતની દ્રષ્ટિએ ... વિચાર કરવો. મીસ મેયો અંગ્રેજ રાજ્ય વિષે જેવું કરે છે તેવું આ સચોટ ઉદાર વૃત્તિવાળું જણાતું નથી. ઉદાર વૃત્તિના ઇરાદા સંબંધીનો સવાલ સર જ્યોર્જે એવી સ્પષ્ટ રીતે અને પ્રમાણીક રીતે ચર્ચ્યો છે કે નીચે જે લાંબો ઉતારો આપ્યો છે તેને માટે અમને ... માંગવાની ... જરૂર નથી.

" ... નોકરી ન કરી શકે અને જો બ્રિટન આળંગું ... પરના માણસોને વળગી રહેવું પડશે, તે તેને ... નહિ, તેની પોતાની ચુંટણી થશે નહિં. એ તો

ઇંગ્લાંડના લોકોજ તેના પર દબાણ પુર્વક નાંખશે. જેઓએ આ નિર્દોષ દેખાતું પગલું લેતા પહેલાં તેના પરીણામોનો સારી રીતે તોલ કરવો જોઇએ. રશિયાની ધમકી ભરેલા ચઢાઇ વિરૂદ્ધ હિંદુસ્તાનનું રક્ષણ કરવું એ ૧૯ માં સૈકાના મધ્ય સમયથી તેના અંત સુધી આપણી પરદેશી રાજ્યનીતિનો મુખ્ય હેતુ હતો, એશીયાની અંદર જે અંગ્રેજ પ્રાંતો આવેલા છે તેના રક્ષણને અર્થે અંગ્રેજ લોકોની શકિતઓને કેટલાં કીંમતી અને અનિવાર્ય પ્રયત્નો હાલ કરવા પડે છે, તે જોતાં અંગ્રેજ લોકો આ મુખ્ય પ્રશ્નની તરફ બેદરકાર રહે એ ભાગ્યેજ માની શકાય. હિંદુસ્તાનને દુશ્મનની અસરથી ઘણે દુર રાખવુ એ ચેતવણી સિવાય મેસોપોટેમીયા પરની આપણી ચઢાઇનો બીજો શું અર્થ હોઇ શકે? આપણે આપણા પહેલાં જેઓ ન્યાય યુકત એકજ વિચારના હતા. એટલાજ વિચારના આપણે છીએ, અને તે એકે, જો તેઓએ આ મોટું ઇનામ મેળવવાને અને દુનીયાના લોકોની ઇર્ષ્યા સામું તેને ટકાવી રાખવાને તેના દેશ બંધુઓને મદદ કરી તો તેઓનો આત્મભોગ, શારિરીક જોખમ અથવા પોતાની મહેનત જોઇએ તે કરતા પુષ્કળ હતા. પણ આ છેલ્લા દિવસોમાં જો રાજ્યદ્વારી પુરૂષોની વૃત્તિ પ્રજાકીય સ્વમાનની અરજ તરફ બેદરકાર થઇ ગઇ હોય તો આપણા હાથમાંથી હીંદુસ્તાનને જતું કરવાથી આપણા દેશોના દરેક ઘરમાં જે ભૌતિક પરીણામો આવે તેની બરોબર આગળથી કિંમત કરવી જોઇએ. તે વિશેનું આગળથી કાંઇપણ કોષ્ટક આપી શકાય નહિં. પણ તેની સામાન્ય અસર પુષ્કળ થયા વિના રહેશે નહિં."

આપણા જે હિતો સમાએલાં છે તેનો વિચાર કરતાં મુંડી દબાઇ ગઈ તેના બદલામાં મળતી અને તેના પર

આધાર રાખતી સંખ્યા બ્રિટિશ ઉદ્યોગને હિંદુસ્તાનના ઉત્પન્નની અગત્યતા હીંદુસ્તાનમાં નોકરી કરતાં અંગ્રેજ લોકોની સંખ્યા અમલદાર વર્ગ તરીકે અથવા વેપારી વર્ગ તરીકે અને આ બાજુએ લોકોની મોટી સંખ્યા જેવી કે વેપારીઓ, વહાણવટીઓ, વ્હેંચનારાઓ ઉત્પન્ન કરનારાઓ અને વાપરનારાઓ-જેઓની ચડતી ઉન્નતિ અને સગવડ હિંદની સાથે ઓછાવત્તા પ્રમાણમાં સંડોવા યેલી છે. એ પરથી સ્પષ્ટ નથી થતું કે તેઓના પર આની અસર અને આ દેશના બધાંજ લોકો પર તેનું પરીણામ જો કોઇપણ જાતનું ભંગાણ બે દેશની વચ્ચે પડે તો ખરાબમાં ખરાબ અસર થાય? હીંદુસ્થાનમાં હીંદુ રાજ્યની સ્થાપના પછી તે અંદરખાને ગેર વ્યવસ્થા ઉત્પન્ન કરે. અથવા બહારની દુનીઆની વિરૂદ્ધ શાંતિ જાળવે તો ખરેખર અંગ્રેજ લોકોની ભૌતીક સ્થિતિની અંદર એક મોટામાં મોટી ઉત્ક્રાંતિનો પ્રારંભ થશે.”

થોડા વખત પહેલા સર વિલિયમ જોઇન્સન હીક્સ જે બોલ્ડવીન સરકારના દેશી ખાતાના પ્રધાન હતા, તેણે તદ્દન સ્પષ્ટ ભાષામાં ઘણા ઉદાર વિચારો રદ કીધા. તેના ભાષણનો આ એક ફકરો છે.

“આપણે હિંદુસ્થાન હિંદીઓના લાભને માટે જીત્યું નથી. પાદરીઓની સભામાં એવું કહેવામાં આવ્યું છે કે હિંદીઓની સ્થિતિ સુધારવાને માટે આપણે હિંદુસ્થાન જીત્યું છે. એ ખોટી વાત છે. આપણે હિંદુસ્તાન એટલા માટે જીત્યુ કે ગ્રેટબ્રીટનનો માલ બહાર જાય, આપણે હિંદુસ્થાન તરવાર વતી જીત્યું છે અને આપણે તેને તરવાર વતી ટકાવી રાખવું જોઇએઃ—હું એવો ઢોંગી નથી કે

**એમ કહ્યું કે આપણે હિંદીઓના લાભને માટે હિંદુસ્થાન જીત્યું છે. સાધારણ રીતે બ્રિટિશ માલ સારી રીતે બહાર જઇ શકે એટલા માટેજ આપણે હિંદુસ્થાન ટકાવી રાખ્યું છે, અને ખાસ કરીને લેંકેશાયરના રૂના તૈયાર થયેલા કાપડને માટેજ આપણે રાખી મુક્યું છે.**

હમે અને દેશના ઘણાં નેતાઓ એવા અભિપ્રાયના છીએ કે સુધારાની અંદર જે ઉતરી આવેલી ખોડખાપણ છે, અને તે ઉપરાંત જે હેતુથી અને ઉત્સાહથી તેને આપવામાં આવ્યા છે તે હેતુ અને ઉત્સાહ કાર્યમાં મુકાયા નથી. શરૂઆતથીજ ઇંગ્લાંડને હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકાર સુધારાને લીધે જે ગુચવણમાં મુકાયા છે તેમાંથી દુર થવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઘણી વખત તો કાયદો અક્ષરશઃ પાળવાનો પણ આવ્યો નથી. સુધારા સરકારના કાર્યનો આખો ઇતિહાસ, પ્રાંતોમાં કે રાષ્ટ્રિય પ્રદેશમાં એવી ચીંતા બતાવી આપે છે કે, (અ) સુધારા આપવામાં ભુલ સમાએલી છે (ब) સુધારા નિષ્ફળ નિવડયા છે (क) કે પ્રગતિનો એક પણ દાખલો બન્યો નથી. પણ એવા કારણો મળી આવે છે કે જે કાંઇ આપ્યું છે તે શા માટે પાછું ન લઇ લેવું જોઇએ. કોઇપણ પ્રકારે એટલું તો સ્પષ્ટ છે કે રાષ્ટ્રિય નેતાઓના મનમાં જે મોટી મોટી આશાઓ સુધારાઓને લીધે ઉભી થઇ છે અને દુનીયાની શાંતિને માટે અને પ્રગતિને માટે જે અરસપરસ ખરા દેશનેતાઓના મનમાં આશાઓ સ્ફુરી છે તે પણ પરિપૂર્ણ થઇ નથી.

જ્યારે સુધારાઓ ઘડાતા હતા ત્યારે હું અમેરીકાના યુનાઇટેડ સ્ટેઇટસમાં હતો તે વખતે મારા મન પર મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટની જે અસર થઇ તે મેં મારા પુસ્તક 'હિંદુસ્તાનનું રાજકીય ભવિષ્ય'માં

જાહેર કરી હતી. તે પુસ્તકમાં આ સુધારાઓ વિષે ચર્ચા દરેક બાબતમાં હિંદુસ્થાનની રાજકીય દૃષ્ટિએ કરી હતી.

પંજાબમાં જે અત્યાચાર થયો તેને લીધે નુકસાન થયું, છતાં પણ હિંદ રાષ્ટ્રિય મહાસભાએ અમૃતસરમાં સુધારાઓ સંબંધી કેવી રીતે સમાધાની કરી તે મેં બતાવ્યું છે. અમૃતસર મહાસભાનો ઠરાવ જેઓ સુધારાને અસંતોષકારક, અયોગ્ય અને નિરાશાજનક છે, એમ કહી બોયકોટ કરવા માંગતા હતા, તેઓ અને તે સુધારમાં ખોડખાપણ હતી તે છતાં પણ જેઓ તે સુધારા પ્રમાણે કામ કરવા માંગતા હતા, તે બેની વચ્ચે આ ઠરાવ સમાધાની રૂપે હતો. એ ઠરાવ મહાત્મા ગાંધીનો પોતાનો વિજય જાહેર કરતો હતો. સ્વ૦ લોકમાન્ય તિલક અને સ્વ૦ સી. આર. દાસ આ સુધારાની વિરૂદ્ધ હતા, અને તેઓએ તેઓના આ વિચારને માટે સખત લડાઇ ચલાવી હતી.

ઇ. સ. ૧૯૨૦માં સ્થિતિ પુરેપુરી ફેરવાઇ ગઇ. પંજાબના અત્યાચારો પર હન્ટર કમીટીનો રીપોર્ટ અને પાર્લામેન્ટમાં ચર્ચા અને તે બાબતસર સરકારના પગલા બતાવી આપતા હતા કે હિંદુસ્તાનમાં અંગ્રેજ અમલદારોની માનસિક વૃત્તિમાં ફેરફાર થવા લાગ્યો છે. ઇ. સ, ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં મહાસભાની જે ખાસ બેઠક કલકત્તામાં થઇ તેમાં બહુમતીએ અસહકારનો ઠરાવ પસાર થયો અને તે દ્વારા કૌંસિલ અને સુધારાનો બોયકોટ કરવાનું નક્કી થયું. આ પણ મહાત્મા ગાંધીનો પોતાનો વિજય બતાવતો હતો. લો૦ તિલક સ્વર્ગસ્થ થયા હતા, પણ તે મરણ પામ્યા તે પહેલા એણે જણાવ્યું હતું કે તે કાઉન્સિલના બોયકોટની વિરૂદ્ધ હતા. મી૦ સી. આર. દાસ, બાબુ વિપિનચંદ્ર પાલ હિંદુસ્થાનના રાજ્યકિય ક્ષેત્રમાં જેઓ આગળ પડતા હતા તે બધાંજ તેની વિરૂદ્ધ હતા, પંડિત મોતીલાલ નહેરૂ મહાત્માજીના વિચારના હતા. આ ઠરાવ બહેર લોકના વલણની અસર હતી, અને સંતોષ થયેલા રાજકિય પુરૂષોના મનની અસર નહતી.

સુધારા પ્રમાણે ઇ. સ. ૧૯૨૦ના નવેમ્બરમાં છેલ્લી ચુંટણી થઇ. કોંગ્રેસના નિયમને વળગી રહેનારા કોઇ પણ વ્યક્તિએ તે ચુંટણીમાં ભાગ લીધો નહિ. લીબરલ પક્ષના માણસો કે જેઓ હજુ મોડરેટ તરીકેજ જાણીતા હતા તેઓ એસેમ્બ્લીમાં અને કાઉન્સિલમાં મોટી સંખ્યામાં ગયા. હજુ પણ તેઓ અંગ્રેજ સરકારના માનીતા હતા. લોર્ડ મોર્લીએ તેઓની તરફેણમાં હક મુકયો હતો. સરકાર તેઓને હજુ માન્ય કરતી હતી અને તેઓના ઘણા નેતાઓ પ્રધાન તરીકે અને જુદી જુદી પ્રાંતિક સરકારમાં એકઝીકયુટીવ કાઉન્સિલર તરીકે નીમાયા હતા. તેમાંનો એક હિંદ સરકારના કાયદાનો સભ્ય થયો હતો, આ રીતે હિંદના વિનિત રાજકિય પુરૂષોની આશાના વાતાવરણમાં અને મહાસભાના પ્રજાકીય નેતાના વહેમના વાતાવરણની અંદર ઇ૦ સ૦ ૧૯૨૧ના સુધારાઓ દાખલ થયા હતા. ઇ૦ સ૦ ૧૯૨૧માં અસહકાર પુરેપુરા જોશમાં આગળ ધપતો હતો. ઇ૦ સ૦ ૧૯૨૧ની આખરે એ અસહકારને લીધે ૪૦૦૦૦ નેતાઓ જેમાંના ઘણાં ઉત્તર હિંદુસ્થાનના મુખ્ય નેતાઓ હતા તે બધા કેદમાં પુરાયા હતા. ઇ૦ સ૦ ૧૯૨૨ની માર્ચમાં મહાત્મા ગાંધી એ રસ્તે ચાલ્યા. (કેદમાં ગયા.) લીબરલ પક્ષના નેતાઓ, પ્રધાનો અને એકઝીકયુટીવ કાઉન્સીલરો હજુ પણ સરકારના સહકારમાં હતા અને સાધારણ રીતે કહીએ તો અસહકારની ચળવળને દાબી દેવાને માટે જે પગલાં સરકાર ભરતી હતી તેને તેઓ ટેકો આપતા હતા.

અસહકારની ચળવળ શા માટે ઉભી થઇ, કેવી રીતે ઉભી થઇ અને તેણે શું કર્યું તેનું વિવેચન કરવાને આ સ્થાન નથી. પણ એ બાબતમાં તો કોઇ ના કહી શકેજ નહીં કે એ ચળવળે દેશની અંદર કદી પણ નહિ થયેલી એવી રાજકિય જાગૃતિ પેદા કરી અને સરકારની વિરૂદ્ધ નહિ થવા પામેલી એવી કડવાશ અને અશ્રદ્ધા ઉભી કરી. જો લીબરલ પક્ષે અસહકારની અંદર પોતાનો હિસ્સો આપ્યો હોત, તેની

સાથે જોડાઇ ગયા હોત ખરેખર આ સરકાર દબાઇ ગઇ હોત, તો અને નીચી નમી ગઇ હોત. પણ એ આખી ચળવળના યુધ્ધ દરમ્યાન તેઓએ સરકારનીજ પીઠ થાબડી.

પ્રથમ સુધારાનો રાજ્યકિય કારભાર માત્ર ત્રણ વર્ષ ઇ૦ સ૦ ૧૯૨૦થી ૨૩ સુધી ચાલ્યો, અને તેમાં જે ફતેહ મળી તે લીબરલ પક્ષના પુરેપુરા સહકારનેજ આભારી હતી. ઇ૦ સ૦ ૧૯૨૩ની સામાન્ય ચુંટણીમાં લીબરલ પક્ષ કોંગ્રેસ પક્ષથી હારી ગયો, તેઓનાજ શબ્દોમાં એ તેઓની પુરેપુરી હાર હતી. પણ એ પુરેપુર વિચિત્ર માલમ પડે છે કે તેજ વખતે સરકારે તે પક્ષનો ત્યાગ કરવાનું શરૂ કર્યું અને તેમની જગ્યાએ અત્યાર સુધી દેશના રાજકિય જીવનની અંદર જે માણસોએ ભાગ લીધો નહોતો અને જેઓ પોતાના ઉત્ક્રાંતિના વિચારોને માટે જાણીતા હતા તેઓને મુકવામાં આવ્યા.

આથી સુધારાની નીસરણી પરથી નીચે ઉતરવાની શરૂઆત થઇ. આ વખતે અસહકારની ચળવળ નરમ પડી ગઇ હતી. સરકારની રાજકિય ચળવળથી ઉભો થયેલો અને પોષાયેલો હિંદુ–મુસ્લીમ વિરોધ વધતો જતો હતો. આ સરકાર (બ્યુરોક્રસી) ગુમાઇ ગયેલી અને હાલી ગયેલી, લાગવગ પાછી મેળવતી હતી. આજ વખતે સત્તાધીશોએ ઉત્ક્રાંતિ કરતી ટોળીઓ સાથે વિરોધ કર્યો, અને તે ટોળીને પાછળથી તૈયાર અને રાજીખુશીથી કામ કરનારા હથિયાર તરીકે અને પાછળ નિંદા કરવાની નીતિ તરીકે વાપરવા માંડી. ત્યાર પછી તે સુધારા ઉત્ક્રાંતિની ચળવળ સાથે એક થઇ ગયા અને એ બાબતપર નિર્ણય લેવામાં આવ્યો તેથી સુધારા એક ફાર્સ તરીકે જણાઇ આવ્યા અને હિંદીઓની સ્વરાજ્યની માંગણી બં અંગ્રેજ રાજ્યદ્વારી પુરૂષના શું ઇરાદા હતા તે સ્પષ્ટ જણાઇ આવ્યા. સ્થળ સંકોચને લીધે આ

ચળવળ સંબંધી વિશેષ વિગત હમો આપી શકતા નથી. માત્ર તેને સામાન્ય રીતે નીચે પ્રમાણે જણાવીએ છીએ.

સૌથી પહેલો અગત્યનો નિર્ણય જાહેર નોકરી પર લી કમીશનના રિપોર્ટ પર સરકારનો હતો. આ નિર્ણયથી દેશ પર વાર્ષિક ખર્ચમાં એક કરોડ રૂપીઆનો વધારો થાય છે. તે રિપોર્ટે હિંદુસ્થાનમાં અંગ્રેજી રાજ્યના લોખંડી ચોકઠાંને મજબુત કર્યું. મી૦ લોઇડ જ્યોર્જ ગ્રેટબ્રીટનમાં આ વખતે સરકારના પ્રધાન તરીકે હતા. અને અંગ્રેજ લોકોના મનમાં શું હતું તે એના ભાષણ પરથી પુરવાર થાય છે. એની કીર્તિ પિત્તળના જેવી ચકચકે છે, જે બહારના દેખાવને માટે સભ્યતા જેવી છે, એને અંતઃકરણ જેવું કાંઇ નથી. અને વચનની પવિત્રતા વગેરેને માટે બીલકુલ દરકાર નથી, એના પોતાના મિત્રો એના પર અણવિશ્વાસ મુકે છે.

પણ આ બાબતમાં તેણે જે કાંઇ કહ્યું તે ગ્રેટબ્રીટનની રાજ્ય દૃષ્ટિએ શું હતું તે એણે ખરેખર જણાવ્યું. લી .કમીશનના રિપોર્ટ પર સરકારે જે પગલું ભર્યું તેથી ઘણાં વર્ષો સુધી હિંદુસ્તાનની આસપાસ સાંકળ બંધાઇ ચુકી છે અને કોઇ પણ હિંદી તે ગણ્યું ન ગણ્યું કરી શકે એમ નથી. જ્યાં સુધી :ઉચ્ચ :નોકરીની પદવીએ અંગ્રેજ લોકો છે ત્યાં સુધી સ્વરાજ્ય તરફ કોઇ પણ જાતની પ્રગતિ થઇ શકે નહિ તેમજ સ્વરાજ્ય પ્રાપ્તિ પણ થઇ શકે નાહ. આ બાબત પર ગુમાવેલો પ્રાંતના હિંદ વિરુધ્ધ અલ. કાથલ હિંદીઓના જેવાજ અભિપ્રાય ધરાવે છે.

પછી નાણું અને લશ્કર એ રાજ્યની બાબતના મુખ્ય સાધનો છે. સુધારાની સરકારે નાણાં સંબંધી ગેરઉપયોગને માટે પ્રથા, કાયદા કાનુનોની સત્તાની બાબતમાં ખરાબ પધ્ધતિને માટે નામોશી મેળવી છે. એસેમ્બલીમાં કરની દરખાસ્ત જે ઉરાડી મુકવામાં આવી તે વાયસરોયે તાજી કરી છે. પ્રતિનિધિ અને લોકમંડળે જે ખર્ચની રજા નથી આપી તે તેણે મંજુર કર્યો છે. એથી વિશેષ સરકારે એકસચેઇન્જ વધારી દીધું છે. અને હોંશિયારીથી હિંદી કર ભરનારાઓના કરોડો પાઉન્ડો ખેંચી લેવડાવ્યા છે. એસમબ્લીના નિર્ણયને અને દેશના બુધ્ધિશાળી બીન અમલદાર વર્ગના મતને પુરેપુરી તિરસ્કારની નજરે ગણ્યો છે.

હિંદુસ્તાનનો ચાલતો વહેપાર ઘણો ખરો અંગ્રેજ લોકોને માટેજ કરવામાં આવે છે. અંગ્રેજ સરકારની રાજ્યનીતિ હિંદી સ્ટીમ કંપનીઓને ઉત્તેજન આપવામાં પાછીજ જોવામાં આવે છે, અંગ્રેજી વહાણો હિંદુસ્તાનના વહેપારીઓની હિતની દરકાર રાખતા નથી, અને હિંદુસ્તાનને હિંદ વહેપારી દરીઆઇ મંડળ સ્થાપવાની રજા આપવામાં આવતી નથી. ઇ० સ० ૧૯૨૪માં હિંદ વહેપારી દરીઆઇ મંડળની ભલામણો અભરાઇએ ચઢાવી દેવામાં આવી છે.

આ વૃત્તિમાં જે રાજ્યનીતિ સમાયલી છે તે હજુ ચઢતી ને ચઢતીજ જાય છે. રેલ્વે રાજ્ય વહીવટની લગામ સરકાર હજુ ખેંચી રાખે છે અને એવી રીતે વહેપાર ચલાવે છે કે જેથી અંગ્રેજ વહેપારીઓને લાભ થાય અને હિંદુસ્થાનના વહેપાર ઉદ્યોગની પ્રગતિને હાની પહોંચે. રેલ્વેનો રાજ્ય વહિવટ સંપુર્ણ યુરોપીયનોના હાથમાં છે અને જે એવી ભલામણ કરવામાં આવી હતી કે રેલ્વે રાજ્ય વહીવટના મંડળમાં એક હિંદી સભ્યને નીમવો તેના જવાબમાં એમ

કહેવામાં આવ્યું કે એ જગ્યાને માટે આખા હિંદુસ્થાનમાં એક પણ માણસ લાયક નથી. તેથી હિંદીઓની એવી ખાત્રી થઇ છે કે સરકાર હિંદુસ્તાનના સ્વરાજ્યની બાબતમાં જે લાગણીનો દેખાવ કરે છે તે તદ્દન બનાવટી છે.

વહેપાર સંબંધીની રાજ્યનીતિમાં એક નવો બનાવ એ છે કે બ્રીટીશ અને સામ્રાજ્યના માલની પસંદગી પાછલે બારણે દાખલ કરવામાં આવે છે. જો કે અંગ્રેજ અમલદારો 'મધર ઇન્ડિઆ'ના કર્તા તરફ સારી લાગણી બતાવતા હતા, 'મધર ઇન્ડિઆ' એ આ દેશનું મોટામાં મોટું નિંદાપાત્ર પુસ્તક છે. તેઓ ખોટી રીતે કહે છે કે કેટલીકવાર આપણને કહે છે કે અમેરીકાની ફિલ્મો કેટલીકવાર હિંદીઓનું જીવન હિંદીઓને માઠું લાગે એવી રીતે ચીતરવામાં આવે છે અને તેથી હિંદુસ્થાનને અંગ્રેજી ફિલ્મોને પસંદગી આપવી જોઇએ. આ પ્રમાણે કહેવામાં આવે છે તેનું કારણ એટલુંજ છે, કે બ્રિટિશ ફિલ્મ બનાવનારાઓ કોઇ પણ રીતે અમેરીકન હરિફોની સાથે ઉભા રહી શકે એમ નથી.

નાણાંની બાબત પરથી લશ્કરની બાબત પર આવીએ તો આપણા પર એક બાજુ એવો આરોપ કરવામાં આવે છે કે હિંદુસ્થાનનું રક્ષણ કરવાની આપણામાં શક્તિ નથી અને તેજ મુદ્દાસર અંગ્રેજ રાજ હિંદુસ્તાનમાં જારી રહેવું જોઇએ અને બાજી બાજુએ જાણી જોઇને અને આગ્રહપુર્વક એજ બાબતને માટે યોગ્યતા મેળવવાની તક આપવામાં આવતી નથી.

## લશ્કરી ખાતું

એના ખર્ચની બાબતમાં મત લેવામાં આવતા નથી અને તેના ઉંચા દરજ્જાઓ હિંદીઓની વિરૂદ્ધ સાચવવામાં આવે છે.

૩ કરોડ અને ૧૫ લાખની વસ્તિમાંથી માત્ર નવ સભ્યોને દર વર્ષે 'રાજાના મંડળ'માં લેવામાં આવે છે.

ઇ૦ સ૦ ૧૯૨૫માં એસેમ્બલીએ જ્યારે ઘણો આગ્રહ કર્યો ત્યારે સરકારે અમલદાર અને બીન અમલદાર સભ્યોનું એક મંડળ નીમ્યું. લશ્કરી ખાતામાં પ્રવીણ અને હિંદી પ્રતિનિધિઓને પણ એમાં ઉમેરવામાં આવ્યા હતા અને લશ્કર હિંદી બનાવવાનો સવાલ હાથ પર લેવામાં આવ્યો હતો. એ કમીટીના પ્રમુખ તરીકે તેમાંનાજ એક અમલદારને નીમવામાં આવ્યો હતો. આ કમીટીએ એક મત જાહેર કર્યો હતો અને તેના પરના હુકમો એક વર્ષ સુધી લંબાવવામાં આવ્યા હતા અને પરિણામે એ કમીટીની મુખ્ય ભલામણો વ્હાઇટ હોલમાં ઉરાડી દેવામાં આવી. હિંદીઓને લશ્કરી તાલીમમાં, દરીઆઇ અને હવાઇ તાલીમમાં ભાગ લેવાની રજા આપવામાં આવતી નથી.

ઉત્ક્રાંતિની રાજ્યનીતિની છેલ્લી બાબત એ છે કે સુધારાની બાબતમાં તદ્દન જુદુજ બ્રિટિશ સ્ટેચ્યુટરી કમીશનની નીમણૂંક અને હિંદુસ્થાનને માટે એક નવાજ બંધારણની ભલામણ. ત્યારે હિંદીઓનો અંગ્રેજોમાં સંપુર્ણ વિશ્વાસ નથી અને તેઓ વારંવાર સેન્ટ્રલ લેજીસ્લેચરની સભાઓમાં તેઓનો અવિશ્વાસ ઘણાં કડવા શબ્દોના અંદર જાહેર કરે છે એ કાંઇ ઓછી નવાઇ છે?

# પ્રકરણ ૩૨ મું.

## 'ભારે અને ગુંચવાડા ભરેલી પદ્ધતિ'

આપણે જોયું છે કે મોંટેગ્યુ અને ચેમ્સફર્ડના નામથી ઉદ્દભવેલા સુધારાઓ ઉતાવળી અને ઉદાર લાગણીથી નેમાર થયા નથી. તે છતાં પણ વાંચક વર્ગને જાણવાની ઇચ્છા થશે કે તેઓએ કેવી રીતનુ

કામ કર્યું છે. હિંદીઓ પર કેટલીકવાર એવી રીતનો આક્ષેપ મુકવામાં આવ્યો છે કે તેઓ ઉલ્ટા વિઘ્ન કરતા છે અને તેઓ પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિની સાથે સંહકાર કરતા નથી. આવો અભિપ્રાય ઘણો ખોટે રસ્તે દોરવે એમ છે. સ્પષ્ટ હકીકત એ છે કે સુધારાના કાયદા પ્રજાસત્તાક રાજ્ય સંબંધીને લગતા નથી. એમાં માત્ર વસ્તિના બે ટકાના માણસોના હકકનો સમાવેશ થાય છે. અને બંધારણપુર્વક કાર્ય થઈ એવી યોજના તેમાં ઉદ્દભવતી નથી. પ્રગતિનો તેમાં જે જુસ્સો હતો તે સંકુચિત એંગ્લો ઇન્ડિયન અમલદારોએ અને ઇન્ડિયા ઑફિસે દાબી દીધો છે. જેઓ સુધારાને માટે ઉત્સાહી હતા તેઓને પણ તે કાર્યમાં ન મુકી શકાય એવા માલમ પડયા છે. રીફોર્મ ઇન્ક્વાયરી કમીટી સમક્ષ, જેના પ્રમુખસ્થાને સર અલેકઝાંડર મુડીમેન હતા, હિંદી ચાલુ પ્રધાનો અને આગળના પ્રધાનોએ જે પુરાવો આપ્યો તેનોજ એ અર્થ હતો. અનુભવથી એંગ્રેજ રાજકર્તાઓ પણ એજ નિર્ણય પર આવ્યા હતા, બિહાર અને ઓરિસાના ગવરનર સર વ્હીલરે પણ મોટેગ્યુ ચેમ્સફર્ડની દ્વિ રાજ્ય પદ્ધતિ પર નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો હતો.

જે કોઇ દુર્ગુણો છે તે રાજ્ય પધ્ધતિમાં લાંબો વખત થયા ઉતરી આવેલા છે.........હવે તે પ્રમાણે કામ થઇ શકે પણ ઘણી મુશીબતે.'

ગવરનરના યુરોપીયન એકઝીક્યુટીવ કાઉન્સલર સર હ્યુગ મેકસફરસને આ અભિપ્રાયમાં પોતાની સંમતિ આપી હતી.

આગ્રા અને અયોધ્યાના ગવરનર સર વીલીયમ મેરીસ સુધારાના સેક્રેટરી તરીકે પહેલાથીજ કામ કરતા હતા તેણે રાજ્ય પધ્ધતિને દેખીતી રીતે ભારે અને મુંઝવાડા ભરેલી પદ્ધતિ તરીકે વર્ણવી છે.

આ રાજ્ય પધ્ધતિ પ્રમાણે કામ કરતા અગ્રગણ્ય હિંદીઓએ ઘણાજ સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય આપ્યો છે. સર મહમદ ફકરૂદીન જે બિહાર અને ઓરિસ્સાના ઘણાં જુના પ્રધાન હતા તેણે પટનાની કાઉન્સિલમાં એક વર્ષ પહેલાં જણાવ્યું હતું કે, "પ્રધાન હસ્તક જે બાબતો છે તેના વિભાગો ગંભિર રીતે દોષિત છે. પ્રધાન ને નહેર વગરનું ખેતીવાડીનું કામ સોંપવું એનો કાંઇ અર્થ નથી.

નાણાં ઉપર કોઇ પણ જાતના હક રાખ્યા વગર તે સંબંધી ખર્ચ કરવાના ખાતાનો રાજ્ય વહિવટ શા માટે સોંપવો જોઇએ? નાણાં વગર લોકો મને એમ માને છે કે જાણે કે હું અમુક યોજના તૈયાર કરવા માટે નામનો કલાર્ક છું, અને યોજના તૈયાર થયા પછી તે નાણાં ખાતું પૈસાની તંગીને લીધે તે યોજનાને ઉથલાવી નાંખવા નો હક ધરાવે છે."

સર કે. વી. રેડી જ્યારે મદ્રાસના પ્રધાન હતા તે વખતે તેણે જણાવ્યું હતું કે, (ઇ૦ સ૦ ૧૯૨૩) "હું જંગલ સિવાય ડેવલપમેન્ટ ખાતાનો પ્રધાન છું. અને તમે બધા સારી રીતે જાણો છો કે ડેવલપમેન્ટનો આધાર જંગલો પર સારી રીતે હોય છે. હું ફેકટરી વગર ઉદ્યોગ ખાતાનો પ્રધાન છું. અને તે સરકાર હસ્તકની બાબતો છે; અને ફેકટરી વગરના ઉદ્યોગો કલ્પના શકિતની બહાર છે. નહેર વગરના ખેતી ખાતાનો હું પ્રધાન છું. એનો શું અર્થ છે તે તમે સમજી શકો છો. નહેર વગર ખેતી ખાતું કેવી રીતે વિશાળ રીતે ચાલી શકે તે સમજવું અઘરું છે, વિજળી વગર ઉદ્યોગ ખાતાનો હું પ્રધાન છું અને તે સરકાર હસ્તકનો વિષય છે. લેબર અને બોઇલરના વિષયો પણ સરકાર હસ્તકના છે."

તે પ્રધાને છેવટે ખરી રીતે જણાવ્યું કે 'આ રીફોમ યોજનાના માત્ર થોડા ઘણા દોષો છે.'

સર કે. વી. રેડીના જે શબ્દો ઉપર આપેલા છે તે પ્રજા હસ્તક ખાતાની બાબત પર સારી ટીકા બતાવે છે, જવાબદારી પ્રધાનો બદન જવાબદાર નથી, તે ઉપરાંત બિહાર અને ઓરિસ્સાની સરકાર હસ્તક વાંચયના અમલદાર મી. સચ્ચિદાનંદસિંહ બતાવે છે કે નવામાં નવો એક્ઝીક્યુટીવ કાઉન્સિલર જુનામાં જુના પ્રધાનથી પણ જુનો છે. એક્ઝીક્યુટીવ અથવા તો સરકાર હસ્તકના સભ્યોમાં યુરોપીઅન સભ્ય સઉથી આગળ હોય છે. એક બાબતમાં હમને એવું જણાવવામાં આવે છે કે જો કે હિંદી એક્ઝીક્યુટીવ કાઉન્સિલરને 'હોમ મેમ્બર' તરીકે નીમવામાં આવ્યો હતો, તોપણ તે ખાતાનું મુખ્ય કામ ગવર્નરે તેના સીવીલીઅન સભ્યને સોંપ્યું હતું, જ્યારે ધારાસભામાં એ પ્રશ્ન ઉપાડવામાં આવ્યો, ત્યારે એવો જવાબ આપવામાં આવ્યો સરકારના ખાતાનું કામ સરકારનેજ લગતું છે. ( તેથી તેની પાસે રહેવું જોઇએ. )

સરકાર હસ્તકના ખાતાઓ વારંવાર હિંદી પ્રધાનોના અંકુશમાં હોય છે, પણ તેઓના હંમેશના સેક્રેટરીઓ સાધારણ રીતે યુરોપીયન આઇ. સી. એસ. માણસો હોય છે. સર અલી ઈમામ જેઓ ન્યાયાધીશ અને કાર્યવાહક ઓફીસમાં મુખ્ય અધીકારી હતા તે કહે છે કે, 'પ્રજા હસ્તકના ખાતાઓ પ્રધાનના હાથમાં હોય છે અને તે પ્રધાનો પાર્લામેંટને જવાબદાર હોય છે. પ્રજાસત્તાક રાજ્યનો આ નધોજ દેખાવ છે. છતાં પણ તે કોપરા વીનાનું નારીયેળ છે. પ્રધાને પોતાનું ખાતું ચલાવવાનું હોય છે, પણ એની પાસે એવો સેક્રેટરી હોય છે કે જેના પર એનો અંકુશ હોતો નથી. જો પ્રધાનને કાંઇપણ કરવું હોય તો પણ સેક્રેટરી તેની વિરૂદ્ધ ગવર્નર સુધી પહોંચી જાય. અને ગવર્નર પ્રધાનની

સતાપર પોતાની સતા ચલાવી શકે. પરીણામ એ આવે કે જો પ્રધાન પાર્લામેન્ટને જવાબદાર હોય છે તો પણ તેણે ગવર્નરના હુકમો માનવા પડે છે. ભય એમ રહે છે કે બંધારણનું એવું રૂપ છે કે તેમાં કાંઈ પણ સત્વ નથી."

મી૦ ઈ૦ વીલીયર્સ, જેઓ બંગાળાની ધારાસભામાં બંગાળના યુરોપીયન પક્ષના બે વાર પ્રતિનિધિ નીમાયા હતા, તેમણે ફરીયા થતી ચુંટણીમાં ભાગ ન લેવા સંબંધી કહેતા જણાવ્યું હતું કે, "જો આપણે હિંદુસ્તાનને કેવી રીતે સારી રીતે અને થોડે ખર્ચે રાજ્ય ચલાવવું તે શીખવવા માગતા હોઈએ, જો આપણે રાજ્યકારી જોખમો સાથે અનુભવ માગતા હોઈએ તો, મારે, આપણે ખોટે રસ્તેજ તેમ કરીએ છીએ, કારણ કે આ ગુપ્ત રીતે કાયદામાં ફક્ત માટેજ હું બેઠો જ ગયો છું——આ સંજોગોમાં આ પ્રશ્ન સંબંધે મને લાગે છે કે હું નથી ધારતો કે તમારા મત આપવા તો પ્રાંતના હિત વગેરે વખત બચાવી શકું."

આગળના બ્રિટિશ રાજ્યદ્વારી પુરુષોએ દ્વિરાજ્ય પદ્ધતિના કામ સંબંધી ઘણીવાર શંકાઓ કરેલી છે. લોર્ડ કર્ઝને સુધારા પર લોર્ડ ક્રીવી ચર્ચા સંબંધી પાર્લામેન્ટનો નિર્ણય સ્વીકાર્યો, પણ તે છતાં તેણે ટીકા કરી કે, એ પદ્ધતિને તે ધિક્કારે છે. બંગાળાના આગળના ગવર્નર લોર્ડ રોનાલ્ડશે આ પદ્ધતિ વિષે લખી ગયા છે કે, ગુંચવાડા ભરેલું બંધારણ છે." લોર્ડ બર્કનહેડે પણ કહ્યું છે કે દ્વિરાજ્ય પદ્ધતિના સિદ્ધાંત વિષે એને ઘણો અવિશ્વાસ છે. તેણે જણાવ્યું હતું કે તે બનાવટી અને ખોટી છે.

ત્યારે જે પદ્ધતિ સાથે હિંદીઓને કામ કરવાનું છે તે પદ્ધતિને માટે જ્યારે તેઓ આવો અભિપ્રાય આપે છે ત્યારે તેઓને શા માટે ઠપકો આપો છો !

# પ્રકરણ ૩૩ મું.

## હિંદુસ્થાન—દુનીયાને દુઃખરૂપ.

મીસ મેયો પોતાના પુસ્તકને છેવટે જાહેર કરે છે કે હિંદુસ્થાન રોગનું મુળ અને ઘર છે, તેથી તે દુનીયાને દુઃખરૂપ છે. હમે કબુલ કરીએ છીએ કે હિંદુસ્થાન દુનીયાને દુઃખરૂપ છે. માત્ર હમો એને બીજી દ્રષ્ટિએજ જોઈએ છીએ. આ પુસ્તકમાં હકીકત અને આંકડાઓ આપી હમોએ સાબીત કર્યું છે કે આવી સ્થિતિને માટે અંગ્રેજ લોકો, જે હિંદુસ્થાનને રાજ્ય બાબતમાં દબાવીને રાખે છે અને પોતાની રાજ્ય સત્તા હિંદુસ્થાનમાંથી પૈસા ઘસડી જવાને માટે છે, તેઓ જવાબદાર છે. તેથી જ્યાં સુધી હિંદુસ્થાનની રાજ્ય બાબતની લાચારી દૂર થાય નહિ અને સ્વરાજ્ય ચલાવતી બીજી પ્રજાઓને જે છુટ છે તે આપવામાં આવે નહિ, ત્યાં સુધી હિંદુસ્થાન તંદુરસ્તી અને શાંતિના કેંદ્ર બિંદુ આખી દુનીયાને ભયરૂપ રહેશેજ. હિંદુસ્થાન અંગ્રેજ સામ્રાજ્યના સ્થંભરૂપ છે; અને હિંદુસ્થાન અને ચીન તેઓની વચ્ચે દુનીયાની શાંતિની ચાવી રાખે છે. ઘણાં વખત થયા હિંદુસ્થાન સામ્રાજ્ય બાંધનારની લાલસાનું આદર્શ થઈ રહ્યું છે. જે કોઈના હાથમાં હિંદુસ્થાનની ચાવી હોય છે તેના હાથમાં અર્વાચીન સમયમાં આખી દુનીયાની સત્તા, ચઢતી અને શાંતિની ચાવી હોય છે. ગ્રેટબ્રીટનને હિંદુસ્થાન મળ્યું તે પહેલાં તે દેશ ઘણો ગરીબ કોઈપણ જાતના ઘણાં બાહ્ય સાધનો અને કોઈપણ જાતના સામ્રાજ્ય વગરનો હતો. હિંદુસ્થાનની દોલતે ઔદ્યોગિક ફેરફાર કર્યો અને બળ વધાર્યું. હિંદુસ્થાનના પૈસાએ અને લશ્કરે આખી દુનીયા જીતવાને તેને શક્તિમાન કર્યું. એશિયા અને આફ્રિકામાં જે કાંઈ પાંવ છે તે હિંદુસ્થાનપરનો કાબુ મેળવ્યો, ત્યાર પછીજ મેળવ્યા હતા.

ઞ.ને ઈ.દૂ.

આ હકીકત સત્ય છે અને તે કોઇ પણ જાતના બાદુઇ શબ્દોથી ફેરવી શકાય એમ નથી. ઇંગ્લાંડના ઘણાંખરાં વિગ્રહો યુરોપ અથવા એશિયાની બાજુ બધી સનાઓ સાથેના સીધી અથવા આડકતરી હિંદુસ્થાનના રાજ્ય સાથે જોડાયેલા હતા. હિંદુસ્થાનમાં જ્યારથી એણે પોતાનું રાજ્ય સ્થાપ્યું ત્યારથી તેને રશિયા સાથે લડાઇ થવા છે. એક સૈકો થયા રશિયાના ઝાર બ્રિટિશ કાવાદાવાઓ અને પત્રકારો સાથે, જેવી રીતે હાલ શોવીએટ રશિયા છે તેવી રીતે, ખટપટમાં હતો. આ અભિપ્રાય ઘણાં બાહોશ માણસોનો છે અને તેમાં ખાસ કરીને એક પ્રખ્યાત અમેરીકન લેખક મી૦ હરબર્ટ એડમ્સ ગીબન્સનો પણ છે. તેનું પુસ્તક 'એશિયાનો નવો નકશો' આ સિદ્ધાંત પર લખાયેલું છે. ગીબન્સના કહેવા પ્રમાણે ઓગણીસમા અને વીસમા સૈકામાં બ્રીટનની પરદેશી રાજ્યનીતિ હિંદુસ્થાનમાં અંગ્રેજી સામ્રાજ્યના સહી સલામતીના વિચારોપરજ ચાલતી હતી. અંગ્રેજ પરદેશી રાજ્યનીતિના જુદાં જુદાં બિંદુઓ આ બાબતને ટેકો આપે છે. મી૦ ગીબન્સે પોતાના પુસ્તકના પહેલા પ્રકરણમાં આ બધી બાબતો સારી રીતે સમજાવી છે, અને એકઠી કરી છે. અમેરીકાંના આ લેખકના શબ્દોની અંદર એ વાર્તા હમો નીચે પ્રમાણે આપવાનું પસંદ કરીએ છીએ.

"ગ્રેટબ્રીટનની જે પરદેશી રાજ્યનીતિએ નેપોલીયનના સમયના વિગ્રહથી તે આજ સુધી લશ્કરી અને રાજ્યદ્વારી પ્રવૃત્તિઓને ઉત્તેજન આપ્યું છે, જે વિગ્રહનો રાજ્યદ્વારી યુદ્ધ, સંધિઓ, કરારો, પ્રાંતિક જોડાણો, રક્ષિત રાજ્યની વૃધ્ધિઓનો અર્થ હિંદુસ્થાનની સ્થિતિનો વિચાર રાખ્યા વિના કરતો નથી, તે રાજ્યનીતિ કોઇ સમજી શકે એમ નથી."

હિંદુસ્થાનને માટેજ અંગ્રેજ લોકો નેપોલીયનની સામુ ભૂમધ્ય સમુદ્રમાં ઇજીપ્તમાં અને સીરીયામાં લડયા હતા. વીએનાની કોંગ્રેસ વખતે

યુરોપમાં ગ્રેટબ્રીટને કાંઇપણ માંગ્યું નહિ. તેનો બદલો માલ્ટાની જીત, કેપ ઓફ ગુડ હોપની જીત, મોરીશાયસની જીત, સુસેલ્સની જીત અને અને સાલેનની જીત કાયમ રહી એ હતું. ઇ૦ સ૦ ૧૮૧૫ પછી ઓટોમન સામ્રાજ્યની પ્રમાણિકતામાં ગ્રેટબ્રીટન ચેમ્પીયન થયું, અને હિંદુસ્થાનનો જમીનનો માર્ગ બાજી કોઇ સત્તાને માટે અટકાવ્યો. જ્યારે મહમદઅલીએ ઇજીપ્તથી ઉપડીને ઓટોમન સામ્રાજયને ઉથલાવી નાંખવાને એક લશ્કર મોકલ્યું ત્યારે તેને સીરીયામાં અંગ્રેજ કાફલો અને લશ્કર, જેમ નેપાલીયનને મળ્યા હતા તેમ મળ્યા. અંગ્રેજ લોકોની કુદરતી લાગણીના વિરૂદ્ધ પરદેશી ખાતુ બાલ્કન સંસ્થાઓના મતની સામું થયું અને મુસલમાનોથી થયેલી ખ્રિસ્તીઓની કતલ માફ કરી. ક્રિમયન વિગ્રહ ટર્કીના રક્ષણને માટે લડવામાં આવ્યો હતો અને જો સાનસ્ટીફેનોના કરાર છોડી દેવામાં આવ્યા ન હોત તો લોર્ડ બીકન્સફીલ્ડે રશિયા સાથે ઇ૦ સ૦ ૧૮૭૭માં બીજો વિગ્રહ શરૂ કર્યો હોત. સ્વેઝની નહેરમાં થઇને જવાની બાબતમા અંગ્રેજ સરકાર સામી પડી. પણ જ્યારે નહેર પૂરેપૂરી બંધાઇ રહી ત્યારે સ્વેઝ કંપનીપરનો અંકુશ તેણેજ લીધો. પછી અંગ્રેજ સરકારે બીજી કોઇ પણ યુરોપીયન પ્રજાની સાથે કરવાને પ્રયત્ન કર્યો હોત તેવીજ રીતે તેની સાથે લડયા હોત. સાઇપ્રસ કનવેન્શનથી ઓટોમન સામ્રાજ્યની પ્રમાણિકતામાં પ્રથમ ભંગ તેઓએ કર્યો, અને ઇજીપ્ત લીધું. અંગ્રેજ લોકોના હાથમાં ઇજીપ્ત સહીસલામત રીતે આવ્યું, એટલે પરદેશી ખાતાએ બાલ્કન રાજ્યનીતિમાં ફેરફાર કરવા વિષે ઢીલ કરી નહિં. બલ્ગેરીયામાં પુર્વ રોમેલીયાની સ્થાપના ઇ૦ સ૦ ૧૮૮૫માં થઇ. આઠ વર્ષ પહેલાં અંગ્રેજ રાજ્યદ્વારીઓએ મહાન બલગેરીયા બનાવતા અટકાવવાને ખુનખાર લડાઇમાં યુરોપને ઝંપલાવવામાં ઢીલ કરી હોત નહિં.

ઇજીપ્તની માલીકી થોડા વખતને માટે રહી હોત. અંગ્રેજ સરકારે બીજી સત્તાઓને પવિત્ર રીતે જાહેર કર્યું કે નાઇલ નદી કાયમને માટે રોકવાનો તેઓનો ઇરાદો નહોતો; અને જલદી તેઓ ઇજીપ્ત ખાલી કરે. પણ તે માલીકી ખેંચાયા કરી. તે નહિ છોડવાને માટે ઘણું સારૂં કારણ હતું. ૧૯માં સૈકાની છેડે અંગ્રેજ લોકોએ રાતા સમુદ્રમાં અને ઇજીપ્તમાં પોતાનું સ્થાન ચોકકસ કરવાને માટે સુદાન ફરીથી જીત્યું અને હિંદ અને આફ્રિકા પોતાના હાથમાંથી પસાર થઇ જાય તે અટકાવવાને બુઅર વિગ્રહ જાહેર કર્યો. કેપથી કેરો સુધીની આગગાડીનો વિચાર-બધી જ અંગ્રેજ જમીન-માર્ગમાં મુકવામાં આવ્યો હતો. નાઇલથી આગળ ચાલતા અંગ્રેજ લોકો ફેસોડા આગળ ફ્રેંચ લોકોના સમાગમમા આવ્યા. જો ફ્રેંચ લોકોએ તે હક્ક ધાર્યું હોત અથવા તો મદદ કરવાને તેઓની કને મિત્રતા કરી હોત, તો તેઓએ ગ્રેટબ્રીટનની સામું લડાઇ જાહેર કરી હોત. લડવાને બદલે બે દેશના રાજ્યદ્વારી પુરૂષો સંસ્થાનોના સવાલપર એક સમાધાનીપર આવ્યા. આમ કરવું કાંઇ અઘરૂં નહોતું, કારણ કે ફ્રેંચ લોકોએ મોરોકકોપર પોતાની આંખ રાખી હતી, અને હિંદુસ્થાનની સંસ્થાપર કાંઇ દાવો કર્યો નહોતો. ઇ૦ સ૦ ૧૯૦૪ની ૮મી મેએ એક કરાર ગ્રેટબ્રીટન અને ફ્રાંસની વચ્ચે કરવામાં આવ્યો અને તે પ્રમાણે આખી દુનીઆની બધીજ તકરારોનો નિર્ણય થયો. એ સમાધાનીનો મુદ્દો ઇજીપ્ત અને મોરોકકોમાં કોઇપણ જાતનો સ્વાર્થ ન રાખવો એ હતો. જે મુખ્ય મુદ્દાએ ગ્રેટબ્રીટન મિત્રભાવે દોરાયું તે એવા ઇચ્છાથી કે ઇજીપ્તમા ફ્રેંચ કાવાદાવાને દુર કરવા. આમ કરવાની ખાસ એ જરૂર હતી કે સ્વેઝની નહેરદ્વારા હિંદુસ્તાનનો રસ્તો કાયમને માટે રાખવો.

દરીયા માર્ગે હિંદુસ્થાનનું રક્ષણ કરવા માટે અંગ્રેજ લોકોએ પશ્ચિમમાં આરેબીયન સમુદ્રપર કાબુ મેળવવાનું નક્કી કર્યું. પૂર્વમાં

આપ્યું હતું, કારણ કે બલુચિસ્તાન અને બર્મા દરીયા કિનારે આવેલા હતા. અંગ્રેજ લોકો ખરેખર રાજકીય અંકુશ અને અસરકારક લશ્કરી બળ સિવાય સંતોષ પામતા નહોતા. પણ એકવાર શરૂ કર્યાં પછી સહિસલામત રીતે રક્ષણ કરવાની કોઇ પણ જાતની હદ નથી. ખાવાની અભિરૂચી વધે છે. જ્યારે વિગ્રહ શરૂ થયો ત્યારે ગ્રેટબ્રીટન દક્ષિણ ઇરાનમાં પાલે. ઇરાનીઓની મરજી નહિ પણ રશિયા સાથેના કરાર પ્રમાણે આશરો લેતું હતું. અફઘાનીસ્તાનને અંગ્રેજ કાબુ સ્વીકારવાની જરૂર પડી હતી. ઇંગ્લાંડમાં ઇંગ્લાંડની મરજીથી નહિ, પણ ફ્રાંસ સાથેની કબુલાત પ્રમાણે નાઇલપર પોતાના જે હક્કો હતા તે તેણે ગ્રેટબ્રીટનને આપ્યા, અને જ્યાં સુધી નાઇલના પાણી મથાળે આવ્યા નહિ ત્યા સુધી તે હક્કો પુરેપુરા સંતોષાયા નહોતા."

"દક્ષિણ ઇરાનનો અંકુશ હિંદુસ્થાનમાં બલુચિસ્તાનની સ્થાપના પછી આવ્યો, સાયામને પણ બર્માનું રક્ષણ મળવા લાગ્યું. ઇ૦ સ૦ ૧૯૦૯મા ગ્રેટબ્રીટને સીયામ પાસેથી કેલેન્ટન અને ટ્રેંગાનું ખંડણી વાળી સંસ્થાઓ ઝુટવી લઇને બંગાળાના અખાતપરના કિનારાપરનો અંકુશ મેળવ્યો. જમીન માગ હિંદુસ્થાનનું રક્ષણ કરવા માટે લશ્કરી ખાતા પછી રક્ષણ થયેલી સંસ્થાઓને લુંટવાને માટે ત્યાંના લોકોને શિક્ષા કરવાને લશ્કર મોકલી આપવામાં આવ્યું હતું. જે નવી સંસ્થાઓના મુલાકો લેવામાં આવ્યા તે પાછળથી રક્ષિત સંસ્થાઓ થઇ અને એજ રીત ચાલવા માંડી કે જ્યાં સુધી મહાન પર્વતની હદોને પહોંચાય નહિ ત્યાં સુધી તે રીત ચાલુ રાખવી."

"હિંદુસ્થાનના પાસાપર માત્ર ત્રણ સ્વતંત્ર સંસ્થાઓ રહી છે, નેપાલ, ભૂતાન અને અફઘાનીસ્તાન પણ આ સંસ્થાઓ ખરી રીતે સ્વતંત્ર નથી. તે હિંદી સરકારને તાબે છે. સો વર્ષ થયા નેપાલમાં બ્રિટિશ રેસીડન્ટ છે. અંગ્રેજ લોકોને હિંદી લશ્કરને માટે તેજસ્વી

[illegible] વિગ્રહના પછી આવ્યા તેણે અફઘાનીસ્તાનમાં અંગ્રેજ લોકોને સંપૂર્ણ ઉપરીપણું આપ્યું. પણ રશિયા, એશિયાની વિશાળતામાં અફઘાનીસ્તાનને યુદ્ધ વિના અંગ્રેજ માલીકી થવા દેવાની તરફેણમાં નહોતું. રશિયાની રાજ્યદ્વારી સ્થિતિ અંગ્રેજ સત્તા સ્થિતિની વિરુદ્ધ ફેરવાયા. મંગોલીયામાં દાખલ થયા પછી રશિયના લોકોએ ટીબેટ પર પોતાની અસર ફેરવવાનું નક્કી કર્યું અને અંગ્રેજ લોકોના જે કારણો હતા તેજ કારણોને લીધે તેઓની પોતાની રાજ્યદ્વારી નીતિ તેઓ પાળે છે. અંગ્રેજ રાજ્યદ્વારી મુસલમાન મનમાં અફઘાનીસ્તાન અને ટીબેટ હિંદનાં બે દ્વાર છે. ૨૦માં સૈકામાં પહેલા દસકામાં આ બે દેશો તેમજ ઇરાન હિંદ સરકાર અને અંગ્રેજ પરદેશી ખાતાના સહિસલામત રક્ષક થયા અને તે અંગ્રેજ સત્તાના ઉમેદ. દેશ જોઈએ. ઇ. સ. ૧૯૦૭ના કરાર પ્રમાણે રશિયા સાથેનો વિગ્રહ દૂર કરી દેવામાં આવ્યો હતો અને તેજ દસકામાં બગદાદ રેલ્વેના પ્રચારથી જર્મની હિંદુસ્થાનને ભયરૂપ થઈ પડ્યું. ગ્રેટબ્રીટને રશિયા કે જર્મનીને ઇરાનના અખાત પર પહોંચવાનો નિર્ણય કર્યો નહોતો. ફ્રાંસ અને રશિયા સાથે સંસ્થાની હરિફાઈમાં જોડાયા પછી જર્મની સાથે કોઈપણ જાતની રાજ્યદ્વારી સમાધાની પર આવવાનો રસ્તો નહોતો. બગદાદ રેલ્વેનો સવાલ ફ્લેન્ડરસની મેસોપોટેમીઆના રણસંગ્રામ પર નક્કી કરવામાં આવ્યો હતો.

મી. ગીબન્સે આ બનાવો અને હકીકત જે રીતે મુકી છે તેનો પાયો એવા ઇતિહાસ પર રચાયલો છે કે તેની સામે શંકા થઈ શકે એમ નથી. મહાન વિગ્રહથી બીજા વિગ્રહનો અંત આવ્યો નથી. એક વાર એવો દાવો કરવામાં આવતો હતો કે હવે વિગ્રહ નહિ થાય. યુરોપ હજુ પણ જવાળામુખી પર્વતની ટોચ પર બેઠું છે, થોડા વખત પછી લડાઈ ચોક્કસ થવી જોઈએ. હિંદુસ્થાન અંગ્રેજ

દોલતનું મહાન મૂળ અને અંગ્રેજ વડવૈયાનો મોટો ખજાનો હોવાથી યુરોપ અને એશિયાની બીજી સત્તાઓ તેના તરફ વહેમ અને અણવિશ્વાસની નજરે જોય છે. પૂર્વનો દેશ યુરોપની સત્તાની વિરુદ્ધ બળવો જગાવે છે. સોવીયેટ સત્તા ગ્રેટબ્રીટન કનેથી યુરોપના કારીગર અને એશિયાના જુદાં જુદાં દેશના પ્રજાત્વને ઓછું કરવાનો પ્રયત્ન કરે છે. હિંદુસ્થાન પોતેજ અગ્નિની જવાળામાં છે. આ સંજોગોમાં એવી ભવિષ્યવાણી ભાખવાને કે હિંદુસ્થાન જે આજે દોઢસો વર્ષ થયા જે ગુલામીમાં રહ્યું છે તે હવે વધારે રહી શકે એમ નથી, તેને માટે ઘણાં રાજ્યકીય ડહાપણની જરૂર નથી. વળી અંગ્રેજ હીતનો વિચાર કરતા પણ એટલું જરૂરનું છે કે અંગ્રેજ લોકોએ બ્રીટન અને હિંદુસ્થાનનો ભવિષ્યનો સંબંધ જોતા હિંદુસ્થાન સાથે સમાધાની પર આવવુંજ જોઇએ. ચીન ક્યારનુંએ જાગી ઉઠ્યું છે. અફઘાનીસ્તાન સ્વતંત્ર થઇ ચુક્યું છે. ઇરાન એક બાહોશ પ્રજા તરીકે તૈયાર થાય છે. રશિયા અફઘાનીસ્તાનની સરહદ પર લગોલગ છે. આ સંજોગોમા ગ્રેટબ્રીટને જાણવુંજ જોઇએ કે અસંતોષાયલી અને દુઃખી હિંદની પ્રજા તરફથી તેના રાજ્યકીય ભવિષ્યને વિષે શું પરિણામ આવી શકે? બ્રીટનના રાજ્યકીય હરિફો હિંદના નેતાઓને સળગાવવામાં રસ લે છે. બીજા વિગ્રહની અંદર ઇંગ્લાંડને હિંદુસ્થાન તરફથી અસહિસલામત બનાવવાને માટે જે કાંઇ કરવું પડે તે કરવાને બાકી રાખશે નહિ. ઇંગ્લાંડ દુનીયામાં કોઇ પણ ઠેકાણે કીર્તીવંત નથી. જો કે આપણે કોલકરાર, સમાધાની, વિષે આટલું બધું સાંભળીએ છીએ, તો પણ જે કાગળ ઉપર તે લખાયેલા છે તે કાગળની કિંમત જેટલી પણ તેની કિંમત નથી. ગયા બસો વર્ષના ઇતિહાસ પરથી એમ જણાય છે કે જ્યારે જ્યારે રાજ્યકીય લાલસાઓની વચ્ચે આ કરારો આવીને ઉભા રહે છે ત્યારે ત્યારે

જેટલીજ કિંમત આંકવામાં આવી છે. પ્રજામંડળ ખરૂં જોતાં કોઇપણ જાતની ભલામણ કરી શકતું નથી. તે બે કે ત્રણ, દુનીયાની મહાન સત્તાની નીચેજ દબાયેલું છે. એ તદન સ્પષ્ટજ છે કે આ બે કે ત્રણ સત્તાઓ પરસ્પર સુખી નથી અને બીજી સત્તાઓ કે જેઓને ભુતકાળમાં જે નુકશાન થયું છે તેનો બદલો મેળવવાને માટે તેઓને ઉભા થવું પડે છે તે પ્રજાઓ પણ ભાગ્યેજ સુખી છે. તેથી હિંદુસ્તાન હંમેશાં અરજ તરીકે અને અંગ્રેજના દુશ્મનનાં કાવાદાવાના ક્ષેત્ર તરીકે કાયમ રહેશે. પણ જો હિંદુસ્થાનને સંતોષ કરવામાં આવે તો હિંદુસ્થાન યુરોપની બધી સત્તા વચ્ચેના વિગ્રહોને સહીસલામત રીતે દુર રાખી શકે. ઇંગ્લાંડની બીજા દેશોની વિરૂદ્ધ લશ્કરી ઉદ્ધતાઇ આપખુદી છે અથવા તો હિંદુસ્થાનના સાહિત્ય પરજ તે ટકી રહી છે. એક વાર જો આ સાધનો દુર થાય અથવા તો ઓછા થાય અથવા તો તે ન મળી શકે તો બ્રીટનની પાછળ બીજી પ્રજા પડશે અને તેથી બ્રીટન બીજા લોકોની સાથે ન્યાયની રીતે વર્તશે. જ્યાં સુધી તેને હિંદુસ્તાન પર આધાર રાખવાનો છે, હિંદુસ્થાનના ભૌક્તિક સાધનો અને લશ્કરી સત્તાપર આધાર રાખવાનો છે ત્યાં સુધી તેની આગળ પડતી વર્તણુંક વિશે તે દેશના રાજ્યદ્વારી પુરૂષો લોર્ડ બર્કનહેડ અને મી. વીન્સ્ટન ચર્ચીલના ભાષણોમાં કહેવામાં આવેલું છે. આગળ પડતું, સામે થતું અને ઉદ્ધત ગ્રેટબ્રીટન, જ્યાં સુધી હિંદુસ્થાન તેને 'હાજી હા' ભણે છે ત્યાં સુધી તે આખી દુનીયાની શાંતિને ભયરૂપ છે. જ્યારે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળશે ત્યારે તે ભય દુર થશે. એ મુદ્દો એટલો બધો સ્પષ્ટ છે કે તેને માટે કોઇએ વધારે મહેનત કરવાની જરૂર નથી.

એ પણ તદન સ્પષ્ટજ છે કે જ્યાં સુધી હિંદુસ્થાન સ્વતંત્ર થયું નથી ત્યાં સુધી તે પ્રજાકીય જીવનના પોતાના ખાતાઓ જેથી

રોગમાંથી છુટાપણું મળી શકે તે સુધારી શકે નહિ. રોગ આપણે ઉપર બતાવ્યું તે પ્રમાણે અજ્ઞાનતા અને ગરિબાઇની ઉત્પત્તિ છે. જ્યાં સુધી અંગ્રેજ લોકો હિંદુસ્થાનને પોતાના હાથમાં ધરી રાખે છે અને જ્યાં સુધી બ્રિટનની નાણાં સંબંધેની રાજ્યનીતિ અંગ્રેજ હિતનો વિચાર કરી નક્કી કરવામાં આવે છે, અંગ્રેજ હિત જેવાં કે રાજકીય, લશ્કરી અને આર્થિક, ત્યાં સુધી અજ્ઞાનતા અને ગરિબાઇ જારી રહેવાના જ. ઇંગ્લાંડ એમાંનો કોઇપણ ભાગ જતો કરશે, એવી આશા રાખવી એ બહુ પડતું છે. સ[illegible]ન આપમદમાં બ્રિટિશ કેબીનેટ અને બ્રિટિશ પાર્લામેન્ટ સ્ટેટ્યુટરી કમીશનના બંધારણની બાબતમાં હિંદી જાહેર મત તેની સામુ જાય એ હકીકત એજ વિચારને ટેકો આપે છે. ન્યુયોર્કથી મળેલું બીજું અમેરીકન પ્રમાણ અમો અહિંઆ યોગ્ય રીતે જાહેર કરીએ છીએ. પુર્વદેશના બરોઝના લેકચરર અને ન્યુયોર્કની યુનીયન થીયોલોજીકલ સેમીનરીના માજી પ્રમુખ રેવરન્ડ ડો. ચાર્લ્સ કુથબર્ટ ટીકા કરે છે કેઃ—

'ઇંગ્લાંડ હિંદુસ્થાન પર રાજ્ય કરે છે તે ઇંગ્લાંડના લાભને માટે અને હિંદુસ્થાનના લાભને માટે નહિ, એ વાત ના પાડી શકાય એવી નથી. એ વિષે મ્હારે કહેવું અઘરું છે, કારણ કે જ્યાં સુધી હું હિંદુસ્થાન ગયો નહિ ત્યાં સુધી મ્હારી બધી લાગણીઓ અંગ્રેજ પ્રત્યે હતી. મ્હારું બાળપણનું શિક્ષણ ઇંગ્લાંડમાંજ લેવાયલું હતું; અને મ્હારા ઘણાં વહાલા મિત્રો ત્યાં છે પણ હવે જે હું કહું છું તે સત્ય છે, અને સત્ય કહેવુંજ જોઇએ.

આપણા મ્હોં આગળ જે ચોક્કસ હકીકત છે તે એ છે કે કોઇપણ વર્ષમાં કોઇપણ વખતે હિંદુસ્થાનમાં ખોરાકની તંગી થઇ નથી. મુશીબત એ છે કે ઉત્પન્ન પર ૫૦ ટકા કર અંગ્રેજ સરકાર નાખે છે, હિંદી ભુખે મરે છે કે ઇંગ્લાંડની વાર્ષિક આવક [illegible]

ડોલર પણ ઓછી થવી જોઈએ નહિ. આખી વસ્તીના ૮૦ ટકા જમીન પર આધાર રાખે છે. કારણ કે ધંધાંઓની વેગ ભરેલી કરની પદ્ધતિથી સાધારણ રીતે દેશના કારખાનાની દરેક શાખાનો નાશ કરે છે અને જમીનના આ ખેડુતો જ્યારે તેઓએ પોતાની જમીન પૈસા ધીરનારને છેલ્લી વખત વહેંચી નાંખી અને જ્યારે વારંવાર પોતાનો પાક અને જમીનનો ટુકડો ગીરવે મૂક્યા, જ્યાં સુધી તેઓ ભુખે મરે નહિ ત્યાં સુધી ટેક્ષકલેક્ટર આમતેમ ભમીને તેને વહેંચી નાંખે છે. આપણે અનાજના ભરેલા વહાણો હિંદુસ્થાન મોકલાએ છીએ, પણ હિંદુસ્થાનમાં પુષ્કળ અનાજ છે. મુશ્કેલી એ છે કે લોકો એટલા બધા બંધાઈ ગયા છે કે તેઓ ગરીબમાં ગરીબ થઈ જાય ત્યાં સુધી તેઓને મુંડવામાં આવે છે. દુકાળ કાયમ માટે થઈ ગયો છે, જો કે અનાજના ભરેલા વહાણો દર વર્ષે ઈંગ્લાંડ મોકલવામાં આવે છે. એજ પ્રમાણે કરોડો ડોલર બહાર જાય છે."

ડૉ. પોલ. એસ રીન્શ જેણે ચીનમાં અમેરિકન પ્રધાન તરીકે કામ કર્યું હતું તે, "દુરના પૂર્વ દેશમાંના બુદ્ધિબળો અને રાજકીય પ્રવાહો" નામના પુસ્તકમાં લખે છે:

"હિંદુસ્થાનની હાલની સ્થિતિ સુધરેલા લોકોના રાજકીય આધારનો કમનસીબ પરિણામના કેટલાક દાખલા આપે છે. રાજકીય બાબતમાં નહિ, પણ આર્થિક બાબતમાં સુદ્ધાં હિંદુસ્થાનને પરતંત્રતામાં રાખવામાં આવ્યું છે. પણ આ સ્થિતિનું ઘણુંજ નિરાશાજનક દૃશ્ય એ છે કે જે માણસો સરકારમાં અને સામાજિક કામમાં કુદરતી રીતે નેતાઓ થઈ શકે તેઓ પોતાના દેશમાં પોતાની હકકદાર સત્તા ભોગવવાની તકમાંથી દુર રહે છે. બધાંજ લોકોનો આવો તિરસ્કાર થવો એ મહાન ભોગ આપવા જેવું છે અને તેના બદલામાં સાર્વજનિક આચિવાદ અથવા દેશની બાહોશ અન્યનીતિ હોય

છે કે બીજી કોઇપણ સત્તા હિંદુસ્થાનની માલીકી કરી શકે નહિ. જો હિંદુસ્થાન સ્વાશ્રયી થઇ જાય તો યુરોપીયન સત્તાને કાંઇપણ ભય લાગે નહિ. બીજી કોઇપણ સત્તા તેની માલીકી લેવાનો પ્રયત્ન કરે તો યુરોપની સત્તા તેના લાભને માટે અને આ પુસ્તકના આગળના ભાગમાં જણાવ્યા પ્રમાણેના કારણોને લીધે સામા થાય. અલબત્ત જો હિંદુસ્થાન સામ્રાજ્યની અંદર જ રહે અને તે અત્યારે અંતોષાય તો તેના દુસ્મનોના સામું ગ્રેટબ્રીટનના બળનું મુળ થઇ પડે. પણ જો તેને સામ્રાજ્ય છોડવું પડે, તો દુનીયાની શાંતિનું ભયનું મુળ દુર થાય.

મહાન વિગ્રહ પહેલાંના સમયમાં શહેનશાહી અને સામાજીક સિદ્ધાંતો પર શખ્ત યુદ્ધ ચાલી રહ્યું હતું. વિગ્રહથી રશિયામાં ઉત્ક્રાંતિ થઇ છે. જેનું ઇતિહાસમાં કદી પણ જાણીતું નથી. રશિયાની ઉત્ક્રાંતિની સામું પગલા લેવાયા છે અને સોવિયેટ સરકાર પર યુરોપના ધનિક સામ્રાજ્યોએ ઘણી રીતે હુમલો કર્યો છે. આપણુને વારંવાર કહેવામાં આવ્યું છે કે રશિયાનો નાશ થાય એમજ હતું, છતાં પણ તે બધાં હુમલાઓને ટકાવી રહ્યું છે અને હજુ પણ જીવતું છે. એટલે સુધી કે બ્રિટિશ ડીપ્લોમસી અને અંગ્રેજ પરદેશી ખાતાને એશિયા અને યુરોપના બંન્ને રાજકીય અને આર્થિક બાબતમાં રશિયાની અસરની નોંધ લેવી પડી છે. આપણે બોલ્શેવીક વિચારોને મળતા હોઇએ કે નહિ તો પણ એટલું તો ચોક્કસ છે કે સોવીયેટ રશિયામાં જે પ્રયોગ કરવામાં આવે છે તેની અસર દુનીયાપર ઘણે મોટે ભાગે થશે. શહેનશાહી અને સામાજીક સંસ્થાઓ વચ્ચે અથવા ધનિક અને સામાજીક વર્ગ વચ્ચે થોડો વખત યુદ્ધ ચાલશે પણ પરિણામે સઘળી રીતે નવો જમાનો જરૂર હતેહ પામશે બોલ્શેવીયમને મળવાને માટે માત્ર

એકજ રસ્તો એ છે કે દુનીયાના જુદા જુદા લોકોને હકકો આપવા. એમાંનો હિંદુસ્થાન એક દેશ છે, જેને બાદશાહી જાતો જુંટી લે છે અથવા તો અસંતોષી અને દ્રવ્ય શોષણ થયેલા દુનીયાના દેશો તેને માટે ઉધરતા સ્થાનો થઇ પડશે. હિંદુસ્થાને પોતાનામાંજ રહેવું જોઇએ, નહિં તો હિમાલય પણ હિંદુસ્થાનમાં બોલ્શેવીઝમને આવતા અસરકારક રીતે અટકાવી શકશે નહી.

ત્યારે હવે આપણે વેપારની દ્રષ્ટિએ આ સવાલ જોઇએ. ભુગોળની દ્રષ્ટિએ હિંદુસ્થાન પાસેના અને દુરના પુર્વ દેશોની વચ્ચે એક સાંકળ છે અને દુનીયાના વેપારને માટે કલીયરીંગ હાઉસ છે. જાતિ પ્રમાણે યુરોપના આર્યનો અને પીળી જાતો વચ્ચે તે સમાન્તતા સાચવે છે. ગોરી અને પીળી ચામડાની વચ્ચે લશ્કરી બાબતના પ્રશ્ન પર હિંદુસ્થાનના લોકોજ ચોકકસ નિર્ણય થઇ શકશે. શાંતિ વખતે તેઓ એક સંપીલી જાત તરીકે રહી શકશે. અને વર્ણ પ્રમાણે તે યુરોપીયન સાથે જોડાયેલાં છે. ધાર્મિક અને કેળવણીના દ્રષ્ટિએ તેઓ ચીન અને જાપાનની પાસે પાસે છે.

હવે એનું બીજું દ્રસ્ય. સાત કરોડ મુસલમાનો છતાં હિંદુસ્થાન ઇસ્લામની લાગણીઓનું અગત્યનું સ્થાન છે. હાલ અંગ્રેજ સરકાર મુસલમાનોને સંતોષ આપવા મથે છે, અને તેની તરફ જુદી જુદી રીતે હિંદુ મુસ્લીમ ઝગડો ઉત્પન્ન કરીને અને મહેરબાની બતાવીને તેઓને સંતોષ આપે છે, પણ આ રાજ્યનીતિ પરિણામે નિષ્ફળ નીવડશે. કારણ કે ઇસ્લામ વિરૂદ્ધનું બળ મજબુત થતું જાય છે, હિંદુસ્થાનની મુસલમાન વસ્તીમાં પણ હિંદુ–મુસલમાનની મોટી સંખ્યા હિંદુસ્થાનની અગત્યતા અને દુનીયામાં ઇસ્લામની અગત્યતા સારી રીતે સમજે છે. એટલે કે ઇસ્લામના રાજ્યોની સ્વતંત્રતા હિંદુસ્થાનની સ્વતંત્રતાપર આધાર રાખે છે. હિંદુ અને મુસલમાન વચ્ચે જે હાલ

થોડાં વખત થયા ઝઘડો ચાલે છે તે થોડા વખત પછી જરૂર બંધ થશે. અને ખાસ કરીને જ્યારે કરોડો હિંદી મુસલમાનો આ હકીકત જાણશે કે ઇસ્લામ ધર્મ જ્યાં સુધી હિંદુસ્થાન સ્વતંત્ર નથી, ત્યાં સુધી સજીવન થઇ શકે નહિ, મજબુત થઇ શકે નહિ અથવા તો યુરોપના લોકોની ભલામણથી દુર રહી શકે નહિં. ઇસ્લામ ધર્મ મરણ પામ્યો નથી, તે મરણ પામશે નહીં અને પામી શકે પણ નહિ. એને સુલેહ અને શાંતિનું બળ આપવાનો એકજ માર્ગ છે. અને તે એ કે તેનું બળ અને તેની મનોભાવના સમજી લેવં. ઇસ્લામના દેશોની રાજકીય સ્વતંત્રતા આ સ્થિતિનો મુખ્ય પાયો છે, અને હિંદુસ્તાનના ઇસ્લામની ભવિષ્યની પ્રગતિમાં ખચિત ઘણો સારો ભાગ ભજવશે.

મનુષ્યની પ્રગતિનો વિચાર કરતાં એ વાત ભુલાય એમ નથી કે હિંદુસ્થાન કે જેમાં દુનીયાની વસ્તિનો પાંચમો ભાગ સમાએલો છે. અને ચીન કે જેની અંદર એથી વધારે વસ્તી છે, એ બંને દેશો મનુષ્યની જલદી પ્રગતિમાં વિઘ્ન કરતા છે. બંને દેશો આ બાબત સારી રીતે જાણે છે. બંને દેશો તેઓની હદની અશક્તિ વિષેનું જ્ઞાન ધરાવે છે. અને બંનેને પોતાની પુરૂષ શક્તિઓનું પણ સારી રીતે ભાન છે. તેઓ હાલ પ્રગત્તિના પૈડામાં હાથા રૂપ છે. પણ સ્વતંત્ર હિંદુસ્થાન મનુષ્યની પ્રગતિમાં મહાન મદદરૂપ થશે. ઇશાનમાં પ્રજાકીય રાજ્ય ચલાવતું ચીન, વાયવ્ય દિશામાં મજબુત અને બળવાન અફધાનીસ્તાન, સ્વતંત્ર અને પ્રગતિ કરતું ઇરાન, પાછળના ભાગમાં અને હિંદુકુશ પર્વત પર થઇને ઉત્તરના ભાગમાં બોલ્શેવીક રશિઆ આવી રહયા છે. તે સ્થિતિમાં હિંદુસ્થાન પર જુલમથી રાજ્ય કરવાનો પ્રયત્ન કરવો એ ઘણુ જ મુર્ખાઇ ભરેલું છે. દેવો પણ લાંબો વખત સુધી એ પ્રમાણે ચલાવી શકે નહિં. બ્રિટીશ પાર્લામેંટ અને હિંદની

ધારાસભા હજારો કાયદાઓ પસાર કરવાને અને ઘડવાને પોતાની બધીજ બેઠકો નિર્ણીત કરે તો પણ તેવું બનવું અશકય છે. દુનીયાની શાંતિ પરસ્પર પ્રજાકીય અને દુનીયાનું આર્થિક કલ્યાણ એ બધાજ હિંદુસ્થાનમાં પ્રજાકીય સરકાર અને સુલેહ શાંતિની માંગણી કરે છે, અને અંગ્રેજ લોકોએ વાત જેમ જલદી સમજે તેમ બધાને જ માટે શ્રેષ્ઠ થઇ પડશે.

સમાપ્ત..

